# ખાસ અગત્યની સુચના.



૧. ચરિત્રમાળાના ચાલુ ૧૯૬૮ ના વર્ષની આખર સુધીમા થનારા તમામ ગ્રાહકોને આવતા સં. ૧૯૬૯ ના કાર્તક સુદી ૧ થી ચરિત્ર માળાનો ૧૩ મો અંક ચોઘ રસ્તે વેલ્યુપેબલ કરીને મોકલવામા આવશે. જે ૧૯૬૯ ના વર્ષનું વાર્ષિક મૂલ્ય તથા વી પી. ખર્ચ સાથે રૂ. ૨-૧-૦ અને પાકા પૂઠાના ગ્રાહકોએ રૂ. ૩-૧-૦ ભરીને સ્વીકારી લેવા કૃપા કરવી અને —

૨. જે ગ્રાહકોને:—

ક—૧૯૬૯ ના વર્ષથી ગ્રાહકમાંથી નીકળી જવું હોય,
ખ—કાચા પૂઠાને બદલે પાકા પૂઠામાં ગ્રાહક થવું હોય,
ગ—જેમને પોતાનું સિરનામુ (ઠેકાણું) બદલાવવું હોય,

ઉપલામાની એક યા વધુ બાબતો વિષે જેમને કાંઈ પણ કરવાનું હોય તેમણે, તેમજ જેઓ માત્ર ૧૯૬૮ ના વર્ષ બદલજ ગ્રાહક થયા હોય તેમણે પણ તે વિષે મોડામા મોડુ આવતી વિજયાદશમી (સવત ૧૯૬૮ ના આસો સુદી ૧૦ તા ૨૦ માહે અક્ટોબર સન ૧૯૧૨) સુધીમાં પોતાના રજીસ્ટર નબર સાથે અવશ્ય લખી જણાવવુ. રજીસ્ટર નંબર નહિ લખ્યા હોય તેવા પત્રોપર અમલ કરવાનું મુશ્કેલ થઇ પડે છે

૩. ગ્રાહક તરીકે બધ પડવુ હોય તેઓ તે વિષે સવેળા અમને નહિ લખી જણાવે અને પુસ્તક વી. પી. થઈ આવ્યેથી તે ન રાખતાં પાછુ વાળશે, તો તેઓ તે બદલ આ ખાતાને થનાર નુકશાનના જવાબદાર થશે, અને તેમની તે ગેરવર્તણુક તેમના નામ 'વિવિધ-ગ્રંથમાળા'માં પ્રસિદ્ધ કરવાને પાત્ર ગણાશે.

૪. મુંબઈ, અમદાવાદ, ભાવનગર, બોરસદ, સોનગઢ, (સુરત), ભરૂચ, એ સ્થળોના જે ગ્રાહકો રૂબરૂમાં નાણાં આપવા ઇચ્છતા હોય તેમણે પોત પોતાના ગામમાં નીચેને સ્થળે નાણાં આપી તે બદલ આ ખાતાના સહીસિક્કાવાળી પાવતી મેળવવી.

**મુંબઈ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.**

ઠે. કાલબાદેવીરોડ, ભાગવાડી, હાથીબિલ્ડીંગ ત્રીજે દાદરે.

**અમદાવાદ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા.**

ઠે. ખમાસાનો ચકલો, જમાલપુર રોડ, ઘર નંબર ૫૫૦૫.

**ભાવનગર—રા. રા. કરૂણાશંકર ભવાનીશંકર ભટ્ટ.**

ઠે. કણબીવાડ, નેરાને નાકે.

**બોરસદ—ડા. હરિલાલ લલ્લુભાઈની દુકાને.** ઠે. બજાર.

**સોનગઢ—રા. રા. દલપતરામ હરિરામ ભટ્ટ.**

**ભરૂચ—રા. રા. ઠાકોરલાલ ચુનીલાલ બુકસેલર.**

ઠે. લલ્લુભાઇનો ચકલો.

૫. જેમનું લવાજમ વી. પી. દ્વારા વસુલ કરાશે તેમને બુકપોષ્ટના શિરોનામની બાજુપરજ તેમના રજીષ્ટર્ડ નંબર સાથેનું બીલ મળી જાય છે, માટે બુકપોષ્ટ ઉપર ચીટેલો તે કાગળ લવાજમ ભર્યાના દાખલા તરીકે જાળવી રાખવો.

૬. મનીઓર્ડર ખર્ચ ઓછો આવે તે માટે યા હરકોઈ કારણથી જેઓ એકજ નામપર વધુ ગ્રાહકોનું વેલ્યુપેબલ ભેગું મોકલવા લખશે તો તે પ્રમાણે બની શકશે નહિ; માટે તેને બદલે ભેગો મનીઓર્ડરજ મોકલી આપવો; અને તે સાથે જુદા કાગળમાં દરેક ગ્રાહકનો રજીષ્ટર્ડ નંબર તથા નામ ઠામની પુરતી વિગત લખવી.

૭. મનીઓર્ડરથી જે લવાજમ મળશે તે બદલ પોષ્ટદ્વારા અપાતી પાવતી સિવાય જુદી પાવતી અપાશે નહીં.

૮. જે લાઇબ્રેરીઓ અથવા સંસ્થાઓ પોતાના અગ્રેસરો કે ઉપરીઓ મારફતે નાણાં મોકલતી હોય, તેમણે બનતી સત્વરતાએ તેવી ગોઠવણ કરવી; એટલે તેમના તરફ ૧૯૬૯ ના પુસ્તકો મોકલવાનું શરૂ થશે

૯ હિંદુસ્તાનની બહારના ચીન, ઇંગ્લાંડ, આફ્રિકા ઈ. દેશાવરો કે જ્યાં વેલ્યુપેબલ મોકલી શકાતું નથી, ત્યાંના દરેક ગ્રાહકે વધારાના પોસ્ટેજ સહિત વાર્ષિક મૂલ્ય રૂ. ૨-૬-૦ અને પાકાં પૂઠાંના વર્ગના ગ્રાહક હોય તો રૂ ૩-૬-૦ પોસ્ટલ ઓર્ડરથી બનતી તાકીદે મોકલી આપવા જે મળ્યેથી તેમના તરફ ૧૯૬૮ નાં પુસ્તકો મોકલવાનું શરૂ થશે

૧૦ ચરિત્રમાળામાં પ્રથમ વર્ષમાં જે ૫૦ રતલી ફેદરવેટ ( ? ) પેપર વપરાયાં છે તે કાગળો છાપવામાં તથા બાંધવામાં અગવડભરેલા જણાયાથી હવે પછી તેજ વજન અને કિંમતવાળા એન્ટિક ( ? ) પેપરો વપરાશે

૧૧ ચરિત્રમાળાનું વાર્ષિક કદ ૧૫૦૦ પૃષ્ઠનું છે, તેજ પ્રથમ પ્રમાણે તેમજ બીજા મુખ્ય નિયમો પણ પ્રથમ વર્ષમાં છે તે પ્રમાણેજ ચાલુ રહેશે

૧૨ નવા મુંબઈનાં ગ્રાહકોએ 'ચરિત્રમાળા' સંબંધી દરેક વ્યવહાર આ ખાતાના મુંબઈના મુખ્ય કાર્યાલય સાથેજ રાખવો અને બાકીના સર્વ ગ્રાહકોએ નીચેને શિરનામે રાખવો

સં ૧૯૬૮ જ્યેષ્ટ શુક્લ પુર્ણિમા તા ૨-૬-૧૨

**'વ્યવસ્થાપક' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા.**

**ઠે ખમાસાનો ચકલો, જમાલપુર રોડ, ઘર નં ૫૫૭૫, અમદાવાદ.**

---

# ગ્રાહકોના સ્વહિતની સુચના.



કાચાં પૂઠાં કરતાં પાકાં પૂઠાંનું વાર્ષિક મૂલ્ય માત્ર રૂ ૧) જેટલું વધુ છે; પણ તેના બદલામાં પાકી બાંધણીનાં પુસ્તકો પાંચ દસ ગણાં વધારે ટકાઉ હોય છે. કાચા પૂઠાનાં પુસ્તકો બે ચાર હાથે રહડતાં માત્ર વર્ષ છ માસમાંજ ફાટી વિખેરાઈ નષ્ઠવત્ થઇ જાય છે. જ્યારે પાકા પૂઠાનાં પુસ્તકો ઘણા હાથે ફરવા છતાં ઘણા વર્ષ સુધી ટકી રહે છે; અને તે જોતાં ખરી રીતે તો કાચા પૂઠાનાં પુસ્તકોજ પાકા પૂઠાના કરતાં બમણાં ત્રમણાં મોઘાં પડી જાય છે; માટે દરેક વાંચનારને ખાસ ભલામણ કરવામાં આવે છે કે સ્વહિતને ખાતર બનતાં સુધી તેમણે કાચાં પૂઠાંને બદલે પાકા પૂઠાના વર્ગમાંજ રૂ ૧) વધુ ખર્ચી ગ્રાહક થવું.

જે સજ્જનોને આ સુચના ધ્યાનમાં ઉતરે અને તેમ કરવા ઇચ્છા થાય તેમણે તે વિષે મોડામાં મોડું ચાલુ સાલની વિજયાદશમી સુધીમાં ખબર આપવાથી નવા વર્ષથી તે પર અમલ કરવામાં આવશે.

"વ્યવસ્થાપક."

# નિવેદન.

---

'ચરિત્રમાળા'નાં ૯ થી ૧૨ સુધીના ચાર એકત્ર પુસ્તકો દાખલ 'ભારતનાં સ્ત્રીરત્નો'નો આ બીજો ગ્રંથ વાંચક વર્ગની સેવામાં રજુ થાય છે જેમાં વચના ઐતિહાસિક સમયની મહાન સન્નારીઓના અનેક દૈવીગુણોથી ભરપૂર એવાં ૧૮૦ ચરિત્રો આપવામાં આવ્યાં છે. એજ સમયને લગતાં કેટલાંક વધુ ચરિત્રો તૈયાર છતાં ગ્રંથનું કદ વધી જાય તેમ હોવાથી તે ત્રીજા ગ્રંથ માટે મુલતવી રાખવાં પડયાં છે આવતા વર્ષમાં વિશેષ કરીને દેશ વિદેશના મહાન પુરૂષો ઈ૦ના ચરિત્રો આપવાના હોવાથી ત્રીજો ગ્રંથ પ્રસિદ્ધ થવામાં કંઇક વિલંબ થશે.

'ભારતનાં સ્ત્રીરત્નો'નો આ ઉપયોગી સંગ્રહ તૈયાર કરી આપવાનું અને તેમ કરીને આ ખાતાની લોકસેવામાં ઉપયોગી સહાય આપવાનું ગ૦ રા૦ શિવપ્રસાદ દલપતરામ પંડિત એમણે સ્વીકાર્યું, ત્યારથીજ તેની તૈયારી માટે તેઓએ અસ્ખલિત ઉત્સાહપૂર્વક સતત પ્રયત્ન આદર્યો હતો. ભારતના સ્ત્રીરત્નોના બન્ને ગ્રંથો માત્ર આઠ માસ જેટલા સમયમાં તૈયાર થયા એ તેઓના તે ઉત્સાહ અને પ્રયત્નનુંજ પરિણામ છે, અને તેથી કરીનેજ એ બન્ને ગ્રંથો ચરિત્રમાળાના પ્રથમ વર્ષમાં પ્રસિદ્ધ કરવાનું આ સંસ્થાથી બની શક્યું છે જેથી તે બન્ને વાચક વર્ગ તેમજ આ સંસ્થા તરફથી તેમનો પ્રેમપૂર્વક આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

છપાવવાની છૂટનો દુરૂપયોગ ન કરવામાં આવે એ હેતુથી 'ભારતનાં સ્ત્રીરત્નો'ના પ્રથમ ગ્રંથની પેઠે આ બીજો ગ્રંથ પણ કાયદેસર રજીસ્ટર્ડ કરાવી સર્વ હક આ સંસ્થાએ સ્વાધીન રાખ્યા છે. સદુપયોગ માટે છપાવવા ઈચ્છનારને ખુશીથી રજા મળશે. ૐ તત્સત

જ્યેષ્ઠ શુક્લ પુર્ણિમા }
સં. ૧૯૬૮ }
'મંત્રી'

# પ્રસ્તાવના.

'ભારતનાં સ્ત્રીરત્નો'નો પ્રથમ ગ્રંથ ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ વડોદરામાં મળી, તે અરસામાં સસ્તું સાહિત્યવર્ધક મિત્રમંડળ તરફથી બ્હાર પડ્યા પછી, ત્હેનો આ 'બીજો ગ્રંથ' ઘણા થોડાજ સમયમાં ગુર્જર વાંચક વર્ગ માટે તૈયાર કરી શકવાનું સદ્‌ભાગ્ય મ્હને પ્રાપ્ત થયું છે. બન્ને ભાગો લગભગ એકજ સાથે લખાયા હતા, એટલે સમયના સંકોચને લીધે લખાણને ફરીથી જોઈ જવાનો પણ અવકાશ મ્હને મળ્યો નથી. એથી ભાષા, શૈલી, જોડણી વગેરેમાં અનેક અશુદ્ધિઓ રહી જવાનો સંભવ છે. આશા છે કે વાંચક બન્ધુઓ અને બ્હેનો ઉદાર ચિત્તથી એ દોષો માટે મ્હને ક્ષમા કરશે ઘણા ટુંકા સમયમાં પુસ્તક સમાપ્ત કરવું પડ્યાથી ત્હેમાં લખેલી સર્વ બીનાઓની ઐતિહાસિક સત્યાસત્યતાનો નિર્ણય કરવાનું, ઇચ્છા હોવા છતાં પણ બન્યુ નથી ગુજરાતના ઇતિહાસવેત્તા વિદ્વાનો આમાં રહેલી અસંગતતાઓ અને દોષો ઉપર મ્હારૂ ધ્યાન ખેંચશે તો હું ત્હેમનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનીશ અને આવતી આવૃત્તિમાં એ ભૂલો સુધારવા બનતો યત્ન કરીશ.

આપણા દેશની હાલની સ્થિતિ જોતાં, દેશમાં વસતી વિવિધ પ્રજાઓ, હિન્દુ, મુસલમાન, પારસી, શિખ, જૈન આદિમાં પરસ્પર એકતા અને સહાનુભૂતિ થવાની ઘણી જરૂર છે. એ એકતા અને સહાનુભૂતિ વધારવાના અનેક માર્ગોમાંનો એક મુખ્ય માર્ગ એ પણ છે કે, સર્વ પક્ષોએ એક બીજામાં થઈ ગયેલી મહાન્ વ્યક્તિઓ વિષે વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવું તથા ત્હેમને માટે સન્માનની વૃત્તિ ઉત્પન્ન કરવી. આ ઉદ્દેશથી મ્હેં અનેક મુસલમાન સન્નારીઓનાં ચરિત્રોને

આ સંગ્રહમાં સ્થાન આપ્યું છે. ઝનાનામાં વસનારી એ મુસલમાન બ્હેનોએ વિદ્યા તરફ કેટલી અભિરુચિ દર્શાવી હતી, તથા પ્રસંગે એ વિદ્યાનો ઉપયોગ રાજ્યકારભાર જેવા કઠણ અને દુઃસાધ્ય કાર્યમાં કેવી રીતે કર્યો હતો, હેનું યત્કિંચિત્ જ્ઞાન આમાંના કેટલાંક ચરિત્રો વાંચવાથી થશે.

આ પુસ્તક લખવામાં જે પુસ્તકો તથા માસિકોની મદદ લેવામાં આવી છે હેનો ઉલ્લેખ અન્યત્ર કરવામાં આવ્યો છે, પરન્તુ આ પ્રસંગે એક સન્નારીનો ખાસ આભાર ન માનું તો હું કૃતઘ્નતાના દોષનો ભાગી ગણાઉં. એ સન્નારી પ્રસિદ્ધ ઉર્દૂ પત્ર 'પૈસા અખબાર' ના સંપાદકનાં પુત્રી અને '**શરીફ બિબિ**' માસિકનાં સંપાદિકા **શ્રીમતી** ફાતમા છે, હેમણે પત્રદ્વારા મુસલમાન સન્નારીઓના ચરિત્રોના સંગ્રહરૂપ ઉર્દૂ પુસ્તકોના નામનું સૂચન ન કર્યું હોત તો આ પુસ્તકમાં મુસલમાન સન્નારીઓનાં આટલાં ચરિત્રોનો સમાવેશ થઈ શકત કે નહિ એ શંકાભરેલું છે.

આ સંગ્રહ કોઈ પણ રીતે સંપૂર્ણ નથી. આ સંગ્રહમાં દાખલ કરવા યોગ્ય અનેક સન્નારીઓનાં ચરિત્ર લેખકના ટુંકા જ્ઞાનને લીધે રહી ગયાં હશે, એવી સન્નારીઓના ઉપદેશપ્રદ ચરિત્રની નોંધ વાચક બન્ધુ અથવા ભગિનિ તરફથી મોકલી આપવામાં આવશે તો હવે પછીના પુસ્તકમાં હેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવશે. આ પુસ્તકના ત્રીજા ભાગમાં કેટલીક આધુનિક સન્નારીઓનાં ચરિત્ર આપવાની ઇચ્છા છે. ઈશ્વર તે ફલિભૂત કરો!

બારાં-કોટારાજ્ય
રાજપુતાના
તા. ૩૦ મે ૧૯૧૨

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

# ઉપકાર–પત્ર.

આ પુસ્તક રચવામાં મ્હને નીચે લખેલા પુસ્તકો તથા લેખોમાંથી મદદ મળી છે,જ્હેને માટે ત્હેમના લેખકો તથા પ્રકાશકોનો ખરા અન્તઃકરણપૂર્વક આભાર માનું છું.

૧. આર્યનારી–ભાગ બીજો (બંગાળી) શ્રી કાલિપ્રસન્ન ગુપ્ત. એમ. એ અને શ્રી દક્ષિણારંજન મિ। મજુમદાર.
૨ ભારતીય વિદુષી (બં.) શ્રી યુક્ત મણિલાલ ગગોપાધ્યાય.
૩ નવનારી (બં.) શ્રીયુક્ત નીલમણિ બસાક.
૪ આર્ય કીર્તિ (બં) શ્રીયુક્ત રજનીકાન્ત ગુપ્ત.
૫ ટોડ રાજસ્થાન (અંગ્રેજી)
૬ ટોડ રાજસ્થાનનુ સુપ્રસિદ્ધ પંડિત શ્રી ગૌરીશંકરજી ઓઝા કૃત ટીકાવાળુ હિન્દી ભાષાન્તર.
૭ સોલકિયોંકા ઇતિહાસ લે. પંડિત ગૌરીશંકર હિરાચંદ ઓઝા
૮ રાજસ્થાન રત્નાકર (હિન્દી) લે. શ્રીયુક્ત રામનારાયણ દુગર
૯ સતી મંડળ (ગુ) ભાગ ૧ લો } રા. રા. કેશવજી વિશ્વનાથ
૧૦ સતી મંડળ (ગુ) ભાગ ૨ જો. } ત્રિવેદી
૧૧ ઐતિહાસિક રાણીયો (હિન્દી) લે સ્વર્ગસ્થ બાબુ કાશીનાથ ખત્રી
૧૨ આઠ સ્ત્રી રત્ન (મરાઠી) રા. રા. હરિનારાયણ આપ્ટે
૧૩. ભારત મહિલામંડળ (હિન્દી) પ્રથમ ભાગ લે કુંવર હનુમન્તસિંહજી
૧૪ „ „ દ્વિતીય ભાગ લે „ „
૧૪. રમણી રત્નમાળા (હિ) લે પંડિત પન્નાલાલજી
૧૫ સ્વર્ગસ્થ રા. રા. અમૃત કેશવ નાયકના પ્રકીર્ણ લેખોમાંનું ઝેબુન્નિસા અને આકિલખાનું આખ્યાન

૧૬. નારી રત્નમાળા ( હિન્દી ) લે. પંડિત ભવદેવપ્રસાદ મિશ્ર
૧૭ શરીર સ્ત્રીઓ ( ગુ ) લે ગુર્જર
૧૮. ભારતવર્ષીય યુવતી રત્નમાળા (મરાઠી) લે અનંત કેશવ ચિતરે
૧૯. ભારત વર્ષકી વીર ઔર વિદુષી સ્ત્રિયા ( હિન્દી ) ભાગ ૧ લો બાબુ શિવરતનલાલ એમ. એ
૨૦. „ „ ભાગ બીજો „ „
૨૧ ભારત વર્ષકી સચ્ચી દેવિયા ( હિન્દી ) લે પંડિત લલિતાપ્રસાદજી
૨૨ અહલ્યાબાઈકા જીવન બાબુ કાર્તિકપ્રસાદજી રચિત
૨૩ Flowers of In by Shastri Manmath Nath Dutta M A M R A S etc. etc.
૨૪. નામમાળા ભાગ–૧ લો } માસ્તર શ્રી રણછોડભાઈ
૨૫ નામમાળા ભાગ ૨ જો } ઉદયરામ કૃત ભાષાન્તર
૨૬. રત્નમાળા (ગુ)
૨૭. સતીસમાજ અને સતીધર્મ લે છગનલાલ વિશ્વનાથ દ્વિવેદી
૨૮. સતીચરિત્ર સંગ્રહ ભાગ ૧ લો } (હિન્દી) લે રા. ૧ ગમ-
૨૯ „ ભાગ ૨ જો } જીવન નાગર
૩૦ સિરોહી રાજ્યકા ઇતિહાસ લે રા. ગ. ગૌરીશંકર હિરાચંદ ઓઝા
૩૧. વંશ ભાસ્કર ભાગ ત્રીજો અને ચોથો લે કવિરાજ સૂર્યમલ્લ સંપાદક કવિરાજ કૃષ્ણસિંહજી બારહટ
૩૨ મશાહિર-ઇ-નિસ્વાન લેખક મૌલવી મહમ્મદ અબ્બાસ સાહેબ એમ એ જોઇન્ટ એડિટર પૈસા અખબાર
૩૩. મહિલા મૃદુવાણી મુનશી દેવીપ્રસાદજી.
૩૪. બાલમાળા

૨૫ ગુજરાતની સ્ત્રી કવિઓ સૌ. બ્હેન વિદ્યાગૌરી.

પ્રવાસી, ભારતમહિલા, હિન્દી 'સરસ્વતી' આદિ માસિકમાંના લેખો.

આ ઉપરાંત આ સંગ્રહમાં 'નાગબાઈ ચારણી' નું ચરિત્ર સુંદરી સુબોધ માસિકના અંક ૧૦૦-૧૦૧ માંથી તથા 'નૂરજહાન' નું ચરિત્ર 'બુદ્ધિપ્રકાશ' ના પુ. ૫૪ ના અંક ૩ અને ૪ માંથી અક્ષરશઃ ઉતારી લેવામાં આવ્યું છે, જેમને માટે તેમના લેખકો તથા પ્રકાશકોનો પાડ અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

# રત્નવાર અનુક્રમણિકા.

# કક્કાવાર અનુક્રમણિકા.



–

હાલમાંજ સસ્તામાં નીકળેલું એક અત્યુત્તમ પુસ્તક.

# શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા.

આજથી ૬૦૦ વર્ષ પૂર્વે દક્ષિણ દેશમાં થઈ ગયેલા શ્રી 'જ્ઞાનેશ્વર' મહારાજ નામે એક સમર્થ યોગીશ્વર અને તત્ત્વવેત્તા મહાત્માએ સાધારણ લોકો ગીતાનો ખરો ભાવાર્થ સમજી શકે તથા તેમાંના ઉપદેશમાં રહેલું યથાર્થ રહસ્ય જાણી શકે એટલા માટે મરાઠી ભાષામાં કવિતારૂપે "ભાવાર્થ દીપિકા" નામની એક ઉત્તમ, સરલ અને વિસ્તૃત ટીકા પોતાની માત્ર ૧૫ વર્ષની સ્વલ્પવયમાં રચેલી છે. આ ટીકાજ "જ્ઞાનેશ્વરી" નામથી ઓળખાય છે. આ જ્ઞાનેશ્વરીની તથા તેનાં મરાઠી ગદ્યમાં જુદે જુદે હાથે થયેલાં ભાષાંતરોની દક્ષિણમાં અનેક આવૃત્તિઓ નીકળેલી છે, અને લોકોમાં તે અતિપ્રિય થઇ પડી ઘેર ઘેર વંચાય છે.

ગુર્જર વાંચક બંધુઓ પણ આ ઉત્તમ ગ્રંથનો લાભ છૂટથી લઈ શકે તેટલા માટે તેનું ગુજરાતીમાં ભાષાંતર કરાવી બનતી સસ્તી કિંમતે આ સંસ્થાએ હાલમાંજ પ્રસિદ્ધ કર્યું છે.

એમાં ગીતાના મૂળ શ્લોક તથા તેનું ગુજરાતી ભાષાંતર આપવા ઉપરાંત **જ્ઞાનેશ્વર મહારાજનું શુમારે ૫૦ પૃષ્ઠ જેટલું વિસ્તૃત, ઉપદેશપૂર્ણ અને ચમત્કારિક જીવનચરિત્ર પણ આપેલું છે.** તથા પુસ્તકની શરૂઆતમાં ભગવાનની અતિ મનોહર છબી ગીતાના શ્લોક સાથે આપેલી છે.

# રૂપસુંદરી.

ઈ. સ. ના સાતમા સૈકાના પાછલા ભાગમાં આપણી ગરવી ગુજરાત ઉપર જયશિખરી નામનો ચાવડા વંશનો રાજા રાજ્ય કરતો હતો. ત્હેની રાજધાની પંચાસર નામના નગરમાં હતી. પંચાસર કચ્છના રણની પાસે વસેલું હતું. જયશિખરી ઘણો પ્રતાપી, ચતુર અને વીર પુરૂષ હતો. પોતાના રાજ્યનો વહીવટ એણે ઘણી સારી રીતે કર્યો હતો; અને ત્હેને પરિણામે ત્હેનું રાજ્ય ઘણી સમૃદ્ધ સ્થિતિમાં હતું. ધન ધાન્ય, મણિમાણિક્ય, તથા સુવર્ણ વગેરેથી ગુર્જરાધીશના ભંડાર એ સમયે ભરપૂર હતા. પરન્તુ રાજા જયશિખરીના રાજભવનમાં એક અપૂર્વ રત્ન હતું, એ રત્નનો પ્રકાશ દૂર દૂર સુધી પ્રસરી રહ્યો હતો અને એવું અદ્ભૂત રત્ન એ સમયના અન્ય કોઈ રાજાના ભવનમાં હશે કે કેમ ? એ પણ શંકાયુક્ત ગણાતું. એ રત્ન તે રાજા જયશિખરીની ધર્મપત્ની—સુલતાનની રાજકન્યા રાણી રૂપસુંદરી હતી. રૂપસુંદરીમાં નામને અનુરૂપજ ગુણ હતા. ત્હેનું રૂપ નિઃસંદેહ અતિસુંદર અને દિવ્ય હતું. પરન્તુ તે ઉપરાંત ત્હેનામાં શૂરાતન, સહનશીલતા, બુદ્ધિચાતુર્ય આદિ ઉત્તમ ગુણો પણ હતા.

રાજા જયશિખરી જે સમયમાં આપણા ગુજરાતમાં રાજ્ય કરી રહ્યો હતો, તેજ અરસામાં એટલે કે વિ. સં. ૭૫૨ અને ઈ. સ. ૬૯૬ માં કલ્યાણકટક નામના નગરમાં ભુવડ નામનો રાજા રાજ્ય કરતો હતો. કલ્યાણકટક નગર દક્ષિણ ભારત વર્ષમાં આવેલું કલ્યાણ નગર હોય એમ ઇતિહાસવેત્તાઓનું માનવું છે. રાજા ભુવડ પણ ઘણોજ પ્રતાપી હતો. ત્હેણે પોતાનું સામ્રાજ્ય ઘણે દૂર સુધી પ્રવર્તાવ્યું હતું. આસપાસના ઘણ મુલકો રાજા ભુવડના અંશ તળે આવી ચૂક્યા હતા. જે રાજ્યો સીધી રીતે ત્હેના રાજ્યમાં ખાલસા નહોતાં થઈ ગયાં તે રાજ્યોએ ભુવડને ખંડણી આપીને ત્હેનું ઉપરીપણું સ્વીકાર્યું હતું. એ સમયના પ્રસિદ્ધ રાજાઓમાંથી ફક્ત ગુજરાતનો રાજા જયશિખરીજ ત્હેના તાબામાં નહોતો આવ્યો. કોઈનું પણ શરણ લીધા વગર રાજા જયશિખરી સ્વતંત્રપણે ગુજરાતમાં શાસન કરી રહ્યો હતો.

કલ્યાણનો રાજા ભુવડ વિદ્યાનો પણ રસિક હતો. ત્હેના દરબારમાં દૂર દેશાવરથી વિદ્વાનો અને પંડિતો આવતા, તથા સાહિત્ય અને કળાની ચર્ચા કરી સારૂં ઇનામ મેળવીને સંતોષપૂર્વક ચાલ્યા જતા. એક દિવસે શંકર નામના કોઈ કવિએ ભુવડના દરબારમાં જઈને પોતાની પ્રતિભાયુક્ત કવિતામાં ગુજરાતની ઘણી પ્રશંસા કરી. ગુજરાતની ભૂમિ એ વખતે ઘણી રસાળ હતી. લોકો આબાદ હાલતમાં હતા. લક્ષ્મીની રેલંછેલ ગુજરાતના નગરોમાં થઈ રહી હતી. લોકો સુશીલ અને શાન્ત હતા, એવા દેશની પ્રશંસા એક નિપુણ કવિની મધુર અને અસરકારક વાણીમાં રાજા ભુવડના સાંભળવામાં આવવાથી ગુજરાતને

માટે ત્હેના મનમાં મોહ ઉત્પન્ન થયો. અધૂરામાં પૂરૂં કવિ શંકરે ગુર્જરેશ જયશિખરીની રાણી રૂપસુંદરીના રૂપ અને ગુણનાં પણ વખાણ કર્યાં. વળી રાજા ભુવડ વિદ્યાનો વ્યસની હોવાથી ત્હેણે એ પણ જણાવ્યું કે "ગુજરાત આખી પૃથ્વીનું તત્ત્વ છે. ત્યાં સરસ્વતીનો નિરંતર વાસ છે. મ્હેં મ્હારી વિદ્યા પણ એ દેશમાંથીજ મેળવી છે."

કવિ શંકરની વાણીએ રાજા ભુવડના હૃદય ઉપર ઘણીજ ઊંડી અસર કરી. ત્હેણે ગુજરાત તથા ગુજરાતની રાણી યૌવન શ્રી રૂપસુંદરીના સ્વામી બનવાનો સંકલ્પ કર્યો. એ સંકલ્પને સાધવા માટે રાજા ભુવડે પોતાના શૂરા સામંતો સાથે જયશિખરીના રાજ્ય ઉપર ચ્હડાઇ કરી. આ યુદ્ધના પરિણામ સંબંધે રાણી રૂપસુંદરીના મનમાં ઘણી શંકાઓ ઉત્પન્ન થઇ. ભુવડના મ્હોટા સૈન્ય આગળ પોતાના પતિનું બળ ચાલી શકે નહીં અને રખે એ યુદ્ધમાં રાજા જયશિખરીનો કાળ આવી જાય, એવી એવી અનેક શંકાઓ ત્હેના પ્રેમાળ હૃદયને આકુળવ્યાકુળ કરી નાખવા લાગી. આરંભમાં ત્હેણે પતિને યુદ્ધમાં જવાની ના કહી; પણ જયશિખરીએ જણાવ્યું કે પ્રિયે! ખરો રાજપુત યુદ્ધથી કોઇ પણ દિવસ ડરતો નથી. જીવતા શત્રુને શરણે જવું, પરાધીન રહીને સુખ વૈભવ ભોગવવાં, ત્હેના કરતાં દેશનો બચાવ કરતાં કરતાં શત્રુઓના શસ્ત્રથી ઘાયલ થઇ, આ નશ્વર દેહને યુદ્ધક્ષેત્રમાં રણદેવીને સમર્પણ કરવો, એ સેંકડો દરજ્જે સારૂ છે. વ્હાલી! ત્હમે સુશીલ છો, વીરપત્ની છો અને વીરક્ષત્રીની કન્યા છો. ક્ષત્રીનો ખરો ધર્મ જાણ્યા છતાં પ્રેમના ક્ષણિક આવેશમાં આવી જઇને મ્હને મ્હારો ક્ષાત્ર ધર્મ બજાવતાં શા સારૂ રોકો છો? યુદ્ધમાં વિજયી

થઇશ તો પાછો આવીને ત્હમને આલિંગન દઇશ. પાછાં આપણે સુખ અને વૈભવમાં જીવન વ્યતીત કરીશું. પણ ઇશ્વરને જો ગુજરાતના રાજ્યની સ્વાધીનતા જાળવી રાખવાનું પસંદજ નહીં હોય, તો દૈવની ગતિને આધીન થઇ સ્વર્ગ લોકમાં યથાસમયે ત્હને મળવાની રાહ જોતો બેસીશ. આવે સમયે ત્હારે કોઇ પણ જાતની ઉદાસ વૃત્તિ ધારણ કરવી ન જોઇએ.

વીરાંગનાને માટે આટલા શબ્દો પૂરતા હતા. રૂપસુંદરીને પોતાની દુર્બળતાનું ભાન થયું. ત્હેણે ઘણા પ્રેમપૂર્વક રાજા જયશિખરીને રણક્ષેત્રમા જવાની રજા આપી. એટલુંજ નહીં પણ યુદ્ધમાં મરણીયા થઇને લડવાને રાજાને ઉત્સાહિત કર્યો.

રાજા જયશિખરી પત્નીની રજા લઇને યુદ્ધક્ષેત્રમાં ગયો, ત્યાં એ ભુવડના અસંખ્ય સૈન્ય સાથે વીરતાથી લડ્યો, પરન્તુ દૈવ સાનુકૂળ નહીં હોવાથી એ યુદ્ધમા સફળ થવાનાં કોઇ ચિહ્ન રાજા જયશિખરીને જણાયા નહીં. રાજા જયશિખરીનો સાળો—રાણી રૂપસુંદરીનો ભાઇ શૂરપાળ પણ ત્હેની સાથે યુદ્ધમા હતો. રાજા જયશિખરીએ શૂરપાળને પોતાની પાસે એકાંતમાં બોલાવીને કહ્યું શૂરપાળજી ! આ યુદ્ધનુ પરિણામ આપણા લાભમા ઉતરે એવો સંભવ હવે જણાતો નથી. હું તો આ રણભૂમિમાંજ કામ આવીશ, પણ મ્હને આ વખતે ત્હમારી બ્હેનનો વિચાર આકુળ-વ્યાકુળ કરી રહ્યો છે. એ આ વખતે સગર્ભા છે. એને હવે મહેલમાં રહેવા દેવી, એ જરા પણ સલાહ ભરેલું નથી. ત્હમારા ઉપર મ્હારો પૂર્ણ વિશ્વાસ છે. ત્હમે જઇને એને કોઇ ગુપ્ત સ્થાનમાં મુકી આવો; કે જેથી એ નિર્ભયપણે રહી શકે. એના ગર્ભમાંથી પુત્ર જન્મશે તો ચાવડા વંશનું નામ ઉભું રહેશે,

અને કોઈ પણ દિવસ મ્હારી વ્હાલી ગુજરાતનો ઉદ્ધાર થવાનો સંભવ રહેશે. અત્યારે રાણી રૂપસુંદરીનું અને ત્હેના ભાવી બાળકનું રક્ષણ કરવાની ઘણીજ જરૂર છે; અને એ કાર્ય ત્હમારા વગર બીજા કોઈથી પાર ઉતરે એમ નથી, જાઓ ! સીધાવો ! અને વેળાસર યોગ્ય વ્યવસ્થા કરો !

રાજાની આજ્ઞા મળતાં વારજ શૂરપાળ રાજભુવનમાં ગયો અને રાજાની ઇચ્છાનુસાર રૂપસુંદરીને લઇને વનમાં ચાલ્યો ગયો. રસ્તામાં જ્યારે રૂપસુંદરીને શૂરપાળના ઉદ્દેશની ખબર પડી ત્યારે ત્હેણે ભાઇને ઘણો ઠપકો આપીને કહ્યું 'ભાઈ ! ત્હમે આ કેવો અનર્થ કરી રહ્યા છો ! હું પ્રાણ જતા સુધી પ્રાણનાથનો સાથ છોડવાની નથી. સુખમાં ત્હેમની સાથી રહી છું તો આ સંકટના સમયમાં પણ ત્હેમની સાથીજ રહીશ. ત્હમે મ્હને રણક્ષેત્રમાં લઇ જાઓ. ભુવડને પણ જોઇ લેવા દો કે ગુજરાતની રાણી કેવી રીતે તલવાર ચલાવે છે. ભાઈ, ત્હમે મ્હને રોકશો નહીં. પ્રાણનાથ રણક્ષેત્રમાં યુદ્ધ કરી રહ્યા છે અને ત્હમે મ્હને પ્રાણ બચાવવા ખાતર ન્હાશી જવાની સલાહ આપી રહ્યા છો, એ કેટલું અનુચિત છે ? જીવન અને મૃત્યુમાં સ્વામીની સહધર્મિણી થવું એજ સ્ત્રીનું પરમ કર્તવ્ય છે. ન કરે નારાયણ ને પતિદેવ વીરશય્યામાં શયન કરશે, તો હું પણ ત્હેમને મ્હારા ખોળામાં લઇને ચિતામાં આરોહણ કરી ભસ્મરૂપ થઈ જઈશ આ દેહનુ સાર્થક એમાં છે. એથી વિપરીત આચરણ કરવામાં મ્હારી જાતને તથા આપણા વીર કુટુંબની પ્રતિષ્ઠાને કલંક લાગે એમ છે. શૂરપાળ ! આપણા દેશના પ્રાચીન ઇતિહાસો ત્હેં નથી સાંભળ્યા ? રાજા હરિશ્ચન્દ્રની પત્ની શૈવ્યા કેટલું દુઃખ વેઠીને અંત સમય સુધી

પતિની સાથે રહી હતી ? સીતા અને દ્રૌપદી જેવી સતીઓએ પતિની ખાતર કેટકેટલાં સંકટો વેઠ્યાં છે ? ત્હેનો વિચાર કર. ભાઈ ! તું પણ ત્હારી બ્હેનને ક્ષાત્રધર્મ બજાવવા રણભૂમિમાં જવા દે.'

શૂરપાળે ઉત્તર આપ્યો. 'બ્હેન ! ત્હારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. ત્હારા જેવી કન્યા મ્હારા કુળમાં જન્મ પામ્યાથી મ્હારા કુળનું ગૌરવ વધી ગયું છે, એમ હું માનું છું. ક્ષત્રીબાળાના મુખમાંથી જે વચનો નીકળવાં જોઇએ તેજ વચનો ત્હારા મ્હોંમાંથી નીકળી રહ્યા છે. ત્હારા વિચારોની કાંઈક કલ્પના મ્હેં પહેલેથી જ કરી હતી, અને એટલા સારૂ મ્હેંજ ત્હારી તરફથી મહારાજા સાથે ઘણો વાદવિવાદ કર્યો હતો. પણ આખરે ઘણો ઊંડો વિચાર કરીને મહારાજાએ મ્હને આજ્ઞા આપી છે કે મ્હારે ત્હને ગુપ્તપણે કોઈ નિર્ભય સ્થાનમાં મુકી આવવી. વધારે વિચાર કર્યાથી મ્હને પણ મહારાજાની આજ્ઞા ઉચિત લાગે છે. અને તું પણ જરા સ્વસ્થ ચિત્તે એ સંબંધી વિચાર કરીશ તો, તને જણાશે કે મહારાજાની આજ્ઞા ઘણી દૂરદર્શી અને સમયોચિત છે. સમય અને સ્થિતિને ધ્યાનમાં લઈ, ભવિષ્યનો વિચાર કરી બુદ્ધિમત્તાથી ચાલવું, એજ સુશિક્ષિત રાજપુતાણીનું કર્તવ્ય છે.'

ચતુર રૂપસુંદરીના હૃદયમાં ભાઈનો બોધ એકદમ ઉતરી ગયો. મહારાજ જયશિખરીની અન્તિમ ઇચ્છાનું રહસ્ય એ સ્હમજી ગઈ કે 'મ્હારા ગર્ભમાં ઈશ્વરકૃપાએ પુત્ર જન્મશે તો, એ કોઈ દિવસ ગુર્જર દેશનો શત્રુઓના હાથમાંથી ઉદ્ધાર કરશે, તથા ચાવડા વંશનું નામ ઉજ્વળ કરશે.'

શાન્ત ચિત્તે રૂપસુંદરી ભાઈ શૂરપાળની સાથે વનમાં ગઈ; થોડે દૂર ગયા પછી, ત્હેણે શૂરપાળને પણ સ્વામીને સહાય

ફેરવા સારૂ રણક્ષેત્રમાં મોકલી દીધો. સગર્ભા રૂપસુંદરી એકલી એ વનમાં ચાલવા લાગી. ચાલતે ચાલતે એ ભીલોના નિવાસસ્થાન આગળ આવી પહોંચી. એક ભીલડીએ ત્હેના ઉપર દયા આણીને ત્હેને પોતાના ઝુંપડામાં આશ્રય આપ્યો. એ ભીલડી રાણી રૂપસુંદરીને સારૂ કંદમૂળ તથા ફળ ફળાદિ આણી આપતી. રાજવૈભવમાં ઉછરેલી રાણી રૂપસુંદરી એ સાદા ખોરાકને પણ ઘણા આનંદ અને સંતોષપૂર્વક ખાતી, તથા પોતાને આશ્રય આપવા સારૂ એ ભિલડીનો વારંવાર આભાર માનતી. એ ભીલડીના ઘરમાંજ રાણી રૂપસુંદરીને પ્રસવ થયો. સંવત્ ૭૫૨ ની વસંત ઋતુમાં વૈશાખ શુદિ ૧૫ ને દિવસે સૂર્યોદય સમયે રાણી રૂપસુંદરીના ગર્ભમાંથી એક પુત્રરત્ને જન્મ લીધો. એ ભીલડીના ઘરમાંજ એ બાળકનું લાલનપાલન થયું. વનમાં જન્મ થયાથી એ પુત્રનું નામ વનરાજ રાખવામાં આવ્યું. વડના ઝાડ નીચે એક ટોપલીમાં વનરાજ હીંચવા લાગ્યો. જે કુમારનો પિતા આખા ગુજરાતના વિશાળ રાજ્યનો રાજા હતો, તે કુમારની આજે આ દશા! ક્યાં એ રાજા! ક્યાં એ રાજવૈભવ! એ મહાન્ રાજાની પટરાણીની આજે શી દશા! રત્નજડિત સોનાના પલંગ ઉપર શયન કરનારી પટરાણીને આજે એક કંગાલ ભીલડીના ઝુંપડામાં સુવા વારો આવ્યો!! મખમલની તળાઈઓમાં, અથવા રત્નમાણિક્યજડિત સુંદર હિંડોળાઓમાં હિંચનાર, દાસીઓના હાથમાં ખમા ખમા થનાર, કોમળ રાજકુમાર આજે ઝાડની નીચે સુઈ રહેલો હતો!! કાળનું ચક્ર એવુંજ છે. એ ઘડીમાં રાજાને રંક અને રંકને રાજા બનાવી દે છે. સાધારણ મનુષ્યો એવા સંકટના સમયમાં ધૈર્ય ખોઇ બેસે છે, પણ રાણી રૂપસું-

દરીએ પોતાનું ધૈર્ય ચળવા દીધું નહીં. પૂર્ણ શાન્તિથી દુઃખના દહાડા પણ એણે ગુજાર્યા.

વનરાજ છ એક મહિનાનો થયો એવામાં શીલગુણસુરી નામનો એક જતી એ ભીલડીના ઝુંપડા આગળ આવી પહોંચ્યો ત્હેણે એ વડની ડાળી નીચે કપડાના ઝોયામાં વનરાજને હિંચતો જોયો. બાળકનું રૂપ જોઈને જતિ મુગ્ધ થઈ ગયો અને ત્હેને પોતાની સાથે લઇ જવાનો નિશ્ચય કર્યો. રાણી રૂપસુંદરીએ ત્હેને પરપુરૂષ જાણીને પ્રથમ તો કાંઈ વાતચીત ન કરી, પણ જ્યારે એ સાધુની સુશીલતા સંબંધે ત્હેને ખાત્રી થઇ, ત્યારે ત્હેણે ત્હેને પોતાનો ખરો પરિચય આપ્યો. જતિએ રાજા જયશિખરીના મૃત્યુના સમાચાર રાણીને આપ્યા. એ સમાચારથી રાણીને અત્યંત ખેદ થયો. પણ યતિ શીલગુણસુરીના આશ્વાસનથી ત્હેને કાંઇ ધૈર્ય આવ્યું. યતિએ ત્હેને કહ્યું 'બ્હેન! ત્હમે રાજાનાં રાણી છો. ત્હમારે આમ જંગલમાં રહેવું ન ઘટે. ત્હમે મ્હારી સાથે ચાલો. હું ત્હમને મ્હારાં સગાં બ્હેન તરીકે ગણીને રાખીશ રાણી! રૂપસુંદરીને ત્હેના વચન ઉપર વિશ્વાસ બેઠો અને તે જૈન યતિના આશ્રમમાં જઈને વસી. યતિજીએ પોતાના વચનનું અક્ષરશઃ પાલન કર્યું. ત્હેણે રાણી રૂપસુંદરીનો સગી બ્હેનની પેઠે સત્કાર કર્યો, તથા રાજકુમારને પણ યોગ્ય વિદ્યા આપી. થોડા સમય પછી શૂરપાળ પણ ત્યાં આવી પહોંચ્યો અને બ્હેન તથા ભાણેજને સુખી જોઈને ઘણો પ્રસન્ન થયો.

રૂપસુંદરીએ વનરાજને ઉત્તમ શિક્ષણ આપ્યું, અને વીરત્વનો મહિમા તથા રાજધર્મ સંબંધી ઉત્તમ બોધ આપી યથા સમયે પિતાનું વેર લેવાને ત્હેને પ્રેર્યો. વનરાજ મહોજ પરાક્રમી

યુવક નીવડયો. ત્હેણે પિતાના શત્રુનો પરાજય કરીને વિક્રમ સંવત ૮૦૨ ઇ. સ. ૭૪૬ માં ગુજરાતની રાજગાદી પ્રાપ્ત કરી.

રાણી રૂપસુંદરીએ પુત્રને રાજ્ય મળ્યા પછી, પોતાને આશ્રય આપનાર ભીલડી તથા જૈન યતિજીને મ્હોટાં ઇનામ આપીને પ્રસન્ન કર્યા. વનરાજ જેવા વીરપુત્રને જન્મ આપ્યાથી રૂપસુંદરી 'રત્નગર્ભા' ઉપનામને પાત્ર થઈ છે.

વનરાજની માતાના નામ સંબંધી તથા ત્હેને આશ્રય આપનાર સાધુના નામ સંબંધી ઇતિહાસ વેત્તાઓમાં મતભેદ છે. મોઢેરા બ્રાહ્મણોના પુસ્તકમાં વનરાજની માતાનું નામ છત્તા (અક્ષતા) જણાવ્યું છે અને ત્હેને કોઈ બ્રાહ્મણે આશ્રય આપ્યો હતો એમ કહે છે. પોતાની ઉક્તિના ટેકામાં બ્રાહ્મણો એવી દલીલ રજુ કરે છે કે, જૈન સાધુઓનો ધર્મ એવો છે કે ત્હેમનાથી વનમા રાણીને આશ્રય આપી શકાય નહીં. પરન્તુ એ વિવાદગ્રસ્ત બાબતો સાથે આપણા ઉદ્દેશને કાંઈ સંબંધ નથી. વનરાજની માતાના સદ્ગુણો સંબંધે સર્વેનો એકમત છે અને એ સદ્ગુણોજ સ્ત્રીને અનુકરણ કરવા યોગ્ય છે.

# રત્ન—૨. જયશિખરીની રાણીઓ તથા દાસીઓ.

ગુજરાતના ચાવડા વંશના રાજા જયશિખરીનું રાજા ભુવડની સાથે યુદ્ધ કરતાં મૃત્યુ થયું હતું, તથા ત્હેની પટરાણી રૂપસુંદરી પતિની આજ્ઞા પ્રમાણે ગર્ભના સંરક્ષણ સારૂ વનમાં ગઇ હતી, તે

આપણે આગલા ચરિત્રમાં જોઇ ગયા છીએ. અમે અહિં કેવળ એટલુંજ જણાવવા માગીએ છીએ કે એ સમયે ગુર્જરદેશના અંતઃપુરની સર્વ રાણીઓ અને દાસીઓ ખરેખરી વીર અને સ્વામીભક્ત હતી. યુદ્ધમાં રાજા જયશિખરીનું મૃત્યુ થયું તે સમયે બીજી કોઈ દુર્બળચિત્તની સ્ત્રીઓ હોત તો ત્યાંથી પલાયન કરી જાત, અથવા તો ચુપચાપ મહેલમાં અગ્નિ સળગાવી બળી મરત પરન્તુ જયશિખરીની દાસીઓએ મરતાં મરતાં પણ શત્રુઓને ગુજરાતનું પાણી બતાવવાનો સંકલ્પ કર્યો હતો.

ભુવડ રાજાની ફોજ ત્હેના રાજનગરને લુંટતી લુંટતી રાજા જયશિખરીના મહેલ આગળ આવી પહોંચી. શત્રુઓને સ્હામેથી આવતા જોઇને જયશિખરીની પાંચસેં દાસીઓ હાથમાં તલવાર અને મજબૂત લાકડીઓ લઇને બહાર નીકળી, તથા મારો મારો કરતી શત્રુઓના ઉપર તુટી પડી. એ સમયે એ સર્વેએ વીર ચંડીનાં રૂપ ધારણ કર્યાં હતાં. કોઇનાં શરીર અડધા ઉઘાડા હતા, તો કોઇએ પુરૂષની પેઠે કછોટા મારી દીધા હતા. જીવવાની ઇચ્છા ત્હેમણે સમૂળગી છોડી દીધી હતી, અને ક્ષાત્તેજથી ઉત્સાહિત થઇને શત્રુઓ સાથે યુદ્ધ કરવા નીકળી હતી.

શત્રુને સતાવવામાં ત્હેમણે કાંઈ કચાશ રાખી નહોતી. કોઇએ તો શત્રુપક્ષના યોદ્ધાઓને ગળું પકડીને ભોયમાં ખુબ રગદોળ્યા, કોઇએ તો તીક્ષ્ણ દાંતવડે શત્રુઓનું માંસ તોડી ખાધું. ભુવડના સૈનિકો સ્ત્રીઓથી ત્રાસ પામીને બૂમરાણ કરી મુકવા લાગ્યા અને ત્હેમના હાથમાંથી બચવું કઠણ છે, એમ ધારીને પુરપાટ શહેરના દરવાજા તરફ નાઠા. શુરવીર સ્ત્રીઓએ 'મારો ! દુષ્ટોને મારો !' એવા પોકારોથી ત્યાં પણ એમની પૂંઠ પકડી.

આ પ્રમાણે શત્રુઓ ચાર ગાઉ દૂર પહોંચ્યા એટલે ગુર્જરેશની દાસીઓ પાછી આવીને સ્મશાનમાં ઉપસ્થિત થઈ. ચંદનનાં લાકડાંની ચિતા ખડકીને ત્હેમાં નાળિયેર હોમ્યાં. પછી પવિત્ર મંસ્કારપૂર્વક રાજા જયશિખરીના શબને અગ્નિદાહ કરવામાં આવ્યો. આ વખતે જયશિખરીની ચાર રાણીઓએ પતિની સાથે સહગમન કર્યું. બીજી પણ અનેક દાસીઓએ રાજાની ચિતાઓમાં પોતાના દેહની આહુતિ આપી. એમ કહેવાય છે કે રાજા જયશિખરીની ચિતા ત્રણ મહિના સૂધી સળગતી રહી હતી.

આ પ્રમાણે ગુર્જરેશની દાસીઓ અને રાણીઓ અપૂર્વ સ્વામીભક્તિનો પરિચય આપી ગુજરાતના ઇતિહાસમાં અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી ગઇ છે.



## રત્ન—૩. દાહિર રાજાની રાણી.

૧

હિન્દુગૌરવ સિન્ધુરાજ દાહિર જે સમયે સિંધદેશનું રાજ્ય-સિંહાસન સુશોભિત કરી રહ્યા હતા, તે સમયની આ કથા છે. એજ મમયમાં ભારત વર્ષને જીતવાને મુસલમાનોએ પહેલવહેલો પ્રયત્ન કર્યો હતો. એ વખતે પરદેશીઓને હિંદમાં પ્રવેશ કરવાનો મુખ્ય રસ્તો સિંધમાં થઇને હતો.

ભારત વર્ષની પશ્ચિમ દિશામાં અરબસ્તાનમાં આરબ જાતિના લોકોમાં મુસલમાન ધર્મનો પહેલવહેલો ઉદય થયો. નવા ધર્મબળના ઝનુનથી ઉત્સાહિત બનેલી એ વીર આરબ જાતિએ ઘણા થોડાસમયમાં એશિયાખંડના પશ્ચિમ ભાગમાં અને આફ્રિકાખંડના ઉત્તર ભાગમાં

પોતાનો વિજય વાવટો ફરકાવીને, એક વિશાળ રાજ્યની સ્થાપના કરી. આ વિશાળ રાજ્યની પહેલી રાજધાની બગદાદ શહેરમાં સ્થાપવામાં આવી અને ત્યાં બેસીને આરબ રાજાઓ રાજ્ય કરવા લાગ્યા. એ રાજાઓ 'ખલીફા'ના નામથી ઓળખાય છે. એ ખલીફાઓના રાજ્યકાળમાં ઇ. સ.ની આઠમી સદીમાં, મહમ્મદ બીન કાસીમ નામના એક સેનાપતિએ સિંધ ઉપર ચઢાઇ કરી. દેવળ બંદર અને બીજાં કેટલાંક નગર ઉપર પોતાનો કબજો કરીને, કાસીમ સિંધુરાજ દાહિરની રાજધાની આલોર શહેર આગળ આવી પહોંચ્યો. રાજા દાહિર સૈન્ય લઇને કાસીમના સ્હામો થયો.

એ સમયમાં ભારત વર્ષના રાજાઓ હાથી ઉપર બેસીને યુદ્ધ કરતા હતા. એમાં સગવડ તેમજ અગવડ બન્ને વાનાં હતાં. હાથીને શૂરમાં ન્હડાવીને શત્રુના સૈન્યમાં દોડાવવાથી શત્રુઓ ભયભીત થઇને ન્હાસભાગ કરતા, તેમજ કેટલીકવાર એમ પણ થતું કે હાથી શત્રુના લશ્કરમાં જવાને બદલે પાછળ ન્હાસતો, તો પછી એને રોકવાની કે પાછો વાળવાની કોઈની હિંમત ચાલતી નહીં. પોતાના પક્ષના માણસોનો કચ્ચરઘાણ વાળી નાંખીને એ ન્હાસી જતો. વળી એમ પણ બનતું કે રાજાને લઇને હાથીને આ પ્રમાણે નાસતો જોઇને ફોજના સીપાઈઓ એમ સમજતા કે રાજાજી પલાયન કરી જાય છે, આવું વિચારીને તેઓ પણ એમની પાછળ ન્હાસતા અને અંતે પરાજય પામતા.

આ યુદ્ધમાં પણ એવું બન્યું. મુસલમાનોના હથિયારથી ઘાયલ થવાથી દાહિરનો હાથી પોતાના સ્વામીને લેઇને જોરથી નાઠો, અને પાસેની એક નદીમાં જઇને પડયો. રાજાને નાશી ગયેલો ધારીને સેનાના લોકો પણ રણમાંથી વિખરાઈ ગયા.

દાહિર ઘાયલ થયો હતો, પણ સૈનિકોનો ભય અને ઉચાટ જોઈને, યુદ્ધમાં પરાજય પામવાની બ્હીકથી એ પોતાનું બધું દુઃખ ભુલી ગયો. જરા પણ વિલંબ કર્યા વગર, એ એક ઘોડા ઉપર સ્વાર થઈને, ઝટપટ વિખરાઇ ગયેલા સૈન્યમાં આવી પહોંચ્યો. અત્યંત ઉત્સાહપૂર્ણ શબ્દોમાં સૈનિકોને ઉપદેશ આપીને શૂર સ્હડાવ્યું. અને ફરીથી પરાક્રમપૂર્વક મુસલમાનો સાથે યુદ્ધ કરવાનો સૈન્યને હુકમ આપ્યો.

પણ છિન્નભિન્ન થઇ ગયેલું સૈન્ય પહેલાંની પેઠે તો એકઠું નજ થઇ શક્યું. કારણ સૈન્ય આટલી વારમાં આગળ વધી આવ્યું હતું; તે ત્યાંનું ત્યાંજ કાયમ રહ્યું. પાછા હઠવાને બદલે તેઓ દાહિરની છિન્ન વિચ્છિન્ન સેનાને ભેદીને ધીમે ધીમે અગ્રેસર થવા લાગ્યા.

દાહિર સ્હમજી ગયો કે, જય અને રાજ્યરક્ષાની આશા હવે મિથ્યા છે. પણ સ્વતંત્રતા ખોયા પછી જીવતા રહેવું એ પણ શા કામનું ? જીવનની શેષ શક્તિ—આશાને લીધે આવેલા છેલ્લા સમયના પ્રચંડ બળવડે શત્રુ સેનાનો નાશ કરતાં કરતાં, આખરે આ વીર નૃપતિ દાહિરે, શત્રુઓના લોહીથી રંગાયેલી રણશય્યામાં ક્ષત્રીય વીરોની પરમગતિને પામી ગયો. દીવો હોલવાઈ ગયો, પણ ક્ષત્રીયોની મર્યાદા તો એ સમયે અકલંકિત રહી.

અફસોસની વાત એટલીજ છે કે, આ યુદ્ધમા બહાદૂર દાહિરનો બાયલો પુત્ર, ક્ષત્રિયોના ગૌરવને નામોશી લગાડીને, દૂર દેશાવરમાં ન્હાશી ગયો. સિન્ધુરાજ્ય વિપત્તિના સાગરમાં ગરકાવ થઈ ગયું.

૨

આજ રાજધાની આલોર અરક્ષિત છે, રાજા મરણ પામ્યો, રાજપુત્ર અંગીધારા ગણી ગયો, સૈન્ય મેદાન મેદાન થઈ ગયું. હવે રાજ્યનું રક્ષણ કોણ કરશે? નિરાધાર રૈયત આજે વિદેશીને હાથે અપમાન અને દુઃખ વેઠશે! પવિત્ર આર્ય સન્નારીઓના દેહને વિદેશીઓનો અપવિત્ર સ્પર્શ કલંકિત કરશે! પણ શું આલોરવાસીઓ છેકજ નામર્દ થઈ ગયા છે? આલોરવાસી પુરૂષોમાંથી એક પણ પુરૂષના દેહમાં લોહીનું એક પણ ટીપું રહેશે ત્યાં સુધી શું ખરેખાત આલોર નગરી પરદેશીઓની દાસી થશે? આ કલંક શું ભારતના ઇતિહાસમાં આલોરવાસીઓને સદાને માટે કલંકિત કરી રાખશે? શું એવું કોઈ પણ રહ્યું નથી કે આલોર નગરના જીવતા રહેલા ઘાયલ થયેલા સૈનિકોને એકઠા કરીને, ત્હેમના હૃદયમાં એકવાર ફરીથી સાહસનો સંચાર કરીને જીવસટે આલોરની રક્ષાને માટે છેવટનો પ્રયત્ન કરે?

દાહિર રાજાની રાણીના હૃદયમાં આ ચિંતાનો દાવાનળ સળગવા માંડયો. પતિશોકનું મહા દુઃખ એ ક્ષણભરને માટે વિસરી ગઇ. પુત્રની કાયરતાની દારૂણ લજ્જાની વેદના પણ એણે એ સમયે પોતાના હૃદયમાંજ શમાવી દીધી. અને વગર વિલંબે રણરંગિની સેરવીનો વેશ ધારણ કરીને, ઘોડેસ્વાર થઇ, આલોરના રાજમાર્ગમાં આવી ઉભી.

આલોરનું રાજ્ય ચમકી ઉઠયું. રણક્ષેત્રમાં રમવા નીકળેલી રાજરાણીના ગંભીર હુંકારાથી આલોરવાસી સ્તંભિત થઇ ગયા. વીરાંગનાના વીર આહ્વનથી, ટરી જઇને વિખરાઇ ગયેલા, ન્હાશી આવેલા સૈનિકો નવા આદરપૂર્વક ત્હેની ચારે તરફ

આવીને હાજર થયા. નગરવાસી લોકો પણ ઘરબાર છોડી દઇને હથિયાર સજીને, સૈનિકોની પાસે આવી ઉભા. રાણીએ બધાને સ્મ્બોધન કરીને કહ્યું 'સૈનિકો! નગર વાસીઓ! ત્હમે બધા પોતપોતાની જગ્યાએ ઉભા રહી, મ્હારૂં કહ્યું સાંભળો! ત્હમારા વીર રાજાજી રણક્ષેત્રમાં માર્યા ગયા છે. અધમ રાજકુમાર આજ પલાયન કરી ગયો છે, પણ ત્હમે તેથી ગભરાશો નહીં. નિરાશ થશો નહિ. હું હજુ જીવું છું. રાજાની રાણી હું છું, વીરપુરૂષની હું સહધર્મિણી છુ. આજ હું ત્હમને યુદ્ધ કરવાને ઉત્સાહ આપીશ; ત્હમને સાહસ અને હિંમત આપીશ, આજ હું ત્હમને બધાને લઇને યુદ્ધ કરવા અગ્રેસર થઇશ. ત્હમારી માતૃભૂમિ આજે શત્રુના પગ તળે રગદોળાઈ જવાની તૈયારીમાં છે, ત્હમારા દેવમંદિરો આજે વિધર્મીઓને હાથે તોડી પડાવાની તૈયારીમા છે; ત્હેમારી માતાઓ, પત્નીઓ, બ્હેનો અને કન્યાઓને આજે પરદેશીની ગુલામડી બનવાનો વારો આવ્યો છે, તો પછી કયા સુખને માટે આ નિર્માલ્ય જીવનનું રક્ષણ કરવા ઘેર ન્હાસી આવ્યા છો? સ્વદેશ અને સ્વધર્મનું અપમાન પોતાનીજ આંખ આગળ જેવાની ઈચ્છા ન રાખતા હો, કુળની સ્ત્રીઓને વિદેશીઓના સ્પર્શથી કલંકિત થએલી જેવા ન માગતા હો, કુતરાને મોતે વિદેશીઓને હાથે મરવા ન માંગતા હો અને જંગલી જાનવરની પેઠે પરતંત્રતાની બેડી પહેરીને પરદેશીઓના ઘરમાં ગુલામગીરી કરવાની ઇચ્છા ન હોય તો, ચાલો આજે ત્હમે બધા મ્હારી સમક્ષ આવીને રણક્ષેત્રમા મરવાની પ્રતિજ્ઞા લ્યો! મરણની પ્રતિજ્ઞા લઇને દેશનું, જાતિનું, ધર્મનું અને કુટુંબની સ્ત્રીઓનું ગર્વશ્રેષ્ઠ ગૌરવ રાખવા તૈયાર થાઓ!'

રાજ્યરાણીના મુખમાંથી નીકળતા આવાં ઉત્સાહનાં વાક્યની અસર ન થાય એવો પાષાણહૃદયનો હીચકારો કોણ હોય? બધાએ રાણીની આજ્ઞા માથે ચ્હડાવી. અસંખ્ય સૈનિકો મરતાં સુધી દેશનું રક્ષણ કરવા સારૂ લ્હડવાની પ્રતિજ્ઞા લેઈને રાણીને શરણાપન્ન થયા. રણડંકો વાગી ઉઠયો. સિન્ધુરાજ્યમાં ખળભળાટ મચી રહ્યો. સૈનિકોના હુંકારાથી અને જયનાદથી આખું શહેર ગાજી ઉઠયું.

૩

આ તરફ રાણીની આગેવાની નીચે, દેશનું રક્ષણ કરવાનો સૈનિકોએ અને નાગરિકોએ નિશ્ચય કર્યો, પેલી તરફ આરબ લશ્કરે નગરને ઘેરો ઘાલીને કોટ ઉપર હુમલો કર્યો.

સૈનિકો અને નાગરિકોની મદદથી શૂરે ચ્હડેલી વીર રાણીએ નગરના બચાવને માટે મજબૂત ટક્કર ઝીલી અને શત્રુઓના હુમલામાંથી શહેરને બચાવવાનો પાકો બંદોબસ્ત કર્યો. કેટલીક વાર સુધી રાણી પોતાની યુક્તિમાં સફળ નીવડી. પણ આખરે શહેરમાંની ખોરાકી ખુટી પડી, બહારથી ખોરાકી આવી શકે એવો કોઇ ઉપાય નહોતો. એકાએક આ પ્રમાણે શહેરમાં ફસાઈ જવાશે, એવો પહેલાં કોઈને વિચાર સૂઝયો નહોતો, એટલે લ્હડાઈમાં ઉતરતા પહેલાં અગાઉથી કોઈએ લશ્કરની ખોરાકીને માટે ભંડાર ભરી મુક્યા નહોતા.

ઉપાય હવે રહ્યો નથી. પણ સાંભળો! રક્ષણનો ઉપાય નથી રહ્યો ત્હેનો અર્થ કાંઇ એવો નથી થતો કે આપણે જીવતા રહીને શત્રુને તાબે થવું! મરવું તો એક દિવસ છેજ, તો પછી ચાલો, આપણે બધા મનુષ્યની પેઠે મરીએ, મનુષ્ય થઇને, ક્ષત્રી થઇને, રાજપુત થઇને, મનુષ્યત્વહીન, પરાધીન જીવન કદી સ્વીકારીશું નહીં. હમે આર્યનારી છીએ. સતીત્વને માટે પ્રાણ આપતાં કદી અચકાઇએ એમ નથી. સ્વામીના પરલોક સીધાવ્યા પછી અસાર જીવન ગાળવાને બદલે, સ્વામીની ચિતામાં બળીને સ્વામીના સાથી બનવું એ આપણું કર્ત્તવ્ય છે. નગરવાસી બ્હેનો, આજે આપણે બધીઓ સાથે મળીને એકજ ચિતામાં પ્રાણનું બલિદાન આપીશું. ત્યાર પછી આપણા આ ભયંકર મૃત્યુનું સ્મરણ હૃદયમાં તાજું રાખીને, આપણા વીર નાગરિકો શત્રુઓના સ્હામા થશે, અને શત્રુઓનો નાશ કરતાં કરતાં શત્રુઓની તરવાર વડે રણક્ષેત્રમાજ ક્ષત્રીઓને શોભે એવા મૃત્યુને ભેટશે! સાંભળો! આજે આપણે જે પવિત્ર, કઠોર, જહરવ્રતનું અનુષ્ઠાન કરીશું, તે વ્રતનું અનુકરણ, પરદેશી અને પરધર્મી દુશ્મનોને હાથેથી ધર્મનું રક્ષણ કરવા સારૂ, આપણી ભવિષ્યની રાજપુતાણીઓ કરશે અને એમ કરીને ભારત નારીનું પવિત્ર નામ ઉજ્વલ કરશે.'

રાણી આટલું ભાષણ આપીને શાન્ત થઇ. સિંધ દેશના બધા વીરોએ મુંગે મ્હોંએ રાણીની આજ્ઞાને અનુમોદન આપ્યું.

એ વખતે શહેરની વચ્ચોવચ એક મોટી ચિતા સળગાવવામાં આવી. રાણી અને શહેરમાની બીજી સ્ત્રીઓએ લાલ સાડીઓ પહેરીને હસતે હસતે ધગ ધગ સળગતી ચિતામા પ્રવેશ કર્યો. જોતજોતામા અગ્નિની હજારો જાળો આકાશને સ્પર્શ કરવા લાગી.

હજારો મનુષ્યોએ ત્યાં ઉભા રહીને, પોતાની આંખો આગળ સિંધુ રમણીઓનું આ મર્મભેદી દૃશ્ય જોયું. કોઇની માતા તો કોઇની સ્ત્રી, કોઇની ભગિની તો કોઇની કન્યા, એકે એકે આ ચિતામાં પ્રવેશ કરવા લાગી. વીરપુરૂષોના હૃદયમાં પણ હજારો ચિતા સળગી ઉઠી.

થોડીવારમા એ સર્વ આર્યરમણીઓ ભસ્મીભૂત થઇ ગઈ. એટલે ભયંકર ગર્જના કરીને હજારો વીરપુરૂષો, પ્રલયકાળના એક જ્વલંત વજ્રની પેઠે આરબસેના ઉપર તુટી પડ્યા. તેમના તેજથી તેમની તરવારોના ઝપાટાથી આરબસેનામાંથી ઘણા લોકો માર્યા ગયા. ઘણા દિવસનો રાજપુત્રોનો જઠરાગ્નિ પણ એ દિવસે તૃપ્ત થયો.

દાહિર મહિષીના તેજને લીધે એ દિવસે રાજપુતોનો ટેક સચવાઈ રહ્યો. દાહિર રાજાની મહારાણીથીજ ભારતના ઇતિહાસમાં બીજીવાર અગ્નિકાંડ–'જહરવ્રત'નો પ્રચાર થયો.



## રત્ન—૪-૫. દાહિર રાજાની બે કુંવરીઓ.

ખલીફા વલીના સેનાપતિ મહમ્મદ બીન કાસીમે ઈ.સ. ૭૧૮ માં ભારતભૂમિમાં આવીને સિંધદેશના રાજા દાહિર ઉપર ચઢાઇ કરી. રાજા દાહિરે ઘણીજ વીરતાથી યુદ્ધ કર્યું પણ એ સ્વદેશનું રક્ષણ કરવામાં સફળ ન થયો. શત્રુની સાથે એણે પોતાનો પ્રાણ પણ ખોયો. તેની વીર રાણીએ પણ વીરતાથી શત્રુઓ સાથે યુદ્ધ કરીને, વિજયની કાંઈ પણ આશા ન રહી ત્યારે 'જહરવ્રત'નું

પ્રથમ ઉદ્યાપન કર્યું. એમ કહેવાય છે કે એ યુદ્ધમાંથી શત્રુઓ દાહિર રાજાની બે રૂપવતી કન્યાઓને પણ ઉપાડી ગયા. એ બંને રમણીઓને બગદાદ શહેરમાં મોકલી આપવામાં આવી. ખલીફા એમના અનુપમરૂપ લાવણ્યની વાત સાંભળીને ઘણો પ્રસન્ન થયો, અને એ સુંદરીઓની સાથે પાપકર્મ કરવાની લાલસા તેના મનમાં ઉત્પન્ન થઇ. પોતાના વિલાસભવન એ રાજકુમારીઓને લાવવાનો તેણે હુકમ આપ્યો. આજ્ઞાનું તરતજ પાલન થયું. ક્ષત્રીકુળની પવિત્ર કમલિની, મદોન્મત્ત હાથી જેવા નિર્દય કામી મુસલમાન બાદશાહની સમક્ષ આણવામાં આવી; નિઃસહાય, નિરાશ્રિત, અનાથ રાજપુત કન્યાઓનું શિયળ ભંગ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો. દાહિર રાજાના પવિત્ર નામને કલંક લાગવાનો સમય આવી પહોંચ્યો. પણ એ રાજકુમારીઓની રગેરગમાં સચ્ચા રાજપુતનું લોહી વહેતું હતું. પાતિવ્રત્ય ધર્મની હિન્દુઓની પવિત્ર ભાવના તેમના દેહના પ્રત્યેક પરમાણુમાં પ્રવેશ કરી ગઇ હતી. એ શુદ્ધ હૃદયની રાજકુમારીઓએ જ્યારે જોયું કે અહિંયા બચવાનો બીજો કોઇ ઉપાય નથી. ત્યારે એમણે પોતાની બુદ્ધિથી એક યુક્તિ શોધી કહાડી. જે સમયે તેમને ખલીફાની રૂબરૂ લઈ જવામાં આવી તે વખતે એમણે રોવાનું શરૂ કર્યું. અને રોતે રોતે કહ્યું 'અમારૂં શરીર આપને સ્પર્શ કરવા લાયક નથી રહ્યું. હરામખોર કાસીમે અમારા શિયળનો ભંગ કર્યો છે.' આટલું સાંભળતાં તો ખલીફા રાતોપીળો થઇ ગયો. તરતજ એણે કાસીમને માટે સખ્ત સજા ફરમાવી. એણે પોતાની સેનાના અમલદારને હુકમ લખી મોકલ્યો કે 'મહંમદ બીન કાસીમને તાજા બળદના ચામડામાં જીવતો શીવી દઇને જલદીથી અહિં રવાના કરી દો.

બનતી ઉતાવળથી આ કઠોર આજ્ઞાનું પાલન થયું. આખરે દુર્ગંધમય ચામડામાં શીવાએલી ત્હેની લાશ બગદાદ પહોંચી. બંને રાજકુમારીઓએ ખલીફાને આ પ્રમાણે ક્રોધાગ્નિમાં નાખીને પોતાના શિયળનું રક્ષણ કર્યું તથા પોતાના પિતાના દેહ અને માતૃભૂમિના સ્વાતંત્ર્યનો નાશ કરનાર મહમ્મદ કાસીમનું વેર લીધું ધન્ય છે રાજકુમારીઓ ત્હમારા સાહસને !

## રત્ન—૬. લલ્લાવદી.

એ એક કાશ્મીરી રમણી હતી. કાશ્મીરના એક મુસલમાન સાધુ હઝરત બુલબુલ શાહના ઉપદેશથી તેના માતપિતા મુસલમાન થયાં હતાં. લલ્લા પણ શાહ સાહેબ પાસે ઉપદેશ લેવા જતી હતી. શાહ સાહેબ એક આદર્શ ફકીર હતા. ત્હેના ઉપદેશથી લલ્લાનું જીવન ઉત્કૃષ્ટ અને સંસ્કારી બન્યું હતું. એ ઘણી વિદુષી અને ભક્ત બની હતી. એમ કહેવાય છે કે લોકોના મનની વાત જાણી જવાની તથા ભવિષ્યમાં દૃષ્ટિ નાખવાની અદ્ભૂત સિદ્ધિ તેણે પ્રાપ્ત કરી હતી. ઈ. સ. ૭૫૬ માં તેનું મૃત્યુ થયું.

## રત્ન—૭. અકકાદેવી.

ગુપ્તવંશી રાજાઓનું મહારાજ્ય નષ્ટ થયા પછી હિંદુસ્તાનમાં જે અનેક રાજવંશીઓએ સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી હતી, તેમાંના કોઇએ સોલંકીયોના જેવું પ્રભાવશાળી અને વિસ્તારવાળું

રાજ્ય સ્થાપ્યું નહોતું. આપણા દેશના ઘણા રાજવંશોનો પ્રાચીન ઈતિહાસ મળી આવતો નથી, પણ સદ્ભાગ્યની વાત છે કે સોલંકી વંશના ઘણા રાજાઓ વિદ્યાના શોખીન અને વિદ્વાનોનો આદરસત્કાર તથા વિદ્યાની વૃદ્ધિ કરનારા થઈ ગયા છે; એ કારણને લીધે તેમની પ્રશંસામાં લખેલાં અનેક પ્રાચીન પુસ્તકો-માંથી એમનો થોડો ઘણો વૃત્તાંત મળી આવે છે.

સોલંકી રાજપુતો પોતાને અગ્નિવંશી ગણે છે અને વસિષ્ટ ઋષિદ્વારા તેમનો મૂળ પુરૂષ ચૌલુક્ય અથવા ચાલુક્ય આબુ પર્વત ઉપર ઉત્પન્ન થયો હતો, એમ માને છે.

જૂનાં તામ્રપત્રો, શિલા લેખો તથા પુસ્તકો ઉપરથી જણાય છે કે, સોલંકીયોનું રાજ્ય પહેલાં અયોધ્યામાં હતું. ત્યાંથી તેઓ દક્ષિણમાં ગયા. ત્યાંથી પાછા ગુજરાત, રાજપૂતાના, વાઘેલ ખંડ આદિ દેશોમાં ફેલાયા.

જે સન્નારીનો ટુંકો પરિચય આ ચરિત્રમાં હમે આપવા માગીએ છીએ, તેનો જન્મ દક્ષિણના સોલંકી રાજવંશમાં થયો હતો. એ સત્યાશ્રય રાજાના ન્હાના ભાઈ દશવર્માની પુત્રી અને વિક્રમાદિત્ય પાંચમાની બ્હેન થતી હતી. સત્યાશ્રય રાજાનું મૃત્યુ વિક્રમ સંવત્ ૧૦૬૫ ઈ. સ. ૧૦૦૯ ની લગભગમાં થયું હતું; અને તેને કોઈ પુત્ર ન હોવાથી તેની ગાદી તેના ભત્રીજા વિક્રમાદિત્યને મળી હતી. અક્કાદેવીની માતાનું નામ ભાગ્યવતી હતું. કેટલીક જગ્યાએ તેનું નામ ભાગલદેવી પણ લખ્યું છે.

અક્કાદેવીને તેના માત પિતા તરફથી સારૂં શિક્ષણ મળ્યું હતું. એ ઘણી વીર પ્રકૃતિની સ્ત્રી હતી. રાજકાર્યમાં પણ એ ઘણી નિપુણ હતી. તેનું લગ્ન કદંબવંશી કોઈ સામન્ત સાથે

થયું હતું. તેના સ્વામીનું નામ જાણ્યામાં આવ્યું નથી.

બેલૂર સ્થાનમાંથી મળી આવેલા શક સંવત ૯૪૪ (વિક્રમ સંવત ૧૦૭૯=ઈ. સ. ૧૦૨૨) ના કાનડી ભાષાના એક લેખ ઉપરથી જણાઈ આવે છે કે, એ સંવતમાં (ઇ. સ. ૧૦૨૨) માં એ 'કિસુકાડ સપ્તતિ' નામના પ્રદેશ ઉપર રાજ્ય કરી રહી હતી. સિત્તેર ગામોના કિસુકાડ પ્રદેશને–'કિસુકાડ સપ્તતિ' કહેતા હતા. એ પ્રદેશ બાદામી તાલુકામાં આવેલો છે.

અક્કાદેવી ઘણી સદ્‌ગુણી અને એકવચની સ્રી હતી. યુદ્ધકળામાં તે ઘણી પ્રવીણ હતી. રણભૂમિમાં તે ભૈરવીની સમાન શત્રુઓનો સંહાર કરતી હતી. ઘણા ઉદાર સ્વભાવની હતી. કોઇ પણ ધર્મ ઉપર તેને દ્વેષ નહોતો. જૈન, બૌધ, શૈવ તથા વૈષ્ણવ સંપ્રદાયોનો એ એક સરખો આદર કરતી હતી

પોતાના મ્હોટાભાઈ વિક્રમાદિત્ય પાંચમાના સ્મરણાર્થ તેણે એક ગામનું દાન કરી દીધુ હતું અને એક મ ઠપ બનાવ્યો હતો.

બીજા કેટલાક પ્રાચીન લેખો ઉપરથી જણાય છે કે એકવાર અક્કાદેવીએ ગોકાગે (બેલગામ જીલ્લામા આવેલું ગોકાક) ના કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો હતો અને ઉપર જણાવેલી સિત્તેર ગામ 'કિસુકાડ સપ્તતિ' ઉપરાત ત્રણ બીજા પ્રદેશ પણ તેના અધિકારમા આવ્યા હતા તેની જાગીરનું મુખ્ય સ્થાન વિક્રમપુર (બીજાપુર જીલ્લામા) માં હતું શ. સં. ૯૭૫, વિ. સં. ૧૧૧૦, ઈ. સ. ૧૦૫૩ સુધી તો એ રાજ્ય કરતી હતી, એવું પ્રમાણ મળી આવે છે. આગળની કાંઈ ખબર નથી. તેના પુત્રનું નામ મહામંડલેશ્વર કાદંબ તોયિમદેવ હતું. એ ઈ. સ ૧૦૬૬ માં વનવાશી અને પાનુંગલ નામના સ્થાનોમા રાજ્ય કરતો હતો.

# રત્ન-૮. પુષ્પાવતી.

આ રમણી વલ્લભીપુરના યશસ્વી રાજા શીલાદિત્યની ધર્મ પત્ની હતી. શીલાદિત્ય ઈ. સ. (ગુપ્ત અથવા વલ્લભી)ના છઠ્ઠા સૈકામાં રાજ્ય કરતો હતો. તે વલ્લભીપુરના પહેલા રાજા વિજયસેનનો પુત્ર હતો. શીલાદિત્ય ઘણો વીર અને બુદ્ધિમાન્ રાજા હતો. તેનો પ્રધાન દેશદ્રોહી અને સ્વામીદ્રોહી નીવડીને મુસલમાનોને તેના રાજ્ય ઉપર ચ્હડાઇ કરવા બોલાવી લાવ્યો હતો. શીલાદિત્યે મુસલમાનો સાથે ઘણીજ બહાદૂરીથી યુદ્ધ કર્યું હતું. એ વખતે શીલાદિત્ય રાજાની રાણી પુષ્પાવતી સગર્ભા હતી. રાણીને અંબાભવાનીનાં દર્શન કરવાની ઇચ્છા થવાથી તેણે તેને આરાસુર પર્વત ઉપર મોકલી આપી હતી. તે આરાસુર પહોંચી ત્યાર પછી દૈવગતિથી શીલાદિત્યનો પરાજય થયો અને વલ્લભીપુરનું સમૃદ્ધિવાન નગર બેહાન મેદાન થઇ ગયું. પુષ્પાવતી રાણી પાછી આવી ત્યારે તેને પતિના મૃત્યુના સમાચાર મળ્યા. તેના શોકનો પાર રહ્યો નહી. તરતજ પતિની સાથે સતી થવાનું તેનાથી બની શકે એમ નહોતું, કારણ કે વલ્લભી વંશનું નામ જાળવી રાખનાર બાળક તેના ગર્ભમાં હતો. દેવીએ તેને આશીર્વાદ આપ્યો હતો કે તારે પેટે એક પુત્રરત્ન જન્મશે. જન્મતા પહેલાંજ પુત્રને પિતાનું અને રાજ્યનું સુખ ખોવું પડયું. એ વિચારથી તેનું હૃદય ઘણું આકુળવ્યાકુળ થવા લાગ્યુ. પરન્તુ એ સમય શોક કરીને બેસી રહેવાનો નહોતો. ગર્ભનું રક્ષણ કરવાનો તથા સહીસલામત રીતે સુવાવડ થઇ શકે એવુ સ્થાન શોધી કહાડ

વાની તેની ફરજ હતી. એ ત્યાંથી ન્હાશીને પર્વતની ગુફામાં ગઈ. આ વખતે વડનગરની એક નાગર બ્રાહ્મણી કમળાવતીએ તેને ઘણી સારી મદદ આપી હતી. યથાસમયે પુષ્પાવતીએ પુત્ર રત્નને જન્મ આપ્યો. ગુફામાં જન્મ પામ્યો એટલા સારૂં તેનું નામ ગુહો (પ્રાકૃતમા ગુફાને ગુહો કહે છે) પાડયું. એ ગુહોને તેણે પોતાની બ્હેનપણી કમળાવતીને સુપરત કર્યો હતો. અને કહ્યું હતું કે 'બ્હેન, હું તો હવે પતિદેવ સાથે સ્વર્ગલોકમાં વિલાસ કરવા સારૂં અગ્નિમાં દેહસમર્પણ કરીશ જે ઉદ્દેશને સારૂં હું જીવી હતી તે ઉદ્દેશ અંબાભવાનીની કૃપાથી ફળીભૂત થયો. આ સંસારમાં મ્હારૂં સગુંવ્હાલું કોઈ નથી. જેમાં ગણું તેમાં તુંજ છે તારા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. તું ભણી ગણી અને સ્હમજુ છે ગુહોને તને યોગ્ય લાગે એવા પ્રકારનું શિક્ષણ આપજે અને એ મ્હોટો થાય ત્યારે કોઈ રાજપુત કન્યા સાથે પરણાવજે.' આ પ્રમાણે કહી ચિતા સળગાવીને એ રાણી સતી થઇ ગઇ. નાગરાણીને હાથે શિક્ષણ મેળવીને ગુહો ઘણો રાજનીતિનિપુણ અને પરાક્રમી નીવડયો એ ગુહોજ હિન્દુઓના સૂર્ય રૂપ મનાતા, ઉદેપુરના બહાદુર અને ટેકીલા મહારાણાઓના વંશનો આદિ પૂર્વજ હતો. તે પાછળથી ગોહો ગ્રહાદિત્ય, ઘેલોટી, અને બાપારાવળના નામથી ઈતિહાસમાં પ્રસિદ્ધ થયો છે.



# રત્ન—૯. નર્મદા.



પ્રસિદ્ધ ભોજરાજાના સમયમાં ધારાનગરીમાં એક સુશર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો. એ સદા ઇશ્વરભક્તિમાં લીન રહેતો હતો. પરોપકારને માટે ત્હેનું મન સમુદ્રની પેઠે ઉછાળા મારતું હતું, પરન્તુ એની પાસે પોતાની ઇચ્છા પૂર્ણ કરવા જેટલું ધન નહીં હોવાથી મનના તરંગો મનમાંજ શમાવવા પડતા. છતાં પણ પોતાની શક્તિ મુજબ પુણ્યદાન કરવાનું એ ચૂકતો નહીં. વિધાતાએ સદ્દભાગ્યે એક ઘણી સુશીલ અને દયાળુ સ્ત્રી સાથે તેનું પાનું પાડ્યું હતું. તેની સ્ત્રીનું નામ નર્મદા હતું. નર્મદા ઘણી પતિવ્રતા હતી. એ કદી પરપુરૂષનું મ્હોં જોતી નહીં. પરપુરૂષને તો એ પ્રચંડ અગ્નિના સમાન ગણતી, કે જેની પાસે જવાથીજ શરીરમાં બળતરા ઉત્પન્ન થાય છે, તો તેનો સ્પર્શ કરવાની તો વાતજ શી? નર્મદા હમેશાં પતિના ઉઠતાં પહેલાં ઉઠીને સ્નાન કરતી તથા સ્વચ્છ વસ્ત્ર પહેરીને ગીતાનો પાઠ તથા ભગવદ્ ભજન કરતી. પતિના ઉઠયા પછી એ ત્હેને ગરમ પાણીથી સ્નાન કરાવતી, તેનાં વસ્ત્ર ધોઇને સ્વચ્છ કરતી, ત્હેના પૂજાપાઠ તથા અગ્નિ હોમની સામગ્રી તૈયાર કરતી, અને બીજી સર્વ રીતે તનમનધનથી પતિની સેવામાં તત્પર રહેતી. સુશર્મા કોઈ દિવસ કોઈની પાસે યાચના કરવા જતો નહોતો. દક્ષિણા લેવી એ ત્હેને ઝેરના કરતાં પણ વધારે કડવું લાગતું હતું. એટલા માટે વગર માગ્યેજ જે કાંઈ ઘેર બેઠે મળી જતું તેટલા ઉપર સંતોષ માનીને પતિપત્ની આનંદમાં ગુજરાન ચલાવતાં હતાં.

ભોજરાજા ઘણો દાની, ગુણી તથા ધાર્મિક હતો. તેણે પોતાના આખા રાજ્યમાં કોઇને મૂર્ખ અને અભણ રહેવા નહોતો દીધો. દાન અને વિદ્યાદ્વારા તેણે પ્રજાને સુપંડિત અને અયાચક બનાવી દીધી હતી. એક દિવસ ત્હેણે કવિ કાલિદાસને મ્હોંએ પંડિત સુશર્માની પત્ની નર્મદાના સતીત્વ અને પાતિવ્રત્યની પ્રશંસા સાંભળી. સતી નર્મદાના સતીત્વની પરીક્ષા કરવાના ઇરાદાથી રાજા ભોજે દ્રવ્ય આપીને લલચાવવા સારૂ પંડિત સુશર્માને બોલાવ્યો. સુશર્મા જે વખતે રાજા ભોજ પાસે જવા લાગ્યો, તે વખતે નર્મદાએ ત્હેને હાથ જોડીને કહ્યું 'મહારાજ! રાજા ભોજ મ્હોટા દાની છે. એ કદાચ તમને દ્રવ્ય આપવા માટે તો તમે લેશો નહીં, કારણ કે દાન લેવાથી આપણા તપમાં ભંગ પડી જશે. ભૂખે મરી જવાય તો ભલે પણ દાન લેવું એ તો બિલકુલ ગેરવ્યાજબી છે.

સુશર્મા પણ નિર્લોભી હતો. એ રાજાની સભામાં જઇને ઉભો રહ્યો એટલે રાજા ભોજે ત્હેનો ઘણો આદરસત્કાર કર્યો તથા વિધિપૂર્વક તેનું પૂજન કરીને ચરણોદક પીધું. પછીથી હજારો મહોરો મંગાવીને બ્રાહ્મણને અર્પણ કરી. બ્રાહ્મણે સંતુષ્ટ થઇને રાજાને આશીર્વાદ આપ્યો તથા વિનયપૂર્વક કહ્યું. " પૃથ્વીનાથ! આજે આપની બ્રાહ્મણો ઉપરની ભક્તિ જોઇને હું પ્રસન્ન થયો છું. ઈશ્વર આપને ચિરંજીવી કરે એજ મ્હારો ખરા અંતઃકરણનો આશીર્વાદ છે. પરન્તુ આ ધનની મારે કાંઈ પણ જરૂર નથી. ધન તો રાજાઓની પાસેજ શોભે છે. હું એક દીન-દરિદ્ર બ્રાહ્મણ છું. હમારે માટે તો તપ એજ અખૂટ ધન છે અને એ તપદ્વારાજ હમારૂં પાલન થાય છે. મ્હારે લાયક કાંઇ કામકાજ હોય તો ફરમાવો.

એટલું કહીને બ્રાહ્મણ સુશર્મા ત્યાંથી ચાલ્યો ગયો. આ યત્નમાં સફળ નહીં થવાથી ભોજરાજાએ બીજી યુક્તિ રચી. જે વખતે બ્રાહ્મણ સુશર્મા દેવમંદિરમાં દર્શન કરવા ગયો હતો તે વખતે સાધુનો વેશ ધારણ કરીને રાજા એને ઘેર પહોંચ્યો; અને બારણા આગળ ઉભો રહી 'भवति भिक्षां देहि' ની બૂમ પાડી. નર્મદા કદી કોઇ પરપુરૂષ સાથે બોલતી નહોતી, પણ સાધુ સન્ત ઉપર તેની પૂર્ણ ભક્તિ હતી. વળી અતિથિ અભ્યાગતનો સત્કાર કરવો એ આર્ય લલનાઓનું પ્રથમ કર્તવ્ય છે, એ વાત નર્મદા સારી પેઠે જાણતી હતી. એટલે સાધુનો અવાજ સાંભળીને એ તરત મુઠી આટો લઇને બહાર આવી. પરન્તુ સાધુરૂપ ભોજરાજાને તો એની પરીક્ષા કરવી હતી. એટલે તેણે લોટ લેવાની ના કહી અને ભોજન કરવાની ઈચ્છા પ્રગટ કરી. જો કે એ વખતે ઘરમાં ધણીધણીઆણી બેને ખાવા જેટલુંજ ધાન્ય હતું; તોપણ સતી નર્મદાએ પોતાના ભાગનું ધાન્ય રાંધીને સાધુને હાથપગ ધોવરાવીને આસનપર બેસાડયા; તથા થાળીમાં રસોઈ પીરસીને ભોજન કરવાની વિનંતિ કરી. પરન્તુ સાધુને કાંઇ ભોજન થોડુંજ કરવું હતું. તેને તો જોવું હતું કે નર્મદામાં કેટલું પાણી છે. તેણે કહ્યું 'મીઠી વસ્તુ વગર અતિથિનો પૂરો સત્કાર નથી થતો.' સાધુનાં આ વચનો સાંભળીને નર્મદાને ઘણો ખેદ થયો; કારણ કે એ વખતે સાધુને ખવરાવવા જેવો મીઠો પદાર્થ કોઇ પણ ઘરમાં નહોતો, તેમજ ઘરમાં પૈસા પણ નહોતા. તેણે પતિના ભાગના ચોખા બજારમાં વેચવા મોકલ્યા તથા એ પૈસામાંથી પડાશણ પાસે ખાંડ મંગાવીને સાધુને પીરસી. સાધુવેશધારી ભોજરાજા નર્મદાની સાધુભક્તિ અને સત્યનિષ્ઠા જોઇને

ઘણો પ્રસન્ન થઈ ગયો. મનમાં ને મનમાં એ નર્મદાની ઘણી પ્રશંસા કરવા લાગ્યો. એણે પોતાનાં રાજચિન્હો છુપાવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ ચતુર નર્મદા તેના મ્હોં ઉપરના તેજથી કળી ગઈ કે આ ભોજરાજ છે. તેથી તેણે કહ્યું 'નૃપતિ ભોજરાજ ! આપ ઘણા પુણ્યવાન અને બુદ્ધિના ભંડારરૂપ છો. આપ પરસ્ત્રીને માતારૂપ ગણો છો માટે મ્હારી પરીક્ષા લેવા સારૂ આપે આ ઉપાય ગ્રહણ કર્યો, એ વ્યાજબી નથી કર્યું.'

સતીનાં આવાં મૃદુ વચનો સાંભળીને સાધુવેશધારી ભોજરાજ ગદ્‌ગદ્ થઈ ગયો અને નર્મદાની પ્રદક્ષિણા કરીને નમ્રતાપૂર્વક હાથ જોડીને બોલ્યો 'માતા ! મ્હને ક્ષમા કરો. મ્હેં તમારો મ્હોટો અપરાધ કર્યો છે. હવે દયા લાવીને મ્હને ક્ષમા કરો. અને મ્હને આપનો સેવક સ્હમજો.'

નર્મદાએ શાન્ત ભાવે ઉત્તર આપ્યો 'આપ ભય ન પામશો. હું જાણું છું કે આપ કપટ કરીને મ્હારૂં શિયળ ભંગ કરવાની ઇચ્છાથી અત્રે નહોતા આવ્યા. તમારો ઉદ્દેશ મ્હારા પાતિવ્રત્યની પરીક્ષા લેવાનો હતો. એટલા સારૂંજ હું તમને આજે માફી આપું છું. પણ ફરીથી કોઈ દિવસ એ પ્રમાણે સતીને છળવાનો યત્ન ન કરશો. તમારે ખાત્રી રાખવી કે તમે કોઈ પણ ઉપાયથી મ્હારૂં શિયળ ભંગ કરવામાં સમર્થ ન થાત, કારણકે પતિવ્રતા સ્ત્રીનુ સત્ તોડાવવાની શક્તિ સંસારમાં કોઈનામાં પણ નથી. હું કોઈ પરપુરૂષ સાથે વાતચીત નથી કરતી. પણ આપને સાધુ સ્હમજીને આટલો વાર્તાલાપ કર્યો છે. તેથી મારાં પાતિવ્રત્ય વ્રતમાં કાંઈ પણ ન્યૂનતા આવી શકે એમ નથી. પતિવ્રતા સ્ત્રીઓના ચાર પ્રકાર છે. ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ, અને અધમ. જે

સ્ત્રીનો એવો નિશ્ચય હોય છે કે, પોતાના પતિ વગર દુનિયામાં કોઈ પુરૂષજ નથી; તે ઉત્તમ પ્રકારની પતિવ્રતા છે. એ તો એમજ સમજે છે કે મ્હારા પતિ વગર બધા નપુંસકજ છે. મધ્યમ શ્રેણીની પતિવ્રતા પરપુરૂષને ભાઈ, પિતા અને પુત્ર સમાન ગણે છે. જે સ્ત્રીઓ પોતાના કુળની આબરૂ સાચવવા ખાતર, ધર્મથી બ્હીને શિયળ સાચવી રાખે છે, તે નિકૃષ્ટ પતિવ્રતા છે. અને જે લાગ નહીં મળવાના સબબથીજ શિયળ સાચવી શકી છે, તે અધમ પતિવ્રતા છે. હું પરણ્યા પછી પતિ સિવાય બીજા બધા પુરૂષને નપુંસક ગણતી આવી છું. આજ દિન સૂધી મ્હેં પ્રાણનાથ સિવાય બીજા કોઈ પુરૂષ સાથે વાત નથી કરી. આજ પતિ ઘેર નહીં હોવાથી અતિથિ ગણીને, અને અતિથિને ભિક્ષા આપ્યા વગર ખાલી હાથે પાછા મોકલવા એ શાસ્ત્રવિરૂદ્ધ હોવાથી. આપની સાથે વાતચીત કરી છે. મ્હારી પૂર્ણ ખાત્રી છે કે પતિદેવ મ્હારા ઉપર આ અપરાધને માટે કદી અપ્રસન્ન નહીં થાય.'

સતી નર્મદાનો ઉપદેશ સાંભળીને ભોજરાજા ઘણોજ પ્રસન્ન થયો, અને તેના શુદ્ધ પતિપ્રેમ તથા સતીત્વની અત્યંત પ્રશંસા કરીને, તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી મહેલ ભણી રવાના થયો.

જ્યારે બ્રાહ્મણ સુશર્મા દેવદર્શન કરીને ઘેર આવ્યો ત્યારે સતી નર્મદાએ ધ્રુજતે શરીરે હાથ જોડીને તેને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો, તથા પરપુરૂષની સાથે વાર્તાલાપ કરવા માટે ક્ષમા માગી.

બ્રાહ્મણે ભોજરાજાના સદ્‌ગુણોનો વિચાર કરી પોતાની ગેરહાજરીમાં તેનો સત્કાર કરવા માટે નર્મદાની ઘણી પ્રશંસા કરી.

ઘણો પ્રસન્ન થઈ ગયો. મનમાં ને મનમાં એ નર્મદાની ઘણી પ્રશંસા કરવા લાગ્યો. એણે પોતાનાં રાજચિન્હો છુપાવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ ચતુર નર્મદા તેના મ્હોં ઉપરના તેજથી કળી ગઈ કે આ ભોજરાજ છે. તેથી તેણે કહ્યું 'નૃપતિ ભોજરાજ ! આપ ઘણા પુણ્યવાન અને બુદ્ધિના ભંડારરૂપ છો. આપ પરસ્ત્રીને માતારૂપ ગણો છો માટે મ્હારી પરીક્ષા લેવા સારૂ આપે આ ઉપાય ગ્રહણ કર્યો, એ વ્યાજબી નથી કર્યું.'

સતીનાં આવાં મૃદુ વચનો સાંભળીને સાધુવેશધારી ભોજરાજ ગદ્‌ગદ્ થઈ ગયો અને નર્મદાની પ્રદક્ષિણા કરીને નમ્રતાપૂર્વક હાથ જોડીને બોલ્યો 'માતા ! મ્હને ક્ષમા કરો. મ્હેં તમારો મ્હોટો અપરાધ કર્યો છે. હવે દયા લાવીને મ્હને ક્ષમા કરો. અને મ્હને આપનો સેવક સ્હમજો.'

નર્મદાએ શાન્ત ભાવે ઉત્તર આપ્યો 'આપ ભય ન પામશો. હું જાણું છું કે આપ કપટ કરીને મ્હારૂં શિયળ ભંગ કરવાની ઈચ્છાથી અત્રે નહોતા આવ્યા તમારો ઉદ્દેશ મ્હારા પાતિવ્રત્યની પરીક્ષા લેવાનો હતો. એટલા સારૂંજ હું તમને આજે માફી આપું છું. પણ ફરીથી કોઈ દિવસ એ પ્રમાણે સતીને છળવાનો યત્ન ન કરશો. તમારે ખાત્રી રાખવી કે તમે કોઈ પણ ઉપાયથી મ્હારૂં શિયળ ભંગ કરવામાં સમર્થ ન થાત, કારણકે પતિવ્રતા સ્ત્રીનું સત્ તોડાવવાની શક્તિ સંસારમાં કોઈનામાં પણ નથી. હું કોઈ પરપુરૂષ સાથે વાતચીત નથી કરતી. પણ આપને સાધુ સ્હમજીને આટલો વાર્તાલાપ કર્યો છે. તેથી મારા પાતિવ્રત્યવ્રતમાં કાંઈ પણ ન્યૂનતા આવી શકે એમ નથી. પતિવ્રતા સ્ત્રીઓના ચાર પ્રકાર છે. ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ, અને અધમ. જે

સ્ત્રીનો એવો નિશ્ચય હોય છે કે, પોતાના પતિ વગર દુનિયામાં કોઇ પુરૂષજ નથી; તે ઉત્તમ પ્રકારની પતિવ્રતા છે. એ તો એમજ સમજે છે કે મ્હારા પતિ વગર બધા નપુંસકજ છે. મધ્યમ શ્રેણીની પતિવ્રતા પરપુરૂષને ભાઈ, પિતા અને પુત્ર સમાન ગણે છે. જે સ્ત્રીઓ પોતાના કુળની આબરૂ સાચવવા ખાતર, ધર્મથી બ્હીને શિયળ સાચવી રાખે છે, તે નિકૃષ્ટ પતિવ્રતા છે. અને જે લાગ નહીં મળવાના સબબથીજ શિયળ સાચવી શકી છે, તે અધમ પતિવ્રતા છે. હું પરણ્યા પછી પતિ સિવાય બીજા બધા પુરૂષને નપુંસક ગણતી આવી છું. આજ દિન સૂધી મ્હેં પ્રાણનાથ સિવાય બીજા કોઈ પુરૂષ સાથે વાત નથી કરી. આજ પતિ ઘેર નહીં હોવાથી અતિથિ ગણીને, અને અતિથિને ભિક્ષા આપ્યા વગર ખાલી હાથે પાછા મોકલવા એ શાસ્ત્રવિરૂદ્ધ હોવાથી. આપની સાથે વાતચીત કરી છે. મ્હારી પૂર્ણ ખાત્રી છે કે પતિદેવ મ્હારા ઉપર આ અપરાધને માટે કદી અપ્રસન્ન નહીં થાય.'

સતી નર્મદાનો ઉપદેશ સાંભળીને ભોજરાજા ઘણોજ પ્રસન્ન થયો, અને તેના શુદ્ધ પતિપ્રેમ તથા સતીત્વની અત્યંત પ્રશંસા કરીને, તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી મહેલ ભણી રવાના થયો.

જ્યારે બ્રાહ્મણ સુશર્મા દેવદર્શન કરીને ઘેર આવ્યો ત્યારે સતી નર્મદાએ ધ્રુજતે શરીરે હાથ જોડીને તેને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો, તથા પરપુરૂષની સાથે વાર્તાલાપ કરવા માટે ક્ષમા માગી.

બ્રાહ્મણે ભોજરાજાના સદ્ગુણોનો વિચાર કરી પોતાની ગેરહાજરીમાં તેનો સત્કાર કરવા માટે નર્મદાની ઘણી પ્રશંસા કરી.

---

## રત્ન—૧૦. સુલક્ષણા.

રાજા ભોજના સમયમાં વિષ્ણુદત્ત નામનો એક અગ્નિહોત્રી બ્રાહ્મણ ધારાનગરીમાં રહેતો હતો. એ ઘણો પંડિત અને શાસ્ત્રવિશારદ હતો; તેની સ્ત્રીનું નામ સુલક્ષણા હતું. સુલક્ષણામાં નામ પ્રમાણેજ ગુણ પણ હતા. એ ઘણી સ્વરૂપવતી, સુઘડ, ચતુર, બુદ્ધિમતી, સુશિક્ષિત, પતિવ્રતા, ઘરકામમાં કુશળ અને મધુરભાષી હતી. પતિની આજ્ઞા માનવામાં એ ઘણીજ દૃઢ હતી. એક વખતે વિષ્ણુદત્તે તેની પાસે પાણી માગ્યું. એ પાણીનો પ્યાલો ભરીને લાવી એટલીવારમાં વિષ્ણુદત્ત કોઈ જરૂરનું કામ સાંભરી આવ્યાથી પત્નીને 'જરા ઉભી રહે' એમ કહીને બજારમાં ચાલ્યો ગયો. દૈવ સંયોગથી એ આખો દિવસ વિષ્ણુદત્ત કામમાંજ લાગ્યો રહ્યો અને સાંઝ સૂધી તેને ઘેર જવાની પુરસદ મળી નહીં. ઘેર આવીને જુએ છે તો તેની પત્ની સુલક્ષણા એની એ જગ્યાએ હાથમાં પાણીનું પવાલું લઈને ઊભી છે. જેઠ મહિનો હતો અને ગરમી બહુ સખ્ત પડતી હતી. જે વખતે વિષ્ણુદત્ત બજારમાં ગયો તે વખતે તો ત્યાં આગળ છાંયડો હતો, પરન્તુ પાછળથી બપોરને વખતે ત્યાં ખૂબ પ્રચંડ તડકો પડવા લાગ્યો; પણ સુલક્ષણા એ તડકાથી જરા પણ કંટાળ્યા વગર પતિના શબ્દોને માન આપીને ત્યાંજ ઊભી રહી હતી. વિષ્ણુદત્ત તેને ત્યાંની ત્યાંજ ઊભી રહેલી જોઈને ઘણું આશ્ચર્ય પામી ગયો, અને તેનું કારણ પુછવા લાગ્યો. સુલક્ષણાએ નમ્રતાપૂર્વક

વિષ્ણુદત્તને પોતાની સ્ત્રી ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. એ સારી પેઠે જાણતો હતો કે સુલક્ષણા પ્રાણ જતાં સુધી પણ ધર્મને છોડે એવી નથી. એક દિવસ તેણે સુલક્ષણાની પરીક્ષા લેવા સારૂ પોતાના એક મિત્રને કોઇ બાગમાં મોકલી દીધો અને કહ્યું કે આ બાગમાં જે સ્ત્રી આવે તેને લલચાવીને તારા વશમાં કરવાનો યત્ન કરજે. પછીથી ઘેર જઇને એણે સુલક્ષણાને ભગવાનના પૂજન માટે પુષ્પ લાવવા સારૂ એજ બાગમાં મોકલી. પતિની આજ્ઞાનુસાર સુલક્ષણા ત્યાં જઇને ફુલની ક્યારીઓમાં પેશીને પુષ્પ તોડવા લાગી, એટલામાં એક છેલછબિલા જવાને આવીને કહ્યું "પ્યારી ! શું કરો છો ? જરા મ્હારી પાસે તો આવો ? આટલાં બધાં સુંદર હોવા છતાં તમે આવાં મલિન વસ્ત્ર કેમ પહેર્યાં છે ? ચાલો મારી સાથે, હું તમને સુંદર વસ્ત્રાલંકાર આપીશ."

આ પ્રમાણે અનેક પ્રકારની લાલચો બતાવીને સુલક્ષણાને પોતાની તરફ ખેંચવાનો તેણે યત્ન કર્યો. કોઇ ભોળી સ્ત્રી હોત તો જરૂર એ પ્રપંચી યુવકની પ્રેમજાળમાં ફસાઇને પોતાના સતીત્વનો નાશ કરત, પણ સુલક્ષણા તો ખરેખરી પતિવ્રતા હતી. એણે તે યુવકની વાત ઉપર જરા પણ ધ્યાન ન આપ્યું અને પુષ્પ લીધા વગરજ ધડકતે હૃદયે દોડતી દોડતી ઘેર પહોંચી. તેનું મ્હોં ઉતરેલું જોઇને પતિ વિષ્ણુદત્તે વિચાર્યું કે જરૂર કાંઈ ગોટાળો થયો છે, પણ સુલક્ષણાએ વગર પુછેજ બધા સમાચાર કહી સંભળાવ્યા. તથા ભવિષ્યમાં ફુલ વીણવા જવાની સાફ ના કહી. ત્યારેજ વિષ્ણુદત્તની ખાત્રી થઇ કે સુલક્ષણા પોતાનું પાતિવ્રત્ય સાચવી શકી છે.

એક વખત રાત્રીના સમયે વિષ્ણુદત્ત સુલક્ષણાના ખોળામાં માથું મુકીને સુઈ રહ્યો હતો અને સુલક્ષણા તેને પંખો નાંખી

રહી હતી. એટલામાં અકસ્માત તેનો એક દોઢ વર્ષનો કોમળ પુત્ર રમતો રમતો સળગતી આગમાં પડી ગયો. હવે સુલક્ષણા ગભરાઈ-કે શું કરવું ? જો પુત્રને બચાવવા સારૂ પતિને ખોળામાંથી ઉઠાડું છું, તો પતિની ઉંઘ ઉડી જવાથી તેમને દુઃખ થશે, અને જો નથી ઉઠાડતી તો વ્હાલો પુત્ર સળગીને મરી જશે. એવા સંકટના સમયમાં તેણે હાથ જોડીને પરમેશ્વરની પ્રાર્થના કરી કે હે દીનાનાથ ! જગત્ રક્ષક સર્વાન્તર્યામી દીનદયાળુ ! જો મ્હેં આજ દિન સુધી મ્હારા પતિ સિવાય બીજા કોઈ પુરૂષની સ્વપ્નમાં પણ ઇચ્છા ન કરી હોય, જો મ્હારા હૃદયમાં પ્રાણપતિ સિવાય બીજા કોઈને પણ સ્થાન ન મળ્યું હોય, અને જો હું સાચી પતિવ્રતા હોઉં, તો આ પ્રચંડ અગ્નિને પણ ચંદનના જેવો શીતળ કરી દેજો.

એમ કહેવાય છે કે, સુલક્ષણાના મ્હોંમાંથી આ શબ્દો નીકળતાં વારજ ઈશ્વરની કૃપાથી અગ્નિ એકદમ શાંત થઇ ગયો; અને તેનો પુત્ર હસતો રમતો માતાના ખોળામાં આવીને બેઠો. ભોજરાજા આ વખતે નગરચર્યા જોવા નીકળ્યો હતો. તે કમાડનાં છિદ્રમાંથી આ બધું દૃશ્ય જોઇ રહ્યો હતો. આજનો દેખાવ જોઇને એ ઘણોજ આશ્ચર્ય પામ્યો, અને સુલક્ષણાના સતીત્વની પ્રશંસા કરતો કરતો મહેલ તરફ ગયો ! ધન્ય છે, એવી પતિવ્રતાઓને એમના સતીત્વના પ્રભાવથીજ ભારતવર્ષ હજુ પણ ટકી શક્યું છે. વસુંધરા ભારતમાં હજુ પણ શિયળવતી સન્નારીઓનો અભાવ નથી. એ આપણા સદ્ભાગ્યની વાત છે.



# ૨૯ન—૧૧. જસમા ઓડણ.

વિક્રમની બારમી સદીમાં ગુજરાત દેશમાં સિદ્ધરાજ નામનો રાજા રાજ્ય કરતો હતો. અણહિલપુર પાટણમાં તેની રાજધાની હતી. સિદ્ધરાજ ઘણો પ્રતાપી અને વીર રાજા હતો. પ્રજાની ઉન્નતિ અને સુખને સારૂ એ સદા પ્રયત્નશીલ હતો. પોતાના પાટનગરમાં એક સારા જળાશયનો અભાવ જોઇને તેણે એક વિશાળ તળાવ બંધાવવા માંડયું હતું. એ તળાવ સહસ્રલિંગ તળાવના નામથી પ્રસિદ્ધ છે. આ તળાવના અવશેષ આજે પણ પાટણ નગરમાં દ્રષ્ટિગોચર થાય છે. સહસ્રલિંગ તળાવ ઘણુંજ વિશાળ અને ગોળાકૃતિ હશે, તથા તેની આસપાસ શિવાલયો બાંધ્યાં હશે એમ તેના 'સહસલિંગ' નામ ઉપરથી અનુમાન થાય છે.

એ તળાવ ખોદવા માટે સિદ્ધરાજ જયસિંહે માળવા પ્રાન્તના ઓડ જાતિના કુશળ અને મજબુત મજુરોને બોલાવ્યા હતા. એ કામ ઉપર ઓડ જાતિનાં અનેક સ્ત્રી પુરૂષો લાગેલાં હતાં. તળાવનું કામ તપાસવા સારૂ સિદ્ધરાજ ઘણી વખત સાંજને સમયે એ તળાવ ઉપર જઇ બેસતો. એક દિવસ એ બેઠો બેઠો મજુરોનું કામ તપાસી રહ્યો હતો એવામાં જસમા નામની એક ઓડણ ઉપર ત્હેની દૃષ્ટિ પડી. ઓડ જાતિની એક સાધારણ મજુરણ હોવા છતાં પણ જસમાનું સૌન્દર્ય અપ્રતિમ હતું. એ ઘણી નાજુક અને ગૌર વર્ણની હતી. ત્હેનું મુખ સુકોમળ અને નિર્મળ ચન્દ્રમાના જેવું તેજસ્વી હતું. ત્હેના કેશ લાંબા અને કાળા હતા, નેત્ર કમળના જેવાં હતાં, નાસિકા અણીદાર હતી.

આખું અંગ ઘાટદાર હતું, હેનો હાવભાવ ચિત્તાકર્ષક હતો. આ બધાં કારણોને લીધે એ એક અપ્સરા સમાન જણાતી હતી અને આવું દૈવી સૌન્દર્ય ઓડ જેવી જાતિમાં પરમાત્માએ શા સારૂ મુકયું હશે ? એ સંબંધી ઘણાને આશ્ચર્ય લાગતું ઓડ જાતિનો વંશપરંપરાનો ધંધો ખાણોમાંથી પત્થરો ખોદવા, તથા કુવા, તળાવ વગેરે ખોદવાનો હતો. એવી જાતિમાં જન્મેલી જસમા ઓડણ કાંઇ ભણીગણી સ્ત્રી નહોતી એ તો વગર કહેજ સૌ કોઇ સ્હમજી શકે એમ છે. પરન્તુ એ ઘણીજ સુશીલ, વિવેકી અને સદાચારી સ્ત્રી હતી. સૌન્દર્યનું અભિમાન હેના મનમાં કદી પણ ઉત્પન્ન થતું નહોતું. એ સદા થોડું બોલતી, પણ હેની વાણીમાં એટલી મીઠાશ હતી કે સાંભળનાર હેના ઉપર મુગ્ધ થયા વગર રહેતો નહીં.

રાજા સિદ્ધરાજની દૃષ્ટિ જે વખતે જસમા ઉપર પડી તે સમયે જસમા માટીનો ટોપલો લઇને જતી હતી. કામ કરવાથી જસમાના આખા શરીર ઉપર માટી ચોંટી રહી હતી, છતાં પણ એ માટીના આવરણમાંથી પણ હેનું અસાધારણ સૌન્દર્ય સ્પષ્ટ જણાઇ આવતું હતું. રાજાએ હેનું સુંદર મુખારવિંદ સ્પષ્ટ જોયું, હેના પ્રત્યેક અંગનો ઘાટ દેખ્યો. હેના આખા અંગની સુંદરતા અવલોકી. નખથી તે શિખા સુધી સિદ્ધરાજ એ ઓડણને જોતોજ રહ્યો. અનેક વાર હેણે હેના રૂપ અને યૌવનનું અવલોકન કર્યું, પણ હેની તૃપ્તિ થઇજ નહીં. જસમાની ઉમર એ વખતે લગભગ અઢાર વર્ષની હતી. યૌવને પોતાનું સામ્રાજ્ય જસમા ઉપર પૂર્ણ રૂપે જમાવ્યું હતું. હેને જોતાં વારજ સિદ્ધરાજ પોતાનું રાજ-પદ ભૂલી ગયો. સિદ્ધરાજે પોતાનું

હૃદય એ ઓડણ સુંદરીને સમર્પણ કરી દીધું અને નાતજાતનો જરા પણ વિચાર કર્યા વગર એ સુંદરીથી પોતાના રાજભવનને વિભૂષિત કરવાનો હેણે વિચાર કર્યો. રાજાએ ઈશારો કરીને જસમાને પોતાની તરફ બોલાવી, પણ જસમા તો પૂરી પતિવ્રતા હતી. એ પરપુરૂષને ભાઈ સમાન ગણતી હતી. રાજાના ઈશારા ઉપર જરા પણ લક્ષ આપ્યા વગર એ તો પોતાનું કામ કરતીજ રહી. રાજાની તરફ હેણે દૃષ્ટિપાત પણ ન કર્યો.

સિદ્ધરાજ તો એજ દિવસે મિથ્યા પ્રેમના સાગરમાં ઉંડો ડુબી ગયો હતો. હેને ખાવાપીવાનું ભાન રહ્યું નહોતું. રાજકાજમાં હેનું ચિત્ત ચોટતું નહિ, ઉદાસ ચિત્તે એ મહેલમાં જઈને પલંગ ઉપર પડયો રહ્યો અને પડયે પડયે જસમાને પોતાના હાથમાં લેવાની યુક્તિઓ શોધવા લાગ્યો. વળી બીજે દિવસે એ પાછો તળાવ ઉપર ગયો અને એક મનુષ્યદ્વારા જસમાને કહેવરાવ્યું કે 'ત્હારો પતિ બે હજાર ઓડોનો પટેલ છે, તું પટેલની સ્ત્રી છે, ત્હારે માથા ઉપર ટોપલો ઉંચકીને કામ ન કરવું જોઇએ. તું એવા હલકા કામને યોગ્ય નથી. તું તો રાજાના મહેલમાં ચાલ, ત્યાં ત્હારે માટે બધી સારી સોઈ અને સગવડ કરી આપવામાં આવશે.'

જસમાએ કહ્યું કે "ત્હમારા રાજાજીને કહેજો કે, 'હું તો મજૂરણ છું. માટીના ટોપલા ઉંચકવા એતો હમારો વંશ પરંપરાનો ધંધો છે. એ કામ કરવામાં મ્હને જરા પણ હીણપત નથી. રાજાના મહેલમાં જવું મ્હને પસંદ નથી. હેમને કહેજો કે મ્હને માફ કરે. મ્હને મ્હારી હાલતમાં પુરો સંતોષ છે"

આ ઉત્તરથી રાજાને સંતોષ ન થયો. એ વધારે વ્યાકુળ

બનીને જાતે જસમા ઓડણની પાસે ગયો અને કહેવા લાગ્યો "તું, કોમળ સ્ત્રી છે. ત્હારૂં શરીર આટલો બધો પરિશ્રમ વેઠવા યોગ્ય નથી. જો ત્હારા કોમળ હાથોની શોરતા ચાલી ગઇ છે, મહેનતને લીધે ત્હારૂં ચન્દ્રવદન લાલચોળ થઇ ગયું છે, ત્હારા આખા અંગમાં પરસેવો છુટી રહ્યો છે. ત્હારી આવી દશા જોઇને મ્હને ઘણી દયા આવે છે. તું મ્હારા મહેલમાં ચાલ, હું ત્હારે માટે જુદા મકાનનો, તથા સ્વાદિષ્ટ ભોજન વગેરેનો બંદોબસ્ત કરી દઇશ."

જસમાએ ઉત્તર આપ્યો 'મહારાજ! હું આપના મહેલમાં રહેવા કરતાં અહિં જંગલમાં રહીને મ્હારા ધણીની સેવા કરવી વધારે પસંદ કરૂં છું. મ્હને એમના દર્શનથી જેટલું સુખ મળે છે તેટલું સુખ સ્વર્ગમાં પણ મળવાની મ્હને આશા નથી.'

રાજાએ ફરીથી કહ્યું "જસમા! મ્હારૂં કહ્યું માન! ત્હને ઘણું સુખ મળશે. હું ત્હને મ્હારી રાણી બનાવીશ. તું આખા રાજ્યની અધીશ્વરી બની જઈશ. આખા શહેરમાં ત્હારી આણ વર્તશે. હજારો દાસીઓ ત્હારી સેવામાં રાતદિવસ હાજર રહેશે. તું ગાદી તકીઆ ઉપર બેસીને અમનચેનમાં જીવન ગાળીશ. હમણાં તો ત્હારે ટાઢ તડકા અને વરસાદમાં ફરતા ફરવું પડે છે, સુકા રોટલા ખાવા પડે છે અને ભોંય ઉપર સુઈ રહેવું પડે છે. પણ મ્હારૂં કહ્યું માનીશ તો ત્હને સ્વાદિષ્ટ ભોજન ખાવાને મળશે. અને મશરૂ તથા મખમલની તળાઇઓમાં સુવાનું મળશે.

રાજાએ ત્હેને ઘણાએ પ્રકારની લાલચો બતાવી તથા મીઠી મીઠી વાતોથી ત્હેને ફસાવવાનો ઘણોજ પ્રયત્ન કર્યો પણ

જસમાના પવિત્ર હૃદય ઉપર ત્હેના શબ્દોની જરા પણ અસર થઇ નહીં. સાક્ષાત્ મહાકાળીના જેવું ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને એ બોલી. 'બસ, બસ, મહારાજ! ઘણું થયું. હવે મને ક્ષમા કરો. હું આપની વાતો સાંભળીને મ્હારા કાનોને અપવિત્ર કરવા નથી માગતી. ત્હમને આવી ગેરવ્યાજબી વાત કહેતાં શરમ નથી આવતી? રાજાનો ધર્મ એવોજ છે કે? હું પતિવ્રતા નારી છું અને આપની ઇચ્છા કદી પણ કબૂલ રાખી શકું એમ નથી. ત્હમે પ્રજાના રક્ષક છો અને પ્રજાને બાળકસમાન ગણીને ત્હેનું રક્ષણ કરવું એ ત્હમારી ફરજ છે. ત્હમે મ્હારી આગળ મિથ્યા બકવાદ કરી રહ્યા છો. આપનું એમાં કાંઇ વળવાનું નથી. ચૉરીમાં જે પુરૂષનો હાથ મ્હેં ઝાલ્યો છે ત્હેને હું કદી છોડવાની નથી. કોઇ નજીવી વસ્તુ પણ કોઇને અર્પણ કરી દીધા પછી પાછી લઇ શકાતી નથી; તો આ દેહ કોઇને એકવાર સમર્પણ કર્યા પછી બીજા કોઇને કેવી રીતે આપી શકાય? હું સુખની ભુખી નથી. મ્હારે આપના મહેલના વૈભવ નથી જોઇતા. સુકા રોટલા ખાઇને આખી જીંદગી ગાળવી પડે ત્હેની મ્હને પરવા નથી, પરન્તુ હું મ્હારા પતિથી એક ઘડીને માટે પણ વિખુટી થવાની નથી. આપ મ્હને વધારે આગ્રહ કરશો તો હું આપઘાત કરીને ત્હમારે શિર સ્ત્રીહત્યાનું કલંક ચોંટાડીશ.'

રાજા નિરાશ થઇને મહેલમાં પાછો આવ્યો અને પોતાના દીવાનને બોલાવીને જસમા સાથે લગ્ન કરવાની ઇચ્છા પ્રગટ કરી તથા જસમા સાથે પોતાનું ચોકઠું બેસાડી આપશે તો સારૂં ઇનામ આપીશ એવી લાલચ બતાવી. પરન્તુ સિદ્ધરાજનો દીવાન સ્વાર્થી મનુષ્ય નહોતો. ઇનામની લાલચમાં ફસાઇને ગેરવ્યાજબી

અને નિંદનીય કૃત્ય કરવા તૈયાર થઇ જાય એવો એ નહોતો. એ ઘણો જુનો નોકર હતો તથા નીતિવાન, બુદ્ધિશાળી અને રાજકાજમાં પરમનિપુણ હતો. ત્હેણે રાજાને ઘણો સ્હમજાવ્યો, તથા જસમાનો વિચાર છોડી દઇને કોઇ સારા ઘરની કન્યા સાથે વિવાહ કરવાની સલાહ આપી. પણ કામાંધ રાજાને ગળે કોઈ પણ વાત ન ઉતરી.

પેલી તરફ જસમાએ પોતાના પતિની પાસે જઈને રાજાની અનીતિનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો અને જણાવ્યું કે અહિંયાં ઝાઝો વખત રહેવાથી મ્હારી લાજ લુંટાવાનો સંભવ છે માટે આપણે અહિંથી ન્હાશી જવું જોઇએ. એ સલાહ મૂજબ જસમાનો પતિ ત્હેને લઈને પાછલી રાતે ઘોર અંધકારમાં પલાયન કરી ગયો. વ્હાણું વાતાં વારજ રાજાને એ વાતની ખબર પડી એટલે એ કેટલાક સ્વારોને લઇને જસમાને પકડી આણવા સારૂ ચાલ્યો. જસમા અને ત્હેનો પતિ થોડે દૂર ગયાં હતાં એટલામાં રાજાના સવારોએ ત્હેમને પકડી પાડયાં. જસમાની સાથે ત્હેમની ન્યાતના બીજા પણ અનેક ઓડ હતા. ઓડ લોકો અને રાજાના સવારો વચ્ચે સારી ઝપાઝપી ચાલી. એ લ્હડાઇમાં ઘણા ઓડ મરી ગયા. આખરે જસમાના પતિને પણ એક સખ્ત ફટકો લાગ્યો અને ત્હેને બચવાની આશા ન રહી. પતિનો મરણ-કાળ સમીપ આવેલો જોઇને જસમાએ પણ પોતાની છાતીમાં ખંજર ભોંકી દીધું. તથા ક્રોધ કરીને રાજાને કહ્યું 'દુષ્ટ! હું તો પતિના પહેલાંજ મરણ પામીને સ્વર્ગ લોકમાં જાઉં છું. એક ક્ષણ પછી મ્હારા નાથ પણ સ્વર્ગમાં મ્હને આવી મળશે, એટલે હું તો ત્યાં એમની સાથે અખંડ સુખ ભોગવીશ. મ્હને

તો તું કાંઇ પણ નુકશાન પહોંચાડી શકશે નથી, પણ ત્હને તો હું મરતી વખતે શાપ દેતી જાઉં છું કે ત્હારા આ સહસલિંગ તળાવમાં પાણી રહેશે નહીં.

આટલું કહીને સતી જસમાએ શાન્તિપૂર્વક દેહ ત્યાગ કર્યો.

જસમાના પાતિવ્રત્યનો ભાસ આપનાર એક રાસડો ગુજરાતમાં પ્રચલિત છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રગટ કરેલા 'રાસમાળા' નામના અમૂલ્ય પુસ્તકમાંથી વાંચક બ્હેનોના વિનોદને સારૂ 'જસમા ઓડણનો રાસડો' હમે નીચે ઉતારીએ છીએ:

રાજા બેઠો ભરીરે સભાએ, જાચક આવ્યા જાચવા; સર્વે નારી ભણે રાજા.
રાજારે જસમાનું રૂપ, એ રે નારી તમ ઘર શોભતી; સર્વે.
રાજાએ મેલ્યા બારીગર બે ચાર, કે જાઓને જસમાને તેડવા; સર્વે.
ગાયો ચારતલ ભાઇરે ગોવાળ, કે કયારે વાસો ઓડો તણો ? સર્વે.
ખિરખિરી આરડીવાડ; કે ઘૂઘરીઆળો ઝાંપલો, સર્વે.
કાગળ દીધો જસમાને હાથ, કે જસમાએ વાંચીને માથું ધૂણિયું, સર્વે.
જસમાએ દીધો સસરાને હાથ; સસરે વાંચીને માથું ધૂણિયુ, સર્વે.
વહુ ! તારૂં રૂપ સુરૂપ; એણે રે રૂપે લાંછન લાગશે, સર્વે.
સસરા ! તું હઇડે મા હાર; નહિં રે ટળું જસમા ઓડણી. સર્વે.
જસમાને વારે છે બાપ; મજા જો ધીઅડીરે ગઢ માંડવે. સર્વે.
ઘેલા બાપા ઘેલડું શું બોલ; એકવાર જાઉં ગઢ માડવે, સર્વે.
હારેરે દળાવ્યા જસમાએ ઘઉં; કળશી દળાવ્યો જસમાએ બાજરો. સર્વે.
વિજયા દશમ કેરી રાત; ઓડોએ ઉચાળા ખડકીયાં, સર્વે.
શરદ પૂનમ કેરી રાત; ઓડોએ ઉચાળા પલાણિયા, સર્વે.
ઓડોને ઉતારા દેવરાવો; કે જસમાને ઉતારા મેડિયે, સર્વે.
મેડિયે તારી રાણીને બેસાડ; અમેરે ઓડોને ભલાં ઝુંપડાં, સર્વે.

ઓડાને દાતણિયાં દેવરાવ; જસમાને દાતણ દાડમી, સર્વે.
દાતણ તારી રાણીને દેવરાવ; અમેરે ઓડાને ભલી ગ્રીલડી; સર્વે.
ઓડણોને ભોજનિયાં દેવરાવો; જસમાને ભોજન લાડવા, સર્વે.
લાડવા તારી રાણીને જમાડ; અમેરે ઓડાને ભલી રાબડી; સર્વે.
ઓડણોને મુખવાસિયા દેવરાવ; જસમાને મુખવાસ એલચી, સર્વે.
એલચી તારી રાણીને ખવરાવ; અમેરે ઓડાને ભલી મોથડી, સર્વે.
ઓડણોને પોઢણિયા દેવરાવ; જશમાને પોઢણ ઢોલિયો, સર્વે.
ઢોલિયે તારી રાણીને સુવરાવ; અમેરે ઓડાને ભલી ગોદડી. સર્વે.
જસમા ઓડણ હાલો મારે દ્વાર; કહો તો બતાવું મારી રાણીયો, સર્વે.
જેવું તારિ રાણીયોનું રૂપ; તેવીરે મારે ઘેર ભોજાઇઓ, સર્વે.
જસમા ઓઠણ અમારે ઘર હાલ; કહો તો બતાવું મારા કુંવરો, સર્વે.
જેવું તારા કુંવરોનું રૂપ; તેવારે મારે ઘેર ભત્રીજા. સર્વે.
જસમા ઓડણ હાલો મારે દ્વાર; કહોતો બતાવું મારા હાથીયો, સર્વે.
જેવું તારા હાથીયોનું રૂપ; તેવીરે મારે ઘેર ભેંસડી. સર્વે.
કેવડું ખણાવશો તલાવ ? કેવડી ખણાવશો તલાવડી ! સર્વે.
લાખે ખણાવશું તલાવ; અરધ લાખે તલાવડી, સર્વે.
જસમા તારો પરણ્યો દેખાડ; કિયોરે જસમા તારો ઘરધણી, સર્વે.
સોનઈયો હીંસ છે હાથ; રૂપલા વેઢ ઓડા તણા, સર્વે.
જસમા માટી થેડરી ઉપાડ; તારીરે કેડે લિચ્ચક લાગશે. સર્વે.
ઘેલા રાજા ઘેલડું શું બોલ ? એહરે અમારો કસબ થયો, સર્વે.

¹ આ રાસડો અધુરો છે, પણ એટલા ઉપરથીજ જસમાના સતીત્વ પતિભક્તિ અને આત્મગૌરવનો પરિચય મળે છે. આ રાસડો રચનારનો ઉદ્દેશ પણ સ્ત્રીઓમાં પાતિવ્રત્યના મહિમાનો પ્રચાર કરવાનો હોવો જોઈએ.

# રત્ન—૧૨. મયણલ્લદેવી.

પૃથ્વીના કોઇ પણ દેશમાં ઉત્પન્ન થયેલા મહાન્ પુરૂષોનાં ચરિત્રો વાંચતાં જણાઇ આવે છે કે ત્હેમનામાંના ઘણા પુરૂષોના ભાવી જીવનની મહત્તા, બાલ્યાવસ્થામાં ત્હેમની સુશીલ માતાઓએ પ્રેરેલા સારા સંસ્કારોને આભારી હોય છે. જગન્નિયન્તાએ નિર્માણ કરેલી માનવ સૃષ્ટિની અધિષ્ઠાતાદેવી માતાજ છે. સુશીલ અને સુશિક્ષિત સ્ત્રીને જ્યારે રાજ્યમાતા થવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે, ત્યારે ત્હેના શિક્ષણ અને સદુપદેશનો લાભ કેવળ ત્હેના સંતાનનેજ નહીં પણ આખા દેશને મળે છે. દક્ષિણના ઇતિહાસથી પરિચિત પ્રત્યેક મનુષ્ય જાણે છે કે, છત્રપતિ શિવાજી મહારાજનું મહત્ત્વ કોને આભારી હતું ? નિઃસંદેહ ત્હેમની સુશીલ માતા જીજા બાઇનેજ. અંગ્રેજીમાં એક કહેવત છે. 'જે સ્ત્રી બાળકના પારણાને હિંચકો નાંખે છે તે સ્ત્રી દુનિયા ઉપર રાજ્ય કરે છે.' એ કહેવતનો મર્મ યથાર્થ છે.

આજ હમે જે પ્રસિદ્ધ રાજમાતાનો પરિચય આપવા માગીએ છીએ તે સન્નારી ગરવી ગુજરાતનું રત્ન હતું. એ પ્રસિદ્ધ મહારાજા સિદ્ધરાજ જયસિંહની માતા હતી.

ઇ. સ. ૧૦૭૨ માં આપણા ગુજરાતમાં કર્ણ નામનો રાજા રાજ્ય કરતો હતો. રાજા કર્ણ સોલંકીવંશનો હતો. પ્રજાના પાલન અને સંરક્ષણ ઉપર ત્હેણે સારૂં ધ્યાન આપ્યું હતું. ભીલ અને કોળીઓ ત્હેની પ્રજાને જે ત્રાસ દેતા હતા ત્હેમાંથી ત્હેમને મુક્ત કરવાનો ત્હેણે યથાશક્તિ પ્રયાસ કર્યો હતો. ત્હેણે અનેક દેવસ્થાનો તથા જલાશયો બંધાવ્યાં હતાં.

મયણલ્લદેવી દક્ષિણના રાજા જયકેશીની પુત્રી હતી. ત્હેણે પોતાના મનપસંદ વરને વરવાનો સંકલ્પ કર્યો હતો. એ સંકલ્પની સિદ્ધિ સારૂ ત્હેણે દેશદેશાંતરના રાજાઓની છબીઓ એકઠી કરી હતી. એ સર્વ રાજાઓની છબીઓમાથી ગુજરાતના રાજા કર્ણની છબી ત્હેને ઘણી પસંદ પડી ગઈ. રાજા કર્ણનું રૂપ જોઇને કુમારી મયણલ્લદેવી મુગ્ધ થઇ ગઇ અને પરણું તો રાજા કર્ણનેજ પરણું એવો સંકલ્પ કર્યો. કોઇની પણ સંમતિ લીધા વગર રાજા કર્ણને એ પોતાનું હૃદય સમર્પણ કરી ચૂકી. પરન્તુ હવે પોતાનો મનોભાવ કર્ણને કેવી રીતે પહોચાડવો ? મયણલ્લદેવી ઘણી ચતુર કન્યા હતી. ત્હેણે એક સુંદર યુક્તિ શોધી કહાડી. ત્હેણે પોતાના એક દૂતને ચિત્રકારના વેશમા રાજા કર્ણની પાસે મોકલ્યો. એ ચિત્રકાર લાબો પ્રવાસ કરીને રાજા કર્ણના દરબારમા જઇ પહોચ્યો, અને વિવેકપુર:સર રાજાને નમન કરીને બોલ્યો 'મહારાજાધિરાજ ! આપની કીર્તિ ચારે દિશામા વ્યાપી ગઇ છે. આપની પ્રશંસા પ્રત્યેક મનુષ્યને મ્હોએ સાભળ્યામા આવે છે. આપના દર્શનની અભિલાષા હજારો મનુષ્યો રાખે છે. આ દીન દાસના મનમા પણ શ્રીમાન્‌ના દર્શન કરીને કૃતાર્થ થવાની તીવ્ર ઉત્કંઠા હતી. આજે એ ઉત્કંઠા સફળ થઈ ત્હેને માટે પ્રભુનો ઉપકાર માનું છું.' એમ કહીને એ ચતુર ચિતારાએ રાજાની સન્મુખ એક સુંદર ચિત્ર મુકયું. એ ચિત્રમાં એક રાજાના મ્હો આગળ લક્ષ્મીને નાચતી ચીતરી હતી, અને ત્હેની એક બાજુએ એક કુમારિકાનુ ચિત્ર કહાડયું હતું. તે સૌન્દર્યમાં લક્ષ્મી કરતાં પણ ચ્હડે એવુ હતું. રાજાએ એ કુમારિકાના સૌન્દર્યની ઘણી પ્રશંસા કરીને પુછ્યું કે 'એ સુંદરી કઇ જાતિની

છે, અને કોની કન્યા છે ?' ચિત્રકારે ઉત્તર આપ્યો 'મહારાજ! એ રાજા જયકેશીની પુત્રી છે. દક્ષિણમાં ચન્દ્રપુરી નામના નગરમાં જયકેશી રાજા રાજ્ય કરે છે. ત્હેમની આ કન્યાનું નામ મયણલ્લદેવી છે. તે પૂર્ણ યૌવનને પ્રાપ્ત થઇ છે. રાજાએ ત્હેને વિદ્યા અને સદ્ગુણોથી વિભૂષિત કરવામાં જરા પણ ન્યૂનતા રાખી નથી. અનેક રાજાઓ અને રાજકુમારો ત્હેને વરવાની ઇચ્છા રાખે છે પણ એ કોઇનું માગુ સ્વીકારતી નથી. સગાં સંબંધીઓ ત્હેને કોઈ યોગ્ય વર સાથે લગ્ન કરવાનો ઉપદેશ આપ્યા કરે છે પણ એ કોઇનું કહ્યું માનતી નથી, અને કહે છે કે મ્હને સર્વે પ્રકારે પસંદ આવે એવા સુંદર, સુશિક્ષિત અને પરાક્રમી પુરૂષ સાથે હું લગ્ન કરીશ. હમણાં થોડાક દિવસ ઉપર ચન્દ્રપુરમાં મ્હારા જેવો કોઈ ચિત્રકાર આવ્યો હતો; ત્હેની પાસે આપ શ્રીમાનની છબી જોઇને એ મુગ્ધ થઇ ગઇ છે અને કહેવા લાગી છે કે હું તો આ કર્ણરાજાનેજ પરણીશ. એ ચિત્ર જોતાં વારજ એ તો પ્રેમઘેલી થઈ ગઇ છે. એને ખાવાપીવાનું ભાન રહ્યું નથી. રાતદિવસ ત્હમારૂંજ ધ્યાન ધરી રહી છે, અને ત્હમારી સાથે લગ્ન કરાવી આપવા ઇષ્ટદેવનું ધ્યાન ધરે છે. ત્હેણે રાજા જયકેશીની પણ આ વિષયમાં સંમતિ મેળવી છે અને આપને પોતાનો અંતરનો અભિલાષ જણાવવા માટે મ્હને અહિં મોકલ્યો છે. મહારાજ! ત્હમે હમારી રાજકુમારીની વિનંતિ માન્ય રાખીને ત્હેના પ્રેમાળ હૃદયને તૃપ્ત કરો.' રાજાએ ચિત્રકારની વિનંતિ સ્વીકારી. મયણલ્લદેવી પ્રસન્નચિત્તે અણહિલપુર આવી અને ત્યાં આગળ કર્ણરાજા સાથે ત્હેનાં યથાવિધિ લગ્ન થયાં. પરન્તુ લગ્ન થયા પછી રાજા કર્ણે મયણલ્લદેવીને તૃપ્ત કરી

નહીં. એમ કહેવાય છે કે મયણલ્લદેવીના સૌન્દર્યની જેવી કલ્પના રાજાએ કરી હતી ત્હેવું સૌન્દર્ય ત્હેનું નીકળ્યું નહીં. અણહિલપુર આવ્યા પછી રાજાએ ત્હેના ઉપર લવલેશ પણ પ્રેમ બતાવ્યો નહીં. એક પણ દિવસ ત્હેના તરફ પ્રેમથી દૃષ્ટિ કરી નહીં. મયણલ્લદેવીને બીજા અનેક પ્રકારનાં સુખ હતાં. ખાવા પીવાનું તથા રત્નાલંકારનું કાંઈ દુખ નહોતું. પરન્તુ સ્ત્રીને આખી પૃથ્વીનું સામ્રાજ્ય મળે અને પતિનો શુદ્ધ અંતઃકરણનો પ્રેમ ન મળે તો એ સામ્રાજ્ય પણ શા કામનું ? ત્હેને મનથી આખો સંસાર સૂનો થઇ ગયો હતો. ઘણી વખત ત્હેને વિચાર આવતો કે આત્મઘાત કરીને આ હતભાગી જીવનનો અન્ત આણું. પરન્તુ ત્હેની સાસુએ તથા રાજ્યના વૃદ્ધ અમાત્યોએ સ્હમજાવીને એવું સાહસ કરતાં અટકાવી રાખી હતી

એક દિવસ નમુંજલા નામની એક સુંદર નટી ઉપર રાજા કર્ણની દૃષ્ટિ પડી તેના સૌન્દર્યથી પ્રસન્ન થઇને રાજા ત્હેના ઉપર આશક થઈ ગયો. ત્હેણે એ નટડીને પોતાની પાસે બોલાવી લાવવાનો મંત્રીને હુકમ આપ્યો. આવો સરસ લાગ જોઇને મંત્રીએ રાણી મયણલ્લદેવીને નટીનો વેશ પહેરાવીને, તથા નટીના જેવા નાઝ નખરાં શિખવીને રાત્રીને સમયે રાજાના શયનગૃહમા મોકલી. રાજા કર્ણે મયણલ્લદેવીને નટી ધારીને તેની સાથે પ્રેમપૂર્વક ભોગવિલાસ કરીને કામની તૃપ્તિ કરી. રાણી મયણલ્લદેવી ઘણીજ ચતુર સ્ત્રી હતી. રખે આજની રાત્રીના સહવાસથી પોતાને ગર્ભ રહે અને રાજા ત્હેના ઉપર વ્યભિચારનું મિથ્યા આળ ચોંટાડે, એવી આશંકાથી ત્હેણે વિદાય થતી વખતે રાજા કર્ણની પાસેથી સ્મૃતિચિહ્ન તરીકે રાજાની આંગળી ઉપરની મુદ્રિકા માગી લીધી. પ્રેમપાશમા

બંધાએલા રાજા કર્ણે પ્રસન્નતાપૂર્વક એ મુદ્રિકા મયણલ્લદેવીની સુકુમાર અંગુલીપર પહેરાવી દીધી.

રાજા કર્ણ ગમે એટલો તોએ સુશીલ મનુષ્ય હતો. કામનો ક્ષણિક આવેશ શમી ગયા પછી ત્હેને પોતાના કૃત્ય માટે ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો, અને એ વ્યભિચારના પાપનું કઠણ પ્રાયશ્ચિત્ત કરવાનો ત્હેણે સંકલ્પ કર્યો. ત્હેણે તપાવેલી સાત પુતળીઓને સ્પર્શ કરીને એ ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો નિર્ણય કર્યો. કર્ણરાજાના પ્રધાન મંજુલને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે ત્હેણે કહ્યું કે 'મહારાજ! આપ જરા પણ શોચ કરશો નહીં. વ્યભિચારદોષથી આપ બિલકુલ મુક્ત છો. આપને મ્હેં ઠગ્યા છે. આપે જે સ્ત્રી સાથે એ રાતે વિલાસ કર્યો હતો તે સ્ત્રી નમુંજલા નટી નહોતી. એ તો મહારાણી મયણલ્લ દેવી હતાં.' રાજાને એકદમ એ વાત ઉપર વિશ્વાસ બેઠો નહીં, પરન્તુ રાણીએ જ્યારે એ રાત્રીનો બધો વૃત્તાંત સવિસ્તર કહી સમજાવ્યો તથા રાજાએ ઈધાણી તરીકે આપેલી મુદ્રિકા બતાવી ત્યારે રાજા પ્રસન્ન થયો અને એ દિવસથી પ્રેમપૂર્વક રાણી મયણલ્લદેવી સાથે અંતઃપુરમાં રહેવા લાગ્યો.

રાણી મયણલ્લદેવી થોડા સમયમા સગર્ભા થઇ, અને પાટણપુર નગરમાં ત્હેણે સિદ્ધરાજ જયસિંહને જન્મ આપ્યો.

સિદ્ધરાજ બાળવયનો હતો એવામાં, ઇ. સ. ૧૦૯૪ માં રાજા કર્ણનો સ્વર્ગવાસ થયો. રાજા કર્ણના મૃત્યુ પછી ગુજરાતની ગજગાદી સંબંધી ઘણી તકરારો ઉભી થઈ હતી, પણ આખરે સિદ્ધરાજજ રાજ્ય સિંહાસન ઉપર બેસવા ભાગ્યશાળી થયો. સિદ્ધરાજ ન્હાનો હતો એવામાં થોડા સમય સૂધી રાજ્યની

લગામ કર્ણના મામા મદનપાળના હાથમાં રહી, પણ સાંતુ પ્રધાને મદનગોપાળને મારી નંખાવ્યો, ત્યાર પછી અણહિલ પુરના રાજ્યની બધી સત્તા સિદ્ધરાજની માતા મયણલ્લદેવીના હાથમાં આવી. રાણી મયણલ્લદેવીએ રાજ્યનો પ્રબંધ ઘણી સારી રીતે કરવા માંડયો. યોગ્ય પ્રધાનોને મુખ્ય મુખ્ય કામ ઉપર નીમી દીધા, અને પોતે રાજ્ય ઉપર સાધારણ રીતે દેખરેખ રાખવા લાગી. કુમાર સિદ્ધરાજની કેળવણીનું કામ પણ હેણે પોતાના હાથમાં ,લીધું. સિદ્ધરાજને હેણે કોઈ દિવસ ખરાબ છોકરાઓ કે ખુશામતીઆ નોકરો સાથે ફરવા દીધો નહીં. સિદ્ધરાજ હેનો એક માત્ર પુત્ર હતો, હેના જીવનનો એક માત્ર આધાર હતો, હેની આંખનો મણિ હતો, છતાં પણ રાણી મયણલ્લદેવીએ હેને કોઈ દિવસ ખોટાં લાડ લડાવ્યાં નહોતાં. બાલ્યાવસ્થાથીજ સિદ્ધરાજના કોમળ હૃદયમાં, સારા સંસ્કારો પાડવાનો હેણે યત્ન કર્યો હતો સિદ્ધરાજ જેમ જેમ મ્હોટો થતો ગયો તેમ તેમ ઘોડે બેસતાં, શસ્ત્ર ચલાવતાં, કુસ્તી રમતા તથા ક્ષત્રીઓને છાજે એવા અનેક કસરતના પ્રયોગો કરતા શિખવવા માંડયું. સિદ્ધરાજને બળવાન અને પરાક્રમી બનાવવામાં હેણે કોઇપણ પ્રયત્નની ખામી રાખી નહોતી. ગુજરાતના પ્રાચીન ઇતિહાસ, તથા પોતાના પૂર્વજોના અસાધારણ પ્રરાક્રમ અને બુદ્ધિકૌશલ્યની વાત એ દરરોજ પોતાની મીઠી વાણીમાં સિદ્ધરાજને કહ્યા કરતી. વિદુરનીતિ,શુક્રનીતિ આદિ ગ્રન્થોદ્વારા હેણે રાજનીતિના સિદ્ધાન્તો સિદ્ધરાજના મનમા ઠસાવ્યા હતા; તથા રાજાના રાજ્યની સહિ સલામતી અને મજબૂતી, હેની ન્યાયપરાયણતા અને લોક પ્રિયતા ઉપર આધાર રાખે છે, એ સારી પેઠે હૃદયમાં ઠસાવી

દીધું હતું. 'આર્ય ધર્મશાસ્ત્રોનો અભ્યાસ પણ ત્હેણે સિદ્ધરાજને સારી પેઠે કરાવ્યો હતો, આ બધાનું પરિણામ એ આવ્યું કે પુખ્ત ઉમ્મરનો થયા પછી સિદ્ધરાજ પાટણની ગાદીએ બેઠો ત્યારે તેના સુપ્રબંધને લીધે ચારે તરફ ત્હેની પ્રશંસા થવા લાગી, આજ દિન સુધી સિદ્ધરાજ જયસિંહનું નામ ગુજરાતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયલું છે.

સિદ્ધરાજ પંદર વર્ષનો થયો ત્યારે રાણી મયણલ્લદેવી તેને લઈને રાજ્યમાં ફરવા નીકળી હતી, અને એ પ્રવાસદ્વારા કુમારને રાજ્યની ખરી હાલતથી વાકેફ કર્યો હતો. એ પ્રવાસમાં પ્રજાનાં દુઃખ ત્હેણે જાતે સાંભળ્યાં હતાં તથા ત્હેમને વ્યાજબી ઇન્સાફ આપ્યો હતો.''

રસ્તામાં જ્યાં કંઈ પાણીની તંગી જોતી ત્યાં વળાવ, કુવા, વાવ વગેરે જળાશય બંધાવી આપતી. રાણી મયણલ્લદેવીએ ઘણાં પરોપકારનાં કાર્ય કર્યાં છે. વીરમગામ આગળનું મીનલસર અથવા માનસર તળાવ અને ધોળકા પાસેનું મલાવ તળાવ એ બે જળાશય રાણી મયણલ્લદેવીએ બંધાવેલાં છે.

રાણી મયણલ્લદેવી જેટલી કુશળ હતી તેટલીજ ન્યાયપરાયણ હતી. ત્હેની ન્યાયપરાયણતાની એક દંતકથા ગુજરાતમા સુપ્રસિદ્ધ છે. રાણી મયણલ્લદેવી ધોળકાનું તળાવ બંધાવી રહી હતી તે વખતે એક ગણિકાનું મકાન વચમાં નડતું હતું. એ મકાનને લીધે તળાવની શોભામાં ઘટાડો થાય એમ હતું. ત્હેણે એ મકાન આપી દેવાને વેશ્યાને ઘણુંએ સમજાવી. મનમાન્યું દ્રવ્ય આપવાની લાલચ બતાવી. પણ ત્હેણે સાફ નાકહી. ગણિકાએ જણાવ્યું કે 'રાણીસાહેબનું નામ તો આ મ્હોટું તળાવ

લગામ કર્ણના મામા મદનપાળના હાથમાં રહી, પણ સાંતુ પ્રધાને મદનગોપાળને મારી નંખાવ્યો, ત્યાર પછી અણહિલપુરના રાજ્યની બધી સત્તા સિદ્ધરાજની માતા મયણલ્લદેવીના હાથમાં આવી. રાણી મયણલ્લદેવીએ રાજ્યનો પ્રબંધ ઘણી સારી રીતે કરવા માંડયો. યોગ્ય પ્રધાનોને મુખ્ય મુખ્ય કામ ઉપર નીમી દીધા, અને પોતે રાજ્ય ઉપર સાધારણ રીતે દેખરેખ રાખવા લાગી. કુમાર સિદ્ધરાજની કેળવણીનું કામ પણ ત્હેણે પોતાના હાથમાં લીધું. સિદ્ધરાજને ત્હેણે કોઈ દિવસ ખરાબ છોકરાઓ કે ખુશામતીઆ નોકરો સાથે ફરવા દીધો નહીં. સિદ્ધરાજ ત્હેનો એક માત્ર પુત્ર હતો, ત્હેના જીવનનો એક માત્ર આધાર હતો, ત્હેની આંખનો મણિ હતો, છતાં પણ રાણી મયણલ્લદેવીએ ત્હેને કોઈ દિવસ ખોટાં લાડ લડાવ્યાં નહોતાં. બાલ્યાવસ્થાથીજ સિદ્ધરાજના કોમળ હૃદયમાં સારા સંસ્કારો પાડવાનો ત્હેણે યત્ન કર્યો હતો. સિદ્ધરાજ જેમ જેમ મ્હોટો થતો ગયો તેમ તેમ ઘોડે બેસતાં, શસ્ત્ર ચલાવતાં, કુસ્તી રમતાં તથા ક્ષત્રીઓને છાજે એવા અનેક કસરતના પ્રયોગો કરતાં શિખવવા માંડયું. સિદ્ધરાજને બળવાન અને પરાક્રમી બનાવવામાં ત્હેણે કોઈપણ પ્રયત્નની ખામી રાખી નહોતી. ગુજરાતના પ્રાચીન ઇતિહાસ, તથા પોતાના પૂર્વજોના અસાધારણ પરાક્રમ અને બુદ્ધિકૌશલ્યની વાત એ દરરોજ પોતાની મીઠી વાણીમાં સિદ્ધરાજને કહ્યા કરતી. વિદુરનીતિ,શુક્રનીતિ આદિ ગ્રન્થોદ્વારા ત્હેણે રાજનીતિના સિદ્ધાન્તો સિદ્ધરાજના મનમાં ઠસાવ્યા હતા; તથા રાજાના રાજ્યની સહિ સલામતી અને મજબૂતી, ત્હેની ન્યાયપરાયણતા અને લોકપ્રિયતા ઉપર આધાર રાખે છે; એ સારી પેઠે હૃદયમાં ઠસાવી

દીધું હતું. 'આર્ય ધર્મશાસ્ત્રોનો અભ્યાસ એ હેણે સિદ્ધરાજને સારી પેઠે કરાવ્યો હતો, આ બધાનું પરિણામ એ આવ્યું કે પુખ્ત ઉમ્મરનો થયા પછી સિદ્ધરાજ પાટણની ગાદીએ બેઠો ત્યારે તેના સુપ્રબંધને લીધે ચારે તરફ હેની પ્રશંસા થવા લાગી, આજ દિન સુધી સિદ્ધરાજ જયસિંહનું નામ ગુજરાતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયલું છે.

સિદ્ધરાજ પંદર વર્ષનો થયો ત્યારે રાણી મયણલ્લદેવી તેને લઈને રાજ્યમાં ફરવા નીકળી હતી, અને એ પ્રવાસદ્વારા કુમારને રાજ્યની ખરી હાલતથી વાકેફ કર્યો હતો. એ પ્રવાસમાં પ્રજાનાં દુઃખ હેણે જાતે સાંભળ્યાં હતાં તથા હેમને વ્યાજબી ઇન્સાફ આપ્યો હતો.'

રસ્તામાં જ્યાં કંઈ પાણીની તંગી જોતી ત્યાં તળાવ, કુવા, વાવ વગેરે જળાશય બંધાવી આપતી. રાણી મયણલ્લદેવીએ ઘણાં પરોપકારનાં કાર્ય કર્યાં છે. વીરમગામ આગળનું મીનલસર અથવા માનસર તળાવ અને ધોળકા પાસેનું મલાવ તળાવ એ બે જળાશય રાણી મયણલ્લદેવીએ બંધાવેલાં છે.

રાણી મયણલ્લદેવી જેટલી કુશળ હતી તેટલીજ ન્યાયપરાયણ હતી. હેની ન્યાયપરાયણતાની એક દંતકથા ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે. રાણી મયણલ્લદેવી ધોળકાનું તળાવ બંધાવી રહી હતી તે વખતે એક ગણિકાનું મકાન વચમાં નડતું હતું. એ મકાનને લીધે તળાવની શોભામાં ઘટાડો થાય એમ હતું. હેણે એ મકાન આપી દેવાને વેશ્યાને ઘણુંએ સમજાવી. મનમાન્યું દ્રવ્ય આપવાની લાલચ બતાવી. પણ હેણે સાફ ના કહી. ગણિકાએ જણાવ્યું કે 'રાણીસાહેબનું નામ

બંધાવ્યાથી અમર રહેશે, પણ મ્હારૂં નામ આ ઘર ન … લીધે પ્રસિદ્ધ થશે. બીજો કોઈ રાજા હોત તો જોરજુલ… વેશ્યાનું મકાન તો… પાડત; પણ ન્યાયી મયણલ્લદેવી… કાંઈ પણ અન્યાય કર્યો નહીં. હેણે વેશ્યાનું ઘર સહી… રહેવા દીધું. હેના આ કૃત્યને લીધે હેની સુખ્યાતિ દે… તરમાં પ્રસરી ગઈ. એ સમયમાં એક કહેવત પ્રચલિત હતી કે 'જો હમારે ન્યાય જોવો હોય તો જઇને મલાવ…

- રાણી મયણલ્લદેવીએ ઘણી યાત્રાઓ કરી, અને યાત્રા… અનેક સંકટો દૂર કર્યા હતા.

સોમેશ્વર મહાદેવની પૂજા કરીને મયણલ્લદેવીએ હાથી હાથમા ત્રાજવાં આલેલાં એવા તુલા પુરૂષની, એક મૂર્તિ અને બીજી મ્હોટી મ્હોટી ભેટો કરી હતી.

આ પ્રમાણે અનેક સત્કાર્યોથી પ્રજાનું મનરંજન … સિદ્ધરાજને ગાદીએ બેસાડયા પછી, મયણલ્લદેવી આ સંસ… સ્વર્ગલોકમાં સીધાવી. ધન્ય છે એવી રાજમાતાને !*

# ૨૯—૧૩. લાહિની.



'પુતાનામાં આવેલા સિરોહી રાજ્યમં, વસન્તગઢ નામનું
ચીન સ્થાન છે. એને કેટલાક લોકો વસન્તપુર પણ કહે
રણ લોકોમાં એ સ્થાન 'વાંતપરાગઢ'ના નામથી પ્રસિદ્ધ
ાંના સમયમાં ત્યાં આગળ પરમાર રાજાઓનું રાજ્ય
. સ. ૧૦૪૨ ની લગભગમાં ત્યાં આગળ પૂર્ણપાલ
રાજા રાજ્ય કરતો હતો. લાહિની એ પૂર્ણપાલ રાજાની
હેન હતી. ત્હેનું લગ્ન વિગ્રહરાજ સાથે થયું હતું. તે
માં વિધવા થઈને પોતાના ભાઈને ઘેર ચાલી આવી
ાઈને ઘેર આવ્યા પછી ધર્મસાધન અને ઇશ્વરભક્તિમાં
ત્ત પરોવ્યું હતું. ત્હેનો પૂરો ઇતિહાસ મળી આવતો
ણ એટલું જાણવામાં આવ્યું છે કે ત્હેણે વસિષ્ઠપુરમાં
સૂર્યદેવના તુટી ગયેલા મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો,
ોકોને પાણી પીવા માટે એક વાવડીનો પણ જીર્ણોદ્ધાર
હતો. એ વાવડી હજુ પણ લાહિનીના નામ ઉપરથી
ાવ' (લાહિનીવાપી) કહેવાય છે. એ વાવડીના શિલાલેખ
રમાર રાજાઓની વંશાવળી આપવામાં આવી છે.
ાહિનીનું જે થોડું ઘણું વૃત્તાંત મળ્યું છે; તે ઉપરથી
ણાઈ આવે છે કે એ ધાર્મિક અને પરોપકારી વૃત્તિની

# રત્ન—૧૪. રાણકદેવી.



આ રમણી સિન્ધ દેશના રાજા શેરખાવરની કન્યા હતી. ત્હેનો જન્મ મૂલ નક્ષત્રમાં થયો હતો. ત્હેના જન્મ સમયે રાજજોશીએ ત્હેના જન્માક્ષર બનાવીને કહ્યું હતું કે આ બાલિકાના ગ્રહ એવા છે કે એનું મ્હોં જોયાથી એનો પિતા આંધળો થઈ જશે. એ સમાચાર સાંભળીને ત્હેના પિતાએ એ નવી જન્મેલી બાલિકાને પોતાના નોકરને હાથે એક વનમાં મોકલાવી દીધી. રાજાનો વિચાર તો એવો હતો કે એમ કર્યાથી કોઈ જંગલી પશુ આવીને ત્હેને ખાઈ જશે અને બધી બલા ટળી જશે. પરન્તુ રામ રાખે ત્હેને કોણ ચાખે. પરમાત્માએ તો બાલિકા રાણકદેવીને માટે કાંઇ ઓરજ ભવિષ્ય નિર્માણ કર્યું હતું; તેથી રાણકદેવી એવી નિરાધાર અવસ્થામાં પણ બચી ગઇ. આખી રાત એ

ઘણા સ્નેહપૂર્વક ઉછેરવા લાગ્યાં. દિવસે દિવસે ત્હેનું સૌન્દર્ય ઘણું વિકાસ પામવા લાગ્યું. ત્હેના રૂપલાવણ્યની પ્રશંસા ચારે તરફ થવા લાગી. કચ્છના લાખા ફુલાણીએ પણ એ કન્યા ઉપર મુગ્ધ થઈ જઇને હડમતિયા કુંભારને કહેવરાવ્યું હતું કે આ કન્યા મ્હને પરણાવો, હડમતિયા કુંભારે લાખાફુલાણીને જવાબ આપ્યો કે 'મ્હારી ન્યાતવાળાઓને પૂછીને પરણાવીશ.' લાખા-ફુલાણી ત્હેને ઘણો આગ્રહ કરવા લાગ્યો એટલે કુંભાર ત્યાંથી ન્હાશીને સોરઠના રાજ્યમાં મજેવડી ગામમાં જઈ વસ્યો. પરન્તુ ત્યાં પણ એ જંપીને બેસી શક્યો નહીં.

એક દિવસ એવું બન્યું કે ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના ચાર દસોદી ભાટ ફરતા ફરતા સોરઠમાં જઈ પહોંચ્યા, અને એ કુંભારના ઘરમાં રાણકદેવી ત્હેમના દીઠામાં આવી. રાજ-વંશીને છાજે એવું ત્હેનું રૂપ જોઇને ત્હેમણે વિચાર કર્યો કે આવી કન્યા તો ગુજરાતના રાજાધિરાજના અંતઃપુરમાં શોભે. ત્હેમણે પાટણ નગરમાં જઈને સિદ્ધરાજને વિનંતિ કરી કે 'રાજા-ધિરાજ! આપના અંતઃપુરમા આટલી બધી રાણીઓ છે પણ એક પણ પદ્મિણી નથી.' રાજાએ આજ્ઞા આપી કે 'ત્હમે મ્હારા ભાટ છો. ત્હમે દેશદેશાન્તરમાં જઈ તપાસ કરો અને મ્હારા લાયક કોઇ પદ્મિણી કન્યા હોય ત્હેને શોધી લાવો.' ભાટ લોકો એ કુંભારનેત્યાં ગયા અને કુંભારને ઘણું સ્હમજાવીને રાણકદેવીનું સગપણ સિદ્ધરાજ સાથે નક્કી કર્યું.

એ સમયમાં જૂનાગઢમાં રાખેંગાર રાજ્ય કરતો હતો. રાખેંગારની બ્હેન સિદ્ધરાજ જયસિંહના પિત્રાઇઓમાં પરણાવી હતી. તે પોતાના બે દિકરાઓને લઇને પિયેરમાં રહેતી હતી.

એક દિવસ રાખેંગારના બે ભાણેજ–દેશળ અને વિશળ શિકાર ખેલવા ગયાં હતા. ફરતા ફરતા તેઓ મજેવડી ગામમાં જઈ પહોંચ્યા. ત્યાં આગળ રાણકદેવીનું સિદ્ધરાજ સાથે સગપણ થયાની ખબર ત્હેના જાણવામાં આવી. ત્હેમણે જઇને પોતાનાં મામા રાખેંગારને કહ્યું કે 'આપણા રાજ્યમાં એક કુંભારની પુત્રી ઘણી ખૂબસુરત છે. એ સોરઠનાં રાજમહેલમાં શોભે એવી છે. તેને ગુજરાતના રાજા સિદ્ધરાજના ભાટ આવીને જોઇ ગયા છે અને તેની સાથે લગ્ન કરવાનું નક્કી થઈ ગયું છે. પરન્તુ આપણા રાજ્યમાંની કન્યા બહારનો રાજા લઈ જાય એમાં આપણી આબરૂ રહે નહીં. એવું થાય તો આપનું નાક કપાઈ જાય. માટે ગમે તેમ કરીને આ કન્યાં હાથ કરવી જોઇએ.' રાખેંગારે ભાણેજને રજા આપી કે 'તું મ્હારી તરફથી ખાંડુ લઈને જા અને આપણા અંતઃપુરમાં એ કન્યાને લઈ આવ.' દેશળ મજેવડી ગામ પહોંચ્યો અને કુંભાર પાસે રાણકદેવીનું માગુ કર્યું. સિદ્ધરાજની સાથે તેનો વિવાહ થયેલો હોવાથી કુંભારે એ કન્યા રાખેંગારને આપવાની સ્પષ્ટ ના કહી; પણ દેશળે ઘણો આગ્રહ કર્યો અને સીધી રીતે માની જઈને કન્યા નહીં આપે તો બળાત્કાર કરવો પડશે, એવી ધમકી આપી એટલે કુંભારે રાણકદેવીને દેશળ સાથે વળાવી દીધી. સોરઠમાં પહોંચ્યા પછી રાજા રાખેંગારે યથાવિધિ રાણકદેવી સાથે લગ્ન કર્યું, અને એવી સુંદર કન્યા પ્રાપ્ત થઇ એટલા માટે મ્હોટો ઉત્સવ મનાવ્યો. આખા રાજ્યમાં આનંદ આનંદ પ્રવર્તી રહ્યો. રાજા રાખેંગારે ત્રણ દિવસ સુધી ગામની દરેક વર્ણને જમાડી. એ સમયમાં રાજા સિદ્ધરાજના પાટનગર પાટણના વાઘરી લોકો માટીનાં વાસણ વેચવા સારૂ

સોરઠ ગયા હતા. તેમણે પૂછયું કે આજે રાજાને ઘેર શું ટાણું છે કે આખું ગામ ત્રણ દહાડાથી જમી રહ્યું છે. રાખેંગારના નોકરે કહ્યું કેઃ–

સોરઠ સિંગલદ્વીપની, જાત તણી પરમાર;
બેટી રાજા રોળની, પરણ્યો રાખેંગાર.

પોતાના રાજાનું જે કન્યા સાથે સગપણ થયું હતું તે કન્યાને બીજો રાજા પરણી ગયો, એ વાત એ વાઘરીઓને પણ અસહ્ય થઇ પડી. હેમણે પાટણ જઇને પોતાના રાજાને એ વાત કહી. સિદ્ધરાજ એ ખબર સાંભળીને ઘણો ગુસ્સે થયો અને સૌરાષ્ટ્ર ઉપર ચ્હડાઈ કરવા ત્હેણે પોતાના શૂરા સામંતોને મોકલ્યા. રાખેંગાર પણ વીરરાજા હતો એટલે સિદ્ધરાજના સૈન્યનો પરાજય થયો.

આ પ્રમાણે સિદ્ધરાજને પરાજય આપીને રાખેંગાર પૂર્ણ સુખમા રાણી રાણકદેવી સાથે જીવન વ્યતીત કરવા લાગ્યા. સિદ્ધરાજનું વેર એ બિલકુલ ભૂલી ગયો હતો. આ વખતે રાખેંગારના મનમાં એમજ હતું કે આ સંસારમા કોઈ પણ મનુષ્ય સુખી હોય તો તે હુ જ છું. ત્હેને આ પ્રમાણે સંતોષ માનવાનું કારણ પણ હતું. રાણકદેવી પતિપરાયણ નારી હતી. પતિના સુખ વૈભવમાં વૃદ્ધિ કરવાને તે રાત દિવસ પ્રયત્ન કર્યા કરતી હતી. સદ્ભાગ્યે એ પ્રેમી દંપતીની સ્નેહગ્રન્થિને મજબૂત કરનાર બે પુત્રરત્ન પણ રાણકદેવીના ગર્ભમાંથી ઉત્પન્ન થયાં હતાં.

આ પ્રમાણે રાણકદેવી અને રાખેંગારનો સુખી સંસાર ચાલ્યો જતો હતો. પેલી તરફ પાટણમા સિદ્ધરાજ ત્હેનું વેર લેવાનો લાગ શોધી રહ્યો હતો. ત્હેણે એકવાર ફરીથી ઘણું મ્હોટું સૈન્ય

લઇ જઇને રાખેંગારનાં સૈન્ય ઉપર ચ્હડાઈ કરી. આ સમયે રાખેંગારનો ભાણેજ દેશળ પણ ફુટીને સિદ્ધરાજના પક્ષમાં ગયો હતો. એ લોકો પુષ્કળ સૈન્ય લઇને ગઢમાં ગયા અને દરવાજે ઉઘડાવીને શરણાઇઓ વગડાવી. દુદો અને હમીર એ દરવાજાનું રક્ષણ કરવા ઉભા હતા. ત્હેમને સિદ્ધરાજના સૈન્યે ઠાર માર્યા. શત્રુઓને સ્હામા આવતા જોઇને રાખેંગાર લ્હડવા આવ્યો. એ વખતનું વર્ણન કરતાં ગુજરાતનો જૂનો કવિ કહે છેઃ—

> આપો ભાણ્યો ભેળ પડિ, ભેળ્યો ગઢ ગરનાર;
> દુદો હમીર મારીયા, સોરઠના શણગાર.
> રણે શરણાઈ વાગિયો, પાખરીઆ કેકાણ;
> શૂરા મુખ પાણી ચડે, કાયર પડે ભંગાણ.

એ વખતે રાખેંગાર અને સિદ્ધરાજના સૈનિકો વચ્ચે ઘણી ઝપાઝપી ચાલી. બન્ને પક્ષના ઘણા સિપાહીઓ માર્યા ગયા અને છેવટે રાખેંગાર પણ એ યુદ્ધમાં કામ આવી ગયો. પછી સિદ્ધરાજને માથે લઇને, રાખેંગારનો નિમકહરામ ભાણેજ દેશળ, રાણકદેવીના મહેલમાં ગયો, અને કહ્યું કે 'મામીજી ! હમે બે ભાઈઓ તથા મામાજી આવ્યા છીએ, બારણાં ઉઘાડો.' સરળ-હૃદયની રમણી રાણકદેવીના પેટમાં કાંઈ પાપ નહોતું. એણે તરત બારણાં ઉઘાડયાં. પતિના મૃત્યુની ત્હેને લેશ માત્ર પણ ખબર નહોતી. એ તો એ સમયે પોતાના બે પુત્રોને આનંદ-પૂર્વક રમાડવામાં અને લાડ લડાવવામાં તલ્લીન હતી. સિદ્ધરાજે ત્હેની નિકટ જઇને રાખેંગારના મૃત્યુના સમાચાર જણાવ્યા તથા પોતાની રાણી બનવા માટે ઘણા પ્રેમપૂર્વક આગ્રહ કર્યો; પરન્તુ સતી રાણકદેવીએ ત્હેનો ઘણોજ તિરસ્કાર કરી ક્હાડયો.

એથી ગુસ્સે થઈને સિદ્ધરાજે રાણકદેવીના પાંચ વર્ષના કોમળ બાળકને મારી નાંખ્યો, અને બીજા બાળકને મારવાની પણ બ્હીક બતાવી. બીજો બાળક ૧૧ વર્ષનો હતો. ત્હેનું નામ માણેરો હતું. એ સિદ્ધરાજથી ડરી જઈને માની સોડમાં ભરાઈ ગયો. એ વખતે વીરપત્ની રાણકદેવીએ ત્હેને ક્ષાત્રધર્મના રહસ્યરૂપ સુંદર ઉપદેશ સંભળાવ્યો.

માણેરા તું મ રોય, મ કર આંખ્યો રાતિયો;
કુળમાં લાગે ખોટ, મરતાં મા ન સંભારિયે.

એ સાંભળીને સિદ્ધરાજે પોતાના માણસોને હુકમ આપ્યો કે 'આ છોકરાને અહિંયાં મારશો નહીં. જે વખતે રાણકદેવી પાટણમાં પેસવાને આનાકાની કરશે, તે સમયે તેને પાટણને દરવાજે ઠાર કરજો.'

આ પ્રમાણે કહીને સિદ્ધરાજ રાણકદેવીને બળાત્કારથી પાટણ તરફ લઈ જવા લાગ્યો. પરન્તુ રાણકદેવીના મનમાંથી પતિભક્તિ લેશ પણ ઓછી થઈ નહોતી. શિયળનું ગમે તેટલા જોખમે પણ રક્ષણ કરવાનો તથા પતિની પાછળ સતી થવાનો તેણે મનમાં સંકલ્પ કર્યો હતો. રાણકદેવીને ગઢમાંથી બહાર લઈ જતા હતા તે વખતે રાખેંગારનો ઘોડો તેની નજરે પડયો. એ ઘોડાને જોઈને એ ઘણી દિલગીર થઈને બોલી.

તરવરિયા તોખાર, હઈયું ન ફાટયું હંસલા;
મરતાં રાખેંગાર, ગામતરાં ગુજરાતનાં.

થોડીવાર પછી રાખેંગારનો સાબરશૃંગ તેના જોવામાં આવ્યો તેને જોઈને તેણે નીચેના ઉદ્ગાર કહાડયા.

રે સાબર શૃંગાળ, એક દિન શૃંગાળાં હતાં;
મરતાં રાખેંગાર, ભવનાં ભીલાં થઈ રહ્યાં.

થોડીવાર પછી મોરને ટેકારવ કરતો સાંભળી તેણે કહ્યું.

કાંઉ કે ગરછ મોર, ગોખે ગરવાને ચડી;
કાપી કાળજા કોર, પિંજર દાઝયો પાણિયે.

સારાંશ કે અરે મોર! ગિરનારની બ્હારીએ ન્હઉકીને શું કામ ટૌકે છે? મ્હારા કાળજાની કોર કાપીને, મ્હારૂં પાંજરૂં (ઘર) પાણીએ બન્યું છે. એટલે કે મ્હારા સગા ભાણેજે મ્હારૂં ઘર ભંગાવ્યું છે.

જરા આગળ ચાલતાં પતિ ગખેંગારની લાશ રાણકદેવીની દૃષ્ટિએ પડી. તેને જોઈને એ શોકાર્ત રાણી બોલી ઉઠી.

સ્વામી ઉઠો સૈન્ય લઈ, ખડ્ગ ધરો ખેંગાર;
છત્રપતીએ છાઇઓ, ગઢ જૂનો ગિરનાર.

પછી દામાકુંડ આગળ આવતાં તે પતિવ્રતા નારી બોલી

ઉતર્યો ગઢ ગિરનાર, તનડું આવ્યું તળાટિયે;
વળતાં બીજીવાર, દામોકુંડ નથી દેખવો.

પછી ધારગર નામની વાડી પાસે આવીને તે બોલી કેઃ—

ચંપા તું કાં મહોરિયો, થડ મેલું અંગાર;
મહારે કળિયું માણતો, માર્યો રાખેંગાર.

એમ કહેવાય છે કે રાણીના એ વચનો સાંભળીને ચંપાનું ઝાડ સુકાઇ ગયું અને એ લીલી કુંજાર વાડી પણ બળી ગઇ પછી ગિરનાર પર્વતને જોઇને તે બોલી કેઃ—

ઉંચો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે,
મરતાં ગખેંગાર, રંડાપો રાણકદેવીને.

પાંચ ગાઉ ચાલ્યા પછી રાણકદેવીએ પાછું વળીને જોયું. ઉંચો ગિરનાર એ સમયે પણ દૃષ્ટિગોચર થતો હતો. ગિરનાર જાણે એ ફોજ વળાવવા આવતો હોય એવો ભાંસ થતો હતો. તેને સંબોધીને રાણકદેવી બોલી.

ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કિયો;
મરતાં રાખેંગાર, ખરેડી ખાંગો નવ થયો.

ઘણે દૂર પહોંચ્યા પછી ગિરનારને દૃષ્ટિમર્યાદામાં પેશી જતો જોઈને એ બોલી ઉઠી.

'મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચઢાવશે;
ગયા ચડાવણ હાર, જીવતા જાતર આવશે.

સારાંશ કે, ઓ ગિરનાર! તું પડીશ નહીં, હવે તારા ચોસલાં પાછાં કોણ ચડાવશે? ચઢાવનાર હતો તે તો ગયો અને હવે જીવતા હશે તેઓ તારી જાત્રા કરવા આવશે માટે તું પડી જઈશ નહીં.

આ પ્રમાણે રસ્તામાં પણ ક્ષણે ક્ષણે પતિનું સ્મરણ કરતી કરતી રાણકદેવી પાટણ આગળ આવી પહોંચી. ત્યાં આગળ સિદ્ધરાજે તેને રહેવા માટે સુંદર સ્થાન બતાવ્યું ત્યારે રાણકદેવીએ કહ્યું કેઃ—

બાળું પાટણ દેશ, પાણિ વિના પૂરાં મરે;
ભરવો સોરઠ દેશ, સાવજડાં એ જળ પીએ.

પછી પાટણને પાદર આવીને બધાએ ઉતારો કર્યો. સિદ્ધરાજે શહેર બહાર આખા શહેરને ઉજાણી કરાવીને કહ્યું કે 'સર્વે લોકોએ સારાં સારાં લુગડાં પહેરીને બહાર આવવું.' રાજાની આજ્ઞા માનીને બધા નાગરિકો સુંદર વસ્ત્રાલંકાર પહેરીને ઉજા-

ણીએ આવ્યા, ત્યારે તેમને જોઇને રાણકદેવી બોલી કે:—

ભાળું પાટણ દેશ, જીસે પટોળાં નીપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી.

પછી ગુજરાતની કોઇ સ્ત્રીએ તેને પૂછ્યું કે 'તમે સિદ્ધરાજની રાણી છો? તેના ઉત્તરમાં વીરાંગના રાણકદેવીએ ઉત્તર આપ્યો કે 'હું તો મ્હારા કંથને એવી દશામાં મૂકીને આવી છું કે—

વાયે ફરકે મૂછડી, રયણ ઝબૂકે દંત;
જુઓ પટોળા વાળિયો, લોબડિવાળીનો કંથ.
જે સાંચે સોરઠ ઘડયો, ઘડીઓ રાખેંગાર;
તે સાંચો ભાગી ગયો, જાતો રહ્યો લુહાર.

પછી તે સ્ત્રીએ તેને પૂછ્યું કે 'એવું છે તારે તમારી આંખોમાં આંસુ કેમ નથી આવતાં?'

રાણકદેવી બોલી.

પાપણને પડતે, કહોતો કુવા ભરાવિએ;
માણેરા મરતે, શરીરમાં સરણાં વહે.

આટલા દિવસના સહવાસમાં સિદ્ધરાજ જોઈ શકયો હતો કે રાણકદેવી સાચી સતી છે. ત્હેના હૃદયમાંથી પતિભક્તિ લેશ માત્ર ઓછી થઈ નથી. સામ, દામ, ભેદ, દંડ આદિ ઉપાયો અજમાવીને સિદ્ધરાજે ત્હેને વશ કરવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પણ સતી રાણકદેવીનું ચિત્ત કશાથી ચલિત થયું નહીં. પોતાના ઉપર કુદૃષ્ટિ રાખવા માટે ત્હેણે સિદ્ધરાજનો ઘણોજ તિરસ્કાર કર્યો. સિદ્ધરાજ ગમે તેવો તોપણ સમજુ રાજા હતો. નિરર્થક રાણી ઉપર બળાત્કાર કરવાનું ત્હેણે યોગ્ય ન ધાર્યું. ત્હેણે રાણકદેવીનો ઘણો આદરસત્કાર કરીને પૂછ્યું 'ત્હમારે ક્યાં

રહેવાની ઇચ્છા છે ?' રાણકદેવીએ કહ્યું કે 'હું વઢવાણ ગામમાં રહીશ.' પછી સિદ્ધરાજ ત્હેને લઇને વઢવાણ ગયો, ત્યાં ગયા પછી રાણકદેવીએ સતી થવાની ઇચ્છા દર્શાવી, ઉદારચિત્ત રાજા સિદ્ધરાજે ત્હેની ઇચ્છા માન્ય રાખી, અને ભોગાવા નદી આગળ સુગ ધીદાર કાષ્ટની ચિતા ખડકાવી એ ચિતામા રાણી રાણકદેવીને બેસાડીને સિદ્ધરાજે કહ્યુ કે 'તું સાચી સતી હોઇશ તો અગ્નિ વગરજ ચિતા સળગશે.' પછી રાણકદેવી ગામમા દેવતા માગવા ગઈ પણ કોઇએ ત્હેને દેવતા આપ્યો નહી, એટલે સૂર્યનારાયણને પગે લાગીને એ બોલી કે.

વારૂ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગવતો ખેંગાર રાણ, ભોગવ ભોગાવા ધણી.

એમ કહેવાય છે કે એ સમયે ઉષ્ણ વાયુ વાવા લાગ્યો અને ચિતા એકદમ સળગી ઉઠી. એ સમયે સિદ્ધરાજે પોતાની પામરી ત્હેના ઉપર નાખી, તે રાણકદેવીએ પાછી નાખી અને કહ્યુ કે 'મ્હારી ભેગો તું બળી મરે તો આવતા ભવમાં હું ત્હારી રાણી થાઉં.' પણ પ્રેમની ખાતર પ્રિયતમાની સાથે બળી મરવાની હિંમત સિદ્ધરાજની કયાથી ચાલે ?

જોતજોતામાં પતિવ્રતા રાણકદેવીનો પવિત્ર દેહ એ ચિતામાં ભસ્મીભૂત થઇ ગયો.



## ૨૯૫—૧૫. સાલમલી રાણી.

એ રાજા ઓરાદતની રાણી હતી. ત્હેણે ભોપાળના કિલ્લાની પાસે એક ઘણું વિશાળ અને સંગીન તીર્થ બંધાવ્યું અને ત્હેનું નામ સભામંડળ રાખ્યું. એ મંદિર વિક્રમ સંવત ૧૨૦૮ માં બંધાવા માંડયું હતું અને વિ. સં. ૧૨૪૧ માં બનીને તૈયાર થયું હતું. રાણી સાલમલી ઘણી ધર્માત્મા સ્ત્રી હતી. ત્હેણે ૫૦૦ બ્રાહ્મણોને રોજગાર બાંધી આપ્યો. એ બ્રાહ્મણોનું કામ ફક્ત પૂજા પાઠ કરીને બેસી રહેવાનું નહોતું. તેઓ ત્યાંની પ્રજાને ધાર્મિક શિક્ષણ પણ આપતા હતા. આસપાસથી હજારો વિદ્યાર્થીઓ ત્હેમની પાસે વેદશાસ્ત્ર ભણવા આવતા, એ સમયે ભારત વર્ષમાં રાણી સાલમલીએ સ્થાપેલા એ મંડળની સારી ચર્ચા હતી.

## ૨૯૫—૧૬. વીર કન્યા તાજકુંવર.

આ રમણી કાનપુરની પાસે ગંગા કિનારે વસેલા કિસોરા નામના ગામના ન્હાના પણ સ્વતંત્ર ઠાકોર સજ્જનાસંહની કન્યા હતી. ત્હેના ભાઇનું નામ લક્ષ્મણસિંહ હતું. તાજકુંવર સૌન્દર્યની પ્રતિમા હતી. ત્હેના સૌન્દર્યની પ્રશંસા ચારે તરફ પ્રસરી રહી હતી. એ સમયે મુસલમાન બાદશાહોનો પ્રવેશ હિંદુસ્તાનમાં થઇ ચુકયો હતો. ગંગાની આસપાસના સુંદર મનમોહક પ્રદેશ ઉપર ત્હેમણે અધિકાર મેળવવા માંડયો હતો. તાજકુંવરના સૌન્દર્યની વાત મુસલમાન બાદશાહને કાને પણ પહોંચી અને

ત્હેણે ત્હેને પ્રાપ્ત કરવાનો સંકલ્પ કર્યો. એ જાણતો હતો કે સજ્જનસિંહ ખરો વીર પુરૂષ છે. જબરદસ્તીથી માંગણી કરવા જઈશ તો એ કદી પોતાની કન્યા આપવાનો નથી, ઉલટું મ્હેં થોડી ઘણી સત્તા હિંદુસ્તાનમાં જમાવી છે, ત્હેનો પણ નાશ થશે. એટલા માટે જ્યાં સૂધી પોતાની સત્તા ઘણી પ્રબળ ન થાય ત્યાં સુધી એવું સાહસ કરવાનું ત્હેણે મુલતવી રાખ્યું.

સજ્જનસિંહે પઠાણો સાથે અનેક વાર યુદ્ધ કરીને કિસોરા સંસ્થાનનો બચાવ કર્યો હતો. એક વખત કાનપુર જીતવા જતી ફોજમાંની અડધી ટુકડીએ ન્હાનકડા કિસોરા ઉપર હુમલો કર્યો હતો, પણ સજ્જનસિંહના પરાક્રમ અને સાહસ આગળ એ ગંજાવર સૈન્યનું પણ કાંઈ વળ્યું નહીં. આ પ્રમાણે કિસોરાનું ન્હાનું રાજ્ય પોતાની સ્વતંત્રતા ટકાવી શક્યું હતું. એ રાજ્ય ન્હાનું પણ ફળદ્રૂપ હતું. કારણ કે ગંગા નદીનો જળ પ્રવાહ કિસોરાની ઘણીજ પાસે થઇને વહેતો હતો. એને લીધેજ કિસોરાની સમૃદ્ધિ હતી.

સજ્જનસિંહે કિસોરા શહેરને એક મજબુત કોટ બંધાવ્યો હતો. અને લશ્કરી બંદોબસ્ત પણ ઘણો સારો રાખ્યો હતો. પઠાણોએ ત્હેને જીતવાને ઘણાએ પ્રયત્ન કર્યા હતા; પણ પોતાની હયાતિમાં કિસોરાનું સ્વાતંત્ર્ય નહીં ગુમાવવાનો સજ્જનસિંહે સંકલ્પ કર્યો હતો.

એવા તેજસ્વી રાજપુત વીરનાં સંતાન પણ તેજસ્વીજ હતાં. લક્ષ્મણસિંહ પણ વીરોચિત ગુણોમાં પિતાના જેવોજ હતો. કન્યા તાજકુંવરે પણ ક્ષાત્રકર્મમાં પૂરૂં નૈપુણ્ય પ્રાપ્ત કર્યું હતું. તીર ચલાવવામાં એ એવી નિપુણ હતી કે પૌરાણિક યુગના

શરસંધાનમાં એક્કા ગણાતા યોદ્ધાઓનું તે સ્મરણ કરાવતી. ક્ષત્રીઓ ત્હેને ઘણુંજ સન્માન આપતા અને દેવકન્યા સમાન ગણતા. એક પ્રસંગે એ પણ મુસલમાનો સાથે યુદ્ધ કરવા ગઈ હતી, એ યુદ્ધમાં ત્હેને વિજય મળ્યો હતો. કિસોરાના દરવાજા આગળ ડાબા હાથમાં શત્રુના લોહીથી ખરડાયેલો લાંબો ભાલો પકડીને અને જમણા હાથમાં રક્તમાંસથી તરબોળ થઇ ગયેલી તલવાર પકડીને ઘોડા ઉપર સવાર થયેલી એ દેવકન્યાને જોઇને કિસોરાની પ્રજાએ જયજયકાર કરી મુકયો હતો.

લક્ષ્મણસિંહ અને તાજકુંવરની માતા ત્હેમને ન્હાનાં મુકીનેજ મરણ પામી હતી. ત્યારથી એ બન્ને ભાઈ બ્હેન સંપસંપીને આનંદપૂર્વક રહ્યાં હતાં. મૃગયાનો બન્નેને ઘણો શોખ લાગ્યો હતો.

એક દિવસ સૂર્યાસ્ત થવાને એકાદ કલાકની વાર હતી એવે સમયે હથિયાર સજીને એ ભાઇ બ્હેન, પિતાની આજ્ઞા લઇને ગંગાની આસપાસના પ્રદેશમાં શિકાર રમવા ગયાં હતાં. કિસોરાના જે પ્રદેશમાં થઇને ગંગાનો પુણ્ય પ્રવાહ વહી રહ્યો છે, તે પ્રદેશમાં બન્ને જણાં વાતો કરતાં કરતાં ધીમે ધીમે ઘોડેસવાર થઇને જતાં હતાં. વાયુની ઠંડી લહેરોનું સેવન કરતાં કરતાં બન્ને જણાં એક નાળા આગળ આવી પહોંચ્યાં. એ સમયે બન્નેની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઈ રહી હતી.

લક્ષ્મણસિંહઃ–'કેમ બ્હેન ! તું એમ કહે છે કે તું મ્હારા કરતાં વધારે પક્ષીઓને ઠાર મારીશ ?

તાજકુંવરઃ–' હા, અવશ્ય ! હું ત્હમારા કરતાં વધારેને મારીશ.'

લક્ષ્મણસિંહ–' પણ બ્હેન ત્હને હજી પુરૂષોના બળની ખબર નથી.'

તાજકુંવરઃ–' ત્યારે ત્હમે મ્હને ખિલકુલ નિર્બળ સ્હમજો છો, ભાઇ! ખરેખાત હું ત્હમારા કરતાં વધારે પઠાણોનેજ મારવાની.'

જુવાન ભાઈ બ્હેન આ પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યાં હતા એવામાં એકાએક એક સ્વર તેમને કાને પડયો. 'અય! કાફિર! જબાન સમાલકે બોલ' આ ઉદ્‌ગાર સામી બાજુની ઝાડીમાંથી આવ્યા. થોડીકજ વારમાં બે મ્હોટા પત્થર ધડાક કરતાં લક્ષ્મણસિંહના ઘોડાની ગરદન ઉપર આવી પડયા. એ ચમત્કાર જોઈને બન્ને જણાં ક્ષણભર સ્તબ્ધ થઇ ગયાં. પણ તરતજ તેઓ બધી વસ્તુસ્થિતિ સ્હમજી ગયાં. પઠાણને જોઈનેજ તાજકુંવર સહાસ્ય બોલી ઉઠી.

ભાઈ, જોઈશું હવે કોની તલવાર વધારે પઠાણોનાં મસ્તક તોડે છે.'

'હા જોઈ લેજે.' એટલું કહીને લક્ષ્મણસિંહ ગરજી ઉઠયો. 'હે તુર્ક! રાજપુતોને કાફિર કહેનાર તું કોણ છે? મોં સંભાળીને બોલજે. હજી સૂધી રાજપુત સાથે કામ પડયું હોય એમ દીસતું નથી.' એમ કહીને તેણે પોતાનો ઘોડો તેના અંગ ઉપર ધસાવ્યો. તાજકુંવર અને લક્ષ્મણસિંહ હથિયાર સજીને તૈયાર થઇ ગયાં. એટલામાં ઝાડીમાંથી દસબાર પઠાણો લાઠી લઈને તેમને મારવા ધસી આવ્યા; પણ આ વીર ભાઈબ્હેન આગળ તેમનું કાંઈ વળ્યું નહીં. તાજકુંવર અને લક્ષ્મણસિંહના તીક્ષ્ણ ભાલાથી પહેલેજ સપાટે ચાર પાંચ પઠાણો નીચે પડયાં. લક્ષ્મણ

સિંહે તાજકુંવરને હર્ષભેર કહ્યું 'જોયું બ્હેન આખરે તારીજ સંખ્યા ઓછી રહી.' અભિમાની બાલિકાને એ શબ્દોથી ઘણું લાગી આવ્યું. તેણે તરતજ શર સંધાન કરીને બે પઠાણોને ઠાર કર્યાં. બાકીના પઠાણો જીવ લઈને ન્હાશી ગયા. આ પ્રમાણે બન્નેને મનમાન્યો શિકાર મળ્યો, એટલે ભાઈ બ્હેન પ્રસન્ન થયાં; અને ઘેર જઈને હર્ષભેર પિતાજીને બધા સમાચાર કહ્યા. સજ્જનસિંહે બાળકોની વીરતાના સમાચાર જાણી ઘણો હર્ષ પ્રગટ કર્યો.

તેમનો એ દિવસ તો આનંદમા વ્યતીત થઈ ગયો. પણ બધા દિવસ કાંઈ એક સરખા જતા નથી. બીજે દિવસ ઉગતાં પ્હેલાં કિસોરા ઉપર નવું સંકટ આવી પડવાનાં ચિન્હ જણાવા લાગ્યાં. ઉપર હમે જણાવ્યું છે કે લક્ષ્મણસિંહ અને તાજકુંવરની સાથે યુદ્ધ કરનારા પઠાણોમાંના બે જીવ લઈને ન્હાશી ગયા હતા. તેમણે જઈને પોતાની દુર્દશાનો વૃત્તાંત પોતાના બાદશાહને કહ્યો. બાદશાહને હવે સજ્જનસિંહને સતાવવાનું બહાનું મળ્યું. કિસોરા નગરના અને કિસોરા નગરની શોભારૂપ અત્યંત સૌન્દર્યવતી તાજકુંવરના સ્વામી બનવાની તેને તીવ્ર ઈચ્છા હતી. તરતજ તેણે પોતાના સરદારને લડાઈની તૈયારી કરવાનો હુકમ આપ્યો અને સજ્જનસિંહને ખબર મોકલાવી કે તારી છોકરીએ મારા સૈનિકોને વગર કારણે ત્રાસ આપ્યો છે. માટે તું એ છોકરીને મારે સ્વાધીન કર; નહીં તો મ્હારી સાથે યુદ્ધ કરવા તૈયાર થા.' આ સંદેશો સાંભળીને સજ્જનસિંહ અને તેના અનુયાયીઓને ઘણોજ ક્રોધ વ્યાપી ગયો. તેમણે તેના ઉત્તરમાં કહેવરાવ્યું કે 'આખું કિસોરા શહેર પોતાના પ્રાણ

આપવા તૈયાર છે.' હમે કદી પણ હમારા કુળને કલંક લગાડનારૂં કૃત્ય કરીશું નહીં. દુષ્ટ યવનોનો સંહાર કરવા સારૂજ રાજપુતો જન્મ ધારણ કરે છે.' આ ઉત્તર સાંભળીને મુસલમાન બાદશાહનો ક્રોધ વધી ગયો. ઘણું મ્હોટું સૈન્ય લઈને એ કિસોરા ઉપર ચ્હડાઈ લઇ ગયો. કિસોરા ઉપર એક મોટું સંકટ આવી પડયું.

પણ રાજપુત વીરો જરા પણ ભયભીત થયા નહીં. તેમણે પણ તૈયારી કરી રાખી હતી. મરતાં સુધી સ્વતંત્રતાને માટે લ્હડવાનો તેમણે નિશ્ચય કરી રાખ્યો હતો.

પ્રત્યેક રાજપુતવીર પોતાના પવિત્ર કુળની ખાતર, પ્રાણથી પણ અધિક પ્રિય સ્વાધીનતાની ખાતર અને સ્વર્ગથી પણ શ્રેષ્ટ જન્મભૂમિની ખાતર 'देहंपातयामि वा कार्यम् साधयामि' એવો સંકલ્પ કરીને હથિયાર સજીને શત્રુની રાહ જોતો નગરના કોટ આગળ ઉભો હતો. એટલામાં શત્રુઓએ કિસોરા શહેરને બહારથી ઘેરો ઘાલ્યો અને ફરીથી સંદેશો કહાવ્યો કે 'હજુ સ્હમજી જાઓ. તાજકુંવરને હમારા હાથમાં સોંપી દઈને તમારા રાજ્યની સ્વતંત્રતાનો બચાવ કરો.' પણ રાજપુતો એવી ધમકી સાંખી રહે એવા બાયલા નહોતા. 'હમે હમારી સ્વતંત્રતાનું રક્ષણ યુદ્ધથીજ કરીશું.' એવો સ્પષ્ટ ઉત્તર તેમણે મોકલી આપ્યો. હવે મુસલમાનોને યુદ્ધ કર્યા સિવાય છુટકોજ નહોતો. યુદ્ધ આરંભાયું.

આ સમયે ઉત્તર તરફના એક ઉંચા બુર્જ ઉપર બે તરૂણ ધનુષ્ય બાણ સજીને ઊભા હતા. બન્નેની ઊભા રહેવાની છટા ઘણીજ ચિત્તાકર્ષક હતી. બન્નેના ચ્હેરા ઘણા મનોહર દેખાતા હતા. પણ એ બે તરૂણોમાંથી એકના મુખ ઉપર સુકુમારતા વધારે સ્પષ્ટ જણાઇ આવતી હતી. તેનો ચ્હેરો નયનરંજક હતો.

વાંચક વૃન્દ ! એ તરૂણ કોણ હતો ? એ તો વીરવેશધારી આપણી ચરિત્ર નાયિકા વીર કન્યા તાજકુંવર હતી. ત્હેના નેત્રોમાંથી આ વેળાએ અગ્નિ વરસી રહ્યો હતો. યુદ્ધ શરૂ થતાં વારજ યવનોએ પહેલાં તો કોટના દરવાજા ઉપર હુમલો કરીને તેને તોડી નાંખ્યો, તથા એ રસ્તે અંદર પેસવાનું શરૂ કર્યું. રાજપુતોએ ઘણું પરાક્રમ બતાવીને બે વખત તેમને પાછળ હઠાવ્યા; પરન્તુ આખરે શત્રુઓએ કિસોરા શહેરમાં પ્રવેશ કર્યો. એ વખતે ઘણુંજ ભયંકર યુદ્ધ થયું. તેમાં રાજા સજ્જનસિંહ મરણ પામ્યો અને રાજપુતપક્ષ નબળો પડયો.

પેલી તરફ લક્ષ્મણસિંહ અને તાજકુંવર બુરજ ઉપરથી શત્રુઓ ઉપર તીરોનો એક સરખો વરસાદ વરસાવી રહ્યાં હતાં. સજ્જનસિંહના મૃત્યુ વખતે યવન લશ્કરમાં જયજયકારનો ધ્વનિ થયો અને આખા શહેરમાં મુસલમાન સેના પ્રસરી ગઈ પરન્તુ લક્ષ્મણસિંહ અને તાજકુંવર એ સમયે પણ ઉપરાઉપરી બાણ છોડીને અનેક મુસલમાનોને ભોંય ભેગા કરતા હતાં. તાજકુંવરની છટા જોઇને મુસલમાન સેનાપતિ આશ્ચર્યચકિત થઇ ગયો. ત્હેણે આજ્ઞા આપી કે 'સરદારો ! ગમે તેમ કરીને આ તરૂણ (તાજકુંવર) ને જીવતો પકડજો જે કોઇ એ કામ પાર ઉતારશે ત્હેને હું 'બક્ષિસ'—એટલું બોલતા બોલતાંમાજ તે બેશુદ્ધ થઇને નીચે પડયો, અને સૈનિકોએ પ્રાણ બચાવવા ઘણોએ પ્રયત્ન કર્યો છતા એ મરણ પામ્યો. જે સમયે ત્હેણે તાજકુંવર તરફ ઇશારો કરીને ત્હેને જીવતી પકડવાની સૂચના કરી હતી તેજ સમયે તાજકુંવરે ત્હેના તરફ તાકીને તીર માર્યું હતું, અને એ એકજ તીરે ત્હેની જીંદગીનો અંત આણ્યો હતો. એ સમયે

ત્હેના અનુયાયીઓ 'દીન દીન' કરતા બુરજ ઉપર ચ્હડી ગયાં. ત્હેમની સાથે યુદ્ધ કરવામાં તાજકુંવરે ઘણી બહાદૂરી બતાવી. ત્હેણે એકંદર ૮૦ પઠાણોને ઠાર માર્યા. પણ યવન સેના ઘણી પાસે આવતી ગઇ ત્યારે ત્હેણે ભાઇને પોતાનું રક્ષણ કરવાને વિનંતિ કરી; પરન્તુ રક્ષણનો કોઇ ઉપાય નહોતો. વાંચક ! લક્ષ્મણસિંહે તાજકુંવરનું કેવી રીતે રક્ષણ કર્યું તે સાંભળવા માગો છો?

યવનનો સ્પર્શ પોતાની પવિત્ર બ્હેનને ન થાય એટલા સારૂ વીરયુવકે પોતાની તલવાર એકદમ ઉગામી. મમતાનું આવરણ એકદમ ક્હાડી નાખ્યું. અને પોતાને હાથેજ તાજકુંવરના બે કકડા કરીને તેને શત્રુઓના હાથમાં જતી બચાવી. તાજકુંવર પણ એથી પ્રસન્ન થઈ હતી. આખરે લક્ષ્મણસિંહ પણ શત્રુઓની સાથે યુદ્ધ કરતાં કરતાં મરણ પામ્યો રાજસ્થાનમાં આજ પણ તાજકુંવરના પરાક્રમના યશોગાન ગવાય છે.

## રત્ન–૧૭. રૂપસુંદરી (માધવપત્ની)

ઇસવીસનના ૧૩ મા સૈકાના અંતમા ગુજરાતમા વાઘેલાં વંશનો કરણ રાજા રાજ્ય કરી રહ્યો હતો તેના જીવનની સમાપ્તિની સાથેજ ગુજરાતની સ્વતંત્રતાની પણ સમાપ્તિ થયેલી હોવાથી, આપણા પૂજ્ય સાક્ષર સ્વર્ગસ્થ શ્રી નંદશંકરભાઇએ- પોતાની ઉત્તમ નવલકથા દ્વારા તેનું ચરિત્ર ઘણીજ અસરકારક રીતે આલેખેલું છે અને તેથી ગુજરાતમા પ્રત્યેક મનુષ્ય તેના નામથી પરિચિત છે એ રાજાનો મુખ્ય પ્રધાન માધવ નામનો એક

નાગર ગૃહસ્થ હતો. એણે વડનગર શહેરમાં કોઈ ગરીબ કુટુંબમાં જન્મ લીધો હતો, અને ૧૬ વર્ષની વયે પાટણ શહેરમાં નોકરી શોધવા આવ્યો હતો.

"પહેલાં તો લશ્કરના સિપાઈઓના પગાર વહેંચવા ઉપર કારકુન રહ્યો. ત્યાં ચાલાકી, હોંશિયારી, તથા ઈમાનદારી બતાવી તે ઉપરથી તેને કોઠારીની જગા મળી. ધીમે ધીમે તે સારંગદેવ રાજાનો માનીતો થઇ પડયો. સારંગદેવ મરી ગયો ત્યારે તેના છોકરાઓ વચ્ચે ગાદીને માટે તકરાર પડી, તેમાં માધવની હોંશિયારી તથા કાવત્રાથી કરણનો રાજ્યાભિષેક થયો. તે દિવસથી માધવના ભાગ્યનો ઉદય થયો અને કરણ રાજાએ ગાદી ઉપર નિર્ભય થતાંજ માધવને મુખ્ય પ્રધાનપદ આપ્યું." માધવ ઘણોજ બુદ્ધિમાન, રાજનીતિનિપુણ અને કાર્યકુશળ મંત્રી હતો. "તેણે પોતાના બુદ્ધિબળે રાજા (કરણ) ઉપર એટલી તો સત્તા મેળવી હતી કે તેને પુછયા સિવાય રાજા કાંઇ કામ કરતો નહતો. સઘળું કામકાજ તેજ કરતો. રાજા તો પુતળા જેવો હતો, અને ખરેખરો રાજા તે પોતેજ હતો."

કરણ રાજાના એ મહા પ્રભાવશાળી પ્રધાનની સ્ત્રીનું નામ રૂપસુંદરી હતું. રૂપસુંદરી તેના નામ પ્રમાણે અપૂર્વ સૌન્દર્યવાળી સ્ત્રી હતી. તેનું સૌન્દર્ય ચીતરવાનું સાહસ હમે નહીં કરીએ. ફક્ત પ્રસિદ્ધ નવલકથાકારની કુશળ કલમથી આલેખાયલું ચિત્રજ ગુજરાતી બ્હેનો આગળ રજુ કરીશું. સા. શ્રીનંદશંકર ભાઈ નીચે પ્રમાણે રૂપસુંદરીનું વર્ણન કરે છે. 'તે સ્ત્રી ખરેખરી પદ્મિની હતી. તેનું મ્હો પૂર્ણિમાના ચંદ્ર જેવું હતું, અને તેના ગાલના ગૌરવર્ણ ઉપર વખતે વખતે તેની ભરજુવાનીને લીધે

જ્યારે ગુલાબી રંગ ચઢી આવતો ત્યારે તેની આગળ ગુલાબનાં ફુલનો રંગ પણ ઝાંખો જણાતો. તેનું મ્હોડું ઘણું નાનું હતું. તથા તે ઉપરના બે ઓઠ પાતળાં પરવાળાના જેવા રંગના હતા. જ્યારે તે મંદમંદ હસતી ત્યારે તેના દાંત સમાકાર ધોળા મોતીના દાણા જેવા દેખાતા. તેને નાકે ઘણાં ઉંચાં પાણીદાર મોતીની વીંટલી ઘાલેલી હતી. તેનાં મોતી તેના પરવાળા જેવા ઓઠને અડકતાં, ત્યારે તે કમળની લાલ પાંદડી ઉપર ઓસનાં ટીપાં જેવાં ચળકતાં હતાં. તેના ગાલ ઉપર એક છુંદણું હતું તેથી તેની ખૂબસૂરતી એટલી તો વધતી હતી કે જેમ ફારસી શાએર હાફિઝ, શિરાઝની એક બઈરીના ગાલ ઉપરના કાળા તલને વાસ્તે સમરકંદ તથા બોખારા શેહેર આપી દેવા તૈયાર થયો હતો, તેમ તે છુંદણાને માટે આખું ગુજરાતનું રાજ્ય કોઈ આપે તોપણ થોડું હતું. તેની આંખ જરા લાંબઘાટી હતી; અને સ્વાભાવિક રીતે કાળી હતી; તેની સાથે વળી તેમાં કાજળનું ઝીણું અંજન કીધેલું હતું તેથી તે વધારે મોહ પમાડતી હતી તે ઘણી નરમાશવાળી તથા કામથી ભરપૂર દેખાતી હતી. તે એટલી ચપળતાથી ચોગરદમ ફરતી કે જે પુરૂષ પર તે પડતી તેના હૃદયમાં કારીવા માર્યા વિના રહેતી નહીં. તેની ભમર પાતળી ઇન્દ્રના ધનુષ્ય જેવી હતી. અને એ ધનુષ્યમાંથી મદનદેવ પોતાનાં શસ્ત્ર ઉડાવી હજારો લોકોના મનની શાંતિનો નાશ કરતો. તેના કપાળ ઉપર જે રાતો હિંગળોકનો ચાંલ્લો હતો તે બરફના મેદાન ઉપર લોહીના ટપકા જેવો દેખાતો હતો. ચોટલો નાગની ફેણુ જેવો ઘાટદાર અને તેવોજ કાળો હતો. તેના કેશ જો છુટા મુકે તો કમ્મર સુધી પહોંચતા. એ સિવાય

તેના બીજા અવયવો પણ ઇશ્વરની બેહદ કારીગરી તથા ચાતુર્યના નમુના હતા.'

આવા અપૂર્વ રૂપલાવણ્યથી વિભૂષિત થયેલી રમણી રૂપસુંદરી એક દિવસ પોતાના ઇષ્ટદેવ શંકરનું પૂજન કરવા ગઇ હતી. દૈવસંયોગે રાજા કરણ પણ એ સમયે એ માર્ગે થઇને જઇ રહ્યો હતો. ત્હેની દૃષ્ટિ રૂપસુંદરી ઉપર પડી. રૂપસુંદરીની કાન્તિ જોઇને કરણ રાજા અત્યંત કામાંધ થઈ ગયો અને ગમે તે પ્રકારે એ રમણીને પોતાના અંતઃપુરમાં આણવાનો સંકલ્પ કર્યો. રૂપસુંદરી પતિવ્રતા સ્ત્રી હતી અને માધવ પણ શૂરવીર નર હતો. એટલે સીધી રીતે કોઇ પણ પ્રકારની લાલચથી પોતાનું કામ પાર નહીં પડે, એમ ધારીને કરણ રાજાએ ઘણો નીચ પ્રપંચ રચ્યો. માધવ પ્રધાન ઘર આગળ ન હોય એવે પ્રસગે પાછળથી સેના મોકલીને રૂપસુંદરીનું હરણ કરી લાવવાનો અધમ સંકલ્પ ત્હેણે કર્યો. એક દિવસે માધવ પ્રધાન કોઈ રાજદરબારી કામને માટે બહાર ગામ ગયો, તે લાગ સાધીને કરણ રાજાએ પ્રધાનના ઘર ઉપર રૂપસુંદરીને લઈ આવવા માટે સૈન્ય મોકલ્યું. રૂપસુંદરી એ સમયે દેવપૂજા કરીને ભોજનની સામગ્રી તૈયાર કરવામાં નિમગ્ન હતી. એવામાં ત્હેણે પોતાના ઘરના આગલા ચોગાનમાં શોરબકોર થતો સાંભળ્યો. નોકરને મોકલીને તપાસ કરાવી તો માલૂમ પડયું કે રાજાના સિપાહીઓએ ત્હેના ઘરને ઘેરો ઘાલ્યો છે અને ત્હેના ઘણા નિમકહલાલ સેવકોને ઠાર મારવા માંડયા છે. એ ખબર સાંભળતાં રૂપસુંદરી ઘણીજ ચિંતાતુર થઇ ગઈ. ત્હેનો દિયેર કેશવ એ વખતે ઘરમાં હતો. કેશવ ઉપર રૂપસુંદરીનો ઘણોજ સ્નેહ હતો.

બાલ્યાવસ્થાથી ત્હેણે પુત્ર સમાન ત્હેનું પાલન કર્યું હતું. કેશવ પણ મ્હોટી ભાભીને માતા સમાન ગણીને ચાહતો હતો. એ એક સાચો નાગર હતો. અંગકસરત, દાવપેચ, કુસ્તી, તલવારના પટા આદિ વીરોચિત રમતોમાં ત્હેણે પોતાની જીંદગી ગાળી હતી. ત્હેનું શરીર કસાયેલું અને બળવાન હતું. ભાભીનું હરણ કરવા રાજાના સિપાહીઓ આવ્યા છે, તે સાંભળતાં વારજ ત્હેની રગેરગમાં ક્રોધ વ્યાપી ગયો. ત્હેની આંખ લાલચોળ થઇ ગઇ, અને તેમાંથી ક્રોધનો અગ્નિ વરસવા લાગ્યો. તે પોતાનાં હથિયાર સજીને ભાભીની આગળ આવી ઉભો અને જીવને જોખમે પણ ત્હેનું રક્ષણ કરવા તૈયાર થયો. જોતજોતામાં કરણ રાજાના સિપાહીઓ ઉપર મ્હડી આવ્યા અને રક્તપાત કર્યાં વગર સીધી રીતે રૂપસુંદરીને પોતાને સ્વાધીન કરી દેવાને કેશવને ઘણુંએ સમજાવ્યો. પરન્તુ કેશવે ક્રોધથી લાલચોળ થઇ જઇને સિંહની માફક ગર્જના કરીને કહ્યું કે 'ત્હમારા કૃતઘ્ની અધમ, વિષયી રાજાને રૂપસુંદરી જોઇતી હોય, તો મ્હને મારીને લઈ જાઓ. આ દેહમાં જીવ છે ત્યાં સુધી રૂપસુંદરીના દેહને સ્પર્શ કરવા કોઈ પણ મનુષ્ય સમર્થ નથી. પોતાનો જીવ બચાવવા ખાતર નાગર બચ્ચો કોઇ દિવસ કુળ, ધર્મ અને જ્ઞાતિની પ્રતિષ્ઠાને કલંક લાગવા દેનાર નથી.' કેશવનાં આ વચનો સમાપ્ત થતાં વારજ સેંકડો સિપાહીઓ ત્હેના ઉપર તુટી પડ્યા. એકલા કેશવે ત્હેમની સાથે ઘણી વીરતાથી યુદ્ધ કર્યું. કલમ ચલાવનાર નાગર યુવક તલવારના દાવપેચ પણ કેવી ઉત્તમ રીતે ખેલી શકે છે, ત્હેનું કેશવે સારી પેઠે ભાન કરાવ્યું. તેણે રાજાના અનેક સિપાહીઓને કાપી નાંખ્યા; પરન્તુ એટલા બધાના પ્રહાર સ્હામે

એ એકલો કેટલીવાર સૂધી ટકી શકે? શત્રુઓના અસખ્ય પ્રહાર ખમીને શત્રુઓને મારતા મારતાજ એ ભૂમિ ઉપર પડયો અને એક ક્ષણમાત્રમા વીરગતિને પામ્યો કેશવનુ મૃત્યુ થતા વારજ રૂપસુદરીને મૂર્છા આવી ગઇ એ બેહોશ હાલતમાજ રાજાના સૈનિકો ત્હેને રાજમહેલમા લઈ ગયા

રાજાએ રૂપસુદરીને લલચાવવા અનેક પ્રકારની લાલચો બતાવી, પોતાની પટરાણી બનાવવાનુ વચન આપ્યુ પણ કોઇ પણ પ્રકારની લાલચ કે ધમકીની અસર પતિવ્રતા રૂપસુદરીના હૃદય ઉપર થઇ નહીં રાજાની અધમ વિન તિનો ત્હેણે તિરસ્કાર કર્યો અને રાજા પોતાના ઉપર બળત્કાર કરવાનો યત્ન કરશે તો આપઘાત કરીને શિયળનુ રક્ષણ કરીશ, એવુ સ્પષ્ટ જણાવી દીધુ

કરણ રાજાના મહેલમા અનેક પ્રકારના સુખ હોવા છતા પણ રૂપસુદરી પતિવિયોગથી ઝુરવા લાગી પતિનો સત્વર મેળાપ થાય તે સારૂ રાત દિવસ એકાગ્ર ચિત્તે ઇષ્ટદેવની પ્રાર્થના કર્યા કરતી હતી એ વિપત્તિના સમયમા એક ક્ષણને માટે પણ ત્હેણે પોતાના ચિત્તને ચળવા દીધુ નહોતું, અને પતિ સિવાય બીજા કોઇને પણ હૃદયમા સ્થાન આપ્યુ નહોતુ પતિની મ ગળ વાસનાજ ત્હેના હૃદયમા સર્વોપરિ સ્થાન ભોગવતી હતી

માધવ પ્રધાન પોતાના કામથી પરવારીને ઘેર પાછો ફર્યો ત્યારે, રાજા તરફથી પોતાના કુટુ બ ઉપર વરસેલા ત્રાસની ત્હેને ખબર પડી ત્હેના શોકનો પાર રહ્યો નહીં ક્રોધ અને વૈરનો અગ્નિ ત્હેના હૃદયમા ઉત્પન્ન થઇને જોરથી સળગવા લાગ્યો રાજાને પાયમાલ કરવાના ઉદ્દેશથી તે સીધો દિલ્હીના મુસલમાન બાદશાહ અલ્લાઉદ્દીન પાસે ગયો અને ગુજરાતની ફળદ્રુપતા

તથા સમૃદ્ધિનું વર્ણન કરીને એ દેશને જીતવાની સલાહ આપી. અલ્લાઉદ્દીનને તો એટલુંજ જોઇતું હતું. કાચા સોના જેવી ગુજરાતની રસાળ ભૂમિનો સ્વામી બનવાની ઇચ્છા તેના મનમાં ક્યારનીએ થયા કરતી હતી, તેવામાં માધવરાવના જેવો ભોમિયો માણસ મદદ કરવાને મળી આવ્યો એટલે પૂછવુંજ શું? તેણે સેનાપતિ અલફ્ખાંની સરદારી હેઠળ માધવની સાથે ઘણું મોટું સૈન્ય મોકલ્યું. એ યુદ્ધમાં કરણ રાજાનો પરાજય થયો અને ઇ. સ. ૧૩૦૦ માં મુસલમાન લોકોએ ગુજરાતમાં પ્રવેશ કર્યો. માધવે અલ્લાઉદ્દીનને ૩૬૦ કચ્છી ઘોડા નઝર કર્યા અને દેશનો કારભાર મેળવ્યો. અલેફ્ખાંને લશ્કરી ખાતાનો સૂબો ઠરાવ્યો. કરણ રાજાને જીવ લઇને ન્હાસવું પડયું. પારકી સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરનાર એ રાજાની રાણી તથા પુત્રીને અંતે મુસલમાનોને સ્વાધીન થવું પડયું તથા મુસલમાનોની સાથે લગ્ન કરીને જાતિભ્રષ્ટ થવું પડ્યું.

આ પ્રમાણે કરણ રાજા ઉપર મનમાન્યું વેર લઇને માધવ પોતાની પ્યારી પત્ની રૂપસુંદરીને મળવા અંતઃપુરમાં ગયો. "ઘણા દહાડાના વિયોગ પછી તે ધણીધણીયાણી પાછાં મળ્યાં. તેઓ ભેટયાં, રડયાં તથા હર્ષનાં બીજાં સઘળાં ચિન્હો તેઓએ દેખાડયાં. રૂપસુંદરીને કરણ લઈ ગયો તેમાં તેની તરફનો કાંઇ વાંક નહોતો, તે માધવને સારી પેઠે માલૂમ હતું. બંનેના વિયોગમાં માધવનું દિલ રૂપસુંદરી ઉપર ઉતરી ગયું નહતું. પણ તેને પાછી મેળવવાની તથા તેના હરણ કરનારનું વેર લેવાની તેની આતુરતા જે પ્રમાણે પ્રબળ થતી ગઈ તે પ્રમાણે તેની ધણિયાણી ઉપરનું તેનું હેત પણ વધતું ગયું. આટલી

સહેલથી તેને પોતાની પ્રિયા મળશે એવી આશા નહોતી. જ્યારે રૂપસુંદરી આગળના જેટલાજ હેતથી તેને ભેટી, ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહીં. રૂપસુંદરીના પ્યારમાં કાંઈ ફેરફાર થયેલો નહોતો. તેના અંતઃકરણની પ્રીતિનું નિર્મળ ઝરણુ પોતાનો માર્ગ બદલીને બીજી દિશામાં વહ્યું નહોતું, તથા તેના હેતના ખજાનાનો ભાગીદાર થવાને બીજા કોઇએ દાવો કીધો નહોતો; ત્યારે એ ઝરણે માધવની તરફજ અસલ માફક વહ્યાં કીધું, અને તેનું હેત માધવ ઉપર કાયમ રહ્યું; એટલુંજ નહીં પણ તે પાસે ન હોવાથી તેમા વધારો થયો. એવી સ્થિતિમાં તે બન્ને મળ્યા અને તેઓનું અસલનું હેત તેટલાજ જોરથી પાછું આવ્યું. માધવે શાસ્ત્રીઓની સભા કીધી, અને બ્રાહ્મણની સ્ત્રીનો રજપૂત સાથે બળાત્કારથી સંસર્ગ થયો તેનો દોષ નિવારણ કરવાનું પ્રાયશ્ચિત્ત તેઓની પાસે શોધી કઢાવ્યું. પછી તે પ્રમાણે સઘળી ક્રિયા રૂપસુંદરી પાસે કરાવી, બ્રાહ્મણોને મનમાનીતી દક્ષણા આપી, અને લાડુનું ભોજન કરાવી સઘળા બ્રહ્મદેવોને સંતોષ્યા. હવે બીજી કાંઈ હરકત રહી નહીં, તેથી માધવ તથા રૂપસુંદરીએ પાછો પોતાનો ધણીધણીયાણીનો સંબંધ જારી કીધો. એ પાછા મળેલા સુખની યાદગીરીને વાસ્તે માધવે વર્ધમાનનગર (વઢવાણ) માં એક વાવ બંધાવી તે હજી તેના નામથી ઓળખાય છે."

કરણ જેવા રાજાની લાલચો અને ધમકીઓની લેશમાત્ર પરવા કર્યા વગર પોતાનું પાતિવ્રત્ય અખંડ રાખવા માટે નાગર રમણી રૂપસુંદરી સર્વ સ્ત્રીઓની શ્રદ્ધાને પાત્ર છે



## ૨૯–૧૮. ગુણસુંદરી.

આ રમણી ગુજરાતના રાજા કરણ વાઘેલાના પ્રધાન માધવના ન્હાના ભાઈ કેશવની પત્ની હતી. એ જો કે પોતાની જેઠાણી રૂપસુંદરી જેવી ખૂબસુરત નહોતી તોપણ નામ પ્રમાણે તેનામાં અનેક ગુણ હતા. એ સુશીલ, ભણીગણી, કાર્યકુશળ અને પતિવ્રતા સ્ત્રી હતી. રૂપસુંદરીના રૂપ ઉપર મોહી જઈને કરણ રાજાએ તેનું હરણ કરવા સૈન્ય મોકલ્યું અને એ સૈન્ય સ્હામે લ્હડીને ભાભીનો બચાવ કરવા જતાં ગુણસુંદરીનો વીર પતિ ભરજવાનીમાં કામ આવી ગયો, તે આપણે આગલા ચરિત્રમાં જોઇ ગયા છીએ. પતિને મરણ પામેલો જોઇને એ નાગર રમણીએ સતી થવાનો સંકલ્પ કર્યો. આડોશીપાડોશી તથા સગાંવ્હાલાંઓએ તેને ઘણુંએ સમજાવી પણ એણે કોઇનું કહ્યું માન્યું નહીં. ગુણસુંદરી શાસ્ત્ર અનુસાર કાર્ય કરીને પતિનું સહગમન કરવા તૈયાર થઇ હતી, તેથી તેની જનેતા અંદરખાનેથી ખુશ થઇ હતી; પણ પોતાની પુત્રીનું વધારે પારખું જોવા સારૂં તેણે પણ વિલાપ કરીને સતી ન થવાની સલાહ આપી. પરન્તુ ગુણસુંદરીએ વિનયપૂર્વક માતાને સ્હમજાવ્યું કે સ્ત્રીને માટે પતિવગરનું જીવન મિથ્યા છે. સંસારમાં સગાંસંબંધીઓના ટપલા ખાઈને દુનિયામાં લોકોનું અપમાન સહન કરીને જીવન ગાળવા કરતાં મરણ પામવું એ ઘણું સારૂં છે. એ પ્રમાણે કહીને તે 'જે અંબે' 'જે અંબે' કરતી સતી થવાના આવેશમાં આવી જઇને નીચે ઉતરી. સર્વ કોઇ તેને સતી ગણીને પૂજવા લાગ્યાં. તેણે શાસ્ત્રની વિધિ પ્રમાણે પતિને

પિંડદાન કર્યું તથા પતિના શબને ખોળામાં લઇને સળગતી ચિતામા ચ્હડી બેઠી. તેણે મરતી વખતે પોતાના બે હાથ ચોળી બળતા અંગારાએ ખોળો ભર્યો અને પાટણ શહેર ઉપર એ અંગારા ફેંકી દઇને બોલી કે 'જે રાજાએ વગર વાંકે પોતાના વિશ્વાસુ પ્રધાનની સ્ત્રી, અને તે પણ નાગર જેવી ઉંચી બ્રાહ્મણ જાતિની, એવીનું હરણ કર્યું, તે રાજા થોડા દિવસમાં રણમાં ને વગડામાં રઝળશે. તેની સ્ત્રીને બીજા લોકો લઇ જશે; તેની પુત્રી દુઃખ પામી પામીને પરપુરૂષના હાથમાં પડશે. રાજા પોતાનું મોત પોતાને હાથે માગશે. તે કયાં મુવો અને ક્યારે મુવો તેનો પણ પતો નહીં લાગે. તેના સમૃદ્ધિવાન નગરનો નાશ થશે. તેનું દ્રવ્ય લુંટાઇ જશે તથા સર્વ રીતે તેની પાયમાલી થશે.'

આ પ્રમાણે કહીને તેણે સૂર્યદેવનું આહ્વાન કર્યું, અને જોતજોતામાં તેની પવિત્ર દેહ ભસ્મીભૂત થઇ ગઈ.

---

## ૨૮-૧૯. સંયુક્તા.

મુસલમાનોએ જે વખતે ભારતવર્ષમાં પગ પેસારો કર્યો, તે વખતે ઉત્તર હિંદુસ્તાનમાં બધે રાજપુતોનું વધારે જોર હતું. ભારતવર્ષના પશ્ચિમ ભાગમાં જે એક વિસ્તીર્ણ પ્રદેશ છે તેનું નામ રાજસ્થાન કે રાજપુતાના છે. રાજપુતોનું એ આદિ સ્થાન છે.

સાહસ, વીરતા અને મહાનુભવતામાં રાજપુતોની બરોબરી કરે એવી પ્રજા જગતમાં બીજી કોઇ થઈ નથી. એ બધા ગુણોમાં

રાજપુત રમણીઓ પણ પુરૂષ કરતાં કોઈ પણ પ્રકારે ઉતરે એવી નહોતી. વસ્તુતઃ રાજપુત જાતિમાં જેટલી વીર નારીઓએ જન્મ લીધો છે, તેટલી વીરાંગનાઓ બીજી કોઇ પણ જાતિમાં ઉત્પન્ન થઇ નથી.

વિક્રમાદિત્ય, શિલાદિત્ય વગેરે રાજાઓનો અસ્ત થયા પછી રાજસ્થાનમાં રાજપુત રાજાઓ વધારે પ્રબળ થયા હતા અને આખા ઉત્તર ભારતમાં તેમની વિજયપતાકા ઉડતી હતી.

મુસલમાનોએ ધીમે ધીમે ઉત્તર ભારતવર્ષના અનેક પ્રદેશો જીતવા માંડયા. પણ રાજપુત જાતિના મૂળ વતન રાજપુતાનામાં તેઓ પોતાનો અધિકાર જમાવી શકયા નહોતા. હિંદુસ્તાનમાં જે વખતે પઠાણ બાદશાહો રાજ્ય કરતા હતા, તે વખતે રાજસ્થાનના રાજપુતો સંપૂર્ણ સ્વતંત્ર હતા. મોગલ બાદશાહ અકબરના વખતમાં, મેવાડ સિવાયના બધા રાજપુત રાજાઓએ બાદશાહનું ઉપરીપણુ સ્વીકાર્યું હતું, પણ નામ માત્રમાં તેઓ મોગલોને આધીન હતા. ખરૂં જોતાં તો તેઓ પોતપોતાના રાજ્ય ઉપર સ્વતંત્રપણે રાજ્ય ચલાવતા હતા. કોઈ કોઈ વખત તેમને બાદશાહના તાબામાં સેનાપતિ તરીકે કે કોઇ તાબાના રાજ્યના સુબા તરીકે નોકરી કરવા પણ જવું પડતું. એવે વખતે તેઓ વફાદારીથી બાદશાહને ઘણી મદદ કરતા.

રાજપુત રાજાઓમાં કેટલાક પ્રાચીન સૂર્ય અને ચંદ્રવંશીય ક્ષત્રીઓના સંતાન હતા, ત્યારે કેટલાક અગ્નિ વંશના સંતાન હતા. અગ્નિકુળની ચાર શાખાઓ હતી. અગ્નિ કુળની સ્થાપના વિષે એવી દંતકથા ચાલે છે કે, પહેલાં આ દેશમાં જૈન લોકોનું પણ જોર હતું. પાછળથી બ્રાહ્મણોએ જૈન ધર્મનું પ્રાબલ્ય

ઓછું કરવાને યત્ન કર્યો. બ્રાહ્મણો અને જૈનો વચ્ચે એક વખત ઘણો સખ્ત વાદવિવાદ ઉપસ્થિત થયો, ત્યારે ઋષિઓએ જૈનોનું દમન કરવા માટે યજ્ઞ આરંભ્યો. એ અગ્નિકુંડમાંથી પુરીહર, ચાલુક્ય, પરમાર અને ચોહાણ નામના ચાર વીર પુરૂષો નીકળ્યા એ ચારમાં પણ ચોહાણ વીરતામાં સૌથી વિશેષ હતો. તેના પરાક્રમથી જૈન ધર્મનો પ્રભાવ ઓછો થઇને હિંદુ ધર્મનું પ્રાબલ્ય પુનઃ સ્થાપિત થયું.

એ ચાર વીર પુરૂષોના વંશજો અગ્નિવંશી રાજપુતના નામથી ઇતિહાસમાં ઓળખાય છે. સૂર્યવંશી રાજપુતોમાં મેવાડના રાણાઓ અને મારવાડના રાઠોડ રાજાઓ મુખ્ય છે.

રાજપુત જાતિનો સંક્ષેપમાં પરિચય આપ્યા પછી હવે હમે આ ચરિત્રની નાયિકા વીરનારી સંયુક્તાના જીવનચરિત્રનું અવલોકન કરીશું. ઇસવીસનના અગિયારમા સૈકાના પ્રથમ ભાગમાં ગીઝનીના ગજ્ઞ સુલતાન મહમદે બારવાર હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરી હતી. તેણે અનેક નગરો લૂંટયા હતાં અને ઘણી દેવમૂર્તિઓ તોડી નાંખી હતી. પણ પંજાબ સિવાય બીજા કોઇ પ્રાંતમાં તે પોતાનું રાજ્ય સ્થાપી શક્યો નહોતો.

ત્યાર પછી લગભગ દોઢસો વર્ષ સુધી કોઇ મુસલમાને ભારતવર્ષ ઉપર ચ્હડાઇ કરી નહીં. ત્યાર પછી બારમા સૈકાના છેવટના ભાગમાં અફગાનિસ્તાનના ગોરી વંશના રાજાના ભાઈ તથા સેનાપતિ શહાબુદ્દિન ગોરીએ ભારતવર્ષ ઉપર ચ્હડાઇ કરી.

એ વખતે દિલ્હી, અજમેર, કનોજ, મેવાડ વગેરે સ્થળે
[illegible] રાજ્ય કરતા હ[illegible]

દીલ્હીના રાજા અનંગપાળને ફક્ત બે કન્યાઓ હતી. એક કન્યા ચૌહાણ વંશના રાજપુત અજમેરના રાજા સોમેશ્વરને અને બીજી કન્યા રાઠોડવંશી કનોજરાજ વિજયપાલને પરણાવી હતી. સોમેશ્વરને પૃથ્વીરાજ અને વિજયપાલને જયચંદ નામના પુત્ર જન્મ્યા. સંયુક્તા એ કનોજના રાજા જયચંદની કન્યા હતી. તેનો જન્મ ઈ. સ. ૧૧૭૦ માં થયો હતો.

પુત્રહીન અનંગપાળ, મૃત્યુ સમયે દૌહિત્ર પૃથ્વીરાજને દિલ્હીનું રાજ્ય આપતો ગયો. એથી એનો મશીઆઈ ભાઇ જયચંદ અદેખાઇથી બળી જવા લાગ્યો. પૃથ્વીરાજને નુકસાન પહોંચાડવાનો એ લાગ શોધવા લાગ્યો.

દિલ્હી અને અજમેરનો રાજા પૃથ્વીરાજ વીરતા અને સદ્દગુણોને લીધે ભારતવાસીઓના ગૌરવરૂપ હતો. સંયુક્તા પણ એ સમયની સ્ત્રીઓમાં સૌથી શ્રેષ્ઠ હતી. ત્હેનું સૌન્દર્ય અનુપમ હતું એટલુંજ નહીં, પણ સૌન્દર્યની સાથે ઉદારતા અને બુદ્ધિમાં પણ તે ઘણી અસાધારણ હતી. વીરાંગના હમેશાં વીરપુરૂષો તરફ પક્ષપાત ધરાવે છે. પૃથ્વીરાજ ઉપર પોતાના પિતાનો ઘણોજ દ્વેષ અને શત્રુતા હોવા છતાં પણ એ પૃથ્વીરાજ ઉપર મુગ્ધ થઇ ગઈ.

પ્રાચીન કાળમાં ભારતવર્ષ ભિન્ન ભિન્ન રાજ્યોમાં વહેંચાઇ ગયું હતું. કોઇ રાજા વિશેષ પરાક્રમી નીવડતો, તો બીજા રાજાઓ ત્હેને મુખ્ય ગણીને માન આપતા અને એ રાજા પોતે 'સમ્રાટ્' કે 'સાર્વભૌમ'ની ઉપાધિ ગ્રહણ કરતો. પૃથ્વીરાજે એક તો પોતાની વીરતાથી ઘણી ખ્યાતિ મેળવી હતી. અને બીજું માતામહની તરફથી દિલ્હીની ગાદી મળવાથી ત્હેનું સામર્થ્ય

વધી પડયું હતું. કુટિલમતિ જયચંદને એ અસહ્ય થઇ પડયું. એ પણ પોતાને 'સાર્વભૌમ' કહેવા લાગ્યો. કેટલાક રાજાઓ પણ ત્હેને સાર્વભૌમ કહેવા લાગ્યા, પણ પૃથ્વીરાજ અને ત્હેના મિત્ર મેવાડના રાણા સમરસિંહે ત્હેનું સાર્વભૌમપણું સ્વીકાર્યું નહીં. જયચંદે પોતાનું સાર્વભૌમ પદ કાયમ રાખવા માટે 'રાજસૂય યજ્ઞ' રચ્યો. ભારતના જુદા જુદા પ્રાંતોના રાજાઓને એ યજ્ઞમા પધારવાનું નિમંત્રણ મોકલવામાં આવ્યું. ફક્ત પૃથ્વીરાજ અને રાણા સમરસિંહને નિમંત્રણ મોકલ્યા નહીં. હલકા મનનો જયચંદ એટલું કરીનેજ બેસી રહ્યો નહીં, પરન્તુ એ બે વીરોનું અપમાન કરવા સારૂ મંડપના દ્વાર આગળ બે જણાના પુતળા ચોકીદાર તરીકે ઉભા રાખ્યાં.

એ યજ્ઞ પછી જયચંદે પોતાની એક માત્ર કન્યા સંયુક્તાનો સ્વયંવર થશે એવો ઢંઢેરો દેશદેશાંતરમા પીટાવ્યો.

યજ્ઞ સમાપ્ત થયો. યથાસમયે સંયુક્તાએ પિતાની આજ્ઞા મુજબ વરમાળા લઇને મંડપમા પ્રવેશ કર્યો. એ જાણતી હતી કે પિતાએ પૃથ્વીરાજને નિમંત્રણ મોકલ્યું નથી, પણ દ્વારપાળ તરીકે બારણા આગળ ત્હેમની મૂર્ત્તિ ઊભી કરી છે. સભા મંડપમાં પ્રવેશ કર્યા પછી, સભામા બિરાજેલા રાજામહારાજાઓના સ્હામુ પણ જોયા વગર એ સીધી બારણા આગળ ગઈ, અને ત્યાં આગળ દ્વારપાળ તરીકે ઊભી કરેલી પૃથ્વીરાજની મૂર્ત્તિના ગળામાં વરમાળા પહેરાવી દીધી.

ક્રોધ અને તિરસ્કારને લીધે જયચંદ રાતો પીળો થઇ ગયો. પણ ભરી સભામાં પોતાની ઈચ્છાનુસાર સંયુક્તાએ પૃથ્વીરાજના ગળામા વરમાળા પહેરાવી હતી એટલે બીજો કોઇ રાજા ત્હેને

પરણે પણ કેવી રીતે? જયચંદ શું મ્હોં લઇને બીજા કોઇને કન્યાનું દાન પણ કરે? ખૂબ ગુસ્સે થઇને, સંયુક્તાને ઘણોજ ઠપકો આપીને ત્હેણે અંતઃપુરમા મોકલી દીધી.

બધું અપમાન ચુપચાપ સહન કરીને સંયુક્તા ઘણા કષ્ટ પૂર્વક પિયેરમાં દિવસ ગાળવા લાગી.

પેલી તરફ પૃથ્વીરાજને બધા સમાચાર મળતાં વારજ એ લશ્કર સાથે કનોજ ઉપર ચ્હડી આવ્યો અને યુદ્ધમાં જયચ ંદનો પરાજય કરીને સંયુક્તાને લઈને દિલ્હી પાછો ગયો.

આ બનાવથી પૃથ્વીરાજ ઉપરનો જયચંદનો દ્વેષ સોગણો વધી પડયો. એ હમેશાં એ અપમાનનો બદલો લેવાનો લાગ ખોળવા લાગ્યો. એ વખતમા શાહબુદીન ગોરી મોટું સૈન્ય લઈને ભારત વર્ષમા આવ્યો હતો અને વાયવ્ય પ્રાન્તમાં આવેલા ન્હાના ન્હાના રાજ્યો ઉપર ચ્હડાઇઓ કરતો હતો પાપી ક્ષત્રીય કલંક જયચંદ જાણતો હતો કે પરાક્રમી પૃથ્વીરાજને હરાવવા જેટલી શક્તિ પોતાનામાં નથી, એટલે એણે બહુજ હલકો ઉપાય શોધી કહાડયો. એણે શહાબુદીન ગોરીની મદદ માગી મુસલમાન બાદશાહને તો એટલુજ જોઈતું હતું. રાજપુતોમા પરસ્પર વિદ્વેષ અને કુસંપ છે, એ જાણીને એ ઘણો પ્રસન્ન થયો જયચંદે મદદ આપવાનું વચન આપ્યું એટલે શહા બુદીને દિલ્હી ઉપર ચ્હડાઈ કરી

પૃથ્વીરાજે રાજ્યના રક્ષણ સારૂ યુદ્ધની તૈયારી કરી પૃથ્વીરાજના પરમ મિત્ર અને બનેવી રાણા સમરસિંહ પણ પોતાના સૈન્ય સાથે ચિતોડથી દિલ્હી આવ્યા. યુદ્ધમા જતી વખતે

સંયુક્તાએ પોતાને હાથે સ્વામીને લ્હડાઇનો પોશાક પહેરાવ્યો. યુદ્ધક્ષેત્રમાં ગયા પછી રખે સ્વામીનું ચિત્ત દુર્બળ થાય, રખે એ પ્રિયતમા પત્નીના પ્રેમની ખાતર યુદ્ધક્ષેત્રમાં ક્ષત્રીઓને છાજે એટલી વીરતા ન બતાવે, અને રખે રાજાની માફક રાજ્યધર્મનું પાલન કરતા સંકોચ પામે, એવા વિચારથી વિદાય થતી વખતે સંયુક્તાએ સ્વામીને કહ્યું 'પ્રાણનાથ ! દેશરક્ષાને સારૂ, રાજ્યધર્મના પાલન સારૂ, વીરકીર્તિ મેળવવા સારૂ યુદ્ધક્ષેત્રમા પ્રાણ આપવો પડે, તો તે પણ ખુશીથી આપજો મોત એક દિવસ જરૂર આવવાનું છે આ સુદર હૃષ્ટપુષ્ટ દેહ, આ રાજ્યની સાહેબી અને ભોગવિલાસ એ બધાનો ત્યાગ કરીને, મૃત્યુના કઠોર અને અકસ્માત ઘાથી આત્મા એક દિવસ જરૂર ચાલ્યો જવાનો છે, તો પછી યુદ્ધક્ષેત્રમાં વીરધર્મનું પાલન કરતાં કરતા શા માટે ન મરવું ? ત્હમારૂં રાજ્ય, ધન, વૈભવ, યૌવન અને સર્વ કાંઈ એક દિવસ નાશ પામશે, પણ ત્હમે જો વીરતાથી યુદ્ધ કરશો તો ત્હમારી એ કીર્તિ કદી નાશ પામવાની નથી કોઇ પણ જાતના નાશવંત પાર્થિવ સુખની આશામા અમર કીર્તિ ગુમાવશો નહીં જાઓ, પ્રફુલ્લ હૃદયે તેજસ્વિતા દર્શાવના યુદ્ધમાં સિધાવો દેવતાઓની કૃપાથી ત્હમારી તલવાર શત્રુઓના ટુકડે ટુકડા કરી નાખશે, ત્હમારા યુદ્ધક્ષેત્રમા શત્રુઓના લોહીની નદી વહેશે, ત્હમારો દેહ હોળીમા ખેલેલા ફાગની પેઠે શત્રુઓના લોહીથી રંગાઈ જશે. જાઓ ! વ્હાલા જાઓ ! વિજયના ગૌરવથી દીપ્તિમાન થઇને શત્રુઓના લોહીથી ખરડાએલા હાથે કુળ દેવતાના ચરણમાં પ્રણામ કરજો શત્રુઓના વિનાશથી સંતુષ્ટ થનાર કુળદેવતા ત્હમને આશીર્વાદ આપજો !'

પત્નીનાં ઉશ્કેરણીનાં વાક્યોથી ઉત્તેજીત થઇને પૃથ્વીરાજે સમરસિંહને સાથે લઇને પૂર્ણ પરાક્રમપૂર્વક રણક્ષેત્રમાં પ્રવેશ કર્યો. એ બન્ને વીર રાજાઓના પરાક્રમ અને રણકૌશલથી મહમ્મદ ગોરી પરાસ્ત થઇને પલાયન કરી ગયો.

બીજે વર્ષે શહાબુદ્દીન ગોરી ઘણું વધારે સૈન્ય લઇને ફરીથી દિલ્હી ઉપર ચ્હડી આવ્યો. એ વખતે પણ સંયુક્તાએ પતિને વીરવેશ સજાવીને ઉત્સાહપૂર્ણ વચનોથી ઉશ્કેરીને રણક્ષેત્રમાં વિદાય કર્યો. પણ આ વખતે કોણ જાણે શાથી સંયુક્તાના મનમાં પહેલેથીજ ડગડગો ઉપજ્યો હતો. રખેને સ્વામીના મનમાં કોઇ જાતનો વિકાર ઉત્પન્ન થાય, એ ભયને લીધે પોતાની શંકા મનમાંજ દાબી રાખીને હસતે મ્હોંએ ત્હેણે સ્વામીને વિદાય કર્યો. વિદાય કરતી વખતે એકાએક ત્હેના નેત્રમાંથી આંસુનું એક ટીપું પડયું. પૃથ્વીરાજે ત્હેના મ્હોં સ્હામું જોયું. સંયુક્તાએ મ્હોં ફેરવી લીધું. હવે વધારે વાર ખોટી થયા વગર પૃથ્વીરાજે તરતજ યુદ્ધક્ષેત્ર તરફ પ્રયાણ કર્યું. રાજદંપતીએ આજે છેલ્લી વાર પરસ્પરની વિદાય લીધી.

સંયુક્તા હવે આત્મસંવરણ કરી શકી નહીં. રૂંધાઈ ગએલે કંઠે એ બોલી ઉઠી 'આજ છેવટની મુલાકાત છે ! આ જીવનમાં ફરીથી વ્હાલાને મળાશે નહીં.'

પહેલાંની માફક ફરીથી પણ જમનાને કિનારે તિરોરીની રણભૂમિમાં હિંદુ અને મુસલમાન સેના એકઠી થઈ. એક દિવસનાં ભયંકર યુદ્ધ પછી પ્રપંચી મહમ્મદ ગોરીએ સંધિ કરવાને બહાને એક દહાડો યુદ્ધ બંધ રાખવાની માગણી કરી. સરળ હૃદયના, ઉદારચિત્ત રાજપુત વીરો કદી પણ શત્રુની વિનંતિ

નામંજુર કરતા નહીં. પૃથ્વીરાજે ગોરીની પ્રાર્થના સ્વીકારી; અને હિન્દુ સૈન્ય નિશ્ચિન્ત થઇને વિશ્રામ કરવા લાગ્યું.

એટલામાં દગાબાજ મહમદ ગોરીએ હિન્દુઓના પડાવ ઉપર મજબુત હુમલો કર્યો. હિંદુઓ એ વખતે સાવધાન નહોતા. ઓચીંતો હુમલો સહન ન થઈ શકાયાથી તેઓ વિખરાઇ ગયા. પૃથ્વીરાજ અને સમરસિંહ અતુલનીય પરાક્રમ અને રણકૌશલથી ત્હેમને ફરીથી એકઠા કરીને વ્યુહ રચના કરીને યુદ્ધ કરવા લાગ્યા, પણ વિચ્છિન્ન હિંદુ સૈનિકો એ વખતે પોતાના સઘળા બળનો પ્રયોગ કરી શકયા નહીં. મહાવીર સમરસિંહ માર્યો ગયો. પૃથ્વીરાજને શત્રુઓએ કેદી બનાવ્યો, નિષ્ઠુર મહમ્દ ગોરીએ કેદી પૃથ્વીરાજની ઘણી નિર્દય રીતે હત્યા કરી. ક્ષત્રીય લોહીના સમુદ્રમાં ભારતનો સૌભાગ્યરવિ ડુબી ગયો. સંયુક્તાના મનમા જે શંકા હતી તે ખરી પડી.

તરતજ એ શોકજનક સમાચાર દિલ્હી પહોંચાડવામાં આવ્યા. સમાચાર મળતાં વારજ સંયુક્તાએ ચિતા તૈયાર કરાવી. જોતજોતામાં ચિતાના અગ્નિની ઝાળ આકાશને સ્પર્શ કરવા લાગી. સંયુક્તાએ રત્નમય અલંકારો ઉતારી દઇને લાલ વસ્ત્ર અને લાલ પુષ્પોની માળા પહેરીને એ અગ્નિમાં પ્રવેશ કર્યો. જોતજોતામા ત્હેનું લાવણ્યમય, કોમળ શરીર ભસ્મરૂપ થઇ ગયું.

પૃથ્વીરાજ સંયુક્તાને છોડીને જેટલા દિવસ રણભૂમિમાં રહ્યો હતો, તેટલા દિવસ સંયુક્તા કેવળ જળને આધારે રહી હતી આહાર ત્હેણે બિલકુલ છોડી દીધો હતો.
એક આખા અધ્યાયમાં રાણી સંયુક
પાતિવ્રત્યનું વર્ણન કરેલું છે. પાતિવ્રત્યને મ

હરણ રૂપ છે અને સ્ત્રીઓને માટે સદા પૂજ્ય છે. સાવિત્રીની માફક પતિવ્રતા સતીઓમાં ત્હેનું નામ સદા માનપૂર્વક જળવાઇ રહેશે.

હજુ પણ જુની દિલ્હીમાં સંયુક્તાનાં સ્મૃતિચિહ્ન જણાઇ આવે છે. જે કિલ્લો સંયુક્તાનું વિલાસભવન હતો, તે કિલ્લાની એક દીવાલ હજુ મોજુદ છે, જે મહેલમાં સૌભાગ્યવતી સંયુક્તા પતિપ્રેમમાં રાત દિવસ તલ્લીન રહેતી હતી તે મહેલના થાંભલાઓ આજ સુધી પ્રાચીન દિલ્હીના ખંડેરોમાં દીઠામાં આવે છે. કાળના કઠોર આક્રમણથી એ ખંડેરો કોઇ દિવસ જરૂર નાશ પામશે, પરંતુ એ મહેલોની અધિષ્ઠાત્રી રાણી સંયુક્તાની સ્મૃતિ આ જગતમાંથી કદી વિલુપ્ત થશે નહીં. ત્હેની સરળતા, ત્હેનું પાતિવ્રત્ય, ત્હેની ઉદારતા એ બધા ગુણો સદાને માટે ત્હેનું નામ ઇતિહાસમાં અમર રાખશે.

## રત્ન—૨૦. દેવળદેવી.

આ ઉદાર હૃદયની વીરમહિલા પ્રસિદ્ધ વીર આલ્હા અને ઉદલની માતા હતી. ટૉડ સાહેબે ત્હેના સંબંધમાં લખ્યું છે કે દેવળદેવીએ નીચે લખેલા પ્રસંગ ઉપર જે સ્વામીભક્તિ પ્રગટ કરી હતી તેવી સ્વામીભક્તિનું દૃષ્ટાંત આખી દુનિયાની કોઇ જાતિમાં નહીં મળે. એ વૃત્તાંત ઉપરથી રાજપૂત સ્ત્રીઓના આચાર વિચાર, ઉચ્ચ ભાવના, આત્મસન્માન તથા આત્મોત્સર્ગનો પરિચય મળે છે.

પૃથ્વીરાજ, યાદવવંશીય રાજા વિજયપાલની રાજકુમારી સાથે વિવાહ કરીને થોડીક સેના સાથે દિલ્હી પાછો જઇ રહ્યો

હતો. એટલામાં શાહબુદ્દીન ગોરીની મ્હોટી સેનાએ ત્હેના ઉપર આક્રમણ કર્યું. ઘોર યુદ્ધ થયા પછી શાહબુદ્દીનની હાર થઇ. એ લ્હડાઇમાં શાહબુદ્દીનના ૫૦૦૦ સૈનિક માર્યા ગયા હતા અને એ પોતે પણ કેદ પકડાયો હતો. છેવટે ૮૦૦૦ ઘોડા દંડ તરીકે આપીને એ બંધનમાંથી છુટયો હતો. પૃથ્વીરાજ એ યુદ્ધમાં વિજયી થઇને દિલ્હી ચાલ્યો આવ્યો, પણ એની સેનામાંના કેટલાક ઘાયલ થયેલા સૈનિકો પાછા આવતી વખતે રસ્તો ભૂલી ગયા. ભટકતા ભટકતા તેઓ મહોબા જઈ પહોંચ્યા. સાયંકાળે તેઓ મહોબા નગરની સમીપ આવ્યા ત્યારે પ્રચંડ આંધી સાથે વરસાદ વરસવા લાગ્યો. પાસેજ મહોબાના રાજા પરમાલ ચંદેલનો બગિચો હતો. ઘાયલ સૈનિકો વિશ્રામ કરવા સારૂ એ બાગમાં પેસવા લાગ્યા, પણ બાગના માળીએ ત્હેમને રોકયા. એથી ગુસ્સે થઇને પૃથ્વીરાજના એક સૈનિકે ત્હેનું શિર કાપી નાખ્યું. માળીની સ્ત્રી રોતી રોતી રાણીની પાસે પહોંચી અને પોતાના પતિના મૃત્યુ માટે ઘણો વિલાપ કરવા લાગી. રાણીએ એ દુર્ઘટનાના સમાચાર રાજાને કહ્યા. રાજાએ ચૌહાણ યોદ્ધાઓને દમન કરવા સારૂ સૈનિકોનું એક દળ મોકલ્યું, પરન્તુ પૃથ્વીરાજના વીર સૈનિકો ઘાયલ હોવા છતાં પણ એવી વીરતાથી લ્હડયા કે અનેક ચંદેલ યોદ્ધાઓનો ત્હેમણે જોતજોતામાં વધ કરી નાખ્યો. એ સમાચાર પણ પરમાલ રાજાની પાસે પહોંચ્યા. તેથી ત્હેને ઘણો ગુસ્સો આવ્યો અને ત્હેણે એ ઘાયલ સૈનિકોને પકડી લાવવાનો ઉદલને હુકમ આપ્યો. ઉદલે કહ્યું 'મહારાજ! ઘાયલો ઉપર શસ્ત્રોનો પ્રહાર કરવો એ વીર પુરૂષોનો ધર્મ નથી.' પરન્તુ રાજા પરમાલના બે મંત્રીઓ ઉદલ ઉપર અંદરખાનેથી

ઘણો દ્વેષ રાખતા હતા. ત્હેમણે ત્હેનું કાસળ કહાડવાનો આ લાગ સાધીને કહ્યું કે ' મહારાજ ! ઉદલ પૃથ્વીરાજથી બીહે છે, માટે આવું બહાનું કહાડે છે. કાનના કાચા રાજા પરમાલે પોતાની આજ્ઞા પાળવા માટે ઉદલને વિશેષ આગ્રહ કર્યો; ઉદલે લાચાર થઇને ઘાયલ થયેલા શત્રુઓ ઉપર આક્રમણ કર્યું. એ વખતે ચૌહાણ સૈનિકોની સંખ્યા વીસની હતી, પણ એમ છતાં પણ ત્હેમણે ઉદલ જેવા વીર અને પરાક્રમી યોદ્ધા સાથે ઘણી સારી પેઠે ટક્કર ઝીલી. એ લોકો જાણતા હતા કે હમારાં શરીર પહેલેથીજ ઘાયલ થયેલાં છે અને બળવાન શત્રુ સાથે યુદ્ધ કરવાનું છે, પણ એમ છતાં પણ ત્હેમણે શત્રુને શરણે ગયા કરતાં યુદ્ધક્ષેત્રમાં મરવું વધારે યોગ્ય ધાર્યું.

એમનામાં કનક ચૌહાણ નામનો એક મ્હોટો વીર યોદ્ધો હતો, એ બધાનો સરદાર બનીને ઘણી હિંમતથી યુદ્ધ કરવા સારૂ ઉદલની સ્હામે આવ્યો. એકે એકે બધા ચૌહાણ યોદ્ધાઓએ યુદ્ધમાં સંપૂર્ણ વીરતા પ્રગટ કરી અને વીરગતિને પ્રાપ્ત થયા. એ ન્હાનું સરખું યુદ્ધજ આલ્હા અને ઉદલના વંશના નાશનું કારણ થયું. પૃથ્વીરાજે જ્યારે પોતાના ઘાયલ થયેલા યોદ્ધાઓના સંહારના સમાચાર સાંભળ્યા, ત્યારે ત્હેના ક્રોધનો પાર રહ્યો નહીં. ઘણી મ્હોટી સેના સાથે મહોબા ઉપર ચ્હડાઈ કરવાને ત્હેણે પ્રસ્થાન કર્યું માર્ગમાં ચંદેલા રાજપુતોનાં ગામ બાળી મુકતા મુકતા પૃથ્વીરાજના સૈનિકો મહોબા તરફ ચાલ્યા.

એ ચ્હડાઈ વખતે પરાક્રમી યોદ્ધા આલ્હા અને ઉદલ કનોજમા હતા. એ મહોબા છોડીને ચાલ્યા ગયા હતા. ત્હેમના કનોજ છોડીને ચાલ્યા જવાનું કારણ એ હતું કે, એકવાર રાજા પરમાલ

કાલિંજર ગયો હતો. એ કાલિંજર દેવળદેવીના સ્વામી જસરાજને મહોબાના રાજા તરફથી ત્હેની સેવાઓના બદલામાં જાગીર તરીકે મળ્યું હતું. મહોબાના રાજાને આલ્હાની એક ઘોડી ઘણી પસંદ પડી ગઈ, તેથી એ ઘોડી ત્હેની પાસેથી લેવાની ત્હેણે ઇચ્છા કરી. આલ્હાએ ઘોડી આપવાની ના કહી. મહોબાના રાજાએ એ બહાદુર યુવકની આગલી સેવાનો કાંઇ પણ વિચાર કર્યા વગર ત્હેમને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા આપી. રાજાની આજ્ઞા માનીને એ બન્ને ભાઇઓ મહોબાની હદમાંથી ચાલ્યા ગયા અને કનોજમાં જઈને રહ્યા. ત્યાં એમને સારી નોકરી મળી ગઈ તથા પ્રતિષ્ઠા પણ ઘણી વધી પડી.

રાજા પરમાલને પૃથ્વીરાજના આક્રમણના સમાચાર મળ્યા ત્યારે ત્હેને આલ્હા અને ઉદલનું સ્મરણ થયું. ત્હેને પોતાની વર્તણુક માટે ઘણો પશ્ચાત્તાપ થયો. ત્હેણે પોતાના મંત્રીઓ અને સરદારોને બોલાવીને યુદ્ધના વિષયમાં વિચાર ચલાવવાને એક સભા ભરી. મંત્રીઓએ સલાહ આપી કે મહોબાના કિલ્લા ઉપરથીજ લ્હડાઈ થવી જોઇએ; રાજાએ ત્હેમની સૂચના માન્ય પણ રાખી, પરન્તુ રાજકુમાર બ્રહ્માજીતને એ સલાહ પસંદ ન પડી. ત્હેણે ઉભા થઇને કહ્યું કે 'વૃદ્ધાવસ્થામાં ત્હમારા બધાની ઇન્દ્રીઓ શિથિલ થઈ ગઇ છે અને બુદ્ધિ મંદ પડી ગઈ છે સ્ત્રીઓની પેઠે ઘરમાં બેસી રહીને માતૃભૂમિની દુર્દશા રાજપુત જોઇ શકે કે? હાય! પૃથ્વીરાજની સ્હામા થવા જેટલી શક્તિ ચંદેલાઓમાં નથી કે? શું ચંદેલાઓ પોતાના પૂર્વજોની કીર્તિ એકદમ ભૂલી જશે? ત્હેમને પોતાના પૂર્વજોનું સ્મરણ પણ નથી આવતું? જન્મીને મરતું કોણ નથી? પરન્તુ જે કોઈ જન્મીને

સ્વદેશની સ્વાધીનતા માટે મરે છે ત્હેનું જ મૃત્યુ પ્રશંસનીય છે.' કુમાર બ્રહ્માજીતનાં આ વચન સાંભળતાં વારજ યોદ્ધાઓની નસો જોરથી ચાલવા લાગી, અને ઘણા આવેશમાં આવી જઇને ત્હેમણે અસીમ પરાક્રમ બતાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. મલખાન, અરિસિંહ, વીરસિંહ, નરસિંહ એ પાંચ સરદારો સેના લઇને પૃથ્વીરાજને રોકવા માટે આગળ ગયા. સિરસાવા નામક સ્થાનમાં બન્ને સેનાઓ વચ્ચે યુદ્ધ જામ્યું. બન્ને પક્ષના સૈનિકે ઘણી વીરતાથી લ્હડયા, પરંતુ અન્તમાં પૃથ્વીરાજની સેનાનો વિજય થયો એ પરાજયના સમાચાર મહોબા પહોંચ્યા ત્યારે આખા શહેરમાં શોક પ્રવર્તી રહ્યો અધાએ પરસ્પર સલાહ લઈને નિશ્ચય કર્યો કે આલ્હા અને ઉદલને મહોબા પાછા બોલાવવા જોઇએ ત્હેમણે બીજી તરફથી પૃથ્વીરાજને એક માસ સુધી યુદ્ધ બંધ કરવાની વિનતિ કરી. પૃથ્વીરાજ વીરપુરૂષ હતો તેથી ત્હેણે ઘણી ઉદારતાથી પરમાલની પ્રાર્થના માન્ય રાખી.

જગમાલ નામનો ભાટ રાજાની આજ્ઞાથી આલ્હા અને ઉદલને બોલાવવા માટે કનૌજ પહોંચ્યો અને ત્હેમની પાસે જઇને પૃથ્વીરાજની લ્હડાઇનો વૃત્તાંત સવિસ્તર કહ્યો તથા જણાવ્યું કે મહોબાના રાજા તમારી મદદ ચાહે છે ત્હમને રાણી મીનળદેવી ઘણા સંભારે છે ત્હમારૂં સ્મરણ થતા વારજ ત્હેમની આંખમા અશ્રુ આવે છે અને રોતા રોતાં કહે છે કે—હાય, એ બે ભાઇઓના ચાલ્યા જવાથી હમારા રાજ્યમાથી ચંદેલ વંશની બધી પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા લુપ્ત થઇ ગઇ છે ત્હમે મહોબા નહીં આવો તો પછી પસ્તાવુ પડશે માટે હમણાજ મહોબા આવવાને તૈયાર થાઓ

એ ભાઇઓએ જગમાલ ભાટની વિનતિ ઉપર જરા પણ

લક્ષ આપ્યું નહીં. એમણે કહ્યું ત્હમારા મ્હોબા ઉપર ધૂળ પડો. હમારે એની શી ગરજ છે. જે રાજાએ વગર કારણે હમને દેશનિકાલ કર્યા છે ત્હેમની મદદે હમે નથી આવવાના. ત્હમારા રાજાને હમારી તરફથી કહી દેજો કે આ વખતે એકલા પૃથ્વીરાજની સાથે લ્હડો. હમારા બાપે મહોબા રાજ્યની જીંદગી-પર્યન્ત સેવા કરી અને ત્હેમની તરફથી અનેક યુદ્ધો કરીને રાજ્યની મર્યાદા વધારી. હમે પણ દેવગઢ, ચંદેરી, વગેરે મજબૂત ગઢ જીત્યા છે. આલ્હાએ કહ્યું 'મ્હેં કછવાહા રાજાને જીત્યો, ગયામાં વિજય મેળવ્યો, રૈપુરા જીત્યું, ગંગા અને યમુનાના પ્રદેશમાં અપૂર્વ વીરતા બતાવી, મેવાતનો નાશ કર્યો; સાત લ્હડાઇઓમાં હું ઘાયલ થયો, અને પિતાજીના મૃત્યુ પછી ચાલીસ યુદ્ધોમાં મ્હેં વિજય પ્રાપ્ત કર્યો. ત્રણ મ્હોટા મ્હોટા યુદ્ધમા હું મરતા મરતાં બચ્યો. ચંદેલ રાજ્યની પ્રતિષ્ઠા મ્હારી મહેનતથી સચવાઇ રહી છે, પણ ત્હેનો બદલો મ્હને એ મળ્યો કે જન્મભૂમિમાંથી હમને દેશનિકાલ કરી દીધા.'

ત્હેમને તેડવા ગએલા દૂતે કહ્યું 'રાજા પરમાલની બાલ્યા-વસ્થામાં એમના પિતા ગુજરી ગયા હતા અને અન્તકાળે રાજાની સંભાળ રાખવાનું કામ ત્હમારા પિતા જસરાજને સોંપ્યું હતું. ત્હમારા પિતા રાજાના પિતાસ્થાને હતા. ત્હમે એમના ધર્મબંધુ છો. રાજા ઉપર આવી પડેલી આ આફતને સમયે ત્હમારે ત્હેમને છોડી દેવા ન જોઈએ. જે રાજપુત આપત્તિ સમયે પોતાના રાજા સાથે વિશ્વાસઘાત કરે છે તે અન્તે નરકગામી થાય છે. ત્હમે ત્હમારા પિતાની પેઠે સ્વામીભક્ત બન્યા રહો. ત્હમારા જન્મના ઉત્સવમાં રાજાએ લાખો રૂપિયા ખર્ચ કર્યા

હતા. અને ત્હમે ત્હેને આપત્તિગ્રસ્ત જોઇને સુખેથી કનોજમાં બેસી રહો એ વ્યાજબી છે કે? મિનળદેવી રાણી તો ત્હમને પોતાના પુત્રતુલ્ય ગણે છે અને ત્હમને મળવાને માટે ઘણીજ ઉત્સુક છે. ત્હેમણે મારી સાથે ત્હમારી માતાને કહેવરાવ્યું છે કે 'બ્હેન, ત્હમે વારે ઘડીએ કહેતાં હતાં કે હું મરણ પર્યંત મહોબા નહીં છોડું, આજે એ પ્રતિજ્ઞા પૂર્ણ કરો.' જે મનુષ્ય પ્રતિજ્ઞાનો ભંગ કરે છે તે નરકમાં જાય છે.

દેવળદેવીએ રાણીનો આ સંદેશો સાંભળીને ઉચ્ચ સ્વરે કહ્યું 'પુત્રો ! ઉઠો અને જલદી મહોબા પહોંચો.' આલ્હા તો માની આજ્ઞા સાંભળીને ચૂપ રહ્યો, પણ ઉદલે ઉત્તર આપ્યો કે 'મહોબા સાથે હમારે કાંઈ લાગતું વળગતું નથી. જે દિવસે રાજાએ હમારૂં અપમાન કરીને દેશમાંથી કહાડી મુક્યા હતા, એ દિવસ હજુ હમે ભૂલી ગયા નથી. હવે તો કનૌજ હમારૂં નિવાસસ્થાન છે.' દેવળદેવીએ ઘણી ગુસ્સે થઇને કહ્યું 'હાય ! હું વાંઝણી શા માટે ન રહી? રાજપુતોની મર્યાદા વિરૂદ્ધ આપત્તિમાં આવી પડેલા રાજાની મદદે નહી જનારા પુત્રો મ્હેં શા સારૂ જણ્યા? પાછી દુઃખપૂર્ણ હૃદયે આંખમાં આંસુ સાથે કહેવા લાગી 'હે ઇશ્વર ! શા માટે ત્હેં કુળને કલંક લગાડનારા આ પુત્રોનો મ્હારે પેટે જન્મ આપ્યો. ખરો ક્ષત્રી હોય છે, તે તો યુદ્ધનું નામ સાંભળતાં વારજ ઉમંગમાં આવી જાય છે અને પોતાનું પરાક્રમ બતાવવાનો પ્રસંગ મળ્યાથી ખુશ ખુશ થઈ જાય છે. પરન્તુ આ દુષ્ટો તો એવા કપુત નીકળ્યા કે એમને જસરાજનાં સંતાન કહેતાં પણ શરમ આવે છે.

માતાના આ ક્રોધ વચન સાંભળીને બન્ને પુત્રો ઉદાસ મુખ

અને શોકાશ્રુપૂર્ણ નયન સાથે ઉભા થયા અને કહેવા લાગ્યા 'આજે હમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે મહોબાના રક્ષણને માટે રણક્ષેત્રમાં હમે હમારા કુળની આબરૂ અમર રહે એવા પરાક્રમ નહીં કરીએ ત્યા સુધી હમે ત્હમને મ્હો નહીં બતાવીએ'

આખરે કનોજના રાજાની રજા લઇને આલ્હા અને ઉદલ મહોબા ગયા જતી વખતે કાંઈક અપશુકન થયા. ત્હેમને તેડવા આવેલા કવિરાજે એ અપશકુનોનું ફળ જણાવ્યું. પણ એ બે વીર ભાઇઓએ હસીને કહ્યું કે 'ધર્મયુદ્ધમાં જનારા ક્ષત્રી વીરોને માટે મૃત્યુ હર્ષદાયક છે, શોકજનક નથી. ક્ષાત્ર ધર્મ ઘણો કઠણ છે, કંટકમય છે, પરન્તુ હમે એને જરા પણ કષ્ટસાધ્ય નથી ગણતા. જે થવાનું હોય તે થાય. હમે યુદ્ધમાં હર્ષપૂર્વક મરવાને માટે સદા તૈયાર છીએ' આ પ્રમાણે કહીને બન્ને ભાઈઓએ ઘોડાઓને વેગપૂર્વક ચલાવ્યા. મહોબામા પેસતા વારજ ત્હેમણે કેસરિયા વસ્ત્ર ધારણ કર્યાં ગજપુતોને જ્યારે મરવાનો સમય આવે છે ત્યારે તેઓ એવા વસ્ત્ર પહેરીને યુદ્ધમા ઉતરી પડે છે, અને મરણીઆ થઈને લડે છે મહોબાનો ગજા એ બે વીરોનું સ્વાગત કરવા મ્હામો આવ્યો રાણી મીનળદેવીએ પણ ત્હેમનો ઘણો સત્કાર કર્યો તથા પોતાની મદદે આવવા માટે ધન્યવાદ આપ્યો. ત્હેણે બન્ને ભાઇઓને પોતાની પાસે બોલાવીને માથા ઉપર હાથ મુકીને આશીર્વાદ દીધો બન્નેએ નીચા નમીને રાણીને દંડવત્ કર્યા આલ્હાએ કહ્યુ 'મ્હારૂં શિર મહોબાને અર્પણ છે' રાણીએ એક રત્ન ભરેલો થાળ ત્હેના માથા ઉપરથી નોછાવર કરીને ગરીબોને વ્હેચી દીધો. ત્હેમને તેડી લાવનાર દૂતને ચાર ગામ બક્ષિસ મળ્યા

પૃથ્વીરાજને આલ્હા અને ઉદલના આવ્યાના સમાચાર મળ્યા ત્યારે ત્હેણે દૂત મોકલીને કહેવરાવ્યું કે 'યુદ્ધને માટે તૈયાર થઈ જાઓ કાંતો મહોબા હમને સોંપી દો.' પરમાલ રાજાએ ઉત્તર મોકલ્યો કે રવિવારે યુદ્ધ થશે. પરન્તુ પૃથ્વીરાજે રવિવારને બદલે શુક્રવારને દિવસેજ રણવાદ્ય વગાડયાં અને કહેવરાવ્યું કે ત્હમને જેટલો અવકાશ આપવાનું મ્હેં વચન આપ્યું હતું તેટલો અવકાશ મળી ચુકયો, હવે વધારે સમય આપી શકાય એમ નથી.' દિલ્હીની સેના વીરવેશમાં સજ્જ થઇને ઘણા ઉમંગપૂર્વક યુદ્ધને માટે તૈયાર થઈ અને યુદ્ધનો ઝંડો જે મેદાનમાં દાટયો હતો તે મેદાનમાં બધા એકઠા થયા.

યુદ્ધમાં જતાં પહેલાં મહોબામાં યુદ્ધ સંબંધી વિચાર કરવા માટે એક દરબાર ભરાયો હતો. મિનળદેવી અને દેવળદેવી પણ પડદામાં બેશીને સભાનું કામ જોતી હતી. મિનળદેવીએ કહ્યું 'આલ્હાની મા! પૃથ્વીરાજ ઉપર વિજય કેવી રીતે મળી શકશે? આ યુદ્ધમાં આપણો પરાજય થશે તો મહોબા હાથથી જશે. વળી જો આપણે યુદ્ધ કર્યા વગરજ પૃથ્વીરાજના ખંડણીઆ રાજા બનીએ છીએ તો તેથી આપણા કુળનું ગૌરવ જાય છે.'

એના જવાબમાં દેવળદેવીએ કહ્યું 'પહેલાં સરદારો શી સલાહ આપે છે તે આપણે સાંભળીએ.' માતાના આ શબ્દો સાંભળીને આલ્હા બોલી ઉઠયો 'હે મા! ત્હમારા પુત્રની વાત ધ્યાનપૂર્વક સાંભળો. ક્ષત્રીઓને પોતાના સ્વામીની સાથે નીમકહલાલી કરવાની હમેશાં ઇચ્છા હોય છે. જે ક્ષત્રીમાં સ્વામીભક્તિ છે તે તો હમેશાં પોતાના સુખનો વિચાર કર્યા વગર પ્રાણ સમર્પણ કરશે. ચોહાણોની સાથે યુદ્ધ કરીને હું એવું પરાક્રમ બતાવીશ કે

જે સદા યાદ રહેશે. હે મહારાજ! હું મ્હારા બાળક પુત્ર ઈંદલને ત્હમારે શરણે મુકું છું. મ્હારૂં મૃત્યુ થાય તો એની સંભાળ રાખજો. મ્હારી માતા માટે મ્હારે કાંઇ કહેવાનું નથી. એ બધી રીતે યોગ્ય છે, અને પોતાનું કર્તવ્ય ઘણી સારી રીતે સમજે છે.'

દેવળદેવીએ કહ્યું 'શૂરવીર પુત્ર! ત્હેં ઠીક કહ્યું.'

સભામાં બિરાજેલા બધા આલ્હાને ધન્યવાદ દેવા લાગ્યા તથા પ્રશંસા કરવા લાગ્યા.

કેટલાક કાયર પુરૂષોએ સલાહ આપી કે 'પૃથ્વીરાજ ચૌહાણનું લશ્કર ઘણું વધારે છે. ત્હેની સ્હામે આપણાથી ટક્કર ઝીલી શકાશે નહીં. માટે એમની સાથે સંધિ કરીને ખંડણી આપવાનું વચન આપવું એજ વધારે ડહાપણ ભરેલું છે.' પરન્તુ એ દોઢ ડાહ્યાઓની સલાહના જવાબમાં ઉદલે કહ્યું ' ત્હમે બધા અત્યારે ડાહી ડાહી વાતો કરવા આવ્યા છો પણ પૃથ્વીરાજના ઘાયલ થયેલા માણસોની સ્હામે ધર્મવિરૂદ્ધ પ્રહાર કર્યા હતા તે વખતે ત્હમે બધા ક્યાં ગયા હતા? એ વખતે વિચાર નહોતો કર્યો કે પૃથ્વીરાજ આનો બદલો લીધા વગર છોડશે નહીં. હવે તો છેવટનો નિશ્ચય તલવારથીજ થશે. હવે તો ત્હમે બધા તલવાર ખેંચીને એવું પરાક્રમ બતાવો કે ત્હમારા માબાપનું નામ જગતમાં વિખ્યાત થઈ જાય. જુઓ પૃથ્વીરાજના સૈનિકોએ આપણી પ્રજામાંથી જ્હેમનાં ઘરબાર લુંટી લીધાં છે, ખેતરપાતર સળગાવી મુકયાં છે તેઓ અહિંયાં આપણી પાસે ફરિયાદ કરવા આવ્યા છે. ત્હેમને ત્હમે ઇનસાફ આપશો કે નહીં? એમની ખાતર આપણે યુદ્ધ કરવું જોઈએ કે નહીં? હે યોદ્ધાઓ ઉઠો

અને ચંદેલ રાજ્યની પ્રાચીન પ્રતિષ્ઠાને કલંક ન લગાડો. જ્યાં સુધી મ્હારા દેહમાં જીવ છે ત્યાં સુધી મહોબાને હાથમાંથી નહીં જવા દઉં.'

દેવળદેવી પોતાના શૂરવીર પુત્રની વાત સાંભળીને ગદ્ગદ થઇ ગઈ અને કહેવા લાગી કે 'આજ મ્હારી કુખને ધન્ય છે. આજ ત્હારાં વચનો સાંભળીને હું ઘણી પ્રસન્ન થઈ છું. મ્હારી ખાત્રી છે કે ત્હારા પરાક્રમના સંબંધમાં પણ હું ઘણી પ્રશંસાની વાત સાંભળીશ.'

યુદ્ધનો સમય જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ શૂરવીરોનો ઉત્સાહ વધતો ગયો અને કાયરોનાં હૈયાં ગભરાવા લાગ્યા.

રાજાએ કહ્યું કે 'કાલે શનિવાર છે એટલે પરમ દિવસે શત્રુની સેના સાથે યુદ્ધ થશે.

આ શબ્દો સાંભળીને આલ્હાએ ક્રોધપૂર્વક કહ્યું 'આપ સર્વે શત્રુનું પ્રજાપીડન અને આક્રમણ જોઈ રહ્યા છો છતાં પણ યુદ્ધને પરમ દિવસ ઉપર મુલતવી રાખો છો. જે ક્ષત્રી એવા પ્રસંગે શિથિલતા રાખે છે તે અવશ્ય નરકગામી થાય છે. અને જે યોદ્ધાઓ બીજી કોઇ પણ વાતનો વિચાર કર્યા વગર પોતાનું કર્તવ્ય પાલન કરે છે તે સ્વર્ગનું સુખ ભોગવે છે અને ત્હેનું નામ ચિરકાળ સુધી ઇતિહાસમા પ્રસિદ્ધ રહે છે.

રાજા ચૂપચાપ રાણી મિનળદેવીની પાસે ગયો. ત્હેણે પણ તત્કાળ યુદ્ધમાં જવાની સલાહ આપી અને કહ્યુ કે હમણાં ને હમણાં ત્હમે આપણી સેનાના અધ્યક્ષ બનીને યુદ્ધક્ષેત્રમાં સિધાવો.

વીરયોદ્ધાઓ એ રાતે શાંતિપૂર્વક સુઇ રહ્યા. પ્રાતઃકાળે ઉઠીને ધર્મ સંબંધી નિત્ય નિયમિત કાર્યો કરીને, પોતાની માતાએ તથા પત્નીને મળીને તેઓ યુદ્ધને માટે વિદાય થયા. જતી વખતે આલ્હાએ પોતાની માતા આગળ પોતાની પ્રતિજ્ઞા ફરીથી કહી સંભળાવી કે 'આજ હું યુદ્ધમાં મ્હારૂં અને મ્હારા પિતા જમ્મજનું નામ પ્રસિદ્ધ કરીશ. આજ હું જગતને બતાવી આપીશ કે હું દેવળદેવી જેવી વીરમાતાનો પુત્ર છું.'

ઉદલે કહ્યું–' હું પણ આપનું અનુકરણ કરીશ.'

દેવળદેવીએ કહ્યું 'જાઓ ! બેટા જાઓ ! ઈશ્વર ત્હમારા સંકલ્પ પૂર્ણ કરશે.' વીર યુવકોની સ્ત્રીઓએ પણ ત્હેમને હર્ષપૂર્વક વિદાય કર્યા.

એ યુદ્ધમાં આલ્હા અને ઉદલે એટલું બધું પરાક્રમ બતાવ્યું કે આજ દિનસુધી ત્હેમના ગુણાનુવાદ ભારતવર્ષમાં ગવાય છે. આજ પણ 'આલ્હાખંડ' ઉત્તર હિંદુસ્તાનમાં ઘેરેઘેર વંચાય છે, અને દુર્બળ ભારતવાસીઓના હૃદયમાં પણ અપૂર્વ વીરતાનો સંચાર કરે છે.

આલ્હા અને ઉદલના આખ્યાનોથી સાબિત થાય છે કે વીરમાતાના પુત્રોજ વીર નીવડે છે. દેવળદેવીએ ત્હેમને યોગ્ય સમયે સ્વામીભક્તિનો ઉપદેશ ન કર્યો હોત તો આલ્હા અને ઉદલને પોતાનું પરાક્રમ દર્શાવવાનો એવો સરસ પ્રસંગ ફરીથી ન મળત.



# રત્ન—૨૧. કર્મદેવી.

## ( રાણા સમરસિંહની રાણી. )

ચિતોડ, રાજપુતાનાનું મુકુટમણિ છે. મેવાડરાજ્યનું જય-કેતન છે. ચિતોડનો રાણો સમરસિંહ જેવી રીતે બહાદૂરી અને રણકૌશલમાં પ્રખ્યાત હતો. તેવીજ રીતે ધાર્મિકતા અને ચરિત્રની પવિત્રતાને લીધે રૈયતનો ઘણો શ્રદ્ધાભાજન થયો હતો. એમ કહેવાય છે કે, ધર્મતેજને લીધે ત્હેના શરીરમાં એક અપૂર્વ દિવ્ય જ્યોતિ દેખાતી. એટલા માટે લોકો ત્હેને 'યોગીન્દ્ર' કહેતા. મહાવીર યોગીન્દ્ર સમરસિંહ, પૃથ્વીરાજની બ્હેન પૃથાને પરણ્યો હતો. તિરોરીના યુદ્ધમાં સ્વામી અને ભાઈના મૃત્યુ સમાચાર સાંભળીને પૃથા સતી થઇ ગઈ. સમરસિંહને પૃથા ઉપરાંત એક બીજી રાણી હતી. ત્હેનું નામ કર્મદેવી. કહેવાય છે કે એ આપણા ગુજરાતના પ્રાચીન પાટનગર અણુહિલપુર પાટણના રાજાની કન્યા હતી. પૃથ્વીરાજની મદદે યુદ્ધમાં જતી વખતે સમરસિંહે પોતાના સગીર વયના પુત્ર કર્ણને રાજ્યનો કારભાર સોંપ્યો હતો. બાળક પુત્રની વાલી તરીકે કર્મદેવીજ રાજ્ય ચલાવતી હતી. સમરસિંહના મૃત્યુસંવાદ આવતાં વારજ પૃથા તો સતી થઈ, પણ રાજધર્મ ખાતર, બાળક પુત્રને રાજ્ય કાર્યમાં મદદ કરવા ખાતર, કર્મદેવી પતિનું અનુગમન કરી શકી નહીં. કઠોર વૈધવ્ય વ્રત પાળીને એ પુત્રનું પાલન તથા રાજ્યનું શાસન કરવા લાગી.

બીજી તરફ મહમ્મદ ગોરીએ દિલ્હી જીત્યા પછી બીજે વર્ષે દેશદ્રોહી કનોજરાજ જયચન્દ્રને પરાસ્ત કરીને કનોજ લીધું હતું.

ધીમે ધીમે હેણે બીજાં પણ હિંદુ રાજ્યો સર કર્યા. અને આ પ્રમાણે ઉપરાઉપરી વિજય મળવાથી ઉત્સાહિત થઈને શાહબુદ્દીન ઘોરીના સેનાપતિ કુતુબુદ્દીને, પુષ્કળ સૈન્ય સાથે વીરભૂમિ રાજપુતાનાના મુખ્ય રાજ્ય મેવાડ ઉપર આક્રમણ કર્યું

મેવાડનો રાજા કર્ણ એ વખતે સગીર વયનો હોવાથી કર્મદેવી રાજ્ય ચલાવતી હતી જે પ્રબળ મુસલમાની શક્તિના પ્રવાહમા આખુ ઉત્તર હિંદુસ્તાન તણાઈ ગયુ હતુ, તે પ્રબળ પ્રવાહ આજે ન્હાનકડા મેવાડ તરફ વહ્યો એ પ્રવાહને રોકીને આજ મેવાડ પોતાનું રક્ષણ કરશે ? મેવાડના વીરપુરૂષોનો નેતા સમરસિંહ હવે આ સસારમા નથી, તો પછી એ મહાવીર યોગીન્દ્રના કુલગૌરવનું રક્ષણ કોણ કરશે ? સરદારો અને અમલદારો ચિંતાગ્રસ્ત થયા બધાએ કર્મદેવીની પાસે જઈને સઘળી હકીકત જણાવીને કહ્યુ ' માજી ! હવે શો ઉપાય કરનો ? મેવાડનુ રક્ષણ તો નહીં થાય !' કર્મદેવીએ કહ્યું ' શા માટે ? ત્હમે આટલા બધા વીરપુરૂષો જીવો છો, છતા મેવાડનું રક્ષણ કરવાનો ઉપાય નહીં થાય ?'

ત્હેમણે કહ્યું ' મેવાડની સ્વતંત્રતાના રક્ષણ માટે હમે બધા મરવા તૈયાર છીએ. હમે તો મરીશુંજ પણ મેવાડ તો બચશે નહીંને '

કર્મદેવીએ કહ્યું ' ત્હમે બધા જીવસટ્ટે યુદ્ધ કરશો તો પઠાણોની મગદુર શી છે કે મેવાડને જીતી લે ?'

સરદારોએ કહ્યું ' માજીસાહેબ ! મૃત્યુથી તો દેશની આબરૂનું રક્ષણ થઈ શકશે, દેશનું રક્ષણ થશે નહીં પ્રતાપી પઠાણો આખા ઉત્તર ભારતને જીતીને મેવાડની તરફ આવ્યા છે હમારૂં શું ગજું, કે પ્રાણ આપીને પણ મેવાડને બચાવી શકીએ ! આજ

ને સમરસિંહ હોત તો હમારામાં બળ અને હિંમત આવત. આજ એમની સરદારીમાં લ્હડવાનું હોત તો સંભવ છે કે હમે આજ મેવાડનું રક્ષણ કરી શકત.'

કર્મદેવીએ કહ્યું ' સમરસિંહ આજ નથી એ વાત ખરી, પણ ત્હેની સહધર્મિણી હું તો હજુ જીવું છું, આજ ત્હમે એની સરદારી ખોઇ છે એ વાત ખરી, પણ મ્હારી સરદારી તો ગુમાવી નથી. હું પોતે યુદ્ધમાં ત્હમારી સરદાર થવા તૈયાર છું.'

વિસ્મય પામેલા સરદારો ચૂપ થઇ ગયા. કર્મદેવીએ ફરીથી કહ્યું ' સરદારો, હું સ્ત્રી છું એટલે ત્હમને મ્હારી વાત ઉપર વિશ્વાસ નથી આવતો ? સ્ત્રી હોવા છતાં પણ હું રાજપુત રમણી છું. વીરેન્દ્ર, યોગીન્દ્ર, સમરસિંહની સહધર્મિણી છું. ત્હેમની સહધર્મિણી હોવાથીજ હું આટલા દિવસ રાજધર્મનું પાલન કરી શકી છું. ત્હેની સહધર્મિણી તરીકે જે હાથમાં મ્હેં રાજદંડ ધારણ કર્યો છે, તેજ હાથમાં રાજનું ખડ્ગ ધારણ કરીને મેવાડના શત્રુનો નાશ કરીશ. યોગીશ્વર મહા તેજસ્વી મહાપુરૂષ રૂદ્રની સહધર્મિણી સિંહવાહિની દુર્ગાએ, જેમ દાનવોની સાથે યુદ્ધ કરીને તેમનો સંહાર કરી સ્વર્ગરાજ્યનું રક્ષણ કર્યું હતું, તેમ સમરસિંહની પત્ની તરીકે હું પણ પઠાણોનું દમન કરીને સ્વર્ગભૂમિ મેવાડનું રક્ષણ કરીશ. નિર્ભયપણે ત્હમે આજ રણક્ષેત્રમાં મ્હારી સાથે ચાલો, મેવાડનું રક્ષણ કદાચ ન પણ થાય, તો રણરંગિની રાણી સાથે રણક્ષેત્રમાં પ્રાણ દઇને મેવાડના ગૌરવનું રક્ષણ કરજો. પરાધીન થઇને જીવન ગાળ્યા કરતાં રણક્ષેત્રમાં મરવું લાખ દરજ્જે સારૂં છે.'

સરદારોના નિસ્તેજ નિરાશ હૃદયમાં આશાનો ઉષ્ણ પ્રવાહ

વહેવા લાગ્યો. ઉલ્લાસથી બધા કર્મદેવીની જય બોલાવવા લાગ્યા. વિધવા રાણી વીરવેશમાં સજ્જીત થઇને, મેવાડના વીરોને સાથે લઇ કુતબુદ્દીનની સ્હામે યુદ્ધ કરવા ચાલી.

શક્તિ સેવક રાજપુત વીરો, શક્તિસ્વરૂપ રણરંગી કર્મદેવીની સરદારી નીચે અદમ્ય ઉત્સાહભેર યુદ્ધ કરવા લાગ્યા. મુસલમાનોથી ત્હેમનું પરાક્રમ સહન થઇ શક્યું નહીં. વીરાંગના કર્મદેવીના સૈન્યથી કુતુબુદ્દીને હાર ખાધી. ભારતવિજયી પઠાણવીર એક ભારત લલનાને હાથે પરાજીત થવાથી શરમાઇને દિલ્હી પાછો ગયો. આ પ્રમાણે વીરાંગનાએ મેવાડનું રક્ષણ કરીને અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી. એ કીર્તિ ભારતના ઇતિહાસમાંથી કોઈ દિવસ ભુંસાશે નહીં. ખરેખર, મેવાડ વીરત્વની લીલા ભૂમિજ છે !!

## રત્ન—૨૨. વીરમતિ.

તેરમા સૈકામાં દક્ષિણમાં દેવગિરિ અથવા દેવગઢમા યાદવ રાજાઓનું રાજ્ય હતું. રાજાનું નામ રામરાજા હતું, ત્હેને એક કન્યા હતી. એ ઘણી સુંદર હોવાથી એને પરણવા સારૂ ઘણા શત્રુઓ રામરાજા ઉપર ચ્હડાઇ કર્યા કરતા હતા. રામરાજાનો સેનાપતિ ઘણો સ્વામીભક્ત અને સાચો મરાઠા રજપુત હતો. જ્યારે કોઇ શત્રુ રામરાજાની સાથે યુદ્ધ કરવા આવતો ત્યારે એ સેનાપતિજ સ્હામે જતો અને શત્રુઓને મારીને નસાડી મુકતો હતો. આ પ્રમાણે એણે ઘણા યુદ્ધોમાં વિજય મેળવ્યો હતો. પરન્તુ દૈવ કાંઇ સદા અનુકૂળ હોતો નથી. એક વખતે શત્રુઓની સાથે યુદ્ધ કરવા જતાં એ વીરગતિને પ્રાપ્ત થયો.

એ સેનાપતિને વીરમતિ નામની એક કન્યા હતી. પિતાના મૃત્યુથી એ, નિરાધાર થઈ ગઇ. પણ રામરાજાએ ત્હેને પોતાના મહેલમાં બોલાવી લીધી; ત્યાંજ ત્હેનું પાલનપોષણ થવા લાગ્યું. રાજા ત્હેને પોતાની કન્યા જેટલુંજ ચાહતો એટલે વીરમતિ રાજકુટુંબના એક બાળક જેવી થઈ ગઇ. રાજાની કન્યા અને વીરમતિ વચ્ચે ઘણી પ્રીતિ બંધાઇ ગઈ. એ બે જણીઓ એક બીજીને સગી બ્હેન જેવી ગણવા લાગી. યોગ્ય વયની થયા પછી રામરાજાએ પોતાની પુત્રીનું લગ્ન કરી દીધું. એ વખતે વીરમતિની ઉમ્મર જરા ન્હાની હતી; એટલે ત્હેનું લગ્ન કર્યું નહીં પણ ત્હેનું સગપણ કૃષ્ણરાવ નામના એક મરાઠા સરદારની સાથે કરી દીધું.

કૃષ્ણરાવ દેખાવમાં રૂપાળો અને ઉંચા કુળનો બાળક હતો. વીરતામાં પણ એ એક્કો હતો. ત્હેના ગુણોની પ્રશંસા સાંભળીને વીરમતિ ઘણી પ્રસન્ન થતી અને એવો વર આપવા માટે મનમાં ને મનમાં પરમેશ્વરને સેંકડો ધન્યવાદ આપતી. ધીમે ધીમે લગ્નનો સમય પણ નજીક આવી પહોંચ્યો. પરન્તુ એ વખતે એક એવી દુર્ઘટના થઇ ગઇ કે જહેને લીધે વીરમતિ અને કૃષ્ણરાવનું લગ્ન થઇ શક્યું નહીં.

ઈ. સ. ૧૨૯૪માં ખિલજી વંશના બાદશાહ અલાઉદ્દીને દક્ષિણ ઉપર ચ્હડાઈ કરી હતી. અલાઉદ્દીનનો ઉદ્દેશ નવા પ્રાન્તોને પોતાના રાજ્યોમાં મેળવીને રાજ્ય અને ધનની વૃદ્ધિ કરવાનો તથા સાથે સાથે વીરમતિ જેવી જુવાન સુંદરીઓને પ્રાપ્ત કરવાનો પણ હતો. અલાઉદ્દીનની પાસે ઘણી મ્હોટી સેના હતી, અને દક્ષિણમાં આ ત્હેની પહેલી વારની સવારી હતી, એટલે લોકો ઘણા ગભરાટમાં પડચા હતા.

અલાઉદ્દીનના આવવાની ખબર પડી એટલે રામરાજાએ પણ પોતાનું સૈન્ય એકઠું કર્યું. રાજપૂતો ઘણા ઉત્સાહથી લ્હડવા સારૂ તૈયાર થયા. વીરમતિનો ભાવી પતિ કૃષ્ણરાવ પણ આ યુદ્ધમા પોતાનું વીરત્વ બતાવવાના ઉમંગમાં શસ્ત્ર અને બખતર સજીને તૈયાર થઈ ગયો અને શત્રુઓની રાહ જોવા લાગ્યો. જેમ જેમ અલાઉદ્દીનની સેના પાસે આવતી જતી હતી તેમ તેમ રામરાજાની સેના પણ અધિક ઉત્કંઠિત થતી હતી. થોડીવારમાં શત્રુની સેના આવી પહોચી અને બન્ને તરફથી લ્હડાઈ આરંભ થઇ. આ યુદ્ધમાં રામરાજાના સૈનિકોએ ઘણું સારૂ પરાક્રમ બતાવ્યું.

અલાઉદ્દીને ઘણીવાર હિંદુસ્તાનના ભિન્ન ભિન્ન પ્રદેશો ઉપર ચ્હડાઇ કરી હતી. અસંખ્ય મનુષ્યોના પ્રાણ અને ધન હરી લીધાં હતા, અને અનેક રાજાઓને પોતાના શરણાગત બનાવ્યા હતા. થોડા સમયમાજ એણે ભારતમાં પોતાનો વિજયવાવટો ફરકાવ્યો હતો, પરન્તુ રામરાજાની સાથે દેવગઢની લ્હડાઈમાં ત્હેણે જેવી હાર ખાધી તેવી પહેલા કદી ખાધી નહોતી. આથી એને ઘણી શરમ આવી. સીધી રીતે રામરાજાને જીતવાનો કોઇ ઉપાય ન રહ્યો ત્યારે ત્હેણે એક પ્રપંચ રચ્યો ત્હેણે એકદમ પોતાની સેનાને પાછી ફરવાની આજ્ઞા આપી અને ચારે તરફ ખબર ફેલાવી દીધી કે ‘ રામરાજાની પ્રબલ સેનાથી ડરી જઇને અલાઉદ્દીન બાદશાહ ન્હાસી જાય છે રામરાજા જેવો શત્રુ એને કોઈ મળ્યો નથી. તેથી લાચાર થઇને પાછા જવું પડે છે. ’

શત્રુઓને ન્હાસતા જોઇને રામરાજાની સેનામા ઘણો હર્ષ ફેલાયો, નિશ્ચિન્ત થઇને સૈનિકો પાછા ફર્યા, પરન્તુ થોડીવાર

પછી ખબર પડી કે આ સમાચાર જૂઠા છે. અલાઉદ્દીનની ફોજ તો પાંચ સાત ગાઉ ઉપર સંતાઈ રહી છે.

એ સમાચાર સાભળીને રામરાજાએ કૃષ્ણરાવ અને બીજા સેનાપતિઓને બોલાવીને ત્હેમની સલાહ પૂછી. એ વખતે બધાએ સલાહ આપી કે શત્રુઓની પછાડી પડવું જોઇએ, કે જેથી એ લોકો આપણી સીમામાંથી બહાર નીકળી જાય, અને પાછા આવવાની હિમ્મત ન કરે. રામરાજાને એ વાત યોગ્ય લાગી, અને ત્હેણે સેનાને તૈયાર થવાનો હુકમ આપ્યો. પરન્તુ એટલામાંજ કૃષ્ણરાવ બોલી ઉઠયો 'પૃથ્વીનાથ! શત્રુઓનો જડમૂળથી નાશ કરી નાખવાની મ્હેં એક યુક્તિ વિચારી છે. આશા છે કે ઈશ્વર કરશે તો એમાં આપણે ફાવી જઇશું.'

રામરાજાએ ઘણા પ્રેમપૂર્વક પૂછ્યું 'એ કઇ યુક્તિ છે?'

કૃષ્ણરાવે ઉત્તર આપ્યો 'યુક્તિ એવી છે કે એક મનુષ્ય વેશ બદલીને શત્રુ સેનામા જાય અને અંદર જઇને સારી પેઠે જોઈ આવે કે ત્હેમનું સૈન્ય કેટલું છે, સરસામાન કેટલો છે, દારૂગોળો કેટલો છે, વગેરે. એ બધો ભેદ જાણ્યા પછી એમના કરતા વધારે બળવાન ફોજ લઇને આપણે ધાવો કરીશું એટલે એ લોકોનો સમૂળગો નાશ જઈ જશે.'

રાજાએ કહ્યું 'આ કામ જેવા તેવા આદમીનું નથી. એને માટે તો કોઇ બહુ હોશિયાર અને પ્રામાણિક મનુષ્યની જરૂર છે વળી એ માણસનો જાન પણ ભારે જોખમમાં છે. કારણ કે શત્રુઓને ખબર પડી જાય કે એ છુપો દૂત છે, તો તેઓ તરતજ ત્હેના પ્રાણ લઇ લેશે.'

કૃષ્ણરાવ તરત બોલી ઉઠયો 'મહારાજ! આપ એ બાબતની

ચિન્તા ન કરશો. હું જાતે જવાને તૈયાર છું, ફક્ત હજૂરના હુકમની રાહ જોઉં છું.'

રાજાએ એને જવા દેવાની એકદમ હા કહી નહીં, પરન્તુ કૃષ્ણરાવે ઘણોજ આગ્રહ કર્યો એટલે આખરે ત્હેને કબુલ કરવુ જ પડયું. કૃષ્ણરાવની મનોકામના પૂર્ણ થઇ ગઇ મનમા ને મનમા એ ઘણો પ્રસન્ન થવા લાગ્યો. એ તરતજ ત્યાથી ઉઠીને વેષ બદલીને શત્રુની સેના તરફ જવાની તૈયારી કરવા લાગ્યો

પોતાના ભાવી પતિને શત્રુના મુખમાં જતો જોઇને વીરમતિ કાંઇક પ્રસન્ન અને કાંઇક દુ ખી થઇ. કૃષ્ણરાવને મળીને એ એકાન્તમાં કહેવા લાગી. 'હજુ સુધી મ્હારૂં લગ્ન આપની સાથે થયું નથી, તોપણ સગપણ થઇ ચુકયું છે અને મ્હારૂ હૃદય મ્હેં આપને સમર્પણ કરી દીધું છે એટલે આપ મ્હારા પતિ છો અને આપનું સુખ દુ ખ તે મ્હારૂં સુખ દુ ખ છે શત્રુ સેનામા જવું એ યમરાજની પાસે જવા બરાબર છે ત્હમે માથું હાથમા લઇને સ્વામીનું કલ્યાણ સાધવા જાઓ છો, તેથી મ્હને ઘણો સ તોષ થયો છે.સાચા ક્ષત્રીઓ અને વીર મરાઠાઓનો એજ ધર્મ છે હું આપને આપનું કર્તવ્ય કરતા રોકતી નથી, પણ મ્હારી એક પ્રાર્થના છે કે, આપ મ્હને પણ આપની સાથે લઇ ચાલો. હું પુરૂષનો વેષ બદલીને આવીશ એટલે મ્હને કોઇ ઓળખી શકસે નહીં.'

કૃષ્ણરાવઃ–પ્રિયે ! તું કહે છે એ તો ઠીક છે પણ સ્ત્રીઓ ગમે તેટલો પુરૂષનો પોષાક પહેરે તોપણ એ મર્દ બની શકતી નથી. તું મ્હારી સાથે આવીશ તો મ્હારો જીવ ત્હારામાજ રહેશે અને ત્હારાથી મ્હારૂં કામ પૂરેપૂરૂં થઈ શકશે નહીં.

વીરમતિઃ-મ્હારાથી બનશે તેટલી હું ત્હમને મદદ આપીશ; હું આપને કોઇ પણ જાતની તસ્દી આપીશ નહીં. આપ કાળના મુખમાં જાઓ અને હું સુખે બેસી રહું, એ વાત મ્હારાથી કદી બનવાની નથી.

કૃષ્ણરાવઃ-સ્ત્રીઓને યુદ્ધમાં સાથે લઇ જવું એ ઠીક નથી. લોકો મ્હારી નિન્દા કરશે.

વીરમતિઃ-મ્હને લઈ જવાથી આપની નિંદા થશે, તો આપને એકલા મોકલવા માટે વીરાંગનાઓ મ્હારી પણ નિંદાજ કરશે. પણ હું એક બીજી વાતનો આપની પાસે ખુલાસો ચાહું છું. મ્હેં સાંભળ્યું છે કે આપ કપટથી શત્રુ સેનાનો ભેદ લેવા જાઓ છો. મ્હારા વિચાર પ્રમાણે એવો છળકપટ કરવો એ ઠીક નથી.

કૃષ્ણરાવઃ-હું ત્યાં જઇને એકવાર શત્રુઓની ફોજને જાતે જોઇ આવીશ તો પછી ત્હેમની સાથે લ્હડવામાં સગવડ પડશે. હજારો મનુષ્યોને પકડીને ત્હેમના પ્રાણ લેવા કરતાં, તથા રક્તની નદી વહેવરાવવા કરતાં તો, શત્રુને છાનામાના પકડી લેવા એ સારૂં કામ છે.

વીરમતિ-પ્રાણનાથ! દેશ અને ધર્મના રક્ષણ સારૂ હજારો વીર પુરૂષોએ પોતાના પ્રાણ ખોયા છે. સાચા વીરપુરૂષનું કામ તો મરવું અને મારવું એજ છે. ત્હેને પ્રાણનો ભય હોતો નથી. રણક્ષેત્રમાં માર્યા જવાથી સીધા સ્વર્ગમાં જવાય છે. મુસલમાનો છળકપટથી કામ લે છે ત્હેને માટે ત્હેમની કેટલી બધી નિંદા થાય છે? ત્હમારે હાથે એવું નિંદનીય કૃત્ય ન થાય, ત્હેની બહુ સંભાળ રાખવી જોઇએ. મ્હારા પ્રાણ! મ્હારી નમ્ર વિનંતિ ઉપર ધ્યાન આપો, અને મ્હારી સૂચના પ્રમાણે કાર્ય કરો.

કૃષ્ણરાવ-હમણાં તો હું ફક્ત શત્રુઓનું બળ જોવા મા જાઉં છું. તું નાહક ચિન્તા શા સારૂ કરે છે?

એટલું કહીને કૃષ્ણરાવ ઘોડા ઉપર સવાર થઇને ચ નીકળ્યો. વીરમતિથી એકલાં રહેવાયું નહીં. પતિ શત્રુએ દલમાં એકલો જાય અને પોતે નિશ્ચિન્ત થઇને ઘેર બેસી ર એ ત્હેનાથી સહન થઇ શક્યું નહીં. ત્હેણે પુરૂષનો વેશ ધા કર્યો અને એક તેજ ઘોડા ઉપર સવાર થઇને કૃષ્ણરાવ ગ હતો તેજ રસ્તે જવા માંડ્યું. આગળ કૃષ્ણરાવ ઘોડો દોડાવ જઈ રહ્યો હતો, પાછળ વીરમતિ પણ ઘોડાને પૂરપાટ દોડાવ જઇ રહી હતી. કૃષ્ણરાવને તો વીરમતિના પાછળ આવવા ખબરજ નહોતી; પરન્તુ કૃષ્ણરાવ પણ ઝાડીઓમાં એટ દૂર નીકળી ગયો હતો કે વીરમતિની દૃષ્ટિ ત્હેના સુધી પહોંચ શકતી નહોતી. બે એક કલાક એ પ્રમાણે ચાલ્યા પછી વીરમતિ એ પોતાનાથી થોડે દૂર ઘોડાના પગનો ખખડાટ સાંભળ્યો અને એક ક્ષણ પછી બે માણસોને આ પ્રમાણે વાર્ત્તાલાપ કરતા સાંભળ્યા.

'કોણ?'

'અલ્લાઉદ્દીન બાદશાહનો દોસ્ત'

'ત્હમારૂં નામ?'

'કૃષ્ણરાવ.'

'વાહ! કૃષ્ણરાવ! શાબાસ! શાબાસ! મ્હને એજ ફિકર થયા કરતી હતી કે ત્હમે પાછા આવીને હમને બાતમી આપી શકશો કે નહીં?'

'કેમ, એમાં શક લાવવા જેવું શું હતું? એક વખત વચન

આપી ગયા પછી મ્હારાથી ફરી જવાય એમ થોડુંજ હતું. આજ હું ઘણી યુક્તિ કરીને આવ્યો છું. રામરાજાની આંખમાં ધૂળ નાંખીને આવ્યો છું. એ બિચારો તો એમજ જાણે છે કે હું શત્રુ સેનાનો ગુપ્ત ભેદ જાણવા આવ્યો છું. પણ એને હજુએ ખબર નથી કે બંદા થોડીવાર પછી એનીજ ગાદી ઉપર બેસશે.'

'બેશક ! ત્હમે જ્યારે હમારા બાદશાહ સલામતને આ પ્રમાણે મદદ કરશો ત્યારે એ ત્હમને જરૂર આ ઈલાકાના સૂબા બનાવશે, ત્હમે ઘણી હિંમત અને અકલમંદીનું કામ કર્યું છે.'

આ શબ્દો સાંભળતાં વારજ વીરમતિ ચોંકી ઉઠી, દસહજાર વીંછીઓએ એક સાથે ડંખ માર્યો હોય એવી સખ્ત વેદના ત્હેને થવા લાગી, નખથી માથા સુધી એનું શરીર ચિન્તાગ્નિથી બળવા લાગ્યું, ત્હેના મનમાં ઉપરા ઉપરી અનેક વિચારો આવવા લાગ્યા. થોડી વારમાંજ ત્હેણે કર્તવ્યનો નિર્ણય કર્યો. કમરમાંથી એક ચળકતી તલવાર કહાડીને એ પોતાના ભાવી પતિ કૃષ્ણરાવની તરફ દોડી અને ક્રોધ અને તિરસ્કાર દર્શાવીને બોલી

દુષ્ટ ! નીચ ! અધમ ! પાપી ! વિશ્વાસઘાતી ! રાજદ્રોહી ! કુલાંગાર ! ચાંડાલ ! ત્હારા જેવા દેશદ્રોહીઓએજ ભારત વર્ષને પાયમાલ કરી દીધું છે.'

વીરમતિના કોમળ કંઠમાંથી આ કઠોર શબ્દો નીકળ્યા; શબ્દોની સાથે સાથેજ ત્હેના સુકોમળ હાથે એવી સરસ રીતે તલવાર ચલાવી કે કૃષ્ણરાવ પોતાની તલવાર ઉપર હાથ મૂકે તે પહેલાંજ વીરમતિની તલવાર ત્હેની છાતીમાં ઉંડી પેશી ગઇ. કૃષ્ણરાવ તરતજ ઘોડા ઉપરથી નીચે ઢળી પડ્યો. ત્હેણે ઉંચે જોયું તો વીરમતિનું ઉગ્રસ્વરૂપ ત્હેના દીઠામાં આવ્યું. એ

મંદિર વિમળશાહના દહેરાની ઘણા અંશમાં સમાનતા કરી શકે છે. એ મંદિરની કારીગરીના સંબંધમાં ભારતીય શિલ્પ સંબંધી વિષયોના પ્રસિદ્ધ લેખક ફર્ગ્યુસન સાહેબે પોતાના પુસ્તક (પિકચરસ ઇલસ્ટ્રેશન્સ ઓફ એનશન્ટ આર્કિટેકચર ઇન હિન્દુસ્તાન) અર્થાત્ 'હિંદુસ્તાનમાં પ્રાચીન કોતરકામના જોવા લાયક ચિત્રો' માં લખ્યું છે, કે આ મંદિર આરસપહાણનું બનેલું છે. અત્યંત પરિશ્રમ સહન કરી શકનારી હિન્દુઓની ટાંકીથી, બારીકાઇથી એટલી મનોહર આકૃતિઓ બનાવી છે કે, તેની નકલ ઉપર ગમે તેટલી મહેનત કર્યા છતાં અને ગમે તેટલો સમય રોકાયા છતાં, હું કાગળ ઉપર ઉતારી શકતો નથી. ત્હેના ઘુમટોની કારીગરીનાં વખાણ કરતાં કર્નલ ટોડ લખે છે કે એનું ચિત્ર તૈયાર કરતાં કલમ થાકી જાય છે અને અત્યંત પરિશ્રમ કરનારા ચિત્રકારની કલમને પણ એમ કરતાં ઘણો પરિશ્રમ પડશે.' ગુજરાતના ઇતિહાસકાર ફાર્બસ સાહેબે પણ 'રાસમાળા' માં એ મંદિરોના કોતરકામની ઘણી પ્રશંસા કરી છે. એ મંદિરને બંધાવનારા વસ્તુપાળ અને તેજપાળ ગુજરાતની જુની રાજધાની અણુહિલપુર પાટણના રહેવાશી પોરવાડ વાણિયા હતા. ત્હેમના બાપનું નામ અશ્વરાજ (આસરાજ) હતું, અને તેઓ ગુજરાતમાં ધોળકા પ્રાન્તના (વાઘેલ) વંશના રાણા વીર ધવળના મંત્રી હતા. જૈન ધર્મનાં મંદિરો બંધાવવામાં એમના જેટલું દ્રવ્ય બીજા કોઇએ ખરચ્યું નથી. ત્હેણે પોતાના કુટુંબનાં અનેક સ્ત્રી પુરૂષોનાં નામ ઉપરથી ન્હાનાં મ્હોટાં (બાવન) દેહરાં બંધાવ્યાં છે. મુખ્ય મંદિરના દ્વારની બન્ને તરફ ઘણી સરસ કારીગરીવાળા બે ગોખલા છે. એ ગોખલાને લોકો ' દેરાણી

જેઠાણીનાં આળિયાં ' કહે છે. એ ' આળિયાં ' ને માટે એમ કહેવાય છે કે એક આળિયું વસ્તુપાળની સ્ત્રીએ અને બીજું આળિયું તેજપાળની સ્ત્રીએ પોતાને ખર્ચે બંધાવ્યું હતું. મહારાજ શાંતિવિજયની બનાવેલી 'જૈનતીર્થગાઇડ'માં એ પ્રમાણે લખેલું છે, પણ પ્રખ્યાત ઇતિહાસવેત્તા પંડિત ગૌરીશંકરજી એ વાતને સ્વીકારવા યોગ્ય ગણતા નથી. હેમના કહેવા પ્રમાણે એ બન્ને ગોખલા વસ્તુપાલે પોતાની સ્ત્રી સુહડાદેવીના સ્મારકમાં હેની સદ્‌ગતિ નિમિત્તે બંધાવ્યા હતા. સુહડાદેવી પાટણના રહીશ મોઢ વાણિયા જાલ્હણના પુત્ર આસાજીની પુત્રી હતી. એ વખતે ગુજરાતમાં પોરવાડ અને મોઢ વાણિયામાં પરસ્પર લગ્ન વ્યવહાર હતો

સુહડાદેવી ઘણી યોગ્ય સ્ત્રી હોવી જોઈએ અને તેના મૃત્યુ પછી તેના પતિએ તેનું સ્મારક જાળવી રાખવા ઘણુ મ્હોટું ખર્ચ કર્યું હતું. એ બતાવી આપે છે કે પોતાની હયાતિમાં તેણે પતિનો પ્રેમ ઘણી સારી રીતે સંપાદન કર્યો હશે.

---

## રત્ન—૨૪. દાઈ મનમેલ.

એનું મૂળ નામ હમબલ હતું. એ ખ્વાજા કુતબુદ્દીન કાકીની દાઈ હતી. કુતબુદ્દીન ખ્વાજા સાહેબ એ દાઇનું સ્તનપાન કરીનેજ ઉછર્યા હતા. ખ્વાજા સાહેબ મ્હોટા સિદ્ધ પુરૂષ હતા અને પાછળથી દિલ્હીમાં આવી વસ્યા હતા. દિલ્હીમાં ગયા પછી તેમણે દાઈ મનમેલને પોતાને ત્યાં બોલાવીને ઘણી પ્રતિષ્ઠા કરી હતી. ખ્વાજા સાહેબના સહવાસથી એ દાઇ પણ ધાર્મિક અને સાધ્વી

અંદસ્વરે બોલી ઉઠયો 'કોણુ ? વીરમતિ ! હાય' મ્હારી—!' ત્હેને આગળ બોલતો અટકાવીને વીરમતિ બોલી 'બસ ! બહુ થયું ! ચુપ રહે દુષ્ટ ! વિશ્વાસઘાતી ! ખબરદાર ! મ્હોંથી એક પણ અક્ષર કહાડયો છે તો ! દેશને હાનિ પહોંચાડનાર ત્હારા સરખા નરાધમની તો આજ દશા થવી જોઇએ. જે મ્હોંએ તેં વિશ્વાસઘાતી વચનો કહ્યાં છે તે અપવિત્ર મુખમાંથી મ્હારૂં નામ ઉચ્ચારીને મ્હને અપવિત્ર ન કરીશ. તું દેશદ્રોહી છે, સ્વજનદ્રોહી છે, સ્વામીદ્રોહી છે, સ્વાર્થી છે, અને મહાપાપી છે મ્હોંએ મીઠું બોલીને અંદરખાનેથી દેશની સ્વાધીનતાનો નાશ કરવા ઇચ્છનાર દગાબાજ પુરૂષને હું પતિ બનાવવા નથી માગતી '

કૃષ્ણુગવને વીરમતિની તલવારનો જે ઘા લાગ્યો હતો તે ઘણોજ કારી હતો. ત્હેની જીવનયાત્રા પૂરી થવામાં પાચ દસ પળનીજ વાર હતી. મૃત્યુ સમયે વીરકન્યા વીરમતિનો તિરસ્કાર સાંભળીને કૃષ્ણુરાવને પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ થયો. ત્હેના મુખમાંથી છેવટને વખતે નીકળી ગયું કે 'પ્રિયે ! ત્હેં મ્હને આવા મોટા કલંકમાંથી બચાવ્યો એ ઘણુ સારૂં કર્યું. હજુ સુધી કશું બગડયું નથી.

વીરમતિએ કહ્યું 'પતિનો ધર્મ સ્ત્રીને અધર્મમાંથી બચાવવાનો છે. ત્હેવીજ રીતે પુરૂષ પણ નિંદનીય અને કલંકિત્ત માર્ગે જતો હોય તો ત્હેને ઠેકાણે લાવવો એ પત્નીનું કામ છે. હું પણ વીરપુરૂષની કન્યા છું. ત્હમે મારા પતિ છો. હું ત્હમને ખરા અંતકરણથી ચાહું છું. હું જાણી જોઇને ત્હમને કુમાર્ગે કેવી રીતે જવા દઇ શકું ? ત્હમે એમ ન સમજશો કે ત્હમને મારી નાખીને હું પોતે સુખમાં જીવન ગાળીશ હું તો ત્હમારી સાથેજ

આવું છું. આ દુનિયામાં રહીને હવે શું કરવાની છુ? ત્હમારા વગર સંસાર મ્હારે માટે નિરસ અને શૂન્ય છે.

એટલું કહીને વીરમતિએ પતિના રકતથી ખરડાએલી તલવાર એકદમ પોતાની છાતીમાં ખોસી દીધી અને જોતજોતામાંજ સ્વર્ગે સિધાવી.

આ પ્રમાણે આ પ્રેમી યુગલની જીવનલીલા પૂર્ણ યૌવનાવસ્થામાંજ એકાન્ત વનમાં સંપૂર્ણ થઇ. રામરાજાએ એ બન્નેની ઘણીએ શોધ કરાવી, પણ પત્તો લાગ્યો નહીં. ઘણે દિવસે અલ્લાઉદ્દીનની સેનાએ દેવગઢનો કિલ્લો પોતાના હાથમાં લીધો ત્યારે મુસલમાન સૈનિકને મ્હોંએ આ ભેદ પ્રગટ થયો.

વીરરમણીઓ સ્વદેશ અને સ્વધર્મની ખાતર વ્હાલામાં વ્હાલી વસ્તુની પણ પરવા કરતી નથી. ધન્ય છે એમના જીવનને!!

---

## ૨૯—૨૩. સુહડાદેવી.

---

આબુના રળિયામણા પર્વત ઉપર પ્રવાસ કરી આવેલી હમારી વાંચક ભગિનીઓ ત્યાંના પુરાતન જૈન મંદિરોનું અપૂર્વ સૌન્દર્ય જોઈને મુગ્ધ થઇ ગઇ હશે. ત્યાં આગળ નેમિનાથ મહારાજનું એક મંદિર છે જે વસ્તુપાલ તેજપાલના મંદિર તરીકે પ્રસિદ્ધ છે. એ મંદિર વસ્તુપાલના ન્હાના ભાઇ તેજપાળે પોતાના પુત્ર લુણસિંહ અને પોતાની સ્ત્રી અનુપમદેવીના સદ્દગતિ નિમિત્તે કરોડો રૂપિયાનું ખર્ચ કરાવીને ઇ. સ. ૧૨૩૧ માં બંધાવ્યું હતું. એ એક ઘણુંજ સુંદર મંદિર છે અને ત્યાંનાં ઉત્તમ

થઈ ગઇ હતી. ખ્વાજા સાહેબના દર્શનાર્થે આવનારી સ્ત્રીઓને એ ઉપદેશ આપતી તથા તેમના જીવનમાં ધાર્મિકતાનો સંચાર કરતી. ખ્વાજા સાહેબનો તેના ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. ઘરનો બધો કારભાર એમણે દાઈ મનમેલને સોંપી દીધો હતો. એ ઘણી વિનયી અને મર્યાદાશીલ સ્ત્રી હતી. પુરૂષોને પોતાનું મ્હોં કદી બતાવતી નહોતી. એની કબર પુરાણી મસજીદની સ્હામે મશરકી દરવાજા આગળ હઝરત ખ્વાજા સાહેબની કબરની પાસેજ દિલ્હીમાં છે.

## રત્ન—૨૫. પદ્મિની.

જગતના શ્રેષ્ઠ વીર અને વીરાંગનાઓનાં પુણ્ય લોહીથી પવિત્ર થએલી મેવાડની ભૂમિ ભારતીય વીર ધર્મના મુખ્ય તીર્થ રૂપ છે. પૌરાણિક યુગમાં જે પ્રમાણે કુરૂક્ષેત્ર હતું તે પ્રમાણે ઐતિહાસિક યુગમાં મેવાડ વીરધર્મની સાધના માટે સર્વશ્રેષ્ઠ સાધનભૂમિ હતું. ભારતમાં કદી વીરધર્મનો અભ્યુદય થશે, વીરધર્મ જો કદી ભારતવાસીઓના હૃદયમાં ફરીથી સ્થાન મેળવશે, તો કુરૂક્ષેત્ર અને મેવાડ, ભારતવર્ષમાં સર્વશ્રેષ્ઠ તીર્થસ્થાન તરીકે પૂજાશે. જો કોઈ પણ દિવસ ભારતવાસીઓ અનુભવશે કે, કુરૂક્ષેત્ર અને મેવાડની ધૂળની પ્રત્યેક રજકણ ભારતવાસી વીરોના રક્તથી અભિષિક્ત થયેલી છે, તથા ત્હેમાં ભારતવાસી વીરોની વીરતા અને મહાનુભાવતા સમાયેલી છે; તો એ વખતે જાગૃત ભારત વર્ષના કરોડો નરનારીઓ એ બન્ને તીર્થમાં એકઠાં થઇને એ

પવિત્ર ધૂળનો સ્પર્શ કરીને વીરધર્મથી ઉત્તેજીત થશે. વીરત્વહીન ભારતમાં એવો દિવસ આવશે ત્યારે ભારતવર્ષના એ મહાન્ વીરોનો આત્મોત્સર્ગ સફળ થશે.

આગલા ચરિત્રમાં હમે મેવાડની રાણી કર્મદેવીની અપૂર્વ વીરતાની કહાણી વર્ણવી ગયા છીએ. આ અને આના પછીના કેટલાક ચરિત્રોમાં ક્રમસર જે કેટલાક વીરપુરૂષો અને વીરાંગનાઓની કીર્તિકથા વર્ણવવામાં આવશે તે ઉપરથી વાંચક બ્હેનો સ્હમજી શકશે કે મેવાડને ભારતના વીરધર્મના મુખ્ય તીર્થ તરીકે પૂજવાનું કહેવામાં હમે વ્યાજબી છીએ કે નહીં?

સમરસિંહ અને કર્મદેવીના આવિર્ભાવને એક સો કરતાં વધારે વર્ષ વીતી ગયા પછી ઈ. સ. ૧૩૭૫ માં લક્ષ્મણસિંહ ચિતોડની ગાદીએ બેઠો હતો. લક્ષ્મણસિંહ એ વખતે સગીર વયનો હોવાથી રાજ્યનો વહિવટ તેના કાકા ભીમસિંહના હાથમાં હતો. ભીમસિંહ એક પરાક્રમી વીર હતો અને સિંહલની રાજકુમારી પદ્મિનીને સમુદ્રપારથી પરણી લાવ્યો હતો. પદ્મનું સૌરભ જેમ આખા સરોવરને પ્રફુલ્લિત કરી દે છે તથા ધીમે ધીમે ત્હેની સુગંધ દિગદિગંતમાં પ્રસરાવી દે છે, તે પ્રમાણે કમલાસન ઉપર બિરાજતાં લક્ષ્મીદેવીના જેવી સુંદર પદ્મમુખી રાજપુતાણી પદ્મિનીના રૂપનો મહિમા તથા ત્હેના સદ્ગુણોની કીર્તિ દિવસે દિવસે આખા ભારતવર્ષમાં પ્રસરી ગયાં. ગરીબ દુઃખી મનુષ્યની સાધારણ ઝુંપડીથી માંડીને રાજાધિરાજોના મહેલોમાં પદ્મિનીના જેવી સુંદરી એ વખતે કોઈ નહોતી.

એ વખતે દિલ્હીની ગાદી ઉપર અલાઉદ્દીન ખિલજી બાદશાહ રાજ્ય કરતો હતો. પદ્મિનીના દેવદુર્લભ સૌન્દર્યની

અને જતી વખતે મિત્રભાવે ઘણાં મધુર વચનોમાં રાણા ભીમસિંહને પોતાના તંબુમાં પધારવાનું નિમંત્રણ કર્યું. સરળ સ્વભાવનો ભીમસિંહ કાંઇ પણ આનાકાની કર્યા વગર અલાઉદ્દીનના તંબુમાં ગયો.. અલાઉદ્દીનના પેટમાં તો પાપ હતુંજ. હવે ભીમસિંહને કેદ કરી લઇને ચિતોડવાસીઓને જણાવ્યું કે, પદ્મિની નહીં આપી દો ત્યાં સુધી ભીમસિંહને છોડવામાં નહીં આવે.

(૨)

યથાસમયે આ સમાચાર પદ્મિનીને કાને પહોંચ્યા. ચિતોડના રાજકુટુંબની વહુના સન્માન રક્ષણ સારૂ ચિતોડવાસીઓ જીવસટ્ટે લ્હડવા તૈયાર છે એ તે જાણતી હતી. દૈવસંયોગે ચિતોડવાસીઓનો એ પ્રયત્ન નિષ્ફળ જાય અને મુસલમાનોનો વિજય થાય તો ચિતાના અગ્નિમાં પ્રવેશ કરીને નારીધર્મનું રક્ષણ કરતાં પણ પદ્મિનીને આવડતું હતું; પરન્તુ એ અત્યંત પતિભક્ત સ્ત્રી હતી. પતિ ભીમસિંહનું રક્ષણ કેવી રીતે થાય, મુસલમાન શત્રુના હાથમાંથી એ કેવી રીતે છુટકારો મેળવે, એજ બાબતની એને ચિન્તા હતી. ધર્મના રક્ષણ સારૂ, દેશના રક્ષણ સારૂ, સતીઓના સતીત્વના રક્ષણ સારૂ, શત્રુને હાથે સમરક્ષેત્રમાં તલવારથી મરવું એ રાજપુત વીરની શ્રેષ્ઠ ગતિ છે. પોતાના સ્વામી કુલધર્મને છાજતી આ ગતિને પામ્યા હોત, તો સતી પદ્મિનીને એટલો શોક ન થાત. પણ આ તો પોતાનો મહાવીર સ્વામી, વિશ્વાસઘાતી આતતાયી શત્રુને હાથે નીચપણે કતલ થશે; એ ચિન્તા સતી પદ્મિનીને અસહ્ય થઈ પડી. બીજી સાધારણ સ્ત્રીઓની પેઠે પદ્મિની આ વિપત્તિને સમયે જરા પણ ગભરાયા વગર ધીર ચિત્તે સ્વામીના

ઉદ્ધારની યુક્તિ શોધવા લાગી. ત્હેની સાથે તેના પિયેરથી ગોરા અને બાદલ નામના બે વિશ્વાસુ વીરો ચિતોડમાં આવ્યા હતા. આ વખતે ત્હેણે ત્હેમને બોલાવીને સલાહ લીધી. કેવી યુક્તિથી પતિનો ઉદ્ધાર થાય, અને પોતે પોતાનું સતીત્વ અકલંકિત રાખીને બાદશાહના તંબુમાંથી રાણાજીને છોડવી લાવે એ સંબંધી રાણી પદ્મિની ગોરા અને બાદલ સાથે ઘણા વખત સુધી વાતચીત કરવા લાગી.

આખરે ત્રણે જણાંએ એકમત થઇને એક યુક્તિ શોધી કહાડી. ત્હેમણે અલાઉદ્દીન બાદશાહને કહેવરાવ્યું કે 'સ્વામીને છોડવવા સારૂ હું બાદશાહને તાબે થઇશ, પરન્તુ તે પહેલાં બાદશાહે મ્હારી એક વિનંતિ મંજૂર રાખવી પડશે. હું એક રાજકન્યા અને રાજમહિષી છું. મ્હારે ઘણી બ્હેનપણીઓ છે, ત્હેમાંથી સાતસેં બ્હેનપણીઓ મ્યાનામાં બેસીને મ્હારી સાથે આપના પડાવમાં આવશે. એમાંથી કેટલીક તો પાછી જશે અને કેટલીક સાથે રહેશે. એ બધી સખીઓ સારા ઘરની રાજપુતાણીઓ છે. ત્હેમના સન્માનાર્થે મુસલમાન સૈનિકોએ દૂર ઉભા રહેવું પડશે. બીજું એકે તંબુમાં જતાં પહેલાં હું મ્હારા સ્વામી પાસે એકવાર છેવટની વિદાય લેવા જઇશ. એ વખતે એમના બંદીખાનાની આસપાસ પણ મુસલમાનોને ઉભા ન રહેવા દેવા.

આ સંદેશો મળતાં વારજ અલાઉદ્દીન હર્ષઘેલો થઇ ગયો. એ સંદેશામાં કાંઈ મર્મ હશે, કે એમાં કોઈ છૂપો ભેદ સમાયલો હશે, એવી શંકા ત્હેને કદી ઉપજી નહીં. આનંદમાં ઉન્મત્ત થયેલો બાદશાહ પદ્મિનીની બધી શરતો પાળવા તૈયાર થયો. પદ્મિનીએ દિવસ અને સમય નક્કી કરીને બાદશાહને ખબર મોકલી.

વાત એક દિવસ હેને કાને પણ પહોંચી, અને એ પ્રશંસાથી એ એટલો બધો પ્રેમમુગ્ધ થઈ ગયો કે પદ્મિનીને પોતાની બેગમ બનાવવાના સંકલ્પથી હેણે ચિતોડ ઉપર પ્રચંડ સૈન્ય સાથે ચ્હડાઈ કરી. જાતીય સ્વાધીનતા અને રાજકુટુંબની લલનાના સન્માનની ખાતર રાજપુત વીરો અદમ્ય ઉત્સાહ અને પરાક્રમથી યુદ્ધ કરવા તત્પર થયા. અલાઉદ્દીન દિલ્હીનો બાદશાહ હતો, હેનું સૈન્ય અને બળ અપરિમિત હતું પૈસા ટકાની પણ ખોટ નહોતી, પરન્તુ એવા પરાક્રમી શત્રુઓ સાથે પણ મેવાડ સરખા ન્હાના રાજ્યના રાજપુતો એવા અલૌકિક વીરત્વ અને સાહસથી લ્હડયા કે મુસલમાન સેના ચિતોડના કિલ્લા તરફ એક ડગલું પણ આગળ ન વધી શકી.

લાંબા સમય સુધી યુદ્ધ ચાલવાથી બન્ને પક્ષના લોકો થાકી ગયા. અલાઉદ્દીને ભીમસિંહને કહેવરાવ્યું કે 'મ્હારે પદ્મિની જોઈતી નથી. મ્હેં સાંભળ્યું છે કે એ અદ્વિતીય સુંદરી છે એકવાર હેને આંખેથી જોવાની મ્હારી ઇચ્છા છે. હેની સુંદર મૂર્તિનાં એક વખત દર્શન કર્યાં પછી, હું સૈન્ય લઈને પાછો દિલ્હી જઈશ'

આ સંદેશો સાંભળીને ભીમસિંહ અને ચિતોડના બીજા સરદારો વિચારમાં પડયા. અલાઉદ્દીનની પાપી દૃષ્ટિ આગળ રાજકુટુંબની લક્ષ્મી જેવી પવિત્ર સુંદરીનું સૌન્દર્ય કેવી રીતે દેખાડાય ? એવી હીનતાનો સ્વીકાર કરવાને કોઈનું મન લલચાયું નહીં. આખરે પદ્મિનીને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે હેણે પતિને કહ્યું 'મ્હારૂં આ ક્ષણભંગુર રૂપ ચિતોડને માટે કાળસ્વરૂપ નીવડયું. હવે એ મિથ્યા સૌન્દર્યની ખાતર ચિતોડના

વીર રાજપુતોનો રક્તપાત મ્હારાથી જોઈ શકાશે નહીં. મ્હને એકવાર માત્ર જોવાથીજ અલાઉદ્દીન બાદશાહ સંતુષ્ટ થતો હોય અને ચિતોડના વીરોનું રક્ષણ થતું હોય, તો પછી એમ કરવામાં શી હાનિ છે? હું એકદમ ત્હેને મ્હોં દેખાડવાને તો તૈયાર નથી. આરસીમાં મ્હારૂં મ્હોં જોવાથીજ એની આકાંક્ષા તૃપ્ત થતી હોય તો હું એમ કરવો તૈયાર છું. એને ત્હમે ખબર આપો કે એમ કરવાને એ રાજી છે કે નહીં?'

ઘણો વિચાર કર્યો પછી પદ્મિનીની એ સલાહ ભીમસિંહે પસંદ કરી. આ સમાચાર અલાઉદ્દીનને પહોંચાડવામાં આવ્યા અલાઉદ્દીને એ સૂચના મંજુર રાખી.

નિયમિત દિવસે અલાઉદ્દીનને ચિતોડના રાણાજીના મહેલમાં લઈ જવામાં આવ્યો. ઉદાર હૃદયના વીર રાજપુતો એક વખત વચન આપ્યા પછી કદી પણ ફરી જતા નથી. શત્રુને પણ મિત્ર અથવા અતિથિ તરીકે પોતાના ઘરમાં નોતર્યા પછી તેઓ કોઇ દિવસ ત્હેની સાથે વિશ્વાસઘાત કરતા નથી. રાજપુતોના આ ગુણ વિષે અલાઉદ્દીન બાદશાહની પણ ખાત્રી હતી, તેથી એ પણ ફક્ત ગણ્યા ગાંઠ્યા અનુચરોને સાથે લઈને નિર્ભય ચિત્તે રાણા ભીમસિંહના મહેલમાં ગયો.

આરસીમાં અલાઉદ્દીને પદ્મિનીની પ્રતિમૂર્તિ દેખી. ત્હેની ખાત્રી થઇ કે પોતાની કલ્પના વડે હૃદયમાં ત્હેણે પદ્મિનીનું જે સૌન્દર્ય આંકી રાખ્યું હતું, ત્હેના કરતાં હજારોગણું સૌન્દર્ય પદ્મિનીનું છે. જોતાં વારજ ત્હેની પાપવાસના દૂર થવાને બદલે સોગણી વધારે પ્રદીપ્ત થઈ ગઈ. પણ પદ્મિનીને મેળવવાનો ઉપાય શો? મનમાં ને મનમાં એણે એક યુક્તિ શોધી કહાડી,

અને જતી વખતે મિત્રભાવે ઘણાં મધુર વચનોમાં રાણા ભીમસિંહને પોતાના તંબુમાં પધારવાનું નિમંત્રણ કર્યું. સરળ સ્વભાવનો ભીમસિંહ કાંઇ પણ આનાકાની કર્યા વગર અલાઉદ્દીનના તંબુમાં ગયો. અલાઉદ્દીનના પેટમાં તો પાપ હતુંજ. હવે ભીમસિંહને કેદ કરી દઇને ચિતોડવાસીઓને જણાવ્યું કે, પદ્મિની નહીં આપી દો ત્યાં સૂધી ભીમસિંહને છોડવામાં નહીં આવે.

(૨)

યથાસમયે આ સમાચાર પદ્મિનીને કાને પહોંચ્યા. ચિતોડના રાજકુટુંબની વહુના સન્માન રક્ષણ સારૂ ચિતોડવાસીઓ જીવસટ્ટે લ્હડવા તૈયાર છે એ તે જાણતી હતી દૈવસંયોગે ચિતોડવાસીઓનો એ પ્રયત્ન નિષ્ફળ જાય અને મુસલમાનોનો વિજય થાય તો ચિતાના અગ્નિમાં પ્રવેશ કરીને નારીધર્મનું રક્ષણ કરતાં પણ પદ્મિનીને આવડતું હતું; પરન્તુ એ અત્યંત પતિભક્ત સ્ત્રી હતી. પતિ ભીમસિંહનું રક્ષણ કેવી રીતે થાય, મુસલમાન શત્રુના હાથમાંથી એ કેવી રીતે છુટકારો મેળવે, એજ બાબતની એને ચિન્તા હતી. ધર્મના રક્ષણ સારૂ, દેશના રક્ષણ સારૂ, સતીઓના સતીત્વના રક્ષણ સારૂ, શત્રુને હાથે સમરક્ષેત્રમાં તલવારથી મરવું એ રાજપુત વીરની શ્રેષ્ઠ ગતિ છે. પોતાના સ્વામી કુલધર્મને છાજતી આ ગતિને પામ્યા હોત, તો સતી પદ્મિનીને એટલો શોક ન થાત. પણ આ તો પોતાનો મહાવીર સ્વામી, વિશ્વાસઘાતી આતતાયી શત્રુને હાથે નીચપણે કતલ થશે; એ ચિન્તા સતી પદ્મિનીને અસહ્ય થઈ પડી. બીજી સાધારણ સ્ત્રીઓની પેઠે પદ્મિની આ વિપત્તિને સમયે જરા પણ ગભરાયા વગર ધીર ચિત્તે સ્વામીના

ઉદ્ધારની યુક્તિ શોધવા લાગી. ત્હેની સાથે તેના પિયેરથી ગોરા અને બાદલ નામના બે વિશ્વાસુ વીરો ચિતોડમાં આવ્યા હતા. આ વખતે ત્હેણે ત્હેમને બોલાવીને સલાહ લીધી. કેવી યુક્તિથી પતિનો ઉદ્ધાર થાય, અને પોતે પોતાનું સતીત્વ અકલંકિત રાખીને બાદશાહના તંબુમાંથી રાણાજીને છોડવી લાવે એ સંબંધી રાણી પદ્મિની ગોરા અને બાદલ સાથે ઘણા વખત સુધી વાતચીત કરવા લાગી.

આખરે ત્રણે જણાંએ એકમત થઇને એક યુક્તિ શોધી કહાડી. ત્હેમણે અલાઉદ્દીન બાદશાહને કહેવરાવ્યું કે 'સ્વામીને છોડવવા સારૂ હું બાદશાહને તાબે થઇશ, પરન્તુ તે પહેલાં બાદશાહે મ્હારી એક વિનંતિ મંજૂર રાખવી પડશે. હું એક રાજકન્યા અને રાજમહિષી છું. મ્હારે ઘણી બ્હેનપણીઓ છે, ત્હેમાંથી સાતસેં બ્હેનપણીઓ મ્યાનામાં બેસીને મ્હારી સાથે આપના પડાવમાં આવશે. એમાંથી કેટલીક તો પાછી જશે અને કેટલીક સાથે રહેશે. એ બધી સખીઓ સારા ઘરની રાજપુતાણીઓ છે. ત્હેમના સન્માનાર્થે મુસલમાન સૈનિકોએ દૂર ઉભા રહેવું પડશે. બીજું એકે તંબુમાં જતાં પહેલાં હું મ્હારા સ્વામી પાસે એકવાર છેવટની વિદાય લેવા જઇશ. એ વખતે એમના બંદીખાનાની આસપાસ પણ મુસલમાનોને ઉભા ન રહેવા દેવા.

આ સંદેશો મળતાં વારજ અલાઉદ્દીન હર્ષઘેલો થઇ ગયો. એ સંદેશામાં કાંઈ મર્મ હશે, કે એમાં કોઈ છૂપો ભેદ સમાયલો હશે, એવી શંકા ત્હેને કદી ઉપજી નહીં. આનંદમાં ઉન્મત્ત થયેલો બાદશાહ પદ્મિનીની બધી શરતો પાળવા તૈયાર થયો. પદ્મિનીએ દિવસ અને સમય નક્કી કરીને બાદશાહને ખબર મોકલી.

નિર્દિષ્ટ દિવસે સાતસો મ્યાનાઓ પઠાણ છાવણીમાં ભીમસિંહના કારાગીરની સન્મુખ ઉપસ્થિત થયા. મુસલમાન સૈનિકો અને પહેરેગીરો બધા છેટે હતા. પદ્મિની કોઈ ન જાણે એવી રીતે ભીમસિંહને પોતાની સાથે મ્યાનામાં બેસાડીને પલાયન કરી ગઈ. રક્ષક તરીકે બીજા કેટલાક મ્યાનાઓ ત્હેમની સાથે ગયા. બાકીના મ્યાનાઓ ત્યાં તંબુ આગળજ રહ્યા. મુસલમાનો સ્હમજ્યા કે પદ્મિનીની સાથે આવેલી જે બ્હેનપણીઓ પાછી જવાની હતી તે ચિતોડ પાછી જઈ રહી છે. પદ્મિની હવે થોડા વખતમાં બાદશાહનાં તંબૂમાં જશે.

પરન્તુ ઘણી રાહ જોતાં જોતાં ઘણો વખત થઈ ગયો, પણ પદ્મિની બાદશાહ પાસે ગઈ નહીં. બાદશાહ વિચાર કરવા લાગ્યો કે સ્વામીનો ત્યાગ કરવા તો આવી છે અને વળી આટલો બધો વખત વાતચીત શાની કરે છે? બાદશાહનું મન ચંચળ થઇ ગયું. ધીમે ધીમે ત્હેના શંકાશીલ હૃદયમાં કાંઈક શક પણ ઉત્પન્ન થયો. સૈનિકો સાથે ત્હેણે ભીમસિંહના કારાગાર આગળ આવીને તંબુનો પડદો ઉપાડવાનો હુકમ કર્યો. એકદમ વીર-ગર્જના કરીને તંબુની અંદરથી તથા એ મ્યાનાઓમાંથી હથિયાર-બંધ રાજપુત વીરો નીકળી આવ્યા. મ્યાના ઉપાડનારા ભોઈઓએ પણ પોતાનો કપટીવેશ છોડી દઈને ખરા રાજપુત તરીકે શસ્ત્ર ધારણ કર્યાં. મુસલમાનો અને રાજપુતો વચ્ચે ઘોર યુદ્ધ મચી ગયું.

પદ્મિની આ પ્રમાણે સાતસે યોદ્ધાઓને પોતાની બ્હેનપણીઓ તરીકે તથા દરેક મ્યાના દીઠ છ છ મળીને બેતાળીસે રાજપુતોને મ્યાનો ઉચકનારા ભોઈ તરીકે લઇ ગઇ હતી અને યુક્તિ તથા

કુશલ્યપૂર્વક શત્રુના હાથમાંથી પતિને છોડાવીને ચાલી ગઈ હતી.

બે જગ્યાએ ભીષણ યુદ્ધ આરંભાયું. મુસલમાનોનું એક લશ્કર ઝપાટાબંધ પદ્મિની અને ભીમસિંહની પછાડી ગયું. રસ્તામાં બન્ને પક્ષ વચ્ચે ખૂબ ઝપાઝપી ચાલી. રાજપુત અને મુસલમાન સૈનિકોના રક્તથી યુદ્ધ ભૂમિ રંજીત થઈ ગઇ, પણ ભીમસિંહ અને પદ્મિની ક્ષેમકુશળ ચિતોડગઢમાં પહોંચી ગયાં.

ગોરા નામક પદ્મિનીના પિયરનો સંબંધી એક મહાવીર એ સમયે ચિતોડમાં સેનાનાયક હતો. ગોરા અને ત્હેના બાર વર્ષના ભત્રીજા બાદલે આ યુદ્ધમાં અતુલ પરાક્રમ દેખાડયું. ગોરા પોતાની તલવારથી અસંખ્ય મુસલમાન સૈનિકોનો વધ કરીને વીર-શય્યામાં સૂઈ ગયો. બાળક વીર બાદલ ઘોડેસવાર થઈને મુસલ-માનોના લશ્કરને ભેદીને ચિતોડ આવ્યો, અને પોતાની કાકીને ગોરાના મૃત્યુના સમાચાર જણાવ્યા. ગોરાની પત્ની પણ ત્હેની યોગ્ય સહધર્મિણી હતી. બાદલને જોતાંવારજ તે બોલી ઉઠી 'દિકરા બાદલ! ત્હારા કાકાના મૃત્યુના સમાચાર હું સાંભળી ચુકી છું. મ્હેં તેમની સાથે સતી થઇ જવાનો સંકલ્પ કર્યો છે. ફક્ત ત્હારે મ્હોંએ એમની છેવટની બહાદુરીનું વર્ણન સાંભળવાની વાટ જોતી હતી. બોલ બાદલ, ત્હેમના વીરત્વની કથા મ્હને સવિસ્તર કહી સંભળાવ, એટલે આ જીંદગીની મ્હારી છેવટની ઇચ્છા સફળ થાય. સ્વામીના પરાક્રમની કહાણી સાંભળતી સાંભળતી હું હસ્તે મ્હોંએ ત્હેમની સાથે ચાલી જાઇશ.'

બાદલે એ છેવટના યુદ્ધમાં ગોરાએ બતાવેલા અતુલ પરાક્-મનું વર્ણન કર્યું. એ વર્ણન સાંભળતાં સાંભળતાં ગોરાની પત્નીએ હસતે મ્હોંએ ચિતામાં પ્રવેશ કર્યો.

બીજી તરફ ચિતોડ જીતવાની તથા પદ્મિનીને વરવાની આશા મિથ્યા છે એમ જાણીને અલાઉદ્દીન બાદશાહ વીલે મ્હોંએ દિલ્હી પાછો ગયો.

(૩)

ઘણાં વર્ષ વીતી ગયાં. પદ્મિનીના ચાતુર્યને લીધે પોતે જે છક્કડ ખાધી હતી, તે ત્હેના હૃદયમાં હમેશા ખૂંચ્યા કરતી હતી. પદ્મિની, ભીમસિંહ અને ચિતોડના રાજપુતોનું, વેર લેવા માટે ત્હેના હૃદયમાં પ્રબળ ડંખ લાગ્યા કરતો હતો. એટલા સારૂ ફરીથી એક વખત લાગ જોઇને ત્હેણે ચિતોડ ઉપર બીજી વારની ચ્હડાઇ કરી.

ચિતોડવાસીઓ સ્વદેશના રક્ષણ સારૂ આ વખતે પણ જીવસટ્ટે યુદ્ધ કરવા લાગ્યા, પરન્તુ ભારતના બાદશાહની પ્રબળ શક્તિ આગળ ન્હાનકડું મેવાડ કેટલા દિવસ ટકી શકે ? મેવાડ વાસીઓ સ્હમજી ગયા કે આ વખતે ઘણા દહાડા સુધી ટકી શકાવાનું નથી; પરન્તુ દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી બીજા કોઇની આધીનતા સ્વીકારવી, એ રાજપુતોને માટે અસંભવિત હતું. એટલે ફરીથી રાજપુત વીરો દેશનું ગૌરવ સાચવી રાખવા સારૂ સમરક્ષેત્રમાં દેહ વિસર્જન કરવા તૈયાર થયા.

એક દિવસ રાણા લક્ષ્મણસિંહ થાકી રાત્રે એકલો પડયો પડયો ચિતોડ ઉપર આવી પડેલી આ આપત્તિનો વિચાર કરતો હતો, એટલામાં ગંભીર સ્વરે "મૈં ભૂખી હું" એ શબ્દ રાણાના સાંભળવામાં આવ્યો. ચમકી જઈને રાણાએ જોયું તો ચિતોડની અધિષ્ઠાત્રી ચતુર્ભુજા દેવી, ભયંકર મૂર્તિ ધારણ કરીને સન્મુખ

ઉભી છે. રાણાએ દેવીને પ્રણામ કરીને કહ્યું 'મા, ઘણા વર્ષોથી હજારો રાજપુતો રણક્ષેત્રમાં પ્રાણું અર્પણ કરી રહ્યા છે, એમના એટલા બધા લોહીથી પણ ત્હમારૂં પેટ નથી ભરાયું ?'

દેવીએ કહ્યુ 'ના, હું હજુ ધરાઈ નથી, મ્હારે રાજરક્ત જોઈએ છે. ત્હારા બાર પુત્રો એકેએકે રાજ્ય ઉપર અભિષિક્ત થઈને રણભૂમિમાં પ્રાણ આપશે, ત્યારે ત્હેમના તાજા લોહીથી મ્હારી તૃપ્તિ થશે. નહીં તો હું કોઇ દિવસ ધરાવાની નથી અને ચિતોડનું રક્ષણ પણ થવાનું નથી.'

દેવી અન્તર્ધાન થઇ ગઇ. બીજે દિવસે રાણા લક્ષ્મણસિંહે રાજપુત્ર, મંત્રી અને સરદારોને બોલાવી આ અદ્‌ભૂત ઘટના કહી સંભળાવી. પરન્તુ બધાએ એજ કહ્યું કે ફરીથી એકવાર દેવી હમારી સમક્ષ એ પ્રમાણે કહે, તો હમે એવું કરવા દેવા તૈયાર છીએ. એ રાતે દેવીનો આદેશ સાંભળવા માટે બધા ભક્તિપૂર્ણ ચિત્તે લક્ષ્મણસિંહના મહેલમાં સુઇ રહ્યા.

યથાસમયે દેવીએ ફરીથી આવિર્ભૂત થઇને બધાને પોતાનો આદેશ સંભળાવ્યો. દેશરક્ષાને સારૂ દેશની અધિષ્ઠાતા ચતુર્ભુજા દેવી જાતે આવીને ત્હેમના લોહીની માગણી કરે છે, એના કરતાં વધારે સદ્‌ભાગ્યનું કારણ ચિતોડવાસી વીરરાણાવંશી રાજપુત્રોને માટે બીજું શું હોય ? આનંદ અને ઉત્સાહથી રાજપુત્રો ઉન્મત્ત થઇ ગયા.

એકે એકે અગિયાર રાજકુમારોએ ગાદી ઉપર બેસીને સૈન્ય સહિત યુદ્ધક્ષેત્રમાં પ્રાણ વિસર્જન કર્યા.

રાણાના બાર પુત્રમાં એક ફક્ત અજયસિંહ જીવતો હતો.

અજયસિંહના મૃત્યુ પછી રાણાવંશ નિર્મૂળ થવાનો સંભવ હતો. એટલે અજયસિંહને બીજે મોકલીને ત્હેની જગ્યાએ પોતે પ્રાણ આપવાને રાણા લક્ષ્મણસિંહ તૈયાર થયો.

આ તરફ, ચિતોડ હવે બિલકુલ વીરશૂન્ય થયું. આ છેવટના યુદ્ધ પછી ચિતોડની રમણીઓની આબરૂ સાચવે એવું કોઇ રહેવાનું નહોતું. દેવીની આજ્ઞા મૂજબ બાર રાજપુત્રોના બલિદાનનું ફળ ક્યારે મળશે ? તે તો દેવી જાણે ! પણ ચિતોડ મુસલમાનોના તાબામાં જશે, એ વાત એ વખતે બધા સ્હમજી શક્યા હતા.

આવે વખતે પદ્મિનીએ ચિતોડવાસી સ્ત્રીઓને એકઠી કરીને કહ્યું 'બ્હેનો ! આપણા સ્વામી, પુત્ર, અને ભાઇઓમાંથી અનેક વીરો વીરશય્યામાં સૂઈ ગયા છે. જે લોકો બચ્યા છે તેઓ પણ આજે એજ શય્યામા શયન કરશે. આપણા સન્માન રક્ષણનો ભાર આજે આપણા પોતાનાજ હાથમાં છે. રાજપુત લલનાઓ મરતાં બ્હીતી નથી અગ્નિકુંડમાં દેહ અર્પણ કરવો, એ આવે વખતે રાજપુત બાળાઓનું અવશ્ય ભાવી નિર્માણ હોય છે, ધર્મરક્ષાનો આ એક માત્ર ઉપાય છે. રાજપુત વીરો પ્રશાન્ત ચિત્તે રણક્ષેત્રમાં પ્રાણ સમર્પણ કરી રહ્યા છે, તો હે બ્હેનો, રાજપુત વીરોની યોગ્ય અર્ધાંગનાઓ આપણે પણ આજે અગ્નિમાં પડીને ત્હેમનું અનુગમન કરીએ. મુસલમાનો પણ જોશે કે એમની પાશવશક્તિ કરતાં પણ આપણું ધર્મ બળ કેટલું બધું ઉચ્ચ છે. જગત્ જોશે કે રાજપુત વીરાંગનાઓ કેવી રીતે પાશવ શક્તિ ઉપર પોતાનું મહત્ત્વ સિદ્ધ કરી શકે છે.'

બધી રાજપુતાણીઓએ એકે અવાજે પદ્મિનીની વાતને અનુમોદન આપ્યું. રાજધાની ચિતોડમાં એક ઉંડો વિશાળ કુવો હતો ત્હેમાં મ્હોટી ચિતા સળગાવવામા આવી. ગગનસ્પર્શી ઝાળ એ ચિતામાંથી ઉઠવા લાગી. એ રાજપુત લલનાઓમાં પદ્મિની સૌની આગળ હતી. તેણે પહેલવહેલું એ ચિતામાં ઝંપલાવ્યું અને ત્હેની સાથે સાથે સેંકડો રાજપુત સુંદરીઓએ હસતે મ્હોંએ પ્રચંડ અગ્નિ દેવને પોતાના રૂપમય દેહ સમર્પણ કર્યો.

ચિતાના ધુમાડાથી ચિતોડ આચ્છન્ન થઈ ગયું. એ ધુમાડાને ભેદીને લક્ષ્મણસિંહ અને ભીમસિંહ બચેલા રાજપુત વીરોને સાથે લઈને પ્રબલવેગથી મુસલમાન સેના ઉપર તુટી પડયા. પઠાણ સૈન્યનો નાશ કરતાં કરતાં, ત્હેમના લોહીથી પવિત્ર રણભૂમિમા છંટકાવ કરતાં કરતાં રાજપુત વીરો એકે એક યુદ્ધમા કામ આવી ગયા.

યુદ્ધમાં અલાઉદ્દીનનો વિજય થયો અને યુદ્ધ સમાપ્ત થયા પછી, વીર રાજપુતોના લોહીથી ખરડાયેલા ચિતોડમાં, વીરાંગનાઓની ચિતાના ધુમાડાથી આચ્છન્ન થયેલા, એક પણ મનુષ્ય વગરના, ખાલી ચિતોડમા ત્હેણે પ્રવેશ કર્યો.

જે ચિતાકુંડમાં પદ્મિનીએ હજારો રાજપુત વીરાગનાઓ સાથે દેહ સમર્પણ કર્યો હતો, તે કુંડ હજુ પણ ચિતોડમા જોવામા આવે છે કોઈ મનુષ્ય એમા પ્રવેશ કરી શકતો નથી. કહે છે કે એક પ્રચંડ અજગર સાપ રાતદિવસ ત્યા આગળ પહેરો ભરે છે

# —૨૬. કોટા રાણી.*

વાચક બ્હેનો ! જે કાર્યદક્ષ અને શીલવતી સન્નારીનો પરિચય હમે આ ચરિત્રદ્વારા આપવા માગીએ છીએ, ત્હેનો જન્મ રાજસ્થાનમાં થયો નહોતો. કોટારાણી નામથી ઘણા લોકો સંદેહમાં પડે છે કે રાજપુતાનામાં આવેલા કોટા નામના સુપ્રસિદ્ધ રાજ્યની કોઇ અધીશ્વરની એ રાણી હશે, પરન્તુ વસ્તુતઃ એમ નથી. કોટારાણી એ કાશ્મીરના નંદન કાનનનું એક અત્યુત્તમ પુષ્પ હતું. બિલ્હણ કવિએ શકે ૧૦૭૦ માં રચેલા 'રાજતરંગિણી' નામના કાશ્મીર દેશના મ્હોટા ઇતિહાસમાં કોટારાણીનો વૃત્તાંત લખવામાં આવ્યો છે.

ઇ. સ. ૧૩૩૦ માં કાશ્મીર દેશનું રાજ્ય શ્રીમાન્ મહારાજા ઉદયદેવના અધિકારમાં હતું. એ રાજા ઘણો પ્રતાપી અને યશસ્વી હતો. ન્યાયી રાજા તરીકે એ રાજાનું નામ અત્યંત પ્રસિદ્ધ હતું, અને દયામાં પણ એ અદ્વિતીય ગણાતો હતો. એ રાજાના રાજ્યકાળમાં દુલુચ નામના એક મોગલે પ્રવેશ કર્યો હતો. દુલુચ સાક્ષાત્ કાળ જેવો નિર્દય હતો. શિવશિવ ન હિન્દુર્ન યવનઃ જેવો અર્થાત્ કે નહિ હિન્દુ કે નહિ મુસલમાન એવો એ હતો એણે કાશ્મીર રાજ્યમાં પ્રવેશ કરીને ત્યાંનાં નગર, મંદિર, મહેલો, અને બાગબગિચા વગેરેનું નિકંદન કાઢી નાખ્યું

---

* આ ચરિત્ર મ્હારા સ્નેહી ગુર્જર વિદ્વાન્ રા. રા. નારાયણ વસનજી ઠક્કરના લખેલા 'વિશ્વરંગ' નામના પુસ્તક ઉપરથી લખવામા આવ્યુ છે, ત્હેને માટે અત્રે એ મિત્રનો ઉપકાર માનું છું. શિ. દ. પં.

હતું. મનુષ્યોને પણ ત્હેણે ઘાસની પેઠે કાપી નાખ્યા હતા. સુંદર કાશ્મીર દેશ ઉજડ થઈ ગયો હતો અને કાશ્મીરમાથી પ્રાચીન આર્યોના રાજ્યનો નાશ થતો જોઈને, વિધાતાએજ ત્હેની પ્રાચીન શોભાનો અંત આણ્યો હોય એવુ દેખાતું હતું. ઈ સ. ૧૩૩૨ માં મહારાજા ઉદયદેવને કંઇ સંતાન નહોતું, એટલે ત્હેની રાણી કોટાએજ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી.

મહારાજા ઉદયદેવના સમયથીજ શાહમીર નામનો એક પુરૂષ કારભારીની પદવી ભોગવતો હતો. આસપાસના કેટલાંક કારણોથી રાજ્યનું બળ ઘણા દિવસથી ઘટી ગયું હતું. એટલે કોટારાણીને સિંહાસનારૂઢ થયાને નવ મહિનાનો સમય થયા પછી તે વિશ્વાસ-ઘાતી કારભારીએ ધીમે ધીમે રાજ્યના બીજા બધા અમલદારોને પોતાના પક્ષના કરી લેવા માંડયા. એ પ્રમાણે પોતાનો પક્ષ મજબૂત કર્યા પછી એણે કોટારાણીને પદભ્રષ્ટ કરી દીધી, તથા પોતેજ કાશ્મીરનો રાજા બની ગયો. કાશ્મીરની પ્રજાએ તો એને પોતાના રાજા તરીકે સ્વીકાર્યો નહી, પરન્તુ ત્હેમનામા એને ગાદીએ બેસતાં અટકાવવા જેટલી શક્તિ નહોતી; એટલે શાહમીર નિર્વિઘ્ને રાજા બની ગયો. પરન્તુ નિમકહરામ શાહમીરની દુરાકાંક્ષા એટલેથીજ તૃપ્ત થઈ નહીં. ત્હેણે રાણી કોટા સાથે લગ્ન કરીને ત્હેને પોતાની પત્ની બનાવવાનો નીચ સકલ્પ કર્યો.

રાણી કોટાને ત્હેના એક વિશ્વાસુ નોકર મારફતે એ બાબતની ખબર મળી. ત્હેના હૃદયને ઘણો ઉંડો ઘા લાગ્યો. એ વિશ્વાસુ સેવકની સહાયતાથી એ રાજધાનીમાંથી પલાયન કરી ગઈ. પરન્તુ દુષ્ટ શાહમીરના માણસોએ ત્હેને ગુપ્ત વાસમાં પણ ઝાઝા દિવસ રહેવા દીધી નહીં. તેઓ ત્હેને પકડીને

જધાનીમાં લાવ્યા. દુષ્ટ શાહમીરે હવે ખુલ્લી રીતે લગ્નની તૈયારીઓ કરવા માંડી. આખા શહેરમાં હાહાકાર વર્તી રહ્યો. પોતાના સ્વર્ગવાસી મહારાજાની પ્રિય પત્નીનું શિયળ આજે એક અધમ મુસલમાનને હાથે ભંગ થશે, એ વિચારથી પ્રજાજનને ત્રાસ ઉપજવા લાગ્યો.

પરન્તુ રાણી કોટાએ ગમે તેટલા જોખમે પોતાનું શિયળ સાચવવાનો દૃઢ સંકલ્પ કરી રાખ્યો હતો. જે વખતે નરાધમ શાહમીર તેનું પાણિગ્રહણ કરવા સારૂ લગ્ન મંડપમાં આવ્યો તેજ સમયે એણે પોતાની પાસે સંતાડી રાખેલી કટાર પોતાના પેટમાં મારીને આપઘાત કર્યો.

રાણી કોટાની સાથે કાશ્મીરનું હિન્દુ રાજ્ય પણ સમાપ્ત થયું. શિયળને સારૂ દેહનું બલિદાન આપનાર રાણી કોટાને ધન્ય છે!

એક માન્યતા એવી પણ છે કે સતી કોટાએ પોતાની તીક્ષ્ણ કટારથી નરપિશાચ શાહમીરને પણ જહન્નુમવાસી કરી દીધો હતો.



## રત્ન ૨૭–૨૮–હમીર માતા અને હમીર પત્ની.

જંગલી પશુ પક્ષીઓ આવીને ધાન્ય ખાઇ ન જાય એટલા માટે ખેડુતો ખેતરમાં એક માળો બાંધીને ત્હેમાં પહેરો ભરવા બેસે છે, તેમજ એ ખેતરના માલિક ખેડુતની જવાન કન્યા એ વખતે માળા ઉપર બેસીને પહેરો ભરતી હતી. સુવર ખેતરમાં પેઠું હતું પણ રાજકુમાર અને ત્હેના સોબતીઓ પણ ત્હેની પછાડી ખેતરમાં પેસી જઇને દોડા દોડી કરી મુકે, તો એના ખેતરને ઘણુંજ નુકસાન થવાનો સંભવ હતો, તેથી એણે માળા ઉપરથી નીચે ઉતરીને અરિસિંહને કહ્યું 'રાજકુમાર આપ ખેતરમાં પેસીને મ્હારૂં ધાન્ય બગાડશો નહીં, હું સુવર મારી આપુ છું.' બધા વિસ્મય પામી ગયા. ખેડુત કન્યાએ જવારની એક પુળી કાપી સુવરની આગળ નાખી અને પાછી હઠી ગઇ. જ્યારે એ સુવર ત્યાં આગળ આવ્યો; ત્યારે પોતાના તીરથી એને વીંધીને તરતજ રાજકુમારની પાસે લઇ ગઇ. આ કુમારીનું આ પુરૂષાતન અને પરાક્રમ જોઇને બધા મુગ્ધ થઈ ગયા અને ત્હેની ઘણી પ્રશંસા કરતા કરતા સૌ પોતાને મુકામે ગયા.

તંબુમાં ગયા પછી રાજપુત્ર અને ત્હેના અનુચરો નદીને કિનારે સ્નાન સંધ્યા કરી રહ્યા હતા, એવામા એક મ્હોટો પત્થર આવીને અરિસિંહના ઘોડાના પગ ઉપર પડયો. ઘોડો તરતજ જમીન ઉપર પડી ગયો બધાએ તપાસ કરીને જોયુ તો ખબર પડી કે, ખેડુતની કન્યા માળા ઉપરથી જાનવરોને હાંકવા માટે પત્થર ફેંકી રહી હતી, તેમાથી એક પત્થરે આટલે દૂર આવીને ઘોડાનો પગ ભાગી નાંખ્યો હતો. ખેડુત કન્યાના બળનું આ બીજું પ્રમાણ મળવાથી બધા રાજપુતો આશ્ચર્ય પામી ગયા. એ કુમારીને જ્યારે ખબર પડી કે ત્હેના પત્થરે

રાજકુમારના ઘોડાને ઘાયલ કર્યો છે, ત્યારે એ ઘણી શરમાઇ ગઇ અને ભયભીત થઇને રાજકુમાર પાસે જઇને બોલી, 'રાજકુમાર! મ્હને ક્ષમા કરો. મ્હારી ગફલતથી આપના ઘોડાને સખ્ત ઇજા થઇ છે. હું સ્ત્રી જાત છું. આપની પ્રજા છું. મ્હારો અપરાધ મનમાં આણુશો નહીં.'

અરિસિંહે હસીને કહ્યું 'ક્ષમા તો આપીશ. પણ ત્હારી શક્તિ જોઇને હમે બધા છક થઈ ગયા છીએ. ત્હારી બરોબરી કરી શકવાનું હમારામાંથી કોઇનું ગજું નથી, ત્હારા જેવી બળવાન સ્ત્રીઓ મ્હારા દેશમાં ઘણી હોય તો દરેકને હાથે ફેંકાએલા પત્થરથી મ્હારા દસ દસ ઘોડાના પગ તુટી જાય તો પણ હું પરવા ન કરૂં! મ્હને અફસોસ એટલોજ થાય છે કે અત્યારે ત્હને ભેટ આપવા લાયક કોઈ વસ્તુ મ્હારી પાસે નથી.'

ખેડુત કન્યાએ કહ્યું 'રાજપુત્ર! આપે મ્હને ક્ષમા આપી છે, તથા આપની મ્હારા ઉપર કૃપા છે, એજ મ્હારે મનથી મ્હોટું ઇનામ છે. મ્હારે બીજું કાંઈ ઇનામ જોઇતું નથી, ગરીબ રૈયતનું સ્મરણ રાખજો, એજ પ્રાર્થના છે.' રાજપુત્રને પ્રણામ કરીને ખેડુત કન્યા પોતાને કામે વળગી.

અરિસિંહ પોતાના સોબતીઓ સાથે રાજધાની તરફ જવા નીકળ્યો. રસ્તામાં પાછો એમને એ ખેડુત કન્યા સાથે મેળાપ થયો. માથા ઉપર દુધનું એક હાંલ્લું મુકીને તથા બે હાથમાં બે ભેંશોની રાસ પકડીને એ ઘેર પાછી જતી હતી. રાજકુમારના સાથીઓમાંથી એક જણાના મનમાં વિચાર આવ્યો કે આ છોકરીએ આજે હમને બધાંને નીચું દેખડાવ્યું છે. માટે હવે એને પણ જરા હંફાવવી જોઇએ. એમ વિચારીને એણે પોતાના

ઘોડાને એવો પૂરપાટ દોડાવ્યો કે એની ઠોકરથી ખેડુત કન્યાના માથા ઉપરનું દુધનું હાંલ્લું પડી જાય. ખેડુત કન્યા પણ ત્હેનો મનસુબો સ્હમજી ગઇ. એણે જરાક હસીને પોતાના હાથમાંની રાસ ઘોડાને એવા જોરથી મારી કે, એ કૌતુકપ્રિય રાજપુત ઘોડા સમેત નીચે પડી ગયો.

બધા ખડખડાટ હસી પડ્યા, રાજપુત્રના સોબતીએ બીજાની મશ્કરી કરતાં પોતાનીજ ફજેતી કરાવી. એણે લંગડાતે લંગડાતે ખેડુત કન્યાની પાસે આવીને કહ્યું 'તું જેવી તેવી સ્ત્રી નથી. તું હમારા શિકારી રાજકુમારની રાણી થા. ત્હારે બીજું કાંઇ નહીં કરવું પડે. એમની સાથે ઘોડા ઉપર બેસીને શિકાર ખેલજે, અને લ્હડાઇમાં યુદ્ધ કરજે.'

ખેડુત કન્યા શરમાઈને ત્યાંથી ચાલી ગઇ. પણ ખરેખર અરિસિંહની ઇચ્છા એ કન્યા સાથે લગ્ન કરવાનીજ હતી. વીર પુરૂષજ વીરાંગનાની મર્યાદા જાણે છે. આવી વીર્યવતી સ્ત્રી ઉપર કયો વીર પુરૂષ મોહિત ન થઈ જાય? રાજકુમારે પોતાના સોબતીઓને જણાવ્યું હતું કે 'જો, એ રાજપુત કન્યા હશે તો હું એને જરૂર પરણીશ.'

રાજપુત્રે રાજધાનીમાં જવાનું મુલતવી રાખીને, એ ગામમાં એ કન્યાના કુળ સંબંધી તપાસ કરી. ત્હેની ખાત્રી થઇ કે એ ક્ષત્રીકન્યાજ છે.

વૃદ્ધ ખેડુતને બોલાવીને રાજપુત્રે ત્હેની આગળ વિવાહનું માગું કર્યું. પણ વૃદ્ધના મનમાં કોણ જાણે શુએ ધુન ભરાયું કે એણે રાજકુમારની વિનંતિ સ્વીકારી નહીં. રાજપુત્ર નિરાશ થઇને ચિતોડ પાછો ગયો.

વૃદ્ધે ઘેર જઈને પોતાની સ્ત્રીને બધી વાત કહી. રાજાનો કુંવર જમાઈ થવા આવ્યો અને સ્વામીએ ત્હેને જાણી જોઈને પાછો ઠેલ્યો એ જાણીને એ સ્ત્રીએ ડોસાને ઘણોજ ધમકાવી નાખ્યો અને કહ્યુ 'હમણા ને હમણાંજ છોકરીને લઇને ચિતોડ જાઓ. રાજપુત્રને આગ્રહ કરીને આપણી છોકરી ત્હેમની સાથે પરણાવો'.

વૃદ્ધને પણ પોતાની ભુલને માટે પસ્તાવો થવા લાગ્યો અને એ કન્યાને લઇને ચિતોડ ગયો. કુમાર અરિસિંહ આવી પરાક્રમી પત્ની મળવાથી પોતાને અહોભાગ્ય માનવા લાગ્યો. એ ખેડુત કન્યાના ગર્ભમાં અરિસિંહના જ્યેષ્ઠ પુત્ર હમીરનો જન્મ થયો. અલ્લાઉદ્દીનને હાથે જે વખતે ચિતોડના રાજ્યનો નાશ થયો તે વખતે હમીરનું વય ફક્ત બાર વર્ષનું હતું. એ સમયે એ પોતાની માતા સાથે મોસાળમાં હતો.

૨.

આવી પરાક્રમી માતાનો પુત્ર હમીર હીનવીર્ય હોય એ તો કદી બની શકેજ નહીં. એ હમીરેજ આખરે ચિતોડનો ઉદ્ધાર કરીને ફરીથી રાણાવંશની ત્યા સ્થાપના કરી. જે પહાડી પ્રદેશમાં હમીરનું મોસાળ હતું ત્હેનું નામ કેલવાડા. રાજપુતાનાના પહાડી પ્રદેશમાં ભીલ નામની કાળા રંગની એક અનાર્ય જાતિ વાસ કરે છે. ભીલ લોકો સાહસ અને રણકૌશલ્યને માટે પ્રખ્યાત છે. ભીલ સરદારો મૂળથી રજપુત રાજાઓની ઘણી વિશ્વાસુ અને વફાદાર પ્રજા છે. યુદ્ધ અને વિપત્તિમાં હમેશાં તેઓ રાજાને મદદ કરતા આવ્યા છે. આ કેલવાડા પ્રાન્તમાં પણ ઘણા ભીલ સરદારો વસતા હતા. એ બધા ભીલો હમીરને રાણાનો વંશજ ગણીને ખૂબ માન આપતા હતા.

વાંચકોને સ્મરણ હશે કે, અલ્લાઉદ્દીનની સાથે છિવટના યુદ્ધ વખતે રાણા લક્ષ્મણસિંહે પોતાના એકના એક પુત્ર અજયસિંહને બીજે કંઈ મોકલાવી દઈ, ત્હેને બદલે પોતે રણક્ષેત્રમાં પ્રાણ વિસર્જન કરીને ચિતોડની અધિષ્ઠાત્રી દેવીનો હુકમ પાળ્યો હતો. એ અજયસિંહે પણ કેલવાડા પ્રદેશમાં વાસ કર્યો હતો. કેટલાક પહાડી રાજપુત સરદારોએ ત્હેની સાથે ટંટો કર્યો. એ લ્હડાઇમાં અજયસિંહના બે પુત્ર આજીમસિંહ અને સુજનસિંહે ત્હેને વિશેષ મદદ કરી નહીં. પણ ત્હેના ભત્રીજા હમીરે શત્રુઓનું દમન કરીને ત્હેમને સંતુષ્ટ કર્યા. ત્હેના મુખ્ય શત્રુ મુંજ નામના સરદારનું મસ્તક કાપીને જ્યારે હમીર અજયસિંહની પાસે લઇ ગયો, ત્યારે ત્હેણે મુંજના કપાયલા મસ્તકના લોહીથી હમીરના કપાળમાં રાજતિલક કરીને હમીરનેજ રાણા વંશનો ઉત્તરાધિકારી તરીકે જાહેર કર્યો.

ચિતોડ અને મેવાડની સમતલ ભૂમિ એ વખતે અલ્લાઉદ્દીનના તાબામાં હતી. અલ્લાઉદ્દીનના તાબામાં માલદેવ નામનો એક રાજપુત રાજા એ વખતે મેવાડ ઉપર રાજ્ય કરતો હતો. પણ હમીરે રાણાનો ખિતાબ ધારણ કરીને કેલવાડા અને ત્હેની પાસેના પહાડી મુલકોમાં ભીલ સરદારોની મદદથી પોતાનું રાજ્ય વિસ્તારવા માંડયું. એટલા માટે માલદેવ અને હમીરની વચ્ચે ઘણી દુશ્મની ઉત્પન્ન થઇ.

પરંતુ આટલી શત્રુતા હોવા છતાં પણ માલદેવે પોતાની કન્યા હમીરને પરણાવવાની ઇચ્છા કરી. એ ઉદ્દેશથી ત્હેણે હમીરની પાસે વિવાહના માંગા સાથે નાળિયેર મોકલ્યું. હમીરના સ્નેહીઓએ નાળિયેર સ્વીકારવાની ઘણીએ ના કહી; છતાં હમીરે

રહ્યો હતો. રમણી સુલભ કોમળતામાં ચરિત્રની દઢતા અને તેજસ્વિતા ભળી જવાથી એ મુખ અપૂર્વ વિકાસથી વિકસી રહ્યું હતું. હમીરે ત્હેની તરફ ધારીને જોયું. જોતાં વારજ ત્હેનો આખુ મુગ્ધ થઇ ગયો. રોષ અને અભિમાનનો આવેગ ધીમો પડી ગયો. માલદેવકન્યાએ તેને ફરીથી કહ્યું 'મહારાણા, મ્હને અપરાધી ગણશો નહીં. વિવાહના મંત્રોજ ફક્ત ઉચ્ચારાયા છે, હજુ પણ આ હીન દેહના સ્પર્શથી આપના ચરણ કલંકિત થયા નથી. બધી વાત સાચેસાચી મ્હેં આપને નિવેદન કરી છે. હમણાં ને હમણાંજ મ્હારો ત્યાગ કરીને આપ આપના વંશને નિર્મળ અને નિષ્કલંકિત રાખી શકશો. આગળ વિવાહનું કે આગલા સ્વામીનું તો મ્હને સ્મરણ પણ નથી. કુમારિકાની પેઠે મ્હારૂં ચિત્ત નિર્મળ છે. હું પોતે આપને સ્વામી ગણીને મનમાં ને મનમાં આપની પૂજા કરવાની અધિકારી છું એટલા માટેજ મ્હેં એ વિવાહમાં વાંધો લીધો નહીં. મનમાં વિચાર કર્યો હતો કે આપને બધી હકીકત કહી દઇશ, જો આપ મ્હને બધું સાંભળ્યા પછી પણ આપની ચરણ-સેવા માટે યોગ્ય ગણશો તો હું મ્હારા જીવનને સફળ ગણીશ. જો તેમ નહીં કરો તો, સ્વામી તરીકે હૃદયમાંજ આપની માનસિક પૂજા કરવાનો મ્હારો અધિકાર તો કોઇથી છીનવી શકાય એમ છેજ નહીં. એમાં પણ આ અભાગણી તો સંપૂર્ણ સુખ અને ગૌરવ માનત.'

હમીર એકદમ મુગ્ધ અને વિસ્મિત થઈ ગયો. પત્નીને આલિંગન દઇને ત્હેણે કહ્યું 'ત્હારા જેવી સરળ, ઉદાર હૃદયની નારી ચિતોડના રાણાની રાણી થવા યોગ્ય છે. ત્હારા જેવું રત્ન - 1- [illegible] ધન્ય થશે [illegible]કિત થશે ન[illegible] માલદેવનો

ઉદ્દેશ ગમે તેવો હશે પણ વસ્તુતઃ આવું રત્ન દાન કરીને એ મ્હારા ધન્યવાદને પાત્ર થયો છે.'

સ્વામીની પાસેથી આટલી ક્ષમા અને કૃપાની આશા માલદેવ-કન્યાએ રાખી નહોતી. આશા કરતાં પણ વધારે સુખ મળવાથી એ અવસન્નભાવે સ્વામીની છાતી ઉપર ઢળી પડી. પછી, ધીમેથી એ બોલી 'મહારાણા, રાણાવંશજોને ચિતોડમાંથી કહાડી મુકવામાં આવ્યા છે. ચિતોડના રજપુતો પઠાણોના તાબામાં છે, એ વિચાર મ્હને અસહ્ય થઇ પડયો છે. મ્હારા પિતા પોતે ચિતોડના માલિક છે એ વિચારથી પણ મ્હને ધીરજ વળતી નથી. આપ ફરીથી ચિતોડનો ઉદ્ધાર કરીને ચિતોડવાસીઓને પોતાના દેશમાંજ ગૌરવપૂર્વક વસાવો, એજ મ્હારી અંતઃકરણની ઇચ્છા છે. સામાન્ય સ્ત્રી હોવા છતાં પણ આપની કૃપાથી આજ હું આપની સહધર્મિણી બની છું. એ મહાન્ પદનું કર્તવ્ય પાલન કરવાની રજા દાસીને આપો છો ?'

હમીર બોલ્યો 'જરૂર રજા આપીશ; ત્હારા જેવી જીવન-સંગિની મળી છે તો હું નિશ્ચય ચિતોડનો ઉદ્ધાર કરી શકીશ.'

માલદેવકન્યાએ કહ્યું 'જાલ નામનો મ્હારા પિતાનો એક વિશ્વાસુ નોકર છે. એ ઘણોજ ચતુર અને બહાદુર છે. રાજ્ય-રક્ષા અને રાજ્ય પ્રબંધમાં એજ મ્હારા પિતાને મુખ્ય મદદ આપે છે. આપ લગ્નની પહેરામણીમાં પિતાજી પાસેથી એ જાલને માંગી લેજો. મ્હારી ખાત્રી છે કે એ આપના પક્ષમાં આવશે તો આપ જરૂર ચિતોડનો ઉદ્ધાર કરવામાં સમર્થ થશો.'

બીજે દિવસે પત્નીની સલાહ મૂજબ હમીરે સસરા પાસેથી પહેરામણીમાં જાલને માંગી લીધો. માલવદેવ પણ જમાઇની

એનો સ્વીકાર કરીને કહ્યું 'આફત તો રાણા વંશીઓની હમેશાની સાથી છે. તો પછી એનો ભય શો? એક ક્ષણને માટે પણ બાપદાદાની રાજધાનીમાં જવાથી હું કૃતાર્થ થઇશ.'

વિવાહનો દહાડો નક્કી થયો. હમીર પાંચસો સવાર લઇને ચિતોડ ગયો પણ ત્યાં આગળ વિવાહની કાંઇ તૈયારી નહીં જોતાં એ વિસ્મય પામ્યો. માલદેવ અને ત્હેના પુત્રે ત્હેમનો સત્કાર કર્યો અને ત્હેમની રૂબરૂજ ત્હેમનો વિવાહ થઈ ગયો.

રાત્રે પિતૃગૃહમાં હમીર સુતો હતો. નવવધૂ એ હમીરને પ્રણામ કરીને દૂર ઉભી રહી. હમીરે ત્હેને પાસે આવવાનું કહ્યું. વહુએ નીચે મ્હોંએ કહ્યુ 'મહારાણા, દાસીને ક્ષમા કરો. સ્ત્રી તરીકે આપની શય્યામાં સુઇ રહેવાને યોગ્ય હું નથી.'

હમીરે કહ્યું 'માલદેવ હમારા દેશના શત્રુ પઠાણોને શરણે ગયો છે એ જાણવા છતાં પણ હું મ્હારી ઇચ્છાથી ત્હને પરણ્યો છું. સ્ત્રી ગમે તે કુળની હોય, ગમે ત્હેની છોકરી હોય તોપણ સ્વામીના આદર અને સન્માનને પાત્ર છે. તો પછી તું આવાં વચન શા માટે બોલે છે?'

માલદેવકન્યાએ કહ્યું 'મહારાણા! પિતાની નીચતાને લીધે હું આખી જીંદગીને માટે લજ્જીત અને દુઃખી થઇ છું. પિતા પઠાણના તાબામાં છે તોપણ હું ત્હેમને દેશના શત્રુ ગણીને ધિક્કારૂં છું. મેવાડના ગૌરવરૂપ રાણાવંશીઓજ મ્હારે માટે સદા પૂજ્ય છે. આપને પણ દેવતારૂપ ગણીને ઘણા સમયથી મ્હારા હૃદયમાં પૂજ્યા કરતી હતી. એટલે આપના ચરણકમળ આગળ બેસીને આપની ચરણસેવા કરવાને માટે

હું અયોગ્ય નથી. પણ એક બીજું કારણ છે કે જેને લીધે મહારાણાની રાણીના ગૌરવયુક્ત પદની હું અધિકારી છું નહીં, તે બાબતનો સંદેહ રહે છે. મહારાણા ત્હમે વિચાર કરી મ્હારો સંશય નિવારણ કરો.'

હમીરે કહ્યું 'એ શું કારણ છે તે જાણ્યા વગર વિચાર કેવી રીતે કરૂં ?'

માલદેવકન્યાએ કહ્યું 'મહારાણા, હું વિધવા છું. ઘણા બાળપણમાં મ્હારૂં લગ્ન ભટ્ટી વંશના કોઇ સેનાપતિ સાથે થયું હતું. વિવાહ પછી ઘણાજ થોડા વખતમા એ સ્વામીનું મૃત્યુ થયું. વિવાહ સંબંધી તથા સ્વામી સંબંધી કોઇ વાત મ્હને યાદ નથી. મ્હારા પિતાએ દુશ્મનીને લીધે આપનું અપમાન કરવા સારૂ આપની સાથે પોતાની વિધવા કન્યાનો વિવાહ કરી દીધો છે. વિધવાના સંસર્ગથી રાણાવંશને કલંકિત કરવાનો ત્હેમનો ઉદ્દેશ છે. વિવાહની અગાઉથી એ વાતની રખે કોઇને ખબર પડી જાય એમ ધારીને એમણે પોતાનાં કોઈ સગાં સબંધીઓને નિમંત્રણ કર્યું નહોતું; એટલા માટેજ ચિતોડના રાજા હોવા છતા પણ એમણે કાઈ ધામધુમ કરી નહોતી.'

હમીર સ્તંભિત થઇને બેસી રહ્યો. ક્રોધ અને અભિમાનને લીધે ત્હેનું બધુ અંગ કંપવા લાગ્યું. માલદેવે વિશ્વાસઘાત કરીને પોતાને ઘેર બોલાવીને ત્હેને મારી નાંખવાનો યત્ન કર્યો હોત તોપણ હમીરને આટલો ગુસ્સો ચ્હડત નહીં.

પરન્તુ પરણેલી સ્ત્રી, માલદેવકન્યા ત્હામેજ ઉભેલી હતી. એ પરમ સુંદરી હતી. અતુલનીય સરળતા, ઉદારતા, અને આત્મ ત્યાગનો મહિમા એ સૌન્દર્ય ઉપર એક સ્વર્ગીય પ્રકાશ પાડી

વિનંતિ પાછી ઠેલી શકયો નહીં. લગ્નના થોડાક દિવસ પછી, હમીર પત્નીને તથા વિશ્વાસુ નોકર જાલને લઈ કેલવાડા ગયો.

૩.

થોડા દિવસ પછી હમીરને એક ક્ષેમસિંહ નામનો પુત્ર થયો. એ પુત્રજન્મના ઉત્સવ પ્રસંગે માલદેવે કેલવાડા અને ત્હેની પાસેનો પ્રદેશ દૌહિત્રને દાન કર્યો.

ચિતોડમાં ક્ષેત્રપાળ નામના એક દેવતા પ્રતિષ્ઠિત હતા. પુત્રના કલ્યાણને માટે ત્હેને ક્ષેત્રપાલ દેવતાને પગે લગાડવા જવું પડશે એમ કહીને પતિની રજાથી, જાલને સાથે લઈને હમીર-પત્ની ચિતોડ ગઇ. ચિતોડ ગયા પછી ત્હેણે જોયું કે, માલદેવ અને ત્હેના પુત્રો પોતાનું સૈન્ય લઇને કોઈ શત્રુની સામે યુદ્ધ કરવા ગયા છે. ચિતોડનો ઉદ્ધાર કરવાનો એ ઠીક અવસર હતો. જાલની સલાહ લઇને હમીરપત્નીએ ચિતોડગા વસનારા મુખ્ય રાજપુતોને બોલાવીને કહ્યું 'રાજપુત વીરો! હવે ત્હમે કેટલા દિવસ પઠાણોના તાબામા પડયા રહેશો? ત્હમે બધા મદદ આપો તો રાણાજી ચિતોડનો ઉદ્ધાર કરી શકે એમ છે, રાજપુત કોઈ દિવસ પરદેશીની અધીનતા સહન કરી શકતો નથી. સ્વદેશની સ્વાધીનતાને માટે, રાજપુત જાતિના ગૌરવના રક્ષણને માટે, હજારો રાજપુત વીરોએ સમર ક્ષેત્રમા, અને રાજપુત વીરાંગનાઓએ અગ્નિમાં પોતાના દેહ સમર્પણ કર્યાં છે

જે પઠાણોના અત્યાચારથી બચવા માટે આપના આપદાદાઓએ લોહીની નદીઓ વહેવરાવી છે, અને આપની દાદીઓએ પવિત્ર દેહને અગ્નિમાં ભસ્મીભૂત કરી નાંખ્યા છે, તે પઠાણોના તાબામાં આજ ત્હમે નામર્દ થઇને શું મ્હોં લઇને પડયા રહ્યા છો?

પરાધીન થઈને ભોગવિલાસમાં સમય ગાળતાં ત્હમને શરમ નથી આવતી? ત્હમારા દેહમાં એજ ક્ષત્રીઓનું લોહી વહેતું નથી? ત્હમારા પ્રાણમાં એ રાજપુતોની મહેત્તા અને તેજસ્વિતાનો અંશ માત્ર પણ બાકી નથી રહ્યો?

જો આ પ્રમાણે આળસુ થઈને પરાધીનતાની બેડી પહેરી રાખવાનીજ ત્હમારી મરજી હોય તો ત્હમે ત્હમારાં વીર માતપિતાના આત્માઓને દુભાવવાના દોષથી દુષિત થશો. પઠાણોથી રક્ષિત, પઠાણોના તાબેદાર, માલદેવ હમણાં ચિતોડમાં નથી, એટલે ચિતોડનો છુટકારો કરવાને આ યોગ્ય અવસર આવી પહોંચ્યો છે. દેશને માટે, જાતીય ગૌરવને માટે, ત્હમને જરા પણ લાગણી હોય, પઠાણોની સાથે લ્હડતાં લ્હડતાં ઘાયલ થઈને સ્વર્ગમાં ગએલા બાપદાદાઓ ઉપર જરા પણ શ્રદ્ધા હોય, તો ખરા રાજપુતની પેઠે દૃઢતાથી આજે ચિતોડનો ઉદ્ધાર કરવા તૈયાર થાઓ. રાણાજી સૈન્ય સાથે કેલવાડામાં ત્હમારી રાહ જોઈ રહ્યા છે. ત્હમે એમને મદદ આપવા તૈયાર છો, એવી ખબર મળતાં વારજ એ અહિં આવી પહોંચશે.'

રાજપુતોને વધારે લાંબો ઉપદેશ આપવાની જરૂર પડી નહીં. તરતજ એમણે વચન આપ્યું કે, રાણા હમીર ચિતોડમાં પધારશે તો હમે બધા ત્હેમને મદદ કરીશું.

આ સમાચાર, હમીરને પહોંચાડવામાં આવ્યા.

જરા પણ વિલંબ કર્યો વગર હમીર પોતાના લશ્કર સાથે ચિતોડ પહોંચ્યો. ચિતોડવાસી રાજપુત સરદારોની સહાયતાથી થોડાજ વખતમાં ચિતોડ હમીરના કબજામાં આવ્યું, અને ફરીથી ચિતોડમાં રાણા વંશનો અધિકાર સ્થાપિત થયો.

લીધી તથા પોતાને હાથે એ તલવારના ઘાથી બીજો હાથ કાપીને સ્વામીના એક વિશ્વાસુ સેવક સાથે રસાજીની પાસે મોકલ્યો અને કહ્યું કે 'રસાજીને મ્હારા સવિનય પ્રણામ કહેજો. ત્હેમના ચરણનાં દર્શન કરવાનું મ્હારા ભાગ્યમાં લખ્યું નહોતું. આ મ્હારો કપાયલો હાથ ત્હેમના ચરણ આગળ મૂકીને કહેજો કે ત્હમારી પુત્રવધૂનું રૂપ આવું હતું.

એટલું કહીને ત્હેણે પાસે ઉભેલા બીજા નોકરને તલવાર આપીને કહ્યું 'આ એક હાથ મ્હારાથી કાપી શકાશે નહીં. માટે તું એ હાથ કાપી નાંખ.'

નોકરે હુકમ પ્રમાણે કર્યું.

કર્મદેવીએ કહ્યું 'આ હાથ તું લઈ જા. એ હાથ મોહિલ રાજપુતોના ભટ્ટી કવિને આપજે.'

આ પ્રમાણે બે હાથ કાપીને કર્મદેવી ચિતામાં સ્વામીની પડખે જઈને સુઇ રહી. ચિતા સળગી, જોતજોતામાં વીર અને વીરાંગનાના અનુપમ રૂપમય દેહ બળીને ભસ્મીભૂત થઇ ગયા

કર્મદેવીનો છિન્ન હાથ પુગલ પહોંચ્યો. વૃદ્ધ રણુંગદેવ પુત્રવધૂનો હાથ જોઇને ઘણું રોવા લાગ્યો. ત્યારપછી ચંદન વગેરે સુગંધિદાર કાષ્ટની ચિતા ખડકાવીને ત્હેમાં એ હાથનો અગ્નિ સંસ્કાર કરાવ્યો. તથા એ જગ્યાએ એક મ્હોટું તળાવ બંધાવ્યું, એ તળાવ કર્મદેવી-સરોવરના નામથી પ્રખ્યાત થયું.

। મારવાડના કુમાર અરણ્યકદેવને સાધુને હાથે જે ઘા લાગ્યા હતા તે ઘા બિલકુલ રૂઝાયાજ નહીં. છ મહિનામાં એ પણ સ્વર્ગવાસ પામ્યો.

પરાધીન થઈને ભોગવિલાસમાં સમય ગાળતાં ત્હમને શરમ નથી આવતી? ત્હમારા દેહમાં એજ ક્ષત્રીઓનું લોહી વહેતું નથી? ત્હમારા પ્રાણમાં એ રાજપુતોની મહેત્તા અને તેજસ્વિતાનો અંશ માત્ર પણ બાકી નથી રહ્યો?

જો આ પ્રમાણે આળસુ થઇને પરાધીનતાની બેડી પહેરી રાખવાનીજ ત્હમારી મરજી હોય તો ત્હમે ત્હમારાં વીર માતપિતાના આત્માઓને દુભાવવાના દોષથી દુષિત થશો. પઠાણોથી રક્ષિત, પઠાણોના તાબેદાર, માલદેવ હમણાં ચિતોડમાં નથી, એટલે ચિતોડનો છુટકારો કરવાને આ યોગ્ય અવસર આવી પહોંચ્યો છે. દેશને માટે, જાતીય

વિનંતિ પાછી ઠેલી શક્યો નહીં. લગ્નના થોડાક દિવસ પછી, હમીર પત્નીને તથા વિશ્વાસુ નોકર જાલને લઇ કેલવાડા ગયો.

૩.

થોડા દિવસ પછી હમીરને એક ક્ષેમસિંહ નામનો પુત્ર થયો. એ પુત્રજન્મનો ઉત્સવ પ્રસંગે માલદેવે કેલવાડા અને ત્હેની પાસેનો પ્રદેશ દૌહિત્રને દાન કર્યો.

ચિતોડમાં ક્ષેત્રપાળ નામના એક દેવતા પ્રતિષ્ઠિત હતા. પુત્રના કલ્યાણને માટે ત્હેને ક્ષેત્રપાલ દેવતાને પગે લગાડવા જવું પડશે એમ કહીને પતિની રજાથી, જાલને સાથે લઇને હમીર-પત્ની ચિતોડ ગઇ. ચિતોડ ગયા પછી ત્હેણે જોયું કે, માલદેવ અને ત્હેના પુત્રો પોતાનું સૈન્ય લઇને કોઈ શત્રુની સામે યુદ્ધ કરવા ગયા છે. ચિતોડનો ઉદ્ધાર કરવાનો એ ઠીક અવસર હતો. જાલની સલાહ લઇને હમીરપત્નીએ ચિતોડમાં વસનારા મુખ્ય રાજપુતોને બોલાવીને કહ્યું 'રાજપુત વીરો! હવે ત્હમે કેટલા દિવસ પઠાણોના તાબામાં પડયા રહેશો? ત્હમે બધા મદદ આપો તો રાણાજી ચિતોડનો ઉદ્ધાર કરી શકે એમ છે, રાજપુત કોઈ દિવસ પરદેશીની અધીનતા સહન કરી શકતો નથી. સ્વદેશની સ્વાધીનતાને માટે, રાજપુત જાતિના ગૌરવના રક્ષણને માટે, હજારો રાજપુત વીરોએ સમર ક્ષેત્રમાં, અને રાજપુત વીરાંગનાઓએ અગ્નિમાં પોતાના દેહ સમર્પણ કર્યા છે.

જે પઠાણોના અત્યાચારથી બચવા માટે આપના બાપદાદાઓએ લોહીની નદીઓ વહેવરાવી છે, અને આપની દાદીઓએ પવિત્ર દેહને અગ્નિમાં ભસ્મીભૂત કરી નાંખ્યા છે, તે પઠાણોના તાબામાં [illegible] એ નામર્દ ને શું મ્હોં લઇને પડયા રહ્યા છો?

પરાધીન થઈને ભોગવિલાસમાં સમય ગાળતાં ત્હમને શરમ નથી આવતી? ત્હમારા દેહમાં એજ ક્ષત્રીઓનું લોહી વહેતું નથી? ત્હમારા પ્રાણમાં એ રાજપુતોની મહત્તા અને તેજસ્વિતાનો અંશ માત્ર પણ બાકી નથી રહ્યો?

જો આ પ્રમાણે આળસુ થઇને પરાધીનતાની બેડી પહેરી રાખવાનીજ ત્હમારી મરજી હોય તો ત્હમે ત્હમારાં વીર માત-પિતાના આત્માઓને દુભાવવાના દોષથી દુષિત થશો. પઠાણોથી રક્ષિત, પઠાણોના તાબેદાર, માલદેવ હમણાં ચિતોડમાં નથી, એટલે ચિતોડનો છુટકારો કરવાને આ યોગ્ય અવસર આવી પહોંચ્યો છે. દેશને માટે, જાતીય ગૌરવને માટે, ત્હમને જરા પણ લાગણી હોય, પઠાણોની સાથે લ્હડતાં લ્હડતાં ઘાયલ થઇને સ્વર્ગમાં ગએલા બાપદાદાઓ ઉપર જરા પણ શ્રદ્ધા હોય, તો ખરા રાજપુતની પેઠે દૃઢતાથી આજે ચિતોડનો ઉદ્ધાર કરવા તૈયાર થાઓ. રાણાજી સૈન્ય સાથે કૈલવાડામાં ત્હમારી રાહ જોઈ રહ્યા છે. ત્હમે એમને મદદ આપવા તૈયાર છો, એવી ખબર મળતાં ચારજ એ અહિં આવી પહોંચશે.'

રાજપુતોને વધારે લાંબો ઉપદેશ આપવાની જરૂર પડી નહીં. તરતજ એમણે વચન આપ્યું કે, રાણા હમીર ચિતોડમાં પધારશે તો હમે બધા ત્હેમને મદદ કરીશું.

આ સમાચાર, હમીરને પહોંચાડવામાં આવ્યા.

જરા પણ વિલંબ કર્યા વગર હમીર પોતાના લશ્કર સાથે ચિતોડ પહોંચ્યો. ચિતોડવાસી રાજપુત સરદારોની સહાય થોડાજ વખતમાં ચિતોડ હમીરના કબજામાં આવ્યું, અને ચિતોડમાં રાણા વંશનો અધિકાર સ્થાપિત થયો.

લક્ષ્મણસિંહ અને ત્હેના અગિયાર પુત્રોના રક્તદાન ચિતોડની અધિષ્ઠાત્રી દેવીની રક્તપિપાસા શાન્ત કરવામાં આવ હતી ત્હેનું ફળ આજે આટલે બધે દિવસે મળ્યું.

હમીર સંવત ૧૩૫૭ (ઇ. સ. ૧૩૦૧) માં ગાદીએ બેઠો અને ૬૪ વર્ષ સૂધી રાજ્ય કરીને ઈ. સ. ૧૩૬૫ માં મૃત્યુ પામ્યો હતો.

# રત્ન—૨૯. સાધુપત્ની કર્મદેવી.

રાજસ્થાનના ઉત્તર ભાગમાં અરિન્ત નામના ન્હાના શહેરમાં મોહિલ નામની એક રાજપુત જાતિ રહેતી હતી. એ નગરમાં મોહિલરાજ માણિકરાવ રાજ્ય કરતો હતો.

કર્મદેવી એ માણિકરાવની કન્યા હતી.

પુગલ નામનું એક બીજું ન્હાનું શહેર હતું. ભટ્ટી વંશનો રાજા રણુંગદેવ એ વખતે પુગલમાં રાજ્ય કરતો હતો. રણુંગદેવનો પુત્ર સાધુ ઘણો બળવાન અને પરાક્રમી હતો. એક દિવસ પોતાના વીર સહચરોને લઇને એ કોઇ યુદ્ધમાંથી પાછો આવતો હતો. સિંધુ નદીના કિનારા સુધીનો બધો દેશ કુમાર સાધુના પ્રતાપથી કાંપતો હતો. સાધુના વીરત્વની વાત ચારે દિશામાં પ્રસરી ગઇ હતી. વીરાંગના કર્મદેવી સાધુની વીરતાની પ્રશંસા સાંભળીને મનમાં ને મનમાં ત્હેના ઉપર આસક્ત થઇ.

મેવાડના રાણાઓ ગુહિલોત વંશના છે. એ કુળ સૂર્યવંશની એક શાખા ગણાય છે. મારવાડના રાઠોડો પણ સૂર્યવંશની

એક બીજી શાખા મનાય છે. રાજપુતોમાં શિશોદીયા રાજપુતોનું કુળ સર્વશ્રેષ્ઠ ગણાય છે. ત્યાર પછી રાઠોડોનું કુળ છે. એ સમયમાં મારવાડના રાઠોડ રાજાઓની રાજધાની મુંદર નગરમાં હતી. પાછળથી જોધસિંહ નામના એક રાજાએ પોતાની રાજધાની જોધપુરમાં સ્થાપન કરી હતી. મુંદરરાજ ચંડના પુત્ર અરણ્યકદેવ સાથે અરિન્તરાજ માણિકરાવની કન્યા કર્મદેવીની સગાઈ થઇ હતી. રાઠોડવંશમાં કન્યા આપ્યાથી પોતાની પ્રતિષ્ઠા વધશે એમ ધારીને કન્યાનો મત જાણ્યા વગર ત્હેણે એ સગપણ બાંધ્યું હતું.

એ સમયમાં કોઇ યુદ્ધમાંથી પાછા ફરતી વખતે કુમાર સાધુ અરિન્ત નગરમાં આવી પહોંચ્યો. માણિકરાવે એ પ્રખ્યાત વીરનું ઘણું સન્માન કરીને ત્હેને પોતાના નગરમાં આવવા માટે વિનંતિ કરી.

કર્મદેવીએ પૂર્વે કોઇ દિવસ સાધુને દીઠો નહોતો. ત્હેના વીરત્વનાં વખાણ સાંભળીનેજ એ ત્હેના ઉપર આસક્ત થઈ હતી. આજે એ વીરયુવકની વીરતેજથી ચળકતી ભવ્ય મૂર્તિ પોતાની આંખે જોઇને અત્યંત મુગ્ધ થઈ ગઈ. કર્મદેવીએ ત્હેને વરવાનો નિશ્ચય કર્યો.

ત્હેના પિતાએ પહેલેથી રાઠોડ રાજપુત્ર અરણ્યકદેવની સાથે ત્હેનો વિવહ કર્યો હતો. રાઠોડનું કુળ સાધુના કુળ કરતાં શ્રેષ્ઠ હતું; મારવાડનું રાજ્ય ઘણું પરાક્રમી હતું; પુગલ તો જેસલમીરના તાબાનું એક ન્હાનું સરખું શહેર હતું. સાધુ એક ન્હાના શહેરના રાજાનો કુમાર હતો. વળી પહેલેથી નક્કી કરેલી સગાઈ તોડી નાંખવાથી મારવાડનો રાજા ત્હેનું વેર વાળ્યા વગર રહે એમ નહોતું. પ્રબળ મારવાડરાજના ક્રોધમાંથી પોતાનું રક્ષણ કરવા જેટલી

શક્તિ પુગલ રાજ્યમાં ક્યાંથી હોય ? આ બધી વાતો કર્મદેવીને ત્હેની સખીઓએ સારી પેઠે સ્હમજાવી; પરન્તુ કર્મદેવીએ ઉત્તર આપ્યો ' ઉંચુ કુળ અને રાજ્ય સંપત્ કરતાં, રાજપુત બાળા વીરત્વનો ઘણો આદર કરે છે. સાધુ જેવા વીરની સહધર્મિણી થવાનું મળે તો હું મારવાડના તો શુ પણ આખી દુનિયાના રાજ્યને લાત મારવા તૈયાર છું. અંતઃકરણના પ્રેમ વગર રાઠોડ રાજાની રાણી થઇને સુન્દરમાં-રાજવૈભવ ભોગવવાની મ્હને ઇચ્છા નથી. સાધુની સાથે ઘોડા ઉપર બેસીને ફરવા જવામાં મ્હને ઘણી મઝા પડશે. એ વીરના પરાક્રમ અને સદ્‌ગુણોથી મુગ્ધ થઇને હું મનમાં ને મનમાં ત્હેને વરી ચુકી છું. હવે એજ મ્હારા સ્વામી છે. ભય કે લોભને લીધે હવે હું બીજા કોઇની પત્ની બની શકું એમ નથી, આટલા બહાદુર હોવા છતાં, આટલા બધા યુદ્ધોમાં વિજયી નીવડયા છતા પણ સાધુ મારવાડની વિરૂદ્ધ થઇને મ્હારૂં રક્ષણ નહીં કરી શકે, તો હું માની લઇશ કે પાર્થિવ સુખ મ્હારા નસિબમા લખાયુંજ નથી. ત્હેના મૃત દેહની સાથે ચિતામાં બળી મરીને હું આ પાર્થિવ દેહનો ત્યાગ કરીશ; તથા સ્વર્ગમાં એમની સાથે દિવ્ય સુખ ભોગવીશ.

ત્હેની સખીઓ શાન્ત થઇ ગઇ. પોતાની કન્યાના દૃઢ સંકલ્પની વાત માણિકરાવના જાણવામા આવી. કન્યાને સ્હમજાવવા ત્હેણે પણ પ્રયત્ન કર્યો. પણ એ પ્રયત્ન વ્યર્થ ગયો. આખરે માણિકરાવે સાધુની પાસે જઇને કર્મદેવીને વરવાની વિનંતિ કરી.

સાધુએ ત્હેની વાતચીત સાંભળી લીધી. એ વિવાહને નિમિત્તે મારવાડના રાજા સાથે યુદ્ધ કરવું પડશે એ ત્હેની ખાત્રી હતી પરન્તુ યુદ્ધના ભયથી પોતાના ઉપર પ્રેમ રાખનાર વીરાંગનાની

વિનંતિ પાછી ઠેલે એવો કાયર સાધુ નહોતો. સાધુએ ઘણી ખુશી સાથે માગુ સ્વીકાર્યું. યથા સમયે, પિતાની રજા લઈને સાધુએ કર્મદેવી સાથે લગ્ન કર્યું.

૨.

વિવાહને બીજે દિવસે સાધુ નવ-વધૂ સાથે પુગલ જવા નીકળ્યો. બધાને ભય એ હતો કે રસ્તામાં મારવાડ રાજ્ય હેમના ઉપર આક્રમણ કરશે. એટલા માટે મોહિલરાજ માણિકરાવે પણ હેમની સાથે ચાર પાંચ હજાર સૈનિકો મોકલવાનું કહ્યું હતું. પણ આત્મશક્તિ ઉપર આધાર રાખનાર સાધુએ સસરાની એ મદદ સ્વીકારી નહોતી. છતાં પણ માણિકરાવે ઘણો આગ્રહ કરીને પોતાના પુત્ર મેઘરાજને સાતસેં સૈનિકો સાથે હેમને વળાવવા મોકલ્યો હતો.

રસ્તામાં એક સ્થળે સાધુ વિશ્રામ કરવા બેઠો એટલામાં મારવાડ–કુમાર અરણ્યકદેવ ચાર પાંચ હજાર સૈનિકોને લઈને સાધુની સ્હામે ઉભો રહ્યો.

કુમાર અરણ્યકદેવ સાચો વીર હતો. હેનામાં રાજપુતોની મહત્તા અને વીરતાનો પૂરો અંશ હતો. આ યુદ્ધ કાંઈ રાજ્ય મેળવવા ખાતર કે રાજ્ય સાચવી રાખવા ખાતર નહોતું પરંતુ ટેકની ખાતર હતું. અરણ્યકદેવ સાથે જેની સગાઈ થઈ ચુકી હતી, એજ કન્યાને સાધુ પરણી ગયો તેથી અરણ્યકદેવનું ઘણું અપમાન થયું હતું અને એ અપમાનનો બદલો વાળવાની હેની ફરજ હતી, કર્મદેવીની ખાતર હેને સાધુ સાથે વિવાદ ઉપસ્થિત થયો હતો, પણ એ વિવાદમાં હેની સાથે આબરૂશેર સુદ્ધ

કરીને બદલો લેવાની અરણ્યકદેવની ઇચ્છા હતી, ગમે તે પ્રકારે સાધુનો વધ કરવાનો હ્‌નેનો ઉદ્દેશ નહોતો.

એટલા માટે જ્યારે હ્‌નેણે જોયું કે પોતાના વિપુલ સૈન્યના પ્રમાણમાં સાધુના સાથીઓની સંખ્યા ઘણીજ થોડી છે ત્યારે પોતાના સૈનિકોને હુમલો કરવાની મના કરી દીધી.

એની ઉદારતાથી પ્રસન્ન થઇને સાધુએ પ્રશંસાપૂર્વક હ્‌નેના મ્હોમું જોયું.

થોડીવાર પછી બન્ને જણાએ દ્વન્દ્વ યુદ્ધ કરવાનું નક્કી કર્યું. પરન્તુ ધીમે ધીમે એમના પક્ષના સૈનિકો પણ એમના દ્વન્દ્વ યુદ્ધમાં શામીલ થતા ગયા. આ અન્યાય જોઇને બન્ને વીરપુરૂષો ચિંતાતુર થયા. આ યુદ્ધ સાધુ અને અરણ્યકદેવની વચ્ચે પોતપોતાના ટેક સારૂ થયું છે, તો પછી નિરર્થક બીજા લોકોના જાનને શામાટે જોખમમાં નાંખવા ? એમણે સૈનિકોને આઘા જતા રહેવાનો હુકમ આપ્યો અને પાછા બન્નેજણા દ્વન્દ્વ યુદ્ધ કરવા લાગ્યા.

એ વખતે સાધુ પોતાની સ્ત્રીની પાસે છેવટની વિદાય લેવા ગયો. કર્મદેવી એટલો વખત સૂધી ઉંચી આંખે ઉત્સુકતાથી યુદ્ધ જોઈ રહી હતી. સાધુ વિદાય માગવા આવ્યો ત્યારે હ્‌નેણે હસીને કહ્યું ' ઘણી ખુશીથી સિધાવો ! મ્હેં મ્હારી આંખે હ્‌મારૂં વીરત્વ અને રણકૌશલ કોઈ દિવસ જોયું નથી, આજ એ જોઇને નયન સાર્થક કરીશ. જાઓ, અને રણક્ષેત્રમાં શત્રુની સાથે વીરતાથી યુદ્ધ કરીને વિજય મેળવો. જય ના મળે તો યુદ્ધક્ષેત્રમાં મરણ પામીને હ્‌મારી પ્રતિષ્ઠા સાચવજો મ્હારી કાંઇ ચિંતા કરશો નહીં. હ્‌મારા મૃત્યુથી હું દુઃખી નહિ થાઉં, મ્હારા

દુઃખનો વિચાર કરીને યુદ્ધ ક્ષેત્રમાંથી પાછા આવશો નહીં. યુદ્ધમાં ત્હમે કામ આવશો તો હું ત્હમારી સાથેજ ચિતામાં પ્રવેશ કરીશ એ ખાત્રી રાખજો.'

સાધુ અને અરણ્યકદેવ યુદ્ધક્ષેત્રમા ઉપસ્થિત થયા. વીર પુરૂષોની રીત પ્રમાણે બન્ને એક બીજાને માનપૂર્વક પ્રણામ કરીને દ્વન્દ્વ યુદ્ધ કરવા લાગ્યા.

બન્ને જણા એક બીજાના મસ્તકને લક્ષમાં રાખીને ઘણીજ સ્ફુરતિથી તલવારો ચલાવવા લાગ્યા. તલવારના ઘાથી બન્ને જણા જમીન ઉપર એક સાથે પડયા. થોડીવાર પછી અરણ્યકદેવને ચેતના આવી. પણ સાધુ તો પાછો ઉઠયોજ નહીં.

કર્મદેવી ચુપચાપ ઉભી રહીને યુદ્ધ જોયા કરતી હતી. સાધુ નીચે પડયો એટલે એ ત્હેની પાસે ગઈ. ત્હેની આંખમાં આંસુ નહોતાં, મ્હોં ઉપર વિષાદનાં ચિહ્‌ન નહોતાં. આ સંસારમાં સ્વામીની સાથે સુખ ભોગવી શકી નહી તો પરલોકમાં જરૂર અનન્ત કાળ સૂધી એ સ્વર્ગીય સુખ ભોગવાશે, એ વિચારને લીધે પતિના આવા અકાળ મૃત્યુ માટે ત્હેણે જરા પણ ખેદ કર્યો નહીં. એ જાણુતી હતી કે સ્વામીના આત્મા સાથે ત્હેનો આત્મા મળી ચુકયો હતો. મૃત્યુમાં એટલી શક્તિ ક્યાં છે કે આત્માઓના યોગનો વિચ્છેદ કરી શકે? તો પછી સ્વામીના વીરક્ષેત્રમાં આબરૂભેર થયેલા મૃત્યુથી વીરનારી કર્મદેવી શામાટે ભયભીત થાય? તરતજ નોકરોને બોલાવીને ચિતા તૈયાર કરવાનો ત્હેણે હુકમ આપ્યો.

ચિતા તૈયાર થઇ, સ્વામીને પોતાના હાથે કાળજીપૂર્વક ચિતા ઉપર સુવાડીને કર્મદેવીએ ત્હેની તલવાર પોતાના હાથમાં

લીધી; તથા પોતાને હાથે એ તલવારના ઘાથી બીજો હાથ કાપીને સ્વામીના એક વિશ્વાસુ સેવક સાથે સસરાની પાસે મોકલ્યો અને કહ્યું કે 'સસરાજીને મ્હારા સવિનય પ્રણામ કહેજો. ત્હેમના ચરણનાં દર્શન કરવાનું મ્હારા ભાગ્યમાં લખ્યું નહોતું; આ મ્હારો કપાયલો હાથ ત્હેમના ચરણ આગળ મૂકીને કહેજો કે ત્હમારી પુત્રવધૂનું રૂપ આવું હતું.

એટલું કહીને ત્હેણે પાસે ઉભેલા બીજા નોકરને તલવાર આપીને કહ્યું 'આ એક હાથ મ્હારાથી કાપી શકાશે નહીં. માટે તું એ હાથ કાપી નાંખ.'

નોકરે હુકમ પ્રમાણે કર્યું;

કર્મદેવીએ કહ્યું 'આ હાથ તું લઈ જા. એ હાથ ગોહિલ રાજપુતોના ભટ્ટી કવિને આપજે.'

આ પ્રમાણે બે હાથ કાપીને કર્મદેવી ચિતામાં સ્વામીની પડખે જઈને સુઇ રહી. ચિતા સળગી, જોતજોતામાં વીર અને વીરાંગનાના અનુપમ રૂપમય દેહ બળીને ભસ્મીભૂત થઈ ગયા.

કર્મદેવીનો છિન્ન હાથ પુગલ પહોંચ્યો. વૃદ્ધ રણુંગદેવ પુત્રવધૂનો હાથ જોઇને ઘણું રોવા લાગ્યો. ત્યારપછી ચંદન વગેરે સુગંધિદાર કાષ્ટની ચિતા ખડકાવીને ત્હેમાં એ હાથનો અગ્નિ સંસ્કાર કરાવ્યો. તથા એ જગ્યાએ એક મ્હોટું તળાવ બંધાવ્યું. એ તળાવ કર્મદેવી સરોવરના નામથી પ્રખ્યાત થયું.

મારવાડના કુમાર અરણ્યકદેવને સાધુને હાથે જે ઘા લાગ્યા હતા તે ઘા બિલકુલ રૂઝાયાજ નહીં. છ મહિનામાં એ પણ સ્વર્ગવાસ પામ્યો.

## રત્ન-૩૦. મખ્દૂમ-ઈ-જહાં.

બ્રાહ્મણી વંશનો સુલતાન હુમાયુ હિજરી સન ૮૬૫ માં મરણ પામ્યો અને ત્હેની પાછળ ત્હેનો પુત્ર નિઝામશાહ ગાદીએ બેઠો. મખદૂમ-ઇ-જહાં હુમાયુ બ્રાહ્મણીની બેગમ હતી. મરતી વખતે એ વસીહત કરતો ગયો હતો કે નિઝામશાહે મખદૂમ-ઈ-જહાંને પૂછ્યા વગર કોઇ પણ કામ ન કરવું. એ બેગમ ઘણીજ હોંશિયાર અને બુદ્ધિમાન હતી. નિઝામશાહ હિ. ૮૬૭ માં મરણ પામ્યો. પણ મરતાં સુધી મખદૂમ-ઇ-જહાંની શિખામણ પ્રમાણે વર્તન કરતો રહ્યો. નિઝામશાહ ન્હાની વયનો હોવાથી ઉડિસા, ઓરિયા, તેલંગ, મંદો વગેરેના સુબાઓએ ત્હેની પાસેથી રાજ્ય છીનવી લેવાનો યત્ન કર્યો હતો. પરન્તુ મખદૂમ ઇજહાંના પ્રયત્નને લીધે તેઓ ફાવી શક્યા નહીં. નિઝામશાહના મૃત્યુ પછી ત્હેનો ભાઇ મહમદશાહ ગાદીએ બેઠો. એ બાદશાહ પણ નિઝામશાહની પેઠે માતા મખદૂમ-ઈ-જહાંની આજ્ઞા પાલન કરતો હતો. ૮૧૭ હિજરીમાં ખ્વાજાજહાં તુર્કે ત્હેના મુલ્ક ઉપર ચ્હડાઇ કરી, પણ રાજમાતાની યુક્તિથી એ મુલ્કને ફતેહ ન કરી શકયો અને લ્હડાઈમાં માર્યો ગયો. મહમદશાહ ચૌદ વર્ષનો થયો ત્યારે મખદૂમ-ઇ-જહાંએ ત્હેનું લગ્ન કરી દીધું અને રાજ્યનું કામ ત્હેને સોંપી દઈને પોતે ઈશ્વરભક્તિમાં તલ્લીન થઇ ગઈ. છતાં જ્યારે રાજદરબારને લગતું કોઇ અગત્યનું કામ આવતું ત્યારે મહમદશાહ ત્હેની સલાહ પૂછતો. એ દરરોજ મખદૂમ ઈ-જહાંને સલામ કરવા જતો હતો. ૮૭૭ હિજરીમાં મહમદશાહે નલગવાંના કિલ્લા ઉપર ચ્હડાઈ કરી, તે વખતે મખદૂમ-ઇ-જહાં પણ ત્હેની સાથે હતી. એજ અરસામાં ત્હેનું મૃત્યુ થયું.

# રત્ન—૩૧. ટોડા નરેશ રાવ રત્નસિંહની કન્યા—તારાબાઈ.



રાણા હમીરના મૃત્યુને સો વર્ષ કરતા વધારે અરસો થઈ ગયો હતો. એ વખતે રાણા રાયમલ્લ મેવાડમાં રાજ્ય કરતો હતો. ઈ. સ. ૧૪૭૪ ની સાલમાં એ મેવાડની ગાદી ઉપર અભિષિક્ત થયો હતો. અસાધારણ વીરતા અને ચરિત્રની પવિત્રતા માટે રાણા રાયમલ્લ રાજપુતોના ઇતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ છે એ રાણા રાયમલ્લને ત્રણ પુત્ર હતા. સંગ્રામસિંહ, પૃથ્વીરાજ, અને જયમલ્લ. એમાં પૃથ્વીરાજ ઘણો સાહસી અને બળવાન હતો. પરન્તુ એ ઘણો ઉદ્ધત સ્વભાવનો હોવાથી પિતાએ હેને દેશપાર કર્યો હતો બીજા બે પુત્રો પિતાની પાસે રહેતા હતા. થોડા સમય પછી સૌથી ન્હાના પુત્રનું આયુષ્ય પૂરૂં થયું. ક્ષત્રીઓને ન છાજતું કાર્ય કરવા જતાં કુમાર જયમલ્લ, રાવ સુલતાન સોલંકીના સાળા સાંખલા રત્નસિંહને હાથે માર્યો ગયો હતો. સૌથી મ્હોટા પુત્રે મોગલ બાદશાહ બાબર સાથે બહાદૂરીથી યુદ્ધ કરીને ઘણી પ્રસિદ્ધિ મેળવી હતી. પૃથ્વીરાજનો પરિચય આપણે આ આખ્યાનમા મેળવીશુ.

ભારત વર્ષના પશ્ચિમ પ્રાન્તમા ટોડા નામનું એક ન્હાનું સરખું રાજપુતોનું રાજ્ય હતું. રાવ રત્નસિંહ એ સમયે ટોડાનો રાજા હતો લલ્લા નામના એક જબરદસ્ત પઠાણે રાવ રત્નસિંહને હરાવીને ટોડા ઉપર અધિકાર મેળવ્યો હતો. રાવ રત્નસિંહે સપરિવાર મેવાડ રાજ્યમાં આશ્રય લીધો હતો. તારાબાઈ એ

રાવ રત્નસિંહની એકની એક કન્યા હતી. તારાબાઈ ઘણીજ રૂપવતી સ્ત્રી હતી.

એ પરમસુંદરીના ચિત્તમાં એક મ્હોટી ચિંતાની જ્વાળા સળગતી હતી. પિતા દેશવટો ભોગવે છે, પોતાનું રાજ્ય પરધર્મી પઠાણોના હાથમાં છે. એ વિચાર બહાદૂર રાજપુતાણીને અસહ્ય થઈ પડયો હતો. પિતાને કોઇ પુત્ર નહોતો. પોતેજ ત્હેનું એક માત્ર સંતાન હતી. અબળા હોવા છતાં પણ સંતાન તરીકેનું કર્તવ્ય પૂર્ણ કરવાની જવાબદારી ત્હેને માથે હતી. તારાબાઇએ મનમાંને મનમાં સંકલ્પ કર્યો 'બીજું કોઈ મ્હને મદદ નહીં કરે તો હું જાતે યુદ્ધ કરીને પિતાજીના રાજ્યનો ઉદ્ધાર કરીશ.'

પહેલાંના સમયમાં રાજપુત કન્યાઓ કેવળ જનાનામાં બેસી રહેતી નહોતી; ઘણી વખત તેઓ યુદ્ધમા ઉતરી પડતી. અને તેટલા સારૂ ત્હેમના પિતાઓ બચપણથીજ ત્હેમને કસરત કરાવતા, તથા ઘોડે સવાર થવાનું અને હથિયાર ચલાવવાનું શિક્ષણ આપતા. તારાબાઇએ એ બધી વિદ્યાઓનો અભ્યાસ ઘણી કાળજી પૂર્વક કર્યો હતો. અને અશ્વરોહણ તથા અસ્ત્રચાલનમાં એ ઘણી પ્રવીણ થઈ ગઈ હતી. પરન્તુ હજાર તોએં તે એક અબળા હતી; રાવ રત્ન નિરાધાર હતો. કોઈ યોગ્ય રાજપુત વીરની મદદ વગર ટોડાનો ઉદ્ધાર થવાનો સંભવ નહોતો. બીજી તરફ તારાબાઇના રૂપ, ગુણ અને શૌર્યની વાત રાજસ્થાનમાં એટલી બધી પ્રસરી ગઈ હતી કે ત્હેની સાથે વિવાહ કરવાને અનેક રાજપુત યુવકો ઉત્સુક હતા. રાવ રત્નસિંહે ખબર ફેલાવી કે જે વીરપુરૂષ ટોડા રાજ્યનો ઉદ્ધાર કરશે ત્હેની સાથે મ્હારી એકની એક કન્યા પરમ સુંદરી તારાબાઇ વરશે.

એક દિવસ તારાબાઈ અશ્વશસ્ત્રથી સુસજ્જીત થઈને ઘો ઉપર બેસીને કંઈ જઈ રહી હતી, એવામાં રાણા રાયમલ્લ કનિષ્ઠ પુત્ર જયમલ્લની ત્હેના ઉપર દૃષ્ટિ પડી. ત્હેના સૌન્દર્ય જયમલ્લ મુગ્ધ થઈ ગયો. પણ રાવ રત્નસિંહનું પણ એ સાર ચેઠે જાણતો હતો. એ પણનું રક્ષણ કર્યા વગર રૂપવતી વીરાંગન તારાબાઈને વરવાનો બીજો કોઇ ઉપાય નહોતો. રાવ રત્નસિંહ પોતાની ઇચ્છા જણાવીને જયમલ્લ સૈન્ય સાથે ટોડાનો ઉદ્ધાર કરવા ગયો. પણ એનું કાંઇ વળ્યું નહીં. પઠાણોને હાથે હારીને એ પાછો આવ્યો. હવે નિર્લજ્જ જયમલ્લે બળાત્કારે વીરાંગના તારાબાઈનું હરણ કરવાનો યત્ન કર્યો. એ રાણાનો પુત્ર હતો. રાવ રત્નસિંહ રાણાજીના આશ્રય નીચે હતો. એટલે પછી એ આશ્રિતની કન્યાનું હરણ કરવાનું સાહસ એ કરી બેસે તો કાંઇ આશ્ચર્યકારક નહોતું. પણ રાજપુતોનું આત્મગૌરવ એ સમયે નષ્ટ થયું નહોતું રાવ રત્નસિંહ રાણાને શરણે હતો એ વાત ખરી. પણ પોતાના કુળનું ગૌરવ સાચવવા ખાતર એ રાણાની રતિભર પણ પરવા રાખે એવો નહોતો કન્યાનું હરણ કરવા આવેલા રાજકુમાર જયમલ્લને ત્હેણે ઠાર કરી નાંખ્યો.

એ સમાચાર રાણા રાયમલ્લ પાસે પહોંચ્યા. રાણાએ કહ્યું, 'જયમલ્લે મેવાડના રાજવંશને કલંક લગાડયું છે. એ કુલાંગારને રાવ રત્ને બરોબર સજા કરી છે. એને લીધે હું રત્નસિંહ ઉપર ખુશ થયો છું. મ્હને ત્હેના ઉપર જરા પણ રોષ ઉપજ્યો નથી. રાવ રત્નની આ વીરતા અને સાહસના બદલામા ત્હેને હું બેદનોરની જાગીર બક્ષિસ આપું છું.'

મેવાડના રાણાવંશમાં ઉત્પન્ન થયેલા મહાન્ પુરૂષો વગર આવી ઉદારતા ક્યા દીઠામાં આવશે?

૨

જયમલ્લની વર્તણુકથી નિષ્કલંક શિશોદિયાઓના કુળને કલંક લાગ્યું હતું. હવે બહારનો કોઈ વીર આવીને ટોડાનો ઉદ્ધાર કરે તો ચિતોડના રાજપુતોને એથી પણ વધારે શરમાવું પડે. એટલા માટે રાણા રાયમલ્લનો વચલો પુત્ર પૃથ્વીરાજ, ટોડાનો ઉદ્ધાર કરીને તારાબાઈને પરણવી અથવા એમ ન થાય તો ત્યાંજ યુદ્ધ કરતાં કરતાં મરવું એવો દૃઢ સંકલ્પ કરીને બેદનોર ગયો.

પૃથ્વીરાજની વીરતા અને તેજસ્વિતાની ખ્યાતિ તારાબાઈ અગાઉથીજ સાંભળી ચુકી હતી. આજ ક્ષત્રીય તેજની મૂર્તિ સ્વરૂપ એ સુંદર યુવકને સાક્ષાત જોવાથી એ ત્હેના ઉપર મોહિત થઇ ગઈ. એના મનમાં ખાત્રી થઈ કે આ વીર યુવક જરૂર ટોડા રાજ્યનો ઉદ્ધાર કરી શકશે. મુગ્ધ થયેલી વીરાંગના તારાબાઈ મનમાં ને મનમાં પૃથ્વીરાજને વરી ચૂકી. તારાબાઈએ આ યુદ્ધમાં પણ પૃથ્વીરાજની સાથે જવાની પિતા પાસે રજા માગી. રાવ રત્નસિંહે કેટલીક ઉપયોગી સૂચના સાથે ત્હેને યુદ્ધક્ષેત્રમાં જવાની આજ્ઞા આપી, પૃથ્વીરાજ ત્યાંથી રવાના થઇને એટલો જલદી ટોડા રાજ્યમાં પહોંચ્યો કે એ દિવસથી એ ચિતોડના ઇતિહાસમાં 'ઉડ્ન પૃથ્વીરાજ' ના નામથી પ્રસિદ્ધ થયો.

એટલા થોડા સૈન્ય સાથે બહાદૂર પઠાણોના હાથમાંથી ટોડાનો ઉદ્ધાર કરવો એ કાંઇ સ્હેલું નહોતું. પૃથ્વીરાજ અને તારાબાઈએ પરસ્પર સલાહ લઈને નક્કી કર્યું કે કોઈ પણ યુક્તિ રચીને પઠાણોના સરદાર લલ્લાને પહેલાં ઠાર કરવો જોઇએ.

મહોરમનો દિવસ હતો, ટોડા શહેરમાં બધા મુસલમાનો એ તહેવારમાં મસ્ત હતા. તાજીઆ લઈને મુસલમાનોના ઝુંડના ઝુંડ ગામમાં પ્રવેશ કરી રહ્યા હતા. પૃથ્વીરાજને માટે ગામમાં પ્રવેશ કરવાનો એ ઘણો સરસ લાગ હતો. પોતાના સૈન્યને બહાર રાખીને એમાંથી એક વિશ્વાસુ સેવકને લઈને પૃથ્વીરાજ તથા તારાબાઈ ગુપ્ત વેશે તાજીયાવાળાઓની સાથે ગામમાં પેશી ગયા. તાજીઆની સાથે જવા માટે પઠાણ રાજા લલ્લા પણ પોતાના મહેલ આગળ સફેદ પોશાક પહેરીને ઉભો હતો પૃથ્વીરાજ અને તારાબાઈએ ત્હેને જોતાંવારજ તીક્ષ્ણ બાણ ફેંક્યાં. એ બાણ વાગવાથી લલ્લા જમીન ઉપર પડી ગયો. બધાએ ભયભીત થઇને કોલાહલ મચાવ્યો. એ ગડબડનો લાભ લઇને પૃથ્વીરાજ, તારાબાઈ અને ત્હેનો અનુચર પૂરપાટ ઘોડા દોડાવીને ગામની બહાર જવા લાગ્યા. ઘણા લોકોએ ત્હેમના ઉપર શક જવાથી ત્હેમને રોકવાનો યત્ન કર્યો, પરન્તુ એ બધાંને હઠાવીને તેઓ આગળ વધતા ગયા. શત્રુઓએ ફેંકેલાં બાણ ત્હેમના બખતરને અથડાઇને જમીન ઉપર પડવા લાગ્યાં. નગરના દ્વાર આગળ જઇને ત્હેમણે જોયું કે એક મદોન્મત્ત હાથી રસ્તો રોકીને ઉભો છે. ત્હેની આગળ થઇને જવુ જોખમ ભરેલું હતું. તારાબાઇએ પોતાની તલવારથી એ હાથીની સૂંઢ કાપી નાંખી. હાથી દૂર નાઠો એટલે રસ્તો ખુલ્લો થયો. અને તેઓ સહીસલામત બહાર નીકળી ગયાં.

ત્હેમનું ઘોડેસવાર લશ્કર પાસેજ હતું. પૃથ્વીરાજ અને તારાબાઇએ સૈન્ય લઇને પ્રબળ વેગથી ટોડા નગર ઉપર ચ્હડાઈ કરી. નગરવાસીઓ યુદ્ધને માટે બિલકુલ તૈયાર નહોતા.

અધુરામાં પૂરૂં ત્હેમનો પઠાણ સરદાર મરી જવાથી બધે ગભરાટ ફેલાયો હતો. આવી સ્થિતિમાં ઓચિંતો હુમલો થવાથી પઠાણોની હાર થઈ. રાવ રત્નસિંહના નામથી પૃથ્વીરાજ અને તારાબાઈએ ટોડા નગર ઉપર વિજય વાવટો ચ્હડાવ્યો. રત્નસિંહે વગર વિલંબે પોતાની કન્યા તારાબાઈનો વિવાહ ઘણી ધામધુમપૂર્વક પૃથ્વીરાજ સાથે કરી દીધો.

૩

કમલનેરના કિલ્લામાં રાણા રાયમલ્લે પુત્ર અને પુત્રવધૂનો ઉતારો નક્કી કરી આપ્યો. પૃથ્વીરાજ ઘણોજ રણપ્રિય હતો. દરરોજ એ કોઈને કોઈ શત્રુની સાથે યુદ્ધ કરવામાં નિમગ્ન રહેતો. દરેક યુદ્ધમાં તારાબાઈ ત્હેની સાથે રહેતી, એ નવ દંપતીનું પ્રથમ વિવાહિત જીવન પણ યુદ્ધ ક્ષેત્રમાંજ વ્યતીત થયું. પણ અફસોસ કે તેઓએ અપૂર્વ પ્રણયસુખ ઘણા સમય સુધી ભોગવ્યા વગરજ, અતિ કોમળ વયમાં મરણ પામ્યાં.

રાજપુતાનામાં આબુ પહાડની પાસે સિરોહી નામનું એક ન્હાનું રાજ્ય છે. એ રાજ્યના રાજાની સાથે પૃથ્વીરાજની એક બ્હેનનો વિવાહ થયો હતો. સિરોહીનો રાજા ઘણો અફીણી હતો, અને અફીણના નશામાં સ્ત્રીના ઉપર ઘણો જુલમ કરતો. સ્વામીનો જુલમ વધારે સહન નહીં થવાથી પૃથ્વીરાજની બ્હેને પૃથ્વીરાજના ઉપર એક પત્ર લખીને પોતાની બધી હકિકત જણાવી તથા પોતાને પિયેર બોલાવી લેવાની વિનંતિ કરી. પૃથ્વીરાજ તરતજ બ્હેનને સાસરે પહોંચ્યો. સિરોહીરાજ પૃથ્વીરાજનો સ્વભાવ તથા ત્હેમનું પરાક્રમ જાણતો હતો. પૃથ્વીરાજે એને

આશા રહી છે કે જહેની ખાતર નાશી છુટવાનો યત્ન કરૂં ? રાજ્ય ગયું, સ્વતંત્રતા ગઇ, માન આબરૂ ગયાં; હવે એ નાશવંત દેહ શું એવો કિંમતી છે કે સિંહણ થઇને શિયાળડીની પેઠે પલાયન કરી જાઉં ? એવું કરનારને ધિક્કાર છે ! ક્ષત્રી નારી એવું હીન જીવન કદી પસંદ કરતી નથી. ત્હમારે નાસી જવું હોય તો ભલે જાઓ. આ દુર્ગ ખોયા પછી ત્હેને છોડીને જીવ બચાવવાનો હું યત્ન કરીશ નહીં. સ્વામી અને પુત્રોને ખોયા પછી મ્હારા દુર્ગની બીજી સ્રીઓ પણ એવું હીન જીવન ગાળવા માટે નાશી જશે નહીં. ક્ષત્રી રમણી કેવી રીતે પોતાના શિયળનું રક્ષણ કરે છે તે ત્હમે જો જો.'

એમ કહીને, દુર્ગાવતીએ પોતાના મહેલને આગ લગાડી દીધી. દુર્ગમાં રહેનારી સ્રીઓએ પણ પોતાની ગણીનું અનુકરણ કરીને પોતપોતાના ઘરને આગ લગાડી દીધી, અને એ અગ્નિમાં પ્રાણ વિસર્જન કર્યો. સાતસેં વીરનારીઓ જોતજોતામાં ભસ્મીભૂત થઇ ગઈ. આવી અસાધારણ તેજસ્વિતા જોઇને, લક્ષ્મણ ઘણો લજ્જીત થયો. થોડીકવાર વિચાર કર્યા પછી એ હાથમાં તલવાર લઇને કેટલાક સાહસિક સેવકોને લઇને દુર્ગનું રક્ષણ કરવા સારૂ લ્હડાઈમાં ઉતરી પડયો. પણ મુસલમાનોના વિશાળ સૈન્ય આગળ એમનું શુ ચાલે ? થોડીકજ વારમાં એ બધા રાજપુતો કપાઈ મુઆ. મુસલમાન રાજાએ દુર્ગને પોતાના કબજામાં લીધો, પણ દુર્ગના ગૌરવનો નાશ એમનાથી થઇ શકયો નહીં. વીરનારી દુર્ગાવતીની અનંત કીર્તિને લીધે ન્હાનકડું રાઇસિન ઇતિહાસમાં સદાને માટે પ્રસિદ્ધિ પામી ગયું.



## ૨૯—૪૭. હમીદા.

એ હુમાયુ બાદશાહની પત્ની અને જગપ્રસિદ્ધ મોગલ શહેનશાહ મહાન્ અકબરની જનેતા હતી. એનો પિતા હુમાયુનાં ઓરમન ભાઈનો ગુરૂ હતો.-એ સૈયદ જાતિનો હતો. હમીદા પોતાના પિતાની સાથે ઘણીવાર રાજમહેલમાં જતી. હુમાયુ પણ પોતાની સાવકી માતાના મહેલમાં આવજા કરતો હતો, એમ કરતાં કરતાં એક દિવસ યૌવનમાં મદમસ્ત હમીદા ઉપર ત્હેની દૃષ્ટિ પડી. અને ત્હેના સૌન્દર્યથી હમીદા પણ મુગ્ધ થઈ. બન્ને જણાં પ્રેમ ભરી દૃષ્ટિથી અન્યોન્યની તરફ જોવા લાગ્યાં. એ પ્રેમ દિન પ્રતિદિન વધવા લાગ્યો અને થોડા સમયમાં બન્ને જણાં લગ્નની પવિત્ર ગાંઠથી બંધાઈ ગયાં. આ પ્રમાણે એક સામાન્ય ઉસ્તાદની કન્યા મોગલ બાદશાહની બેગમ બની. એ ઘણીજ ધાર્મિક સ્ત્રી હતી. રાજવૈભવ પ્રાપ્ત થયા પછી પણ ત્હેણે ધર્મનિષ્ઠા ઓછી થવા નહોતી દીધી. તે મક્કા શરીફની યાત્રા કરી આવી હતી. તેથી એ હાજીબેગમના નામથી પણ પ્રસિદ્ધ છે. મક્કા શરીફથી એ ૩૦૦ આરબોને સાથે લેતી આવી હતી. હિજરી સન ૯૬૯ માં દિલ્હીથી ત્રણ માઈલ ઉપર એક ગામ વસાવીને તેમાં એ આરબોને વસાવ્યા હતા. એ ગામ આરબસરાહ કહેવાય છે. એજ વર્ષમાં ત્હેનું મૃત્યુ થયું હતું. મરણ પછી ત્હેને મરિયમની ઉપાધિ આપવામાં આવી હતી.

અકબર જેવા ન્યાયપરાયણ સમ્રાટ્‌ને જન્મ આપ્યાથી હમીદાનું માનવ જીવન સફળ થયું છે.

## રત્ન—૪૮. કામલા બેગમ.

એ અકબર બાદશાહના સમયની એક સ્ત્રી કવિ હતી. સુપ્રસિદ્ધ કવિ ફૈઝીના શોકમાં ત્હેણે નિવાપાંજલિ લખી છે.

## રત્ન—૪૯. યશોદા.

ભારત વર્ષમાં એવો કયો મનુષ્ય હશે કે જે મહાત્મા તુલસીદાસજીનું નામ ન જાણતો હોય ? એ ભક્તકવિનું બનાવેલું રામાયણ આખા હિંદુસ્થાનમાં ઘેર ઘેર પૂજાય છે. ઉત્તર હિંદુસ્થાનમાં વસનારા હિન્દુઓ તો એ ગ્રન્થને એટલી બધી પૂજ્ય દૃષ્ટિથી જુએ છે કે 'તુલસીકૃત રામાયણ' ને એ લોકોનો 'વેદ' કહેવામાં અતિશયોક્તિ નહીં ગણાય. એનું કારણ માત્ર એ છે કે તુલસીદાસજીનું રામાયણ એટલી બધી સરળ અને રસીલી ભાષામાં લખાયું છે કે જેને સ્હેજ પણ વાંચતા આવડતું હોય તે મનુષ્ય 'રામાયણ' સારી પેઠે વાંચી શકે છે. એ રામાયણના રચનાર તુલસીદાસજી યમુના નદીને કિનારે રાજાપુર નામક ગામમાં વસતા હતા, કેટલાક લોકો કહે છે કે એ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા, ત્યારે કેટલાકના મત પ્રમાણે એ સારસ્વત બ્રાહ્મણ હતા. અસ્તુ ! એટલો તો નિશ્ચય થયો છે કે એ બ્રાહ્મણ હતા. ત્હેમના પિતા ઘણા ધનવાન પ્રતિષ્ઠિત અને વિદ્વાન હતા, પરન્તુ ન્હાની વયમાં મરણ પામ્યા હતા. તુલસીદાસજીની માતા

ઘણી સુશીલ હતી. એણે પોતાની શક્તિ અનુસાર પુત્રને ભણાવવા ગણાવવામાં તથા વ્યાજબી લાડ લડાવવામાં કોઇ પણ જાતની કસર રાખી નહોતી. માતાએ પંદર વર્ષની વયમાં તુલસીદાસનો વિવાહ કરી દીધો. સદ્‌ભાગ્યે તુલસીદાસજીને પત્ની પણ ઘણી સારી મળી. એ ઘણીજ સુશીલ સાધ્વી, નીતિમાન અને પતિવ્રતા હતી આ પ્રમાણે સોનામાં સુગંધનો યોગ થાય તેવો યોગ આ દંપતીનો થયો.

તુલસીદાસની પત્નીનું નામ યશોદા હતું. કેટલાકના કહેવા પ્રમાણે એનું નામ રત્નાવલી હતું. નામ ત્હેનું ગમે તે હો, પણ એટલી વાતતો ખરી છે કે તુલસીદાસની પત્ની ઘણી સુશીલ હતી. જે દિવસથી સાસરે આવી તેજ દિવસથી ત્હેણે ઘરસંસારનો બધો ભાર પોતાને માથે ઉઠાવી લીધો હતો. સાસુની પણ એ એવી સેવા ચાકરી કરતી હતી કે સાસુ રાતદિવસ ત્હેનીજ પ્રશંસા કર્યા કરતી. ત્હેના આડોશી પાડોશી સૌ ત્હેનાથી ઘણુજ પ્રસન્ન રહેતા હતા. બાળકો પણ ત્હેની સાથે એવા હળી ગયા હતા કે રાતદિવસ ત્હેનીજ પાસે રમ્યા કરતા.

આ પરમ ગુણવતી સુંદરીના પ્રેમપાશમાં તુલસીદાસ એટલા બધા લુબ્ધ થઇ ગયા હતા કે પત્નીનો એક ક્ષણભરનો પણ વિયોગ ત્હેમને અસહ્ય થઈ પડતો હતો. સ્હવારમાં ઉઠીને યમુના કિનારે સ્નાન સંધ્યામાં બે ત્રણ કલાક લાચારીએ ગાળવા પડતા તે સિવાયનો બધો વખત તુલસીદાસ પત્નીના સહવાસમાં ગાળતા પત્નીનું ચન્દ્રવદન જોઇને રાતદિવસ એ ત્હેની પાસેજ બેસી રહેતા. કામ ધંધો, લખવું વાંચવું, બધું ખીંટીએ મુકીને તુલસીદાસજીએ પત્નીના મુખારવિન્દનાં દર્શન કરવાનુંજ પોતાનું મુખ્ય કર્તવ્ય

માન્યું હતું. ત્હેમનો સાળો એક બે વાર પોતાની બ્હેનને તેડવા પણ આવ્યો, પરન્તુ તુલસીદાસજીએ પત્નીથી એક ક્ષણભરને માટે વિખુટા થવાની સાફ ના કહી.

આ પ્રમાણે કામધંધો કર્યા વગર ઘેર બેસીને ખાવામાં તુલસીદાસે બાપની પુંજી ખુટાડી નાખી. એ દશા જોઇને ત્હેમની માતાને ઘણી ચિન્તા ઉત્પન્ન થઈ, ત્હેણે તુલસીદાસને ઘણુંએ સ્હમજાવ્યા, પણ તુલસીદાસની આંખ એ ઉપદેશથી પણ ઉઘડી નહીં. બધાનો ઉપદેશ સાંભળતા હતા પણ કોઇના પણ કહ્યા પ્રમાણે ચાલતા નહીં. આથી લોકોમાં એમની ઘણી નિંદા થવા લાગી.

તુલસીદાસની સ્ત્રી ઘણી બુદ્ધિમાન હતી, એ સ્વામીની નિંદા સાંભળીને ઘણી લજ્જિત થતી હતી. વારેઘડીએ પતિને સ્હમજાવતી કે 'ત્હમારે આખો દહાડો મ્હારી પાસે ન બેસી રહેવું જોઇએ. પુરૂષને કામધંધો કરીને ધન ઉપાર્જન કર્યા વગર ચાલે નહીં.' પરન્તુ ત્હેની આ બધી નમ્ર વિનતિની પત્થર ઉપર પાણીની પેઠે કાંઈ અસર થતી નહીં. આથી યશોદાને ઘણું દુઃખ ઉપજતું હતું, પણ એ ખરેખરી સાધ્વી અને પતિવ્રતા હોવાથી પોતાનું દુઃખ બીજા કોઇને જણાવી શકતી નહીં.

એક દિવસ એવું બન્યું કે તુલસીદાસ પ્રાતઃકાળે યમુના નદી ઉપર સ્નાન કરવા ગયા હતા એવામાં ત્હેમનો સાળો ત્હેમને ઘેર પહોંચ્યો. તુલસીદાસની માતાએ લાગ સાધીને યશોદાને પિયેર રવાના કરી દીધી. તુલસીદાસે ઘેર આવીને જોયું તો સ્ત્રી ઘર આગળ નથી. ત્હેમણે માતાને પુછ્યું તો ત્હેણે જવાબ આપ્યો કે એતો પિયેર ગઇ છે. તુલસીદાસ એજ વખતે પ્રેમ-

વિહ્‌વળ થઇને, ઉઘાડ પગે, અને ખુલ્લે માથે સાસરાની તરફ રવાના થયા. ગામ દૂર હતું અને રસ્તામાં નદી આવતી હતી. ચાલતે ચાલતે સાયંકાળે તુલસીદાસ નદી કિનારે પહોંચ્યા પરન્તુ એ વખતે હોડી સ્હામે પાર બાંધેલી હતી, અને ખલાસીઓનો પત્તો નહોતો, કે એમને બોલાવીને હોડીમાં બેસીને એ પાર ઉતરે. કોઈ પણ જાતના ભયની પરવા કર્યા વગર શ્રાવણ ભાદરવાના પૂર વેગ સાથે વહેતી નદીમાં તુલસીદાસજીએ ઝંપલાવ્યું, અને મહામુસિબતે તરતા તરતા પેલે કિનારે પહોંચ્યા.

એ વખતે રાત અડધી વીતી ગઇ હતી. અંધકાર ચારે તરફ વ્યાપી રહ્યો હતો. આકાશમાં વીજળીના ચમકારા થઈ રહ્યા હતા. ગામમાં બધાં ભરનિદ્રામાં સુઈ ગયાં હતાં.

એવે વખતે તુલસીદાસજી સાસરે પહોંચ્યા, તો ત્યાં ઘરનાં કમાડ બંધ હતાં. ઘણી બૂમો પાડી પણ કોઇ બોલ્યું નહીં હવે એ વિચારમાં પડયા કે અંદર જઇને પ્રિયતમાને કેવી રીતે મળું. થોડીકવાર વિચાર કર્યા પછી એક કાળી દોરી બારીમાંથી લટકતી ત્હેમના દીઠામાં આવી. એ દોરીને પકડીને તુલસીદાસજી ઉપર ચ્હડી ગયા; પણ ઉપર જઇને એ દોરીને ત્હેમણે છોડી દીધી તે વખતે ફુંફવાટા સાથે એ દોરી નીચે ઉતરી. હવે તુલસીદાસજીને ખબર પડી કે પ્રેમના આવેશમાં જે વસ્તુને પકડીને પોતે ઉપર ચ્હડી ગયા હતા તે વસ્તુતઃ દોરી નહોતી પણ વિષધર સર્પ હતો.

આ પ્રમાણે કામાગ્નિમાં પ્રાણની આહુતિ આપતા આપતા તુલસીદાસજી ઘરની અંદર પહોંચ્યા, અને પોતાની સાસુના સુવાના ઓરડામાં ગયા. ત્યાં આગળ મા દીકરી સાથે સુઇ

રહી હતી. તુલસીદાસ પેલંગ આગળ પહોંચ્યા એટલે ત્હેમની સાસુ જાગી ઉઠી અને 'ચોર આવ્યો ચોર આવ્યો' કહીને બૂમો પાડવા લાગી. ઘરનાં બધાં માણસો ત્હેની બૂમરાણથી જાગી ઉઠયાં. યશોદા પણ જાગી ઉઠી અને ચોરને પકડવા સારૂ દીવો સળગાવવા લાગી. દીવો કરતાં વારજ ત્હેણે જોયું કે 'ચોર તો પોતાના પ્રિયપતિ તુલસીદાસજી છે' પતિની આ દશા જોઈને એ ઘણી શરમાઈ ગઈ. બીજા બધા તુલસીદાસની મશ્કરી કરવા લાગ્યા. પણ યશોદા બિચારી લજ્જીત થઈને કોરાણે જઈને બેસી રહી. પતિની આવી વર્તણુકથી ત્હેને ક્રોધ તો ઘણો આવ્યો હતો, પણ ક્રોધને શમાવીને ચૂપચાપ બેસી રહી. બધાં એ ઓરડામાંથી જતાં રહ્યાં અને પતિપત્ની એકલાં રહ્યાં ત્યારે યશોદાએ તુલસીદાસજીને કહ્યું "હું ત્હમને ઘણી વાર સ્હમજાવી ચુકી છું પણ ત્હમે માનતાજ નથી. ત્હમે જાણતા નથી કે આ શરીર હાડકા અને માંસનું પુતળું છે. એમાં આસક્તિ રાખ્યાથી અન્તે નરકમાં પડવા વારો આવે છે, જેમ જેમ દેહ ઉપર આસક્તિ વધતી જાય છે તેમ તેમ મનુષ્યનું મન બીજાં સત્કાર્યો ઉપરથી ઉઠતું જાય છે અને અન્તે ત્હેને કષ્ટ વેઠવું પડે છે. અતિમોહ એ પણ અનર્થનું મૂળ છે. છતાં ત્હમે મ્હારા ઉપર આટલો બધો પ્રેમ શા સારૂ રાખો છો. મ્હારા આ મળમૂત્રથી ભરેલા અંદરખાનેથી ગંદા અને દુર્ગંધિ યુક્ત શરીર ઉપર જેટલો પ્રેમ રાખો છો તેટલો પ્રેમ ભગવાન શ્રીરામચન્દ્રજીના ઉપર રાખો તો ભવસાગરમાંથી પાર ઉતરી જવાય."

યશોદાના આ શબ્દોએ તુલસીદાસજીના હૃદય ઉપર વીજળી જેવી અસર કરી. ત્હેમનું અજ્ઞાન એકદમ દૂર થઈ ગયું. જે

આસક્તિ ત્હેમના હૃદયમાં ઘણા સમયથી વાસ કરી રહી હતી, તે પત્નીનો સદુપદેશ સાંભળતાં વારજ નાશ પામી ગઇ. ત્હેમની મનોવૃત્તિ એકદમ બદલાઇ ગઈ. એમણે પશ્ચાત્તાપપૂર્વક કહ્યું 'પ્રિયે! ત્હારૂં કહેવું સત્ય છે! હું આજ સુધી સંસારની મિથ્યા જાળમાં ફસાઇ ચૂકયો હતો. ત્હેં આજે એ જાળમાંથી મ્હને મુક્ત કર્યો છે. હું ત્હારો જેટલો ઉપકારમાનું તેટલો ઓછો છે. ત્હેં આજે મ્હને અમૂલ્ય ઉપદેશ આપ્યો છે ત્હેને માટે હું જીંદગી સુધી ત્હારો આભારી રહીશ. ત્હેં મ્હને આ અમૂલ્ય ઉપદેશ વ્હેલો આપ્યો હોત તો મ્હારા જીવનનાં આટલાં બધાં વર્ષો વ્યર્થ ન જાત. પણ થવાનું હતું તે થઇ ચુકયું છે. ગઇ ગુજરી વાતનો શોક કર્યા વગર હવે ભવિષ્યમાં મ્હારે ત્હારી શિખામણ પ્રમાણે ચાલવું જોઇએ. ત્હેં મ્હને મુક્તિનો માર્ગ બતાવ્યો છે. એટલે તું મ્હારી સ્ત્રી નહીં પણ ગુરૂ છે.'

એટલું કહીને તુલસીદાસજી એજ વખતે સાસરેથી પાછા ફર્યા અને ચિત્રકુટમાં જઇને રામચન્દ્રજીની ભક્તિ કરવા લાગ્યા.

પતિને કડવાં વેણ કહેવા માટે યશોદાના ચિત્તને પાછળથી ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. એણે પણ સંસારનો મોહ છોડી દઇને સાધ્વી તરીકે જીવન ગાળવા માંડયું.

તુલસીદાસજી સામાન્ય મનુષ્યત્વમાંથી પરમસાધુ પદને પામી ગયા એ યશોદાનાજ પ્રતાપ છે. ધન્ય છે એવી સ્ત્રીને!!



## ૨૮ન—૫૦. જવાહિરબાઈ.

રાયમલ્લના મૃત્યુ પછી ત્હેનો જ્યેષ્ઠ પુત્ર સંગ્રામસિંહ ચિતોડની ગાદીએ બેઠો હતો. સંગ્રામસિંહના રાજ્યકાળમાં દિલ્હીના પઠાણ રાજ્યનો નાશ થયો હતો અને ત્હેની જગ્યાએ પ્રતાપી મોગલોના રાજ્યની સ્થાપના બાબરે કરી હતી.

સંગ્રામસિંહ મહા પરાક્રમી વીર હતો. ગુજરાતથી જમના નદી સુધીના બધા પ્રદેશ ઉપર ત્હેનો અધિકાર ફેલાયો હતો. પઠાણોના રાજ્યનો નાશ થયા પછી, ઉત્તર હિંદુસ્તાનમાં હિંદુ રાજ્ય સ્થાપવાની ત્હેની ઇચ્છા થઇ. પઠાનવિજયી મોગલવીર બાબરના પ્રતિસ્પર્ધી તરીકે એ રણક્ષેત્રમાં ઉતરી પડયો. ત્હેણે પ્રતિજ્ઞા કરી કે ઉત્તર ભારતમા હિંદુરાજ્ય સ્થાપન કર્યા વગર હું મેવાડમાં પગ નહીં મુકું. ભારત સામ્રાજ્યને માટે મોગલો અને રાજપુતો વચ્ચે ભારે ટંટો ઉભો થયો. આગ્રાથી દસ ગાઉ છેટે, ફતેહપુર-સિક્રિ નામક સ્થાનમાં, બે ભયંકર લ્હડાઈઓ થઈ. પ્રથમ યુદ્ધમાં બાબરે હાર ખાધી, પણ બીજા યુદ્ધમાં સગ્રામસિંહનું ગંજાવર સૈન્ય બિલકુલ નાશ પામ્યું. હિન્દુ—ગૌરવ, રાજપુત વીર સંગ્રામ પરાજીત સુખે દેશમાં પાછો ગયો નહીં. પરાજયના થોડા દિવસ પછી ભગ્ન હૃદયે ત્હેણે પ્રાણત્યાગ કર્યો. ભારતમાં પ્રબલ પ્રતાપી મોગલ રાજ્ની સ્થાપના થઈ હિન્દુઓની આશા વ્યર્થ ગઈ.

એ વીર રાણા સગ્રામસિહના મૃત્યુ પછી ચિતોડનું રાજ્ય ઘણું દુર્બળ થઇ ગયું. એ દુર્બળ રાજ્યપર રાણા સગ્રામનો અયોગ્ય, ગર્વિત અને ઉદ્ધત સ્વભાવનો તરૂણ પુત્ર વિક્રમજીત રાજા થયો. એ હલકી જાતના ખવાસો અને સ્વાર્થી ખુશામતી-

આઓનું કહ્યું માનીને આબરૂદાર કુળવાન સરદારોનું અપમાન કરતો. મેવાડના શ્રેષ્ઠ રાણાઓ તરફથી લાંબા સમયથી માન પામતા આવેલા સરદારોએ ત્હેની આવી વર્તણુકથી રીસાઇને દરબારમાં આવવું બંધ કરી દીધું, અને યુદ્ધમાં કે રાજ્યના પ્રબંધમાં વિક્રમજીતને કોઇ પણ જાતની મદદ ન આપવાનો સંકલ્પ કર્યો.

ત્યાં સુધી મોગલ રાજ્ય પાકા પાયા ઉપર જામ્યું નહોતું. પઠાણ રાજાઓના સુબાઓ પઠાણ રાજ્યના અધઃપતનના સમયમાં પોતપોતાના તાબા હેઠળના રાજ્યના રાજા બની ગયા હતા. એમાંના કેટલાક સુબાઓ હજુ પણ સ્વતંત્ર રાજા તરીકે રાજ્ય કરતા હતા. મેવાડની પાસે ગુજરાત અને માળવામાં, એવા બે સ્વાધીન રાજાઓ રાજ્ય કરતા હતા. મેવાડની સાથે વારંવાર એમને યુદ્ધ થયા કરતું. સંગ્રામસિંહે માલવા અને ગુજરાતના રાજાઓને વારંવાર હરાવ્યા હતા. પણ એ ઘણો ઉદાર સ્વભાવનો વીર પુરૂષ હતો એટલે એમણે ત્હેમનાં રાજ્યોને પોતાના કબજામાં લીધાં નહોતાં ત્હેમની પાસે પોતાનું ઉપરીપણું સ્વીકારાવીને ત્હેમને પોતપોતાના રાજ્યમાં કાયમ રાખ્યા હતા.

પણ એટલું અપમાન પણ એ રાજાઓ ભૂલી ગયા નહોતા. સંગ્રામસિંહ હવે મરી ગયો હતો, ત્હેનું વિપુલ રાજપુત સૈન્ય પણ નાશ પામ્યું હતું. દુર્બળ ચિતોડમાં અંતર વિરોધ ઉભો થયો હતો. આવો સરસ લાગ જોઇને ગુજરાતનો બાદશાહ બહાદુરશાહ, માલવાના રાજાની મદદથી મેવાડ ઉપર ઇ. સ. ૧૫૩૩ માં ચ્હડી આવ્યો. દુર્બુદ્ધિ વિક્રમજીતને આ વખતે અસંતુષ્ટ સરદારો તરફથી અધિક મદદ મળી નહીં પ્રબળ પરદેશી શત્રુદેશમાં આવી પહોંચ્યો હતો. રાજા અયોગ્ય હતો, સરદારો

સહાયતા કરવાને ના પાડતા હતા: એવી દુર્દશા મેવાડની કો દિવસ આવી નહોતી. વિક્રમજીત પરાજીત થઇને પલાયન કરી ગયો, મુસલમાનો ચિતોડમાં પ્રવેશ કરવા તૈયાર થયા. નગરવાસી સ્ત્રીઓ જહરવ્રત ( એક અગ્નિ કુંડમાં બધાંએ સાથે બળી મરવાની ક્રિયા)ની તૈયારી કરી. એટલામાં રાણી જવાહિરબાઇ બધી સ્ત્રીઓને સંબોધીને બોલી ' રાજપુત વીરાંગનાઓ ! આજ આ આફતને દિવસે આપણે બધાં અગ્નિકુંડમાં બળી મરીને નારી ધર્મનું રક્ષણ કરવા તૈયાર થયાં છીએ. એથી આપણી મર્યાદા સચવાશે એ વાત તો ખરી, પણ એથી દેશનું કાંઈ હિત સધાવાનું નથી, આપણે આટલી બધી રાજપુત રમણીઓ મરવાને તૈયાર છીએ; તો ફોગટમાં શા માટે મરી જઇએ ? મરવું તો છેજ, તો પછી મૃત્યુના બદલામાં આપણા દેશના શત્રુના પ્રાણ પણ શા માટે ન લેતાં જઇએ ? ચિતોડની વીરાંગનાઓના બાહુમાં શું શક્તિ નથી ? જે હાથ આપણે રાજપુત વીરના હાથમાં પકડાવ્યો છે. તે હાથમાં રાજપુત વીરના ભૂષણરૂપ તલવાર ધારણ નહીં કરીએ ? ફુલની માળા ગુંથવાને માટેજ રાજપુતરમણીનો હાથ પરમાત્માએ બનાવ્યો નથી. રાજપુત રમણી સ્વામીના ઘરની ગૃહલક્ષ્મી છે; પ્રણયમાં વિલાસિની–વિનોદિની છે. રાજ્યને સમયે રાજ્ય રાણી છે, અને યુદ્ધને સમયે સમરરંગી છે અનાદિ કાળથી રાજપુત લલનાઓ સ્વામીની સાથે રાક્ષસમર્દિની દુર્ગાદેવીની પેઠે, રણ-ક્ષેત્રમાં ઉતરતી આવી છે. તો આજ આપણે શા માટે એવું કરતાં સંકોચાવું જોઇએ ? ચાલો બ્હેનો, ચિતામાં આપણી દેહને ફોગટમાં સળગાવી મુકયા કરતાં, હાથમાં તલવાર લઇને, પ્રબળ વેગથી રણચંડિકાની પેઠે શત્રુના સંહારને માટે રણક્ષેત્રમાં

ઉતરી પડો! દેશના શત્રુને મારતાં મારતાં આપણે બધીએ શત્રુની તલવારથી યુદ્ધક્ષેત્રમાંજ મરીશું. આપણમાંથી કોઈ કેદ પકડાશે નહીં. આપણને કેદ પકડવાના ઈરાદાથી શત્રુ કદાચ આપણને તલવાર નહીં મારે તો આપણે એક બીજાની છાતીમાં તલવાર મારીને પ્રાણ વિસર્જન કરી દઈશું અને પતિવ્રતા ધર્મનું રક્ષણ કરીશું.'

રાણીના આવા ઉશ્કેરનારા ઉપદેશથી બધી રાજપુત વીરાંગનાઓ મધુર કંઠે ગંભીર ગર્જના સાથે જયધ્વનિ કરીને ઉભી થઈ. તરતજ ઢાલ, તલવાર, બાંધીને ભાલા, બરછા તથા ધનુષબાણ વગેરે હથિયારો લઇને સેંકડો વીરનારીઓ તૈયાર થઈ ગઇ. ત્હેમણે બખતર પણ પહેરી લીધાં.

ચિતોડની જયઘોષણા કરીને ઘોડેસવાર થઇ એ અપૂર્વ લશ્કર, રાણી જવાહિરબાઈની સરદારી તળે પ્રચંડ વેગથી ચિતોડને ઘેરો ઘાલનાર પઠાણ સૈન્ય ઉપર તુટી પડયું.

પઠાણો તો સ્તંભિત થઈ ગયા. અચાનક મરવા કે મારવાનો દઢ સંકલ્પ કરીને આવેલી વીર રાજપુતાણીઓના પ્રચંડ હુમલાથી પઠાણ સૈન્ય છિન્નભિન્ન થઇ ગયું. પણ થોડીવારમાં પઠાણ સેનાપતિએ પોતાના સૈનિકોને એકઠા કરીને જવાહિરબાઇ અને ત્હેની વીર સહચરીઓને ઘેરો લાગ્યો. વીરરમણીઓ જીવ સટ્ટે લ્હડી.

આ અપૂર્વ યુદ્ધમાં પઠાણોના ઘણા સિપાહીઓ માર્યા ગયા અને ઘાયલ થયા. રાણી જવાહિરબાઈ અને ત્હેની સહેલીઓએ પણ શત્રુને હાથે અથવા તો પોતાનીજ તરવારથી પ્રાણ તજ્યા.

બહાદુરશાહે ચિતોડ ઉપર અધિકાર મેળવ્યો. રાજપુતાનામાં એક રિવાજ છે કે કોઇ રાજપુતરમણી વિપત્તિમાં આવી પડે

છે ત્યારે કોઇને કોઇ વીરપુરૂષ પાસે મદદની આશામાં રાખડી મોકલે છે રાખીનો સ્વીકાર કર્યાથી એ પુરૂષ એનો ‘ રાખી બંધભાઇ ’ ગણાય છે, અને જીવસટ્ટે બ્હેનને મદદ કરવાની ત્હેની ફરજ ગણાય છે વિક્રમસિંહની માતા કર્ણવતીએ આ આફતને વખતે દિલ્હીના બાદશાહ હુમાયુ પાસે રાખડી મોકલી.

ઉદાર હુમાયુ રાજપુત મહિલાની રાખડીનો સ્વીકાર કરી શકયો નહીં, સૈન્ય સાથે ચિતોડ આવીને ત્હેણે બહાદુરશાહને પરાજીત કર્યો અને વિક્રમજીતને પાછો ચિતોડના સિંહાસન ઉપર બેસાડયો.

---

## ૨૯–ઉમાદે અથવા રૂઠી રાણી.

ક્ષત્રીઓમા અનેક પતિવ્રતા શૂરવીર, વિદુષી, ગુણવતી અને રૂપવતી સ્ત્રીઓ થઇ ગઇ છે અને ત્હેમણે જે જે દુઃસાધ્ય કામ કર્યા છે ત્હેને લીધે આજસુધી દુનિયમાં ત્હેમનું નામ પ્રસિદ્ધ છે, ક્ષત્રાણીઓનો સૌથી મ્હોટો ગુણ પતિવ્રતા ધર્મના રક્ષણનો છે. ઉમાદેએ જે કષ્ટસાધ્ય વ્રત ધારણ કર્યું હતું તે ત્હેણે આખી જીંદગી સુધી નીભાવ્યું અને ત્હેને લીધેજ આજદિન સુધી ત્હેની પ્રશંસા થયા કરે છે. રાજપુતાનામાં ‘રૂઠીરાણી ’ એટલે કે રીસાયલી રાણીની ચર્ચા ઘણા કૌતુહલપૂર્વક કહેવા અને સાંભળવામાં આવે છે. મારવાડના કવિઓએ તો પોતાના કઠોર વ્રતમાં અટલ રહેવા માટે એની ઘણીજ પ્રશંસા કરી છે. એ બધા કવિઓમાં આશાજીચારણે ‘રૂઠીરાણી’ની પ્રશંસામાં લખેલી, કવિતા પ્રસિદ્ધ છે

ઉમાદે જેસલમીરના રાવ લૂણકરણની પુત્રી હતી. ત્હેનું રૂપ અસાધારણ હતું. સંવત્ ૧૫૯૩ ના વૈશાખ સુદી ત્રીજને દિવસે ત્હેનો વિવાહ મારવાડના પ્રસિદ્ધ રાવ માલદેવની સાથે થયો હતો રાવ માલદેવ રાજપુતાનાના ઇતિહાસમાં વીરતા, પરાક્રમ અને યુદ્ધ કુશળતા માટે અત્યંત પ્રસિદ્ધ છે. પરન્તુ ખેદની વાત છે કે એના ચિત્તમાં પણ પાપી કામવિકાર ઉત્પન્ન થયો અને પોતાની રાણી ઉમાદેની દાસી ભારેલી ઉપર ત્હેણે કુદૃષ્ટિ કરી. પોતાનો વિવાહ થઇ ગયા પછી આઠ મહિને રાણી ઉમાદેને સાથે લઇને એ જેસલમીર ગયા હતા, ત્યારે એક દિવસ દાસી ભારેલીનુ રૂપ યૌવન જોઇને રાજા માલદેવ કામવિહ્વળ થઈ ગયો; અને એ દાસીને પોતાની રાણીના ઓરડામાં એકલી જોઇને પોતાની પાશવવૃત્તિને સંતોષી પોતાની ચિરસ્થાયી કીર્તિને કલંક લગાડ્યું. રાણી ઉમાદેને પતિના આ અધમ કૃત્યની ખબર પડી ત્યારે ત્હેણે પતિના ક્ષાત્રધર્મથી પતિત થઈ જવા માટે ઘણોજ શોક પ્રગટ કર્યો અને એજ વખતે પ્રતિજ્ઞા કરીકે એવા પતિ સાથે જન્મ પર્યન્ત હું સંબંધ નહીં રાખું એ પ્રતિજ્ઞા એણે ઠેઠ સુધી નીભાવી. કેટલાક લેખકોનું એવું કહેવું છે કે આ બનાવ ઉમાદેના વિવાહ પ્રસંગે બન્યો હતો. બૂંદીના પ્રસિદ્ધ કવિ સૂર્યમલજી તથા જોધપુરના પ્રખ્યાત ઇતિહાસકાર મુનશી દેવીપ્રાસાદજી એ મત ધરાવે છે, પણ જોધપુરના કવિરાજ મુરારીદાનજીનું માનવું છે કે આ ઘટના રાજા માલદેવના લગ્ન પછી આઠ મહિને બની છે. અસ્તુ !

જોધપુર ગયા પછી રાવ માલદેવે રાણી ઉમાદેને મનાવવા ઘણોએ પ્રયત્ન કર્યો, પરન્તુ અસલી ક્ષત્રાણીની પ્રતિજ્ઞા પર્વતની

પેઠે અટલ હોય છે. ક્ષત્રાણીઓનો સિદ્ધાન્ત હોય છે કે 'જે રાજપુતાણી પોતાનો ટેક છોડે તે રાજપુતાણી નહીં પણ કુતરી છે' તો પછી રાણી ઉમા દે પોતાનો ટેક કેવી રીતે છોડી દે? રાવ માલદેવ જ્યારે ત્હેના મહેલમા જતા ત્યારે એ ત્હેમના સન્માનાર્થે ઉભી થઈ જતી, પણ ત્હેમના સ્હામું જોઇને કદી પણ પ્રેમપૂર્વક વાર્તાલાપ કરતી નહીં. ઘણા પ્રયત્ન કર્યા છતાં પણ રાવ માલદેવ રાણી ઉમાદેને મનાવવામા નિષ્ફળ નિવડયો ત્યારે એણે જેસલમીરના ચારણ ઈશ્વરદાસને રાણીને સ્હમજાવવા મોકલ્યા, પણ રાણીએ એમને પણ એજ જવાબ દીધો કે 'મ્હેં રાવજીની સાથે સંબંધ નહીં રાખવાની પ્રતિજ્ઞા લીધી છે અને એ પ્રતિજ્ઞા જીંદગી સુધી નિભાવીશ' ઈશ્વરદાસે જ્યારે ઘણોજ આગ્રહ કર્યો તથા અનેક પ્રકારના દ્રષ્ટાંત દ્વારા ઉપદેશ આપ્યો ત્યારે રાણીએ કહ્યું કે 'હું હાથમાં જળ લઇને સંકલ્પ કરી ચુકી છું. જો આપ એ પ્રતિજ્ઞાભંગનું પાપ આપને માથે લો તો હું રીસાવું છોડી દઉં.' રાણી સ્હમજતી હતી કે ઈશ્વરદાસ ઘણા હરિભક્ત છે એટલે પ્રતિજ્ઞા ભંગ કર્યાનું પાપ પોતાને માથે કદી નહીં લે. પરન્તુ ઇશ્વરદાસને તો કોઈ પણ યુક્તિથી રાજાનું 'દુઃખ મટાડવું હતું, એટલે એમણે એ વાત કબુલ રાખી ને પોતે બહાર આવ્યા રાવ માલદેવની પાસે જઈને ત્હેમણે બધી વાત કહી, તથા રાણીની પ્રતિજ્ઞા ભંગ કર્યાનું પાપ પોતાને માથે વહોરી લીધામાં પોતાને માથે કેવો દોષ લેવો પડશે તે પણ જણાવ્યું. માલદેવ હવે ઈશ્વરદાસને સાથે લઈને રૂઠી રાણીને મહેલ ગયા. ઉમાદેએ ઈશ્વરદાસજીને કહ્યું કે ત્હમે પડદાની અંદર હાથ રાખીને પાણી લઇને સંકલ્પ કરો કે ઉમાદેને જે પાપ લાગે તે મ્હારે માથે

આ વખતે રાવમાલદેવે ઈશ્વરદાસજીને બદલે પોતે પડદાની
ર હાથ ઘાલી દીધો અને પ્રતિજ્ઞા લેવા માંડી. ઉમાદે પોતાના
નો હાથ તરત ઓળખી ગઇ. આ પ્રમાણે દગો રમવાથી
ઈશ્વરદાસજી ઉપર ઘણી અસંતુષ્ટ થઇ અને ત્હેમને કડવાં
મંભળાવીને ત્યાંથી ચાલી ગઈ, ત્યાર પછી એ આખી જીંદગી
। પોતાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહી.

રાણી ઉમાદેનો સૌથી વિશેષ સ્નેહ પોતાની શોક્ય કછવાહી
। લાછલદે ઉપર હતો. રાણી લાછલદે માલદેવની પટરાણી
. રાણી લાછલદેના પુત્ર રામસિંહ ઉપર રાણી ઉમાદે સગા
જેટલો પ્રેમ રાખતી હતી. એક વખતે રામસિંહે મંડોરમાં
દેવને ગાદી ઉપરથી ઉતારી મુકવાનો પ્રયત્ન કર્યો ત્યારે
દેવે અપ્રસન્ન થઇને રામસિંહ તથા ત્હેની માતા લાછલદેને
ાના રાજ્યમાંથી કહાડી મુકવાનો હુકમ કર્યો. રાણી ઉમાદે
આ પ્રસંગે રાણી લાછલદેની સાથે જોધપુર જતી રહી.
રપુરના મહારાણાએ કેલવાગામ રામસિંહને લખી આપ્યું
ા ત્રણે જણાં ત્યાં રહેવા લાગ્યાં.

ઈ. સ. ૧૫૬૧મા અકબર બાદશાહે રાવ માલદેવનું બળ
છું કરવા માટે મારવાડ ઉપર પોતાનું સૈન્ય મોકલ્યું. એ
તે બાદશાહ અને માલદેવની સેના વચ્ચે ઘણું ભીષણ યુદ્ધ
. આખરે મહામહેનતે બાદશાહની સેનાએ માલોટ અને
ગોડના કિલ્લાઓ ઉપર અધિકાર મેળવ્યો. બાદશાહના એક
ાપતિએ રાણી ઉમાદેના ગામ કેલવા ઉપર પણ ચ્હડાઇ કરી.
ણીએ પોતાના વીરરાજપુત સૈનિકોની મદદથી શત્રુઓ સાથે
ી બહાદુરીથી યુદ્ધ કર્યું. ઘણા મુસલમાન સૈનિકો માર્યા ગયા

અને છેવટે બચેલા સિપાહીઓ પણ અગિયારા ગણી ગયા.

સંવત્ ૧૬૧૯ ના કાર્તિક સુદી બારશે રાવ માલદેવનો સ્વર્ગવાસ થયો અને જોધપુરમા એ વખતે જેટલી રાણીઓ હાજર હતી તે ત્હેમની સાથે સતી થઈ. મહા રાવના મૃત્યુ પછી ત્રીજે દિવસે ત્હેમની પાઘડી 'કેલવા' ગામમા પહોંચી એ પાઘડી લઇને રાણી ઉમાદે પણ સત્વર સતી થવાને તૈયાર થઇ જે રાણીએ સત્તાવીસ વર્ષ સુધી પતિની સાથે રૂસણું લીધુ હતું તેજ રાણી ઉમાદે આજે પતિના મૃત્યુના સમાચાર સાભળીને બોલી ઉઠી 'હવે કોનાથી રીસાવુ ? જ્હેમની સાથે રીસાઇ હતી તેજ ચાલ્યા ગયા તો હવે મ્હારે જીવીને શું કરવુ ?' રાણી ઉમાદે અને ત્હેની સપત્ની લાછલદે પતિ માલદેવની પાઘડીને ખોળામાં લઇને ચિતામા બેસી ગઇ; ત્હેમનો પુત્ર રામસિંહ રાજ્યના લોભમા એ ચિતામા આગ મુકયા વગરજ સીધો જોધપુર ચાલ્યો ગયો હતો, એટલે જોધપુરથી આવેલા એક રાઠોડ રાજપુતે ચિતામા આગ મુકી પોતાની ચિતામા આગ મુકયા વગરજ ચાલ્યા જવા માટે રૂઠી રાણી ઉમાદે રામસિંહ ઉપર ઘણી ગુસ્સે થઇ અને પોતાના નિવાસ સ્થાન 'કેલવા' ગામ આગ મુકનાર રાઠોડને આપી દેવાને ઉદયપુરના રાણા ઉપર એક પત્ર લખતી ગઈ. રાઠોડ સરદારે ઉમાદે તથા લાછલદેની ચિતામા આગ મુકી, જોતજોતામાં ત્હેમના સુંદર શરીર ભસ્મી ભૂત થઇ ગયા. આજ રૂઠી રાણીને મરી ગયે લગભગ ૩૫૦ વર્ષ થઇ ગયાં, પરન્તુ એનું ગુણ કીર્તન આજે રાજસ્થાનમાં સર્વત્ર થયા કરે છે.



# રત્ન—પર. વીરધાત્રી પન્ના.

જવાહિરબાઇના વૃત્તાંતમાં આપણે જોઈ ગયા છીએ કે રાણા સંગ્રામસિંહનો જ્યેષ્ઠ પુત્ર વિક્રમ દુશ્મનોથી ડરીને કાયર મનુષ્યની પેઠે ન્હાશી ગયો હતો. ગમે તેટલું દુઃખ વેઠયા છતાં પણ એણે પોતાની ખરાબ ટેવો છોડી નહીં. ખરાબ યુવકોની દોસ્તી ત્હેણે ચાલુજ રાખી. ત્હેની વર્તણુક દિવસે દિવસે એટલી બધી ખરાબ થતી ગઇ કે સરદારોનો ત્હેના ઉપરથી બિલકુલ વિશ્વાસ ઉઠી ગયો. વિક્રમસિંહને રાજ્યભ્રષ્ટ કરવાનો ત્હેમણે સંકલ્પ કર્યો. પણ હવે રાણાની ગાદીએ કોને બેસાડવો? વિક્રમનો ન્હાનો ભાઈ ઉદયસિંહ એ વખતે ૭ વર્ષનો બાળક હતો. રાણા વંશમાં એવો કોઇ પ્રતિભાશાળી પુરૂષ નહોતો કે જે વિક્રમ અને તેના પક્ષકારોનું દમન કરીને રાજ્યનો કારોબાર સારી રીતે ચલાવે.

રાણાના કુટુંબમાં વનવીર નામનો સંગ્રામના ભાઇ પૃથ્વીરાજનો ખવાસ પુત્ર રહેતો હતો. એ ઘણો બહાદૂર હતો, એની વીરતાને લીધે મહારાણા સંગ્રામસિંહ પણ ત્હેના ઉપર ઘણા પ્રસન્ન રહેતા હતા. તે ભણ્યો ગણ્યો તો કાંઈ પણ નહોતો, પણ રાત દિવસ રાણા સંગ્રામસિંહ જેવા પ્રતિભાશાળી વીર રાણાની સાથે રહેવાથી એણે રાજ્યપ્રબંધનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. વિક્રમ અને ત્હેના સાથીઓનું દમન કરીને યુક્તિપૂર્વક રાજ્ય ચલાવે એવો એ વખતે એ એકજ પુરૂષ ચિતોડમાં હતો. સરદારોએ વિક્રમને પદભ્રષ્ટ કરીને ત્હેની જગ્યાએ સગીર વયના બાળક ઉદયસિંહને

ગાદીએ બેસાડયો. ઉદયસિંહ પુખ્ત ઉમરનો ન થાય ત્યા સુધી રાજ્યનો વહીવટ ત્હેમણે વનવીરના હાથમા સોપ્યો.

રાણા ઉદયસિંહના વાલી તરીકે આખા ચિતોડની લગામ વનવીરના હાથમા આવી. પણ એટલાથી એ ધરાયો નહીં કાળા અક્ષરને કુટી મારે એવા નિરક્ષર વનવીરના હાથમા ચિતોડ જેવા રાજસ્થાનમાં શ્રેષ્ઠ ગણાતા રાજ્યનો પ્રબંધ આવ્યો તોપણ ત્હેની તૃષ્ણા મટી નહીં ત્હેનો લોભ વધતોજ ગયો. ઉદયસિંહ પુખ્ત ઉમરનો થયા પછી પોતાને રાજ્ય સત્તા છોડી દેવી પડશે એ વિચાર ત્હેને અસહ્ય થઇ પડયો. વંશપરંપરા રાજ્ય પોતાના હાથમાજ રહે એવો પ્રપંચ રચવાનો ત્હેણે યત્ન કર્યો. એ દુષ્ટ વાસનાથી એણે બાળક ઉદયસિંહની હત્યા કરવાનો નિશ્ચય કર્યો.

રાણાના કુટુંબમા પન્ના નામની એક દાસી હતી, ઘણી પેઢીઓથી ત્હેના પૂર્વજો રાણા વંશીઓનું દાસત્વ કરતા આવ્યા હતા. આથી પન્નાના હૃદયમા રાણા વંશને માટે ઘણીજ ભક્તિ હતી. માબાપ વગરના બાળક ઉદયસિંહને ઉછેરવાનુ કાર્ય એ ધાત્રી પન્નાને સોપવામા આવ્યું હતું. પન્નાને ચંદન નામનો એક પુત્ર હતો. તે વયમા ઉદયસિંહ જેવડોજ હતો. એ બન્ને બાળકોને પન્ના સરખા સ્નેહથી પાળતી હતી. બન્નેની સાથે ત્હેનો એવો પ્રેમમય વ્યવહાર હતો કે પન્નાનો પોતાનો પુત્ર કયો અને ઉદયસિંહ કયો તે ઓળખવું મુશ્કેલ હતું. બાળક ઉદયસિંહ પણ પન્નાનેજ ' મા ' કહીને બોલાવતો, પન્નાના લાડને લીધે માતૃસ્નેહનો અભાવ ત્હેને કદી જણાતો નહીં પોતાની માતાને સંભારીને એ કદી રોતો નહીં.

અંધારી રાત હતી. ઉદય અને ચંદન પથારીમાં સુઇ રહ્યાં હતાં. પન્ના ત્હેમની પાસે બેસીને કાંઇ કામ કરી રહી હતી.

એવામાં ઓચિંતો એક હજામ ત્યાં આવ્યો, એ હજામ પણ રાણા કુળનો વંશપરંપરાનો નોકર હતો. સ્વામીભક્તિ ત્હેની રગેરગમાં વહેતી હતી. પોતાનાજ જેવો રાણા વંશનો આશ્રિત સાધારણ ગુલામ થોડા દિવસમાં આવી મ્હોટી પદવી એ મ્હડી ગયો એ ત્હેને અસહ્ય થઇ પડયું હતું. મૂળથીજ ત્હેને વનવીર માટે ઘણો તિરસ્કાર હતો અને તેથીજ વનવીરે પોતાનો સંકલ્પ ગમે તેટલો ગુપ્ત રાખવાનો યત્ન કર્યો હતો તોપણ ચતુર નાપિતરાજ ત્હેની અધમ વાસના પારખી શકયા હતા. આજે મોડી રાતે એણે પન્નાની પાસે આવીને કહ્યું 'પન્ના વનવીરે વિક્રમસિંહનો વધ કર્યો છે, અને હમણાંજ ઉદયસિંહની હત્યા કરવા એ મહેલમાં આવશે.'

પન્નાના માથા ઉપર આફતનું વાદળ તુટી પડયું. કુમાર ઉદયનું રક્ષણ કરવાનો ઉપાય શો ? એ વખતે મેવાડ વંશનો એક માત્ર વારસ એ બાળકજ હતો. એ બાળકની હત્યા કરવામાં આવે તો બાપા રાવળ, સમરસિંહ, લક્ષ્મણસિંહ, હમીર, રાયમલ્લ, અને સંગ્રામસિંહ જેવા રાજસ્થાનના સર્વશ્રેષ્ઠ વીર પુરૂષોનો વંશ, નિર્મૂળ જાય એમ હતું. પન્ના રાજપુતાણી હતી, રાણા વંશનું નિકંદન પોતાના ચક્ષુ આગળ થતું. એક રાજપુત રમણી કેવી રીતે જોઈ શકે ? એ દશ્ય ત્હેનાથી કેમ સહન થાય ?

રાણા વંશના અસ્તિત્વનો આધાર આજે પન્નાના હાથમાં હતો. પોતાનો જીવ આપીને, જીવ કરતાં પણ હજારગણી પ્રિય

વસ્તુ આપીને પણ, આજ બાળક ઉદયસિંહનો પ્રાણ બચાવવાનો ત્હેણે સંકલ્પ કર્યો.

કેવી રીતે ત્હેમનું રક્ષણ કરવું તે સંબંધી પન્નાએ ક્ષણભર વિચાર કર્યો. એકવાર ઉદય અને ચંદનના સ્હામું જોયું. એ વખતે ત્હેના મુખ ઉપર રાજપુત રમણીની ભીષણ દૃઢતા જણાઇ આવતી હતી. થોડીવાર પછી એણે હજામને કહ્યું 'નેગીજી ! (રાજપુતાનામાં હજામને એ નામથી બોલાવાય છે) આ મેડામાં ફળની એક ટોપલી છે એમાં ઉદયસિંહને મુકીને ઉપરથી ફળ ફુલ ઢાંકીને મહેલની બહાર લઇ જાઓ. ત્હેને લઇને નદી કિનારે જજો. હું ત્હમને ત્યાં આગળ આવી મળીશ.' હજામે કહ્યું 'તું પણ ચંદનને લઈ સાથેજ શા માટે નથી આવતી ?' પન્નાએ કહ્યું 'ઉદયને લઇને આપણે બધાં એક સાથે પલાયન કરી જઇએ તો તેથી આપણું કાર્ય સરશે નહીં. વનવીર આજે ચિતોડનો કર્તાહર્તા છે. જો એને ખબર પડે કે ઉદય ન્હાશી ગયો છે, તો તરતજ એ ચારે તરફ માણસો દોડાવીને ત્હેને ખોળી કહાડે અને સત્વર એનો સંહાર કરે.'

નાપિતે કહ્યું 'તો શુ ત્હારા અહિં રહેવાથી એ ઉદયને માટે તપાસ નહીં ચલાવે ?'

પન્નાઃ-'હા, એવી તપાસ નહીંજ કરાવે.'

નાપિતઃ—એ કેવી રીતે.

પન્ના'—વનવીરને ખબર પડે કે ઉદય જીવેછે, તો એ તપાસ કરાવેને ? એને તો એમજ સ્હમજાવવું જોઇએ કે ઉદયની હત્યા કરીને ત્હેણે પોતાનો માર્ગ નિષ્કટંક કર્યો છે.

નાપિત'–' એને માટે શુ કરવું ?'

પન્નાઃ–' નેગીજી ! મ્હને એ સંબંધી પૂછશો નહીં. એની કલ્પના કરતાં મ્હારૂં હૈયું ફાટી જાય છે. ત્હમે મ્હારા હૈયાના હાર ચંદનને અહિંયાં જુઓ છો. આજ રાણાવંશના રક્ષણ સારૂ, ચિતોડના ગૌરવના રક્ષણ સારૂ, ચંદનનો 'હું ત્યાગ કરીશ.'

નાપિતઃ–એ કેવી રીતે ?

પન્નાઃ–' ઉદયનાં કપડાં પહેરાવીને ચંદનને ત્હેના બિછાનામાં સુવાડીશ. વનવીર આવશે તો ત્હેનેજ ઉદય તરીકે ઓળખાવીશ.'

નાપિત તો સ્તબ્ધજ થઇ ગયો ત્હેણે આશ્ચર્ય સાથે કહ્યું 'પન્ના ! તું માણસ છે કે રાક્ષસ છે ?'

પન્નાએ કહ્યું 'આજ હું રાક્ષસી છું. સાતવાર રાક્ષસી; જનેતા થઇને ચંદનને મૃત્યુના મુખમાં સોંપું છું.' આટલું બોલતાં બોલતાં ત્હેનું હૃદય ભરાઈ આવ્યું. પણ થોડીવાર પછી આત્મસંવરણ કરીને એણે ખુલાસો કર્યો. 'જે રાણાવંશ આજ સુધી મેવાડનું રક્ષણ કરતો આવ્યો છે, જે રાણાવંશને હાથે મેવાડનું ગૌરવ ભવિષ્યમાં પણ વધવાનો સંભવ છે, જે રાણા કુલના નામથી આપણા જન્મસ્થાન ચિતોડની પ્રતિષ્ઠા વધી છે, તે રાણાવંશના રક્ષણ સારૂ હું મ્હારા ચંદનનો ભોગ આપું તો ત્હેમાં વધારે શું કરૂં છું ? આજ રાણાના કુમાર ઉદયસિંહની ખાતર મ્હારો એક પુત્ર ત્હેનો પ્રાણ સમર્પણ નહીં કરે ? નેગીજી ! હું રાજપુતાણી છું; મ્હારો પુત્ર રાજપુત બાળક છે. રાણાના સોબતી તરીકે રાણાના જીવનના રક્ષણાર્થે યુદ્ધમાં મરવું એ ત્હેનું મુખ્ય કર્તવ્ય હતું. થોડા વરસ પછી, પોતાની ઇચ્છાથીજ રાણા માટે પ્રાણ આપીને એ પોતાને ધન્ય માનત, તો પછી આજ બાલ્યાવસ્થામાં માની ઇચ્છાથી એજ ગતિને પામવામાં

એ પોતાના જીવનને સફળ નહીં કરે? પોતાના ક્ષુદ્ર જીવનના બદલામાં આજ એ રાણાના પવિત્ર વંશને દુનિયામાં કાયમ રાખવાને ભાગ્યશાળી નીવડશે, એ શું ઓછા ગૌરવની વાત છે? માટે જાઓ નેગીજી, હવે ત્હમે વિલંબ ન કરશો. વનવીર હમણાજ આવી પહોચશે. હમણાંને હમણાજ ત્હમે ઉદયને લઇને સહી સલામત ઠેકાણે પહોચી જાઓ.'

નાપિતે પન્નાને પ્રણામ કરીને કહ્યુ 'પન્ના, ત્હને મ્હેં રાક્ષસી કહી એ મ્હારી ભૂલ થઇ. તું રાક્ષસી નથી. માનવી પણ નથી. તું ખરેખરી દેવી છે.

એટલું કહીને એ એક ફળની ટોપલી લઇ આવ્યો. એ ટોપલીમા પન્નાએ ઉદયને સુવાડીને ત્હેના ઉપર ફળ ફુલ અને પાદડાં ઢાકી દીધાં નાપિત એ ટોપલી લઇને બહાર ગયો. પન્નાએ ચદનને ઉદયના વસ્ત્ર પહેરાવીને ચુપચાપ ઉદયના પાગણામાંજ સુવાડી દીધો.

થોડીવારમાં ખુલ્લી છુરી લઇને વનવીર આવી પહોચ્યો કઠોર સ્વરે ત્હેણે પન્નાને પુછયુ 'ઉદય કયા છે?'

પન્ના કાંઈ બોલી શકી નહીં આગળીના ઇશારે ત્હેણે ચંદનને બતાવ્યો. વનવીરે તરતજ તીક્ષ્ણ છુરીથી ચદનની છાતી ફાડી નાખી. એ વેદનામા ચદને એક કારમી ચીસ પાડીને દેહત્યાગ કર્યો. એ ચીસનો પડઘો આખા મહેલમા ગુજી રહ્યો નિશ્ચળ દેવીપ્રતિમાની પેઠે પન્નાએ ઉભી રહીને આ દારૂણ દૃશ્ય પોતાની આખે જોયું.

રાણાવંશનું નિકદન કહાડયુ છે, એવા સતોષ સાથે વનવીર મહેલમાથી ચાલ્યો ગયો લોહીથી ખરડાએલા પુત્રના શબને

ખોળામાં લઇને પન્ના વેગસહિત અંધારી રાતે નદીને કિનારે ગઈ. ત્યાં આગળ નાપિત નિદ્રિત ઉદયસિંહને લઇને હેની વાટ જોતો હતો. નાપિતની મદદથી પન્નાએ પોતાના પુત્રનો અગ્નિસંસ્કાર કર્યો. અને ત્યાર પછી બન્ને જણાં મેવાડના કોઇ દૂરના સ્થાનમાં જઇને સંતાઈ રહ્યાં.

મેવાડના પહાડી પ્રદેશમાં આશાશા નામનો કોઇ જૈન શેઠીઓ રહેતો હતો. પન્નાએ ઉદયસિંહ સાથે એના ઘરમાં આશ્રય લીધો.

નરપિશાચ વનવીરના જુલમથી ચિતોડના સરદારો ધીમે ધીમે ઘણો ત્રાસ પામી ગયા, એ વખતે ઉદય મ્હોટો થયો હતો. ઉદયસિંહને શોધી કહાડી તે ઇ. સ. ૧૫૪૧ માં ત્હેમણે ઉદયસિંહને ગાદીએ બેસાડયો.

પન્ના એ વખતે જીવતી હતી.

---

## રત્ન—૫૩ કૃષ્ણાબાઈ.

---

એ વડનગરની નાગરણ હતી એવું માલમ પડે છે. સીતાજીની કાંચળી નામે જે એનું કાવ્ય છે તે સુપ્રસિદ્ધ છે. સ્ત્રીઓમાં તે વિશેષે કરીને જાણીતું છે. સ્ત્રીના સ્વભાવ તથા આચાર વિચારનું એમાં આબેહુબ વર્ણન છે; તે સિવાય એનાં કૃષ્ણનાં હાલરડાં અને બીજાં ગીતો છે. એની જીવનકથા અપ્રસિદ્ધ છે. મીરાંબાઈ કરતાં એની કાવ્ય શક્તિ ઉતરતા પ્રકારની છે.

---

## રત્ન—૫૪. પુરીબાઈ.

એ ગુજરાતની સ્ત્રી કવિ હતી. ત્હેણે લખેલું સીતામંગળ કાવ્ય પ્રસિદ્ધ છે અને ત્હેના કેટલાક ભાગ લગ્ન પ્રસંગે સ્ત્રીઓ ગાય છે. ત્હેનાં જે કાવ્યો પ્રસિદ્ધ છે તે પરથી ત્હેની કવિત્વ શક્તિ સામાન્ય હોય એવું જણાય છે. ત્હેની ભાષા ગૌરવવાળી છે. ત્હેના જીવનની હકીકત જણાએલી નથી.

## રત્ન—૫૫. રૂપમતી.

રૂપમતીનો જન્મ ઉજ્જનથી ૫૫ માઈલ દૂર ઈશાન ખુણામાં કાલીસિંધ નદીના કિનારા ઉપર સારંગપુર નામના ગામમાં થયો હતો. ત્હેની માતા એક વેશ્યા હતી. રૂપમતીમાં નામ અનુસાર ગુણ નહોતા, અર્થાત્ એ ઘણી સુંદર નહોતી. પરન્તુ એ છેક કદરૂપી પણ નહોતી. તે ઘણી સુંદર પણ નહોતી તેમ બેડોળ પણ નહોતી. પરન્તુ ત્હેની કાન્તિ સરસ હતી. ત્હેનો સ્વભાવ ઘણો સરળ અને સીધો હતો તથા ત્હેની બોલચાલ ઘણીજ મીઠી અને મનોહર હતી. ગાવાનો તથા વાજીંત્ર વગાડવાનો ત્હેને ઘણોજ શોખ હતો, અને ત્હેને લીધે ત્હેણે ઘણી પ્રસિદ્ધિ મેળવી હતી.

એ સમયમાં બાજ બહાદૂર નામનો એક પઠાણ સરદાર માળવાનો સ્વતંત્ર રાજા બની બેઠો હતો. ત્હેને પણ શિકારનો, સંગીતનો અને કવિતા રચવાનો, ઘણો શોખ હતો. રૂપમતીને

ત્હેણે પોતાની સ્ત્રી બનાવી અને બન્ને જણાં સુખે રહેવા લાગ
પતિપત્નીમાં ઘણોજ પ્રેમ જામ્યો. બન્નેના સ્વભાવ, રંગ, પ્રકૃ
અને ગુણ એક બીજાને મળતાં હોવાથી, તથા બન્નેને સંગ
વિદ્યામાં એક સરખો શોખ હોવાથી બન્નેના પ્રાણ એકરૂપ ર
ગયા હતા ટુંકામાં એ એક ઘણું સુખી જોડું હતું.

રૂપમતી ઉપર બાજ બહાદૂરની ઘણી પ્રીતિ હતી. તે એ
વચન કદાપિ ઉથાપતો નહીં. રૂપમતીને માટે ઉત્તમોત્તમ વ
શીવવાને માટે દરજીઓ તથા સુંદર આભૂષણો ઘડવા મ
સોનીઓ હમેશાં બાજ બહાદૂરના મહેલમાં કામ કર્યેજ જત
રાજકાર્યમાં ભલે વિલંબ થાય, પણ રૂપમતીની આજ્ઞા પ
પાડવામાં એક ક્ષણનો પણ વિલંબ થતો નહીં. ખડિયો કલ
ભલે ન મળે, દફતરમાં ભલે આગ લાગી જાય, પણ સિત
અને તબલા હમેશાં તૈયાર રહેતાં હતાં. એના ઉપર કોઇ દિવ
ધૂળ ચ્હડવા પામતી નહીં. આ પ્રમાણે રાજા બાજ બહાદ
રૂપમતીના પ્રેમમાં એવો લીન થઇ ગયો કે રાજનું બધું કા
પોતાના દીવાનને ભરોસે છોડીને એ પોતે રાત દિવસ રાણી
પાસે બેઠો રહેતો અને ગાનતાન ઉડાવ્યા કરતો.

વખત જતાં વાર લાગતી નથી આવા અપૂર્વ આનંદ
ત્હેમણે સાત વર્ષ ગાળ્યાં પરન્તુ સુખ ઘણા દિવસ ટકતું નથ
આ પ્રેમી યુગલના ઉપર પણ એકદમ દુઃખનાં વાદળ આવ
લાગ્યાં અને ત્હેમના આનંદનો અન્ત સમીપ આવી પહોંચ્યો
ઈ. સ. ૧૫૬૦માં બાદશાહ અકબરનો સરદાર આદમખાં સે
લઇને માળવા ઉપર ચ્હડી આવ્યો. એ વખતે બાજ બહાદૂ
ઘણો ગભરાયો. સિતાર અને સારંગી, તબલા, એ એને ઠેકા

# રત્ન—૫૪. પુરીબાઈ.

એ ગુજરાતની સ્ત્રી કવિ હતી. ત્હેણે લખેલું સીતામગળ કાવ્ય પ્રસિદ્ધ છે અને ત્હેના કેટલાક ભાગ લગ્ન પ્રસગે સ્ત્રીઓ ગાય છે ત્હેના જે કાવ્યો પ્રસિદ્ધ છે તે પરથી ત્હેની કવિત્વ શક્તિ સામાન્ય હોય એવુ જણાય છે ત્હેની ભાષા ગૌરવવાળી છે ત્હેના જીવનની હકીકત જણાએલી નથી

# રત્ન—૫૫. રૂપમતી.

રૂપમતીનો જન્મ ઉજ્જનથી ૫૫ માઈલ દૂર ઈશાન ખુણામા કાલીસિંધ નદીના કિનારા ઉપર સારગપુર નામના ગામમા થયો હતો ત્હેની માતા એક વેશ્યા હતી રૂપમતીમા નામ અનુસાર ગુણ નહોતા, અર્થાત્ એ ઘણી સુંદર નહોતી પરન્તુ એ છેક કદરૂપી પણ નહોતી તે ઘણી સુદર પણ નહોતી તેમ બેડોળ પણ નહોતી. પરન્તુ ત્હેની કાન્તિ સરસ હતી ત્હેનો સ્વભાવ ઘણો સરળ અને સીધો હતો તથા ત્હેની બોલચાલ ઘણીજ મીઠી અને મનોહર હતી ગાવાનો તથા વાજીત્ર વગાડવાનો ત્હેને ઘણોજ શોખ હતો, અને ત્હેને લીધે ત્હેણે ઘણી પ્રસિદ્ધિ મેળવી હતી

એ સમયમા બાજ બહાદૂર નામનો એક પઠાણ સરદાર માળવાનો સ્વતત્ર રાજા બની બેઠો હતો. ત્હેને પણ શિકારનો, સગીતનો અને કવિતા રચવાનો, ઘણો શોખ હતો રૂપમતીને

ત્હેણે પોતાની સ્ત્રી બનાવી અને બન્ને જણાં સુખે રહેવા લાગ્યાં. પતિપત્નીમાં ઘણોજ પ્રેમ જાગ્યો. બન્નેના સ્વભાવ, રંગ, પ્રકૃતિ અને ગુણ એક બીજાને મળતાં હોવાથી, તથા બન્નેને સંગીત વિદ્યામાં એક સરખો શોખ હોવાથી બન્નેના પ્રાણ એકરૂપ થઈ ગયા હતા ટુંકામાં એ એક ઘણું સુખી જોડું હતું.

રૂપમતી ઉપર બાજ બહાદૂરની ઘણી પ્રીતિ હતી. તે એનું વચન કદાપિ ઉથાપતો નહીં. રૂપમતીને માટે ઉત્તમોત્તમ વસ્ત્ર શીવવાને માટે દરજીઓ તથા સુંદર આભૂષણો ઘડવા માટે સોનીઓ હમેશાં બાજ બહાદૂરના મહેલમાં કામ કર્યેજ જતા. રાજકાર્યમાં ભલે વિલંબ થાય, પણ રૂપમતીની આજ્ઞા પૂરી પાડવામાં એક ક્ષણનો પણ વિલંબ થતો નહીં. ખડિયો કલમ ભલે ન મળે, દફતરમાં ભલે આગ લાગી જાય, પણ સિતાર અને તબલા હમેશાં તૈયાર રહેતાં હતાં. એના ઉપર કોઇ દિવસ ધૂળ સ્હડવા પામતી નહીં. આ પ્રમાણે રાજા બાજ બહાદૂર રૂપમતીના પ્રેમમાં એવો લીન થઈ ગયો કે રાજનું બધું કામ પોતાના દીવાનને ભરોસે છોડીને એ પોતે રાત દિવસ રાણીની પાસે બેઠો રહેતો અને ગાનતાન ઉડાવ્યા કરતો.

વખત જતાં વાર લાગતી નથી આવા અપૂર્વ આનંદમાં ત્હેમણે સાત વર્ષ ગાળ્યાં પરન્તુ સુખ ઘણા દિવસ ટકતું નથી. આ પ્રેમી યુગલના ઉપર પણ એકદમ દુઃખનાં વાદળ આવવા લાગ્યાં અને ત્હેમના આનંદનો અન્ત સમીપ આવી પહોંચ્યો. ઈ. સ. ૧૫૬૦માં બાદશાહ અકબરનો સરદાર આદમખાં સેના લઈને માળવા ઉપર ચ્હડી આવ્યો. એ વખતે બાજ બહાદૂર ઘણો ગભરાયો. સિતાર અને સારંગી, તબલા, એ એને ઠેકાણે

રહ્યાં, તાન ટપ્પા જતા રહ્યા, અને હવે તો જાન જવાનો વખત આવી પહોંચ્યો. અત્યાર સુધી એ ચાર ગવૈયાઓ સિવાય બીજા કોઇના ઉપર બાજ બહાદૂરે સ્નેહ બતાવ્યો નહોતો એટલે આવે વખતે એને કોણ મદદ આપે? એ તો પોતાનો પ્રાણ બચાવવા સારૂ જંગલમાં ન્હાશી ગયો અને ત્હેનું રાજ્ય તથા રૂપમતી આદમખાંના હાથમાં આવ્યાં.

આદમખાં બાદશાહના કૃપાપાત્ર સરદારોમાંનો એક હતો એટલે એની આગળ ચું કે ચાં કરવાની હિંમત ભલભલા રાજાઓની ચાલતી નહીં. તો પછી એક નિરાધાર અબળા રૂપમતીનું તો શું ગજું! આદમખાંએ ત્હેને પોતાની પત્ની બનાવવાની ઇચ્છા કરી અને રૂપમતીને પણ લાચાર થઇને એનું કહેવું સ્વીકારવું પડ્યું. પરન્તુ એ કામ રૂપમતીની ઈચ્છાથી થયું નહોતું. પોતાના પ્રિયપતિને ખોઇને ત્હેના શત્રુની પત્ની બનવું એ રૂપમતીને જરાપણ પસંદ પડ્યું નહીં. એ હતી તો વેશ્યાની છોકરી પણ ઘણીજ પતિવ્રતા અને સાધ્વી હતી. પરાયા પુરૂષનું મ્હોં જોવું એ ત્હેને ઝેર ખાઇને મરી જવા કરતાં પણ ખરાબ લાગતું હતું. દબાણને લીધે એણે આદમખાં સાથે લગ્ન તો કરી દીધું, પણ ત્હેનું મન પહેલાંની પેઠેજ સ્વતંત્ર હતું. પોતાના હૃદયમાં ત્હેણે બાજ બહાદૂર વગર બીજા કોઇને સ્થાન ન આપ્યું.

અસ્તુ! આખરે રૂપમતીના વિલાસભવનમાં આદમખાંને જવાનો દિવસ આવી પહોંચ્યો. આજે ત્હેણે પોતાનો મહેલ ઘણીજ સરસ રીતે શણગાર્યો, પોતે પણ ઉત્તમોત્તમ વસ્ત્રાભૂષણ પહેર્યા, અને એક કીંમતી પલંગ ઉપર સુગંધિદાર અત્તર છાંટીને નિયત સમયે મ્હોં ઉપર રૂમાલ ઢાંકીને સુઇ ગઈ. જાણે કે

આદમખાંને આવતાં વાર લાગવાથી એ રીસાઇને સુઈ ગઇ હશે.

થોડીવાર પછી આદમખાં ઘણા ઠાઠ સાથે, હર્ષપૂર્વક રાણી રૂપમતીના મહેલમાં આવ્યો અને ત્હેના પલંગ પાસે જઈને ત્હેને ઘણા પ્રેમપૂર્વક જગાડવા લાગ્યો. પણ જાગે કોણ? રાણી રૂપમતી તો પહેલેથીજ વિષ ખાઇને એવી ગાઢ નિદ્રામાં સુઈ ગઇ હતી કે આદમખાં માથું ફોડીને મરી જાય તોપણ એનું જાગવું અસંભવિત હતું. જીવના જોખમે પણ રાણી રૂપમતીએ પોતાનું શિયળ સાચવ્યું.

એના તકીઆ નીચેથી એક કાગળનો ટુકડો મળી આવ્યો ત્હેમાં નીચેનો દુહો લખ્યો હતો.

રૂપમતી દુખિયા ભઇ, બિના બહાદૂર બાજ;
અબ જિય તુમપે જાત હૈ, યહાં કહા હૈ કાજ.

## ૨૯ન—૫૬. ચાંપાદે રાણી.

એ જૈસલમીરના રાવ લહરરાજની પુત્રી અને બિકાનેરના રાજા રાજસિંહજીના ભાઇ પૃથ્વીરાજની રાણી હતી. ચાંપાદેના પહેલાં પૃથ્વીરાજનું લગ્ન લાલાંદેજી નામની સ્ત્રી સાથે થયું હતું. એ પણ જૈસલમીરના ભટ્ટી રાજપુતનીજ કન્યા હતી. અને કેટલાકના કહેવા પ્રમાણે એ ચાંપાદે રાણીની બ્હેનજ હતી, પરન્તુ જૈસલમીરના ઈતિહાસથી એ વાત સિદ્ધ નથી થતી. કારણ કે રાવ લહરરાજની ત્રણ કન્યાઓનાં નામ ગંગા, ચાંપા, અને નાથી હતાં.

અસ્તુ! પૃથ્વીરાજ જેવા રસજ્ઞ કવિ હતા, તેવીજ ત્હેમને લાલાંદે જેવી રસીલી રમણી મળી હતી. ત્હેના રસમાં મસ્ત

રહીને પૃથ્વીરાજ સુખચેનમાં દિવસ વ્યતીત કરતા હતા. પરન્તુ દુર્ભાગ્યથી ભરજવાનીમાં થોડોક મંદવાડ ભોગવીને રાણી લાલાંદે સ્વર્ગમાં સિધાવી. પૃથ્વીરાજ જેવા પ્રેમી અને રસિક પતિને પ્રાણાધિક પત્નીના અકાળ મૃત્યુથી જે શોક થયો હશે, ત્હેનું અનુમાન રસિક વાંચકોજ કરી શકશે. પોતાની પ્રિયતમાના સુકુમાર દેહને આગમાં બળતો જોઇને એ એટલા બધા વ્યાકુળ થઈ ગયા કે ત્હેમના મ્હોંમાંથી આ દુહો નીકળી ગયો.

તો રાંધ્યો નહિં ખાવસ્યોરે! બાસ દે નિસદ્;
મો દેખત તૂ બાલિયા, લાલ રહંદા હદ્.

પોતાની પ્રિયાના નાજુક દેહને ભસ્મીભૂત કરવાના દોષ માટે ત્હેમણે અગ્નિમાં રાંધેલું ભોજન ખાવું છોડી દીધું. સુખ વિલાસમાં જન્મથી રહેલા રાજપુત્ર ફળાહાર કરીને કેવી રીતે રહી શકે? ત્હેમનું શરીર બગડવા લાગ્યું અને મરણતોલ થઈ ગયા. આખરે લોકોએ એમને ઘણું સ્હમજાવીને ત્હેમનું લગ્ન ચાંપાદે રાણી સાથે કરાવ્યું. ચાંપાદે રૂપ, ગુણ અને લાવણ્યમાં લાલાંદેથી પણ વધે એવી હતી, એટલે પૃથ્વીરાજનું દુઃખી હૃદય કાંઈક શાન્ત થયું. બન્ને ઘણા પ્રેમ અને પ્રસન્નતાપૂર્વક રહેવા લાગ્યાં, ચાંપાદેને દેખ્યા વગર પૃથ્વીરાજને જરા પણ ચેન પડતું નહીં.

પૃથ્વીરાજજી ઘણા હરિભક્ત તથા કવિ હતા. એટલે એમની સોબતથી ચાંપાદેને પણ કવિતા રચતાં આવડ્યું હતું. ઘણી વખત એ પતિને કાવ્યરચનામાં મદદ આપતી.

પૃથ્વીરાજ ડિંગલ (મારવાડી) ભાષામાં રૂક્મિણી મંગળ કાવ્ય રચી રહ્યા હતા. એક વખત એ કાવ્યમાં રાજા ભીષ્મના વિલાસભવનોનું વર્ણન કરતાં કરતાં એ 'ચંદનપાટ, ચંદનપાટ' વારંવાર ઉચ્ચારવા લાગ્યા, કારણ કે આગળનું પદ એમને જડતું

નહોતું, ચાંપાદેએ પતિની મુંઝવણ સ્હમજી જઇને તરત કહ્યું 'કપાટહી ચન્દન' તરતજ પૂરૂં ચરણ બની ગયું.

'ચંદન પાટ, કપાટહી ચંદન.'

ચાંપાદે જેટલી ચતુર હતી તેટલીજ ચંચળ અને હાજરજવાબી પણ હતી.

એક વખત પૃથ્વીરાજ વાળ ઓળી રહ્યા હતા. ચાંપાદે છાનીમાની એમની પાછળ આવીને ઉભી રહી. પૃથ્વીરાજે દાઢીમાંથી એક ધોળો વાળ ઉખાડી નાંખ્યો એટલે એ મ્હોં ફેરવીને હસી પડી. આરસીમાંથી ચાંપાદેનો પડછાયો જોઇને પૃથ્વીરાજે પાછું જોયું, તથા શરમાઈ જઇને ધોળાવાળને લીધે પોતામાં એક પ્રકારની જે ખોડ આવી ગઇ હતી ત્હેને માટે, એક દોહામાં શોક જાહેર કર્યો. પતિની ગ્લાનિ ક્હાડી નાંખવાને માટે ચાંપાદેએ તરતજ કવિતામાં ઉત્તર આપ્યો કે,

'પ્યારી કહે પીથળ સુનો, ધોળાં દિસમત જોય,
નરાંના હરાં ડિગમરાં, પાકાંહી રસ હોય;
ખેડજ પકકાં ધોરિયાં, પંથ જગ ઉધાં વાવ,
નરાં તુરગાં વન ફળાં, પકકાં પકકાં સાવ.

સારાંશ કે હે પ્રીતમ, ત્હમારે ધોળાવાળને લીધે કાંઈ ઓછું આણવું ન જોઇએ. મ્હોટા મ્હોટા દિગમ્બર જોગીઓને ધોળા વાળ હોય છે. વળી ખેતી પણ પાકા બળદથીજ થાય છે અને મજલ પણ પાકા ઉંટના પગથીજ કપાય છે. નર, તુરંગ અને વનફળ પાકીનેજ પૂરેપૂરા પક્કાં થાય છે.

આ પ્રમાણે રસિક ચાંપાદેએ પતિનો ખેદ નિવારણ કર્યો.

# રત્ન—૫૭. રાણી રાડધડીજી.

એ મારવાડમાં, રાડધડ પ્રાન્તના રાણાની પુત્રી હતી, અને સિરોહીના રાવજીને પરણી હતી, રાજા રાણી બંને વિદ્વાન્ હતાં અને કોઇ કોઇ દિવસ કવિતા રચીને પોતાનાં મનને તૃપ્ત કરતાં હતાં. આબુનો સજળ અને સુરમ્ય પહાડ સિરોહીના રાજ્યમાં છે. એક સમય વસંત ઋતુમાં રાવજીએ ત્યાંની અનુપમ છટા જોઇને નીચેનો દોહો કહ્યો.

ટૂંકે ટૂંકે કેતકી, ઝિરને ઝિરને જાય,
અર્બુદકી છબિ દેખતાં, ઓર ન આવે દાય.

એ વખતે રાણીજી પગે ચાલીને થાકી ગઇ હતી. વળી એના દેશમાં સિરોહી કરતાં વધારે ઘઉં પાકતા હતા, એટલે એણે પતિની સાથે સંમત ન થતાં નીચેનો દોહો કહ્યો.

જખ ખાનો ભખનો જહર, પાલો ચલનો પંથ;
અર્બુદ ઉપર બૈઠનો, ભલો સરાયો કંથ.

રાવજીને એ સાંભળીને મનમાં જરાક ખોટું લાગ્યું અને ત્હેમણે કહ્યું 'શું આબુ ત્હમારા નિર્જલ અને નકામા દેશથી પણ ખરાબ છે. ? ' રાણીએ કહ્યું 'વાહ ! હમારા દેશની તે વાત શી ? એતો દેવતાઓને પણ દુર્લભ છે. એમ કહીને એની પ્રશંસામાં નીચેનો દોહો કહ્યો.

ઘર ઢાંગી આલમ ઘૂની, પરગલ લૂણાપાસ,
લિખિયો જિણને લાભસી, રાડધડારો વાસ;

રાણી રાડધડીજી રાઠોડવંશની રાજપુતાણી હતી અને ત્હેનો સમય સંવત ૧૬૫૦ ની લગભગ માનવામાં આવે છે.

પહેલાંના સમયમાં અંતઃપુરવાસી રાજપુતરમણીઓ કેવો કાવ્યવિલાસ કરતી હતી, તે બતાવવા હમે આ સંક્ષિપ્ત જીવનચરિત્ર પ્રગટ કર્યું છે.

---

# રત્ન—૫૮—૬૦. કર્મદેવી, કમલાવતી કર્ણવતી.

---

( પુત્તની માતા, પત્ની અને બ્હેન.

ઉદયસિંહ જે વખતે ચિતોડમાં રાજ્ય કરતો હતો, તે વખતે અકબર બાદશાહ તરૂણ વયે દિલ્હીની ગાદી ઉપર બેઠો હતો. દિલ્હીની ગાદી ઉપર જે પઠાણ અને મોગલ વંશના મુસલમાન બાદશાહો બેઠા હતા તે બધામાં રાજનીતિની કુશળતામાં મહત્ત્વ અને રાજગૌરવમાં અકબર સૌથી શ્રેષ્ઠ હતો. ઘણી અલ્પ વયમાંજ ઉત્તર ભારતવર્ષમાં પોતાનું સામ્રાજ્ય વિસ્તારીને ત્હેણે ઇ. સ. ૧૫૬૮ માં ચિતોડ ઉપર ચ્હડાઇ કરી.

સોળ વર્ષનો બાળક વીરપુત્ત એ સમયે કેલવાડા પ્રદેશમાં રાજ્ય કરતો હતો. પુત્તની જનની કર્મદેવી બધી વાતે આદર્શ રાજપુત સ્ત્રી હતી. પુત્ત ઉમરમાં બાળક હોવા છતાં પણ જનનીની સહાયતાથી પોતાના રાજ્ય ઉપર ઘણી સારી રીતે શાસન ચલાવતો હતો.

અકબરે ચિતોડ ઉપર ચ્હડાઇ કરી છે એવા સમાચાર સાભળીને, કર્મદેવીએ પુત્તને કહ્યુ 'પુત્ત! પ્રબળ શત્રુ મેવાડમા આવ્યો છે યુદ્ધની તૈયારી કર. સૈન્ય લઇને ચિતોડનું રક્ષણ કરવા જા'

પુત્તે કહ્યુ 'મા, રાણાજીએ તો મ્હને યુદ્ધમા જવાનું તેડુ મોકલ્યુ નથી'

કર્મદેવીએ કહ્યુ 'તુ હજુ બાળક છે એમ ધારીને રાણાજીએ ત્હને તેડું નહીં મોકલ્યું હોય પણ એટલા માટે તું મેવાડવાસી રાજપુત થઇને મેવાડ ઉપર આવી પડેલી આફતને વખતે ઘેર બેસી રહીશ? રાણાની પ્રજા થઇને શત્રુઓના આક્રમણ સમયે ત્હેમને મદદ નહીં કરે? જા, સૈન્ય લેઇને સ્વદેશના રક્ષણ સારૂ રાણાજીની વારે ધા, અને દુશ્મનો સાથે યુદ્ધ કર બાળક છું એમ ધારીને બ્હીશ નહીં, કે કોઈ પણ જાતનો મનમા સંકોચ આણીશ નહીં વયમા બાળક હોવા છતા પણ બહાદૂરીમા તું કોઈ પણ પુખ્ત ઉમરના રાજપુત કરતા ઉતરે એમ નથી રાણાએ બોલાવ્યો નથી એટલા માટે જવાની આનાકાની કરીશ નહીં, ત્હારી જન્મભૂમિ વિપત્તિમા છે, અને એ જન્મભૂમિ ત્હને બોલાવે છે? જન્મભૂમિના તેડા કરતા રાણાજીનુ તેડુ વધે કે? વળી, તું સૈન્ય લઇને ત્હેમની મદદે પહોચીશ તો તેઓ કદી ત્હારી મદદ પાછી નહીં ઠેલે અને એ કદાચ એવુ કરે તોપણ રાણાજી ન જાણે એવી રીતે સ્વદેશનું રક્ષણ કરવા અને શત્રુઓનો નાશ કરવા જીવ સટ્ટે યત્ન કરજે. અને એમ કર્યાથી ભવિષ્યમા રાણાજી નારાજ થાય તો એ નારાજી પણ હસતે મ્હોએ સહન કરી લેજે'

પુત્ત સૈન્ય લઈને ચિતોડ તરફ ગયો. પુત્રને આશીર્વાદ સાથે વિદાય કર્યા પછી કન્યા કર્ણવતી અને પુત્રવધૂ કમલાવતીને બોલાવીને કર્મદેવીએ કહ્યું ' મ્હારો પુત્ત હજુ બાળક છે. ત્હેને એકલો યુદ્ધમાં મોકલીને હું નિશ્ચિન્ત બેસી શકીશ નહીં. હું પણ યુદ્ધમાં જઈશ. બનશે ત્યાં સુધી હું પુત્તને સહાય કરીશ.

કર્ણવતીએ કહ્યું " મા ત્હમે જશો તો હું પણ આવીશ. ત્હમે પુત્રની સહાયતા માટે હથિયાર બાંધશો તો હું વીરભાઈની બ્હેન થઈને હાથમાં એકલા અલંકારજ પહેરી રાખીશ કે? '

કમલાવતીએ કહ્યું ' હું પણ આવીશ. હું વીરરાજપુતની સહધર્મિણી છું. સ્વામીની સાથે રહીને શત્રુઓ સાથે યુદ્ધ કરવું એ મ્હારૂં કર્તવ્ય છે. ગમે તેટલી ન્હાની ઉમરની હોય તોપણ રાજપુત બાળા પોતાનો ક્ષાત્ર ધર્મ પાળતાં કદી સંકોચાતી નથી. સ્વામી યુદ્ધમાં વિજય મેળવશે તો હું એમની કીર્તિમાં ભાગ પડાવીશ, અને દૈવજોગે જો એ સદાને માટે વીરશય્યામાં સુઇ રહેશે, તો હું પણ ત્હેમની સાથેજ સુઈ રહીને પ્રાણ તજીશ.'

કન્યા અને પુત્ર વધુના સાહસ અને વીરતાથી પરમ આહ્લાદિત થઈને કર્મદેવીએ ત્હેમને બન્નેને વીરવેશ પહેરાવ્યો. તથા પોતે પણ વીરવેશ સજીને ઘોડે સવાર થઈને ચિતોડ તરફ ચાલી.

આ યુદ્ધમાં જે બધા સામંતો રાજા ઉદયસિંહની મદદે આવ્યા હતા, તે બધામાં બેદનોરનો ઠાકુર જયમલ બહાદુરી અને હિંમતમાં શ્રેષ્ઠ હતો, રાણા ઉદયસિંહે ત્હેનેજ મુખ્ય સેનાપતિ બનાવ્યો. જયમલ યુદ્ધમાં કામ આવ્યો એટલે પુત્ત ત્હેની જગ્યાએ પ્રતિષ્ઠિત થયો.

આવી ઉંચી પદવી મળ્યાથી તથા ચિતોડનું રક્ષણ કરવાનું જોખમદારી ભર્યું કામ પોતાને સોંપવાથી પુત્ત મનમા ને મનમાં ઘણોજ પ્રસન્ન થઈ ગયો. પુત્તની સાથે અકબરને ભીષણ યુદ્ધ થયુ. બાદશાહના સેનાપતિના તાબામા એક સૈન્ય પુત્તની સાથે યુદ્ધ કરી રહ્યું હતું બીજું સૈન્ય લઇને અકબર બાદશાહ પોતે બીજી તરફથી પુત્તની ઉપર હુમલો કરવા નીકળી પડયો હતો.

એવામા એકાએક એક સાકડી ખીણમા થઇને સીધી ગોળીઓની ધારા આવીને અકબરના લશ્કર ઉપર પડવા લાગી.

વિસ્મિત અને સ્તબ્ધિત થઇને મોગલોએ પાછું જોયું તો જણાયું કે પર્વતની ખીણ આગળનો રસ્તો રોકી દઇને ત્રણ રાજપુત રમણીઓ ગોળીઓનો વરસાદ વરસાવી રહી છે ત્હેમની પ્રત્યેક ગોળીથી મોગલ સૈનિકો ઘાયલ થઇને પડવા લાગ્યા.

એ રાજપુત રમણીઓ કોણ હતી? પુત્તની માતા કર્મદેવી, તથા ત્હેની કન્યા અને પુત્રવધૂ.

યુદ્ધના આરંભમાજ કર્મદેવી સ્હમજી ગઇ હતી કે અકબર જાતે સૈન્ય લઇને બીજે રસ્તેથી પુત્તના ઉપર આક્રમણ કરશે, એ હુમલાને રોકી શકાશે તો પુત્ત બીજા સૈન્યને સારી પેઠે પહોચી વળશે. એ વિચારથીજ એ પોતાની કન્યા તથા વહુને લઇને ગુપ્ત રીતે પર્વતની ગુફામા સતાઈ ગઈ હતી.

અકબરનું સૈન્ય જે વખતે પર્વતની તરફ આગળ વધતું હતું તેજ વખતે ત્હેણે ગોળીઓનો જબરો મારો ચલાવ્યો. પોતાના જરા સરખા લશ્કરથી અકબર બાદશાહના પ્રબલ સૈન્ય સાથે કેવી રીતે ટક્કર ઝીલાશે એવી નિરાશા કર્મદેવીના મનમાં ઘડીને માટે પણ ઉત્પન્ન થઇ નહીં. એને એટલી ખાત્રી હતી

કે પુત્તનું લશ્કર અકબરના બીજા સૈન્યનો સંહાર કરે ત્યાં સુધી આ સૈન્યને પુત્તના ઉપર હુમલો કરતાં રોકી શકાશે.

મહા પરાક્રમી મોગલ બાદશાહ સાથે ત્રણ રાજપુત મહિલાઓનું આ અપૂર્વ યુદ્ધ પ્રબલ વેગથી ચાલવા લાગ્યું. થોડી વાર પછી કર્ણવતી મોગલોની ગોળીથી વીંધાઇને જમીન ઉપર પડી, કર્મદેવીએ એકવાર ત્હેના મુખ તરફ જોયું. ત્હેણે જોયું કે બાલિકા પુત્રી મરણ પામી. પણ ત્હેણે પોતાના કામમાં વિક્ષેપ પડવા દીધો નહીં. મરવાને માટે તો પુત્રી આવી હતી, તો પછી ત્હેના મૃત્યુથી શોક શા માટે કરવો? એ શોક કરવાનો આ સમય નહોતો. કર્મદેવી હાથમાંની બંદુકને બમણા વેગથી પકડીને ગોળી ચલાવવા લાગી. પણ આવા પ્રબળ સૈન્યના સ્હામે બે સ્ત્રીઓ કેટલી વાર ટકી શકે? કર્મદેવી અને કમળાવતી બન્ને ઘાયલ થઇને જમીન ઉપર ઢળી પડી.

એવામાં બાદશાહના પ્રથમ સૈન્યને હરાવી પુત્ત અકબરના સૈન્ય ઉપર આક્રમણ કરવાના વિચારથી એ પર્વત આગળ આવી પહોંચ્યો. જનની, ભગિની અને સ્ત્રીને પડેલાં જોઇને, સૈન્યને આગળ વધવાનો હુકમ આપીને. પોતે એમની પાસે ગયો.

કર્મદેવી અને કમળાવતી એ વખતે પણ જીવતી હતી, પુત્તે બન્ને જણને ઉઠાડીને પોતાના ખોળામાં સુવાડયાં. કમળાવતીએ ઉંચી ડોક કરીને પતિના સ્હામું જોયું અને હસતે મ્હોંએ પતિના ખોળામાંજ પ્રાણ ત્યાગ કર્યો. કર્મદેવી ઘણા કષ્ટપૂર્વક શ્વાસ લેતી લેતી કહેવા લાગી "પુત્ત હું જાઉં છું. આ યુદ્ધની ગડબડ હું સાંભળી રહી છું. તું અહિંયાં શા માટે નકામો સમય ગુમાવે છે? જા બેટા, જા યુદ્ધ કર. શત્રુને જીતીને દેશનું રક્ષણ ન કરી શકાય તો ઘેર પાછો જઇશ નહીં. આ માટીના દેહને

યુદ્ધક્ષેત્રમાંજ યુદ્ધ કરી દઈને સ્વર્ગમાં ભોગવિલાસ કરવા માટે જજે. હું ત્યાં હને વધાવી લેવા માટે તૈયાર રહીશ.'

હેનો અન્તિમ ઉપદેશ પૂરો પણ ન થવા પામ્યો એટલામાં હેનો પવિત્ર આત્મા હેનો દેહ છોડીને ચાલ્યો ગયો, 'હરહર મહાદેવ ! જય એકલિંગી !' વગેરે શબ્દોથી ચારે દિશાઓને ગજાવી મેલીને પુત્તે યુદ્ધમાં પ્રવેશ કર્યો. મોગલ સૈન્યનો સંહાર કરતાં કરતાં એ પણ થોડા વખતમાં માતા, બ્હેન અને પત્નીનો અનુગામી થયો.

ચિતોડનો નાશ થયો. અકબરે ચિતોડ ઉપર અધિકાર જમાવ્યો. ઉદયસિંહે અરવલ્લી પર્વતમાં આશ્રય લીધો. અને ત્યાં ઉદયપુર નામનું નવું રાજ્ય સ્થાપીને પહાડી પ્રદેશ ઉપર રાજ્ય કરવા લાગ્યો.

એમ કહેવાય છે કે એ યુદ્ધમાં એટલા બધા રાજપુત વીરો મરણ પામ્યા હતા કે હેમની જનોઇનું વજન ૭૪ાા મણ થયું હતું. એ વખતે રાજપુતાનામાં ચાર શેરનો એક મણ થતો હતો. ઘણા લોકો કાગળના મરનામાની પાછળ ૭૪ાા નો આંકડો લખી રાખે છે. એ આંકડો લખેલો હોય તો કાગળના ધણી વગર બીજો કોઇ એને ફોડે તો ચિતોડ નાશ અને એટલા બધા રાજપુત વીરોના સંહારના પાપનો એ ભાગી થશે એમ લોકોનું માનવું છે. અસ્તુ !

આ ત્રણે રમણીઓ રાજસ્થાનની ખરેખરી વીરાંગનાઓ હતી; સ્વતંત્રતાના અવતાર રૂપ દેવીઓ હતી. એમનું જીવન આત્મત્યાગનું અદ્વિતીય ઉદાહરણ છે. સંસારમાં હેમની કીર્તિ અક્ષય અને અમર રહેશે એ નિઃસંદેહ છે.



# રત્ન—૬૧. ગઢમંડળની વીરરાણી દુર્ગાવતી.

૧

મધ્ય પ્રદેશમાં ગઢમંડળ નામનું એક રાજ્ય હતું. એ રાજ્ય પહાડી હતું. રાજધાનીનું શહેર ચારે તરફ ઉંચા પર્વતોથી ઘેરાયલું હતું.

મુસલમાનોએ ઉત્તર, મધ્ય, અને દક્ષિણ ભારતના લગભગ બધા ભાગોમાં વિજય મેળવ્યો હતો, પણ સોળમી શતાબ્દીમાં અકબર બાદશાહના રાજ્ય પહેલાં કોઈ મુસલમાન રાજા કે બાદશાહ, ગઢમંડળને જીતી શકયા નહોતા.

દુર્ગાવતી મધ્ય પ્રદેશમાં મહોબા નામક એક રાજ્યની રાજકન્યા હતી. ગઢમંડળનો રાજા દલપતસિંહ ઘણો પરાક્રમી અને સજ્જન હતો. વીરતા, તેજસ્વિતા અને સૌન્દર્યથી દીપી રહેતી, ત્હેની મુખમુદ્રા જોનાર હરકોઈ ત્હેના ઉપર મુગ્ધ થઇ જતું. બીજી તરફ દુર્ગાવતી પણ સૌન્દર્ય અને પરાક્રમમાં સાક્ષાત્ દેવીસ્વરૂપ હતી. પુરૂષશ્રેષ્ઠ દલપત અને રમણીશ્રેષ્ઠ દુર્ગાવતી એક બીજાના ઉપર પ્રેમાસકત થયાં. દલપતે મહોબાના રાજા પાસે દુર્ગાવતીના વિવાહનું માગું કર્યું. દલપતનું કુળ ઊંચું નહીં હોવાથી દુર્ગાવતીના પિતાએ ત્હેનું માગું સ્વીકાર્યું નહીં.

પિતા વીરત્વનો મહિમા સ્હમજી શકયા નહીં તેથી દુર્ગાવતીને ઘણોજ શોક થયો. ત્હેને રાતદિવસ ચિંતાતુર જોઇને સખીઓ પુછવા લાગી 'બ્હેન હવે શું કરીશ?' દુર્ગાવતીએ કહ્યું 'રૂપ અને બળમાં દલપતસિંહ મનુષ્યોમાં દેવતાસમાન છે. ત્હેમની

દેવમૂર્તિને હું મ્હારા હૃદયમાં ધારણ કરીને સદા પૂજું છું. એજ મ્હારા સ્વામી છે. બીજા કોઇ પુરૂષને હું વરવાની નથી.'

સખીઓએ કહ્યું 'ત્હારા પિતાએ તો ત્હેમનું માગું પાછું ઠેલ્યું છે. હવે તું કેવી રીતે એમને વરીશ ?'

દુર્ગાવતીએ કહ્યું 'જો ત્હેમનામાં નામ પ્રમાણે ગુણ પણ હશે તો કદી પિતાજીના કહ્યાથી બેસી રહેશે નહીં. હું એમને મ્હારા મનથી પતિ તરીકે વરી ચુકી છું એ વાત તેઓ પોતે જાણે છે. અને એ જાણ્યા પછીજ મ્હારી સાથે લગ્ન કરવા તૈયાર થયા હતા. તો પછી પિતાએ મંજુર નહીં કર્યાથી તેઓ પોતાનો વિચાર માંડી વાળશે ? કોઇ પણ ક્ષત્રીવીર ક્ષત્રીબાળાના પ્રેમની ઉપેક્ષા કરી શકે છે ? કોઈ ક્ષત્રી રાજા એમ સહેજમાં પોતાની મન વાંછિત કુમારીની આશા છોડી દે છે ? અર્જુન સુભદ્રાનું બળપૂર્વક હરણ કરી ગયા હતા; કૃષ્ણ ભગવાને પોતે એના એ કાર્યને અનુમોદન આપ્યું હતું. દિલ્હીશ્વર પૃથ્વીરાજને જ્યારે ખબર પડી કે સંયુક્તા ત્હેમના ઉપર મુગ્ધ છે ત્યારે એ પણ કનોજ પહોંચી ત્હેનું હરણ કરી ગયા હતા. ક્ષત્રીવીરને માટે એવું કાર્ય અધર્મ રૂપ ગણાતું નથી. એવી રીતે કર્યાથી કોઇ ક્ષત્રીબાળાનું અપમાન થતું નથી. વીરાંગના હમેશાં વીરતાની પક્ષપાતી હોય છે. પરાક્રમના બળથી પોતાને મનગમતો સ્વામી કોઈ ક્ષત્રીય બાળાનું હરણ કરી જાય તો એમાં એને ખોટું લગાડવાનું કાંઈ પણ કારણ નથી. દલપતસિંહ જો ખરેખર મ્હારા ઉપર પ્રેમ રાખતા હશે, જો ત્હેમનામાં વીરતાનો ટેક હશે તો પિતાની ના મરજી હોવા છતાં પણ એ આવીને મ્હને લઇ જશે. જો એ અહિં આવીને મ્હને લઇ જશે તો હું પણ ઘણી ખુશીથી ત્હેમના ગળામાં વરમાળા પહેરાવીને કૃતાર્થ થઇશ.'

દુર્ગાવતીની આશા પૂર્ણ થઈ. દલપતસિંહે સૈન્ય સાથે દુર્ગાવતીના પિતાના રાજ્ય ઉપર ચ્હડાઈ કરી.

મહારાજા પરાજીત થયો, દલપતસિંહ દુર્ગાવતીને લઇને ગઢમંડળ પાછો ગયો.

થોડા દિવસોમાં દુર્ગાવતી ગઢમંડળની રાણી બની.

૨.

વિવાહનાં ચાર વર્ષ પછી એક ન્હાનો પુત્ર મુકીને દલપતે દેહત્યાગ કર્યો બાળક વીરનારાયણના પ્રતિનિધિ તરીકે દુર્ગાવતી ગઢમંડળ ઉપર રાજ્ય કરવા લાગી. ત્હેના પંદર વર્ષના રાજ્યશાસનમાં ગઢમંડળ વિશેષ સમૃદ્ધિશાળી થયું. ઠેકાણે ઠેકાણે મ્હોટાં તળાવો બંધાવીને તથા બીજાં લોકોપયોગી કામો કરીને એણે રૈયતને સુખી કરી. પ્રજા સાહેબ દુર્ગાવતીને બધા દેવીની પેઠે પૂજવા લાગ્યા.

બીજી તરફ દિલ્હીમાં અફગાન બાદશાહોની પડતીનો સમય હતો. ભિન્નભિન્ન પ્રાન્તોમાંથી દિલ્હીની સત્તા ઉઠી ગઇ હતી, દિલ્હીના તાબાના મુસલમાન અને હિંદુ રાજાઓ સ્વતંત્ર થવા લાગ્યા હતા. મોગલ બાદશાહે દિલ્હી ઉપર વિજય મેળવ્યો હતો પણ હજુ સુધી એ આખા રાજ્યને પોતાના અધિકારમાં લઇ શક્યા નહોતા, અકબર બાદશાહે ગાદી ઉપર બેસતાં વારજ ન્હાનાં મ્હોટાં સ્વતંત્ર રાજ્યોને પોતાના અધિકારમાં લેવાનો યત્ન આરંભ્યો.

જે રાજાઓ દિલ્હીની સત્તાના સ્હામા થઇને ત્હેના ઉપરીપણામાંથી મુક્ત થયા હતા ત્હેમને પાછા વશ કરવાને સારૂ ત્હેણે પોતાના મુખ્ય સેનાપતિઓને ચારે તરફ રવાના કર્યા.

આસફખાં નામના એક સેનાપતિને મધ્ય પ્રદેશમાં મોકલવામાં આવ્યો.

ગઢમંડળે હજુ સુધી મુસલમાનોનું આધિપત્ય કદી સ્વીકાર્યું નહોતું, પણ ત્હેની આબાદી તથા ત્હેના પ્રાકૃતિક સૌન્દર્યથી લોભાઇને આસફખાંએ એના ઉપર પણ ચ્હડાઇ કરી.

એક તરફ દિલ્હીનું પ્રબળ વિશાળ સૈન્ય, બીજી તરફ ન્હાનું શું ગઢમંડળ ! જે મહાન્ શક્તિ આગળ આખું ઉત્તર અને મધ્ય હિંદુસ્તાને માથું નમાવ્યું હતું તે શક્તિને રોકવાની શક્તિ ન્હાના સરખા ગઢમંડળમાં ક્યાંથી હોય ?

પ્રજા ભયભીત થઇ. લોકો સ્હમજી ગયા કે દેશની સ્વતંત્રતા હવે રહેવાની નથી, માજી સાહેબનું સુવર્ણભૂમિ જેવું સમૃદ્ધિવાન રાજ્ય આજ પાયમાલ થશે.

પરન્તુ દુર્ગાવતી પોતે જરાપણ ભયભીત થઈ નહીં. ત્હેણે અપૂર્વ ઉત્સાહ સાથે યુદ્ધની તૈયારીઓ કરવા માંડી, એના આમંત્રણથી વીર યોદ્ધાઓ દેશરક્ષા માટે તૈયાર થયા. અઢાર વર્ષના બાળક વીર નારાયણને લઇને, રાણી દુર્ગાવતી યુદ્ધના પોશાકમા સજ્જ થઈ.

માથા ઉપર ચકચકતો રાજમુકુટ એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ધનુર્બાણ લઈને સાક્ષાત્ દાનવમર્દિની સિંહવાહિની દુર્ગાની પેઠે મોગલોનો નાશ કરવા માટે રાણી દુર્ગાવતી હાથી ઉપર બેસીને લશ્કરની આગળ આવીને ઉભી. હાથી ઉપર બેઠે બેઠે ત્હેણે પોતાના સૈનિકોને ઘણી તેજોમય ભાષામાં કહ્યું કે "સૈનિકો તથા ગઢનગરના પ્રજા જનો ! આ સુન્દર ગઢમંડળનું રાજ્ય આજ સુધી ત્હમારૂં હતું. આજ મોગલો ત્હેને પડાવી લેવા આવ્યા છે; આ રસાળ દેશના જળ અને અન્નથી ત્હમારા

અને ત્હમારા પૂર્વજોના દેહ અને પ્રાણ પરિપુષ્ટ થયા છે. ત્હમારા પૂર્વજોની પવિત્ર ભસ્મ આ દેશના વાતાવરણમાંજ ભળી ગઈ છે. આ પવિત્ર દેશ ત્હમારી જન્મભૂમિ છે. ત્હમારી જનની છે અને ત્હમને પાળી પોષીને મ્હોટા કરનાર ધાત્રી છે, માટે ત્હમારે ત્હેને દેવતાની માફક પૂજવી જોઇએ.

આજ ત્હમારો આ પવિત્ર દેશ શત્રુઓના પગલાંથી કલંકિત અને છિન્ન ભિન્ન થવાનો સમય આવી પહોંચ્યો છે. ત્હમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી એ અપમાનજનક દૃશ્ય જોઈ શકશો ?

સૈનિકોએ એકે અવાજે કહ્યું ' ના, માજી, ના, હમે એ અપમાન કદી નહીં સહન કરીએ. દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હમારા પવિત્ર દેશને કલંકિત નહીં થવા દઇએ.'

રાણીએ બમણા ઉત્સાહથી કહ્યું ' ત્યારે ચાલો બધા મ્હારી સાથે. અભિમાની મોગલો ઘણા ગર્વપૂર્વક રણવાદ્ય વગાડી રહ્યા છે. ત્હમારા વિજયધ્વનિથી એમના અવાજને બંધ પાડી દો. અને એમ કરીને દેવતાઓનો આશીર્વાદ લ્યો.

ગઢવાસીઓ ! ત્હમે વીર જાતિ છો. યુદ્ધથી બીહશો નહીં. મોગલો પ્રબળ અને પરાક્રમી છે અને ગઢરાજ્ય ન્હાનું છે, મોગલોની સેના અસંખ્ય છે, આપણી સંખ્યા ઘણી ન્હાની છે, પરન્તુ દેશના રક્ષણને માટે, સ્વર્ગ કરતાં શ્રેષ્ઠ જન્મભૂમિના માનના રક્ષણ માટે, ત્હમારી ભવિષ્યની સંતતિના સુખ તથા આબરૂને માટે, ત્હમારે પુષ્કળ હિંમત રાખીને લ્હડવું પડશે.

જો વિધાતાની ઇચ્છાથી આ ગઢમંડળમાં મોગલોનું રાજ્ય સ્થપાવાનુંજ નિર્માણ થયું હોય તો ત્હમે જન્મભૂમિની ખાતર યુદ્ધ ક્ષેત્રમાં પ્રાણ આપીને આ દુનિયામાં અક્ષય કીર્તિ અને

પરલોકમાં સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરશો. ગઢમંડળના રક્ષણને સારૂ ત્હમે જે રક્ત વહેવરાવશો તે કદી વ્યર્થ જશે નહીં. માટે ચાલો આજે મ્હારી સાથે રણભૂમિમાં ચાલો અને મોગલોની સાથે વીરતાથી યુદ્ધ કરીને ગઢમંડળનું નામ ભારતના ઇતિહાસમા અમર કરો.'

રાણીનાં ઉત્સાહ પૂર્ણ વચનોથી ઉત્તેજીત થઇને સૈનિકોએ કુચ કરી. પ્રબળ વેગથી દુર્ગાવતીએ મોગલો ઉપર આક્રમણ કર્યું મોગલ સેના બેવાર પરાજીત થઇ. ત્હેમના સૈનિકો વિખરાઈ ગયા. આખો દિવસ યુદ્ધ કરીને થાકી ગયેલા સૈનિકોને રાત્રે વિશ્રામ કરવાનો દુર્ગાવતીએ હુકમ આપ્યો.

દુર્ગાવતીની એવી ઇચ્છા હતી કે થોડો વખત થાક ખાઇને પાછલી રાતે પાછો મોગલો ઉપર હુમલો કરીશું પરંતુ ત્હેના થાકયા પાકયા સૈનિકો આખી રાત વિશ્રામ લેવા દેવાની વિનંતિ કરવા લાગ્યા. પ્રજાના ઉપર માતાના જેટલો સ્નેહ રાખનારી દુર્ગાવતીથી ત્હેમની વિનતિનો અસ્વીકાર કરી શકાયો નહીં ત્હેણે દયા ખાઈને સૈન્યને આખી રાત આરામ કરવાનો હુકમ આપ્યો. એ પ્રસગનો લાભ લઈને આસફ્ખાએ પોતાનું વિખરાઈ ગયેલું સૈન્ય પાછું એકઠું કરીને રાતોરાત દુર્ગાવતીના નિદ્રામગ્ન સૈન્ય ઉપર આક્રમણ કર્યું એ વખતે પણ ગઢમંડળના સૈનિકોના પરાક્રમથી આસફ્ખાં પરાજીત થયો.

પ્રાત કાળે આસફ્ખા નવું સૈન્ય અને નવો દારૂગોળો લઇને ઉપસ્થિત થયો. નૂતન શક્તિ સાથે એણે ફરીથી દુર્ગાવતીના સૈન્ય ઉપર આક્રમણ કર્યું ગઢમંડળનું સૈન્ય એક સાકડી ખીણ આગળ ઉભુ હતું; એકાએક ત્હેમની પાછળની એક પહાડીમા

જોરથી પૂર વ્હડી આવ્યું. એ પૂરને લીધે ગઢવાશીઓ પર્વતનો આશ્રય લઈ શકયા નહીં.

એ અવસ્થામાં તોપોની સ્હામે ઉભા રહીને યુદ્ધ કર્યા વગર ગઢમંગળ વાસીનો છુટકો નહોતો. દુર્ગાવતીએ જોયું કે દશામાં જય કે આત્મરક્ષણનો કાંઈ સંભવ નથી. તેથી મોગલોની તોપોના બારમાંથી જે સૈન્ય બચ્યુ હતું ત્હેને લઇને એ રણચંડિકાની પેઠે પ્રબળ પરાક્રમથી યુદ્ધ કરવા લાગી.

એકાએક એક તીરે આવીને ત્હેની આંખને વીંધી નાંખી. તીરને ખેંચી કહાડવા ત્હેણે ઘણોએ પ્રયત્ન કર્યો, પણ એ નીકળ્યું નહીં. ત્હેની વેદનાથી દુર્ગાવતી કાયર થઈ નહીં. એટલી વેદના છતાં પણ બહાદૂરીથી યુદ્ધ કરતીજ ગઈ.

બીજા એક બાણે આવીને ત્હેના ગળાને વીંધી નાંખ્યું. એ વખતે દુર્ગાવતી ઘણી આકુળ વ્યાકુળ થઇ ગઈ. વિજય મેળવવાની આશા ત્હેણે એકદમ છોડી દીધી પણ એ સ્થિતિમાં પણ હાથી ઉપર બેસીને અસ્ત્ર ચલાવ્યા કરતી હતી. પુત્ર વીરનારાયણ ત્હેની પાસે ઘોડા ઉપર બેસીને યુદ્ધ કરતો હતો. શત્રુના ઘાથી એ પુત્ર પણ ઘાયલ થઈને જમીન ઉપર પડયો. દુર્ગાવતીએ ત્હેના સ્હામું જોયું. પણ એ વખતે પુત્રશોકથી ત્હેનું હૃદય પોચું થયું નહીં. પુત્રને બીજી જગ્યાએ લઇ જવાનો હુકમ આપીને ત્હેણે પાછું યુદ્ધ આરંભ્યું.

હાથીનો માવત કંટાળી ગયો. રાણીની આવી દશા જોઇને, તેણે હાથીને નદીને સ્હામે કાંઠે લઇ જવાની રજા માંગી. પણ રાણીએ રજા આપી નહીં. જયની આશા એ વખતે હતી નહીં. અગણિત

સૈનિકો મરણ પામ્યા હતા, પુત્ર પણ મરણશય્યા ઉપર પડ્યો હતો. ગઢમંડળનું રાજ્ય પરાધીન થવાનો સમય આવી પહોંચ્યો હતો. તો પછી કયા સુખની ખાતર રાણી દુર્ગાવતી યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરી જાય ? એણે તો સંકલ્પ કર્યો હતો કે રાજ્ય અને પ્રજાનું રક્ષણ નહીં થાય તો રણક્ષેત્રમાં પ્રાણ વિસર્જન કરીશ. પરાધીન થઇને જીવવાથી શો ફાયદો ? રાણી દુર્ગાવતીએ યુદ્ધક્ષેત્રનો ત્યાગ કર્યો નહીં. ત્હેનું શરીર શત્રુઓના ઘાથી જર્જરિત થવા લાગ્યું, પણ એણે એની જરાપણ પરવા કરી નહીં. રખેને ઘણી અશક્તિને લીધે મૂર્છા આવી જાય અને એ અવસ્થામાં શત્રુઓ ત્હેને પકડી લઇ જાય, એ ભયથી એણે છેવટના વખતે પોતાને હાથેજ છાતીમાં તલવાર મારી દઇને પ્રાણ ત્યાગ કર્યો.

ઘાયલ થયેલા વીરનારાયણને લઇને કેટલાક સૈનિકોએ એક દુર્ગમાં આશ્રય લીધો. આસફખાંએ એ દુર્ગ ઉપર પણ ચ્હડાઇ કરી. વીરનારાયણ માર્યો ગયો. રાજપુત રમણીઓએ ચિતામાં પડીને કુળની મર્યાદા સાચવી.

ગઢમંડળના એ પહાડી માર્ગને હજુ પણ ત્યાંના લોકો પુણ્યસ્થાન ગણે છે. ત્યાં આગળ બે એક મ્હોટા ગોળ પથરા પડ્યા છે. લોકોમાં એવી ગપ ચાલે છે કે રાણી દુર્ગાવતીના ત્યાં રંખાએ હવે પત્થરનું રૂપ ધારણ કર્યું છે.



# રત્ન—૬૨. વિકાનેરના પૃથ્વીરાજની રાણી.

૧.

રાણા ઉદયસિંહના મૃત્યુ પછી હેનો જ્યેષ્ઠ પુત્ર, જગતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયેલો મહાવીર પ્રતાપસિંહ ચિતોડની ગાદીએ બેઠો.

એ વખતે દિલ્હીના તખ્ત ઉપર અકબર બાદશાહ બિરાજતો હતો. અકબરના જેવા રાજનીતિમાં નિપુણ, દૂર અંદેશ, વિચક્ષણ અને ઉદાર પ્રકૃતિના પુરૂષો જગતમાં ઘણા થોડા જન્મ્યા છે. બીજા ધર્માંધ મુસલમાનોની પેઠે એને હિંદુઓ ઉપર દ્વેષ નહોતો; એ સારી પેઠે સ્હમજી ગયો હતો કે ભારતવર્ષ મુખ્યત્વે હિંદુઓનો દેશ છે. સાહસ વીરતા, વિદ્યા, જ્ઞાન અને સ્વાભાવિક બુદ્ધિમાં હિંદુઓ ઘણા શ્રેષ્ઠ છે. કેવળ એ લોકોના કુસંપ અને પરસ્પર દ્વેષને લીધે એવી મહાન્ જાતિ ઉપર મુસલમાનો વિજયી નીવડયા છે.

અકબરના પહેલાં કોઈ બાદશાહ હિંદુઓના એ પરસ્પર લ્હડી મરનાર રાજ્યોને પણ એકજ સાથે પોતાના તાબામાં લાવી શકયો નહોતો. જો હિંદુઓ પોતાનો કુસંપ છોડી દઇને મુસલમાનોની સ્હામા થાય તો જોતજોતામાં મુસલમાનોને ન્હાશી જવું પડે એમ હતું. એટલા માટે ચતુર અકબરે વિચાર્યું કે કોઇ પણ પ્રકારે બધા હિંદુ રાજાઓને પોતાના મિત્ર બનાવવા જોઇએ, તથા એક વખત હેમને વશ કરીને વફાદારીના સોગંદ ખવરાવવા જોઇએ. અકબર સારી પેઠે જાણતો હતો કે સત્યપ્રિય

રાજપુતો એક વખત વફાદારીનું વચન આપ્યા પછી કદાપિ પોતાની સાથે શત્રુતા રાખશે નહીં; એટલુંજ નહીં પણ કામ પડયે જીવસટે મદદ કરશે.

અકબરે પોતાના હાથ નીચેના મુસલમાન રાજાઓ અને અમલદારોને એવા સાચા સ્વામીભક્ત જોયા નહોતા. જરા લાગ મળતાં તેઓ બાદશાહની સ્હામા થતા અને પોતાના હાથ નીચેના મુલકમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો યત્ન કરતા. અકબરની ખાત્રી થઇ ગઈ હતી કે ભારતવર્ષમાં મોગલ રાજ્ય સ્થાયી કરવું હોયતો દરેક વાતમાં હિન્દુરાજાઓની મદદ આવશ્યક છે. મોગલોના સદ્‌વ્યવહારથી તથા ત્હેમના પક્ષપાત વગરના રાજ્યથી હિન્દુઓ એકવાર મોગલોના તાબામાં આવશે તો તેઓ વંશપરંપરા એ રાજ્યને આધીન રહેશે તથા તે રાજ્યનું ગૌરવ સાચવવા માટે આત્મબળિદાન આપતાં પણ સંકોચાશે નહીં. એટલા માટે અકબરશાહે હિન્દુ પ્રજાને કોઇ દિવસ દુ:ખ દીધું નહીં. ત્હેમની સાથે સારી વર્તણુક ચલાવીને, ત્હેમને માન આબરૂ તથા સરખા હક્ક આપીને અકબરે હિન્દુઓને પોતાના મિત્ર બનાવવાનો યત્ન આરંભ્યો.

દુરદર્શી મોગલ બાદશાહની એ યુક્તિ સફળ નીવડી. હિન્દુસ્તાનના હિન્દુઓએ ભક્તિપૂર્વક અકબરને 'દિલ્લીશ્વરો વા જગદીશ્વરો' શબ્દથી સંબોધન કર્યું.

એ વખતે હિંદુઓમાં વીરતા અને ગજ્યપ્રબંધને માટે રાજસ્થાનના રાજપુતો પ્રખ્યાત હતા. એ બળવાન રાજપુતોની મદદ મેળવવાને અકબરે ઘણો પ્રયત્ન કર્યો. જે રાજપુત રાજા પરાજીત થઇને ત્હેનું ઉપરીપણું સ્વીકારતો, ત્હેને અકબર

આદરપૂર્વક પોતાના મિત્ર તરીકે સ્વીકારતો તથા યોગ્યતા પ્રમાણે રાજ્યપ્રબંધમાં કે સૈનિક વિભાગમાં ત્હેમને સુબા કે સેનાપતિનો મ્હોટો હોદ્દો આપતો, ત્હેમને પોતાના રાજ્ય ઉપર સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા દેતો.

મોગલ રાજ્ય જેવા પ્રતાપી રાજ્ય સાથે નકામું યુદ્ધ કરવાથી પ્રજાની અને ધનની હાની વગર બીજો કાંઇ ફાયદો થશે નહીં; મોગલોનું નામ માત્ર ઉપરીપણું સ્વીકાર્યાથી પોતે અને પોતાના વંશજો સુખચેનમાં પોતાના રાજ્યમાં રાજ્ય કરી શકશે. બહારનો શત્રુ પણ ત્હેમનો વાંકો વાળ નહીં કરી શકે, એવા એવા વિચારથી ઘણા રાજપુત રાજાઓએ અકબરનું ઉપરીપણું સ્વીકાર્યું. મોગલો અને હિન્દુ રાજાઓનો સંબંધ વધારે મજબુત બનાવવા માટે, અકબરે પોતાનાં અને પોતાના પુત્ર સલીમનાં લગ્ન રાજપુત કન્યાઓ સાથે કર્યાં.

એક માત્ર મેવાડના વીર રાણા પ્રતાપસિંહે અકબરની તાબેદારી સ્વીકારી નહોતી, તેમજ એ મોગલો સાથે કોઈ પણ જાતના વિવાહ સંબંધથી જોડાયો નહોતો.

મનુષ્યોનો એવો સ્વભાવ હોય છે કે, પોતે કોઇ રીતે હીન કામ કરવા માંડે છે તો પછી બીજાઓને પણ એ હલકા કામમાં સામીલ કરીને 'નાક કટ્ટાની ટોળી' વધારવાને તેઓ પ્રયત્ન કરે છે. જે રાજપુત રાજાઓએ અકબરનું ઉપરીપણું સ્વીકારીને ત્હેને તથા ત્હેના પુત્રને પોતાની કન્યાઓ આપી હતી, ત્હેમની આંખમાં પ્રતાપરાણાની સ્વતંત્રતા અસહ્ય થઇ પડી. પ્રતાપનું દમન કરવા માટે તેઓ સઘળા અકબરને મદદ

રાજપુતો એક વખત વફાદારીનું વચન આપ્યા પછી કદાપિ પોતાની સાથે શત્રુતા રાખશે નહીં; એટલુંજ નહીં પણ કામ પડયે જીવસટ્ટે મદદ કરશે.

અકબરે પોતાના હાથ નીચેના મુસલમાન રાજાઓ અને અમલદારોને એવા સાચા સ્વામીભક્ત જોયા નહોતા. જરા લાગ મળતાં તેઓ બાદશાહની સ્હામા થતા અને પોતાના હાથ નીચેના મુલકમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો યત્ન કરતા. અકબરની ખાત્રી થઇ ગઈ હતી કે ભારતવર્ષમાં મોગલ રાજ્ય સ્થાયી કરવું હોયતો દરેક વાતમાં હિન્દુરાજાઓની મદદ આવશ્યક છે. મોગલોના સદ્‌વ્યવહારથી તથા ત્હેમના પક્ષપાત વગરના રાજ્યથી હિન્દુઓ એકવાર મોગલોના તાબામાં આવશે તો તેઓ વંશપરંપરા એ રાજ્યને આધીન રહેશે તથા તે રાજ્યનું ગૌરવ સાચવવા માટે આત્મબલિદાન આપતાં પણ સંકોચાશે નહીં. એટલા માટે અકબરશાહે હિન્દુ પ્રજાને કોઇ દિવસ દુઃખ દીધું નહીં. ત્હેમની સાથે સારી વર્તણુક ચલાવીને, ત્હેમને માન આબરૂ તથા સરખા હક્ક આપીને અકબરે હિન્દુઓને પોતાના મિત્ર બનાવવાનો યત્ન આરંભ્યો.

દૂરદર્શી મોગલ બાદશાહની એ યુક્તિ સફળ નીવડી. હિન્દુસ્તાનના હિન્દુઓએ ભક્તિપૂર્વક અકબરને 'દિલ્હીશ્વરો વા જગદીશ્વરો' શબ્દથી સંબોધન કર્યું.

એ વખતે હિંદુઓમાં વીરતા અને રાજ્યપ્રબંધને માટે રાજસ્થાનના રાજપુતો પ્રખ્યાત હતા. એ બળવાન રાજપુતોની મદદ મેળવવાને અકબરે ઘણો પ્રયત્ન કર્યો. જે રાજપુત રાજા પરાજીત થઇને ત્હેનું ઉપરીપણું સ્વીકારતો, ત્હેને અકબર

આદરપૂર્વક પોતાના મિત્ર તરીકે સ્વીકારતો તથા યોગ્યતા પ્રમાણે રાજ્યપ્રબંધમાં કે સૈનિક વિભાગમાં ત્હેમને સુબા કે સેનાપતિનો મ્હોટો હોદ્દો આપતો, ત્હેમને પોતાના રાજ્ય ઉપર સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા દેતો.

મોગલ રાજ્ય જેવા પ્રતાપી રાજ્ય સાથે નકામું યુદ્ધ કરવાથી પ્રજાની અને ધનની હાની વગર બીજો કાંઇ ફાયદો થશે નહીં; મોગલોનું નામ માત્ર ઉપરીપણું સ્વીકાર્યાથી પોતે અને પોતાના વંશજો સુખચેનમાં પોતાના રાજ્યમાં રાજ્ય કરી શકશે. બહારનો શત્રુ પણ ત્હેમનો વાંકો વાળ નહીં કરી શકે, એવા એવા વિચારથી ઘણા રાજપુત રાજાઓએ અકબરનું ઉપરીપણું સ્વીકાર્યું. મોગલો અને હિન્દુ રાજાઓનો સંબંધ વધારે મજબુત બનાવવા માટે, અકબરે પોતાનાં અને પોતાના પુત્ર સલીમનાં લગ્ન રાજપુત કન્યાઓ સાથે કર્યાં.

એક માત્ર મેવાડના વીર રાણા પ્રતાપસિંહે અકબરની તાબેદારી સ્વીકારી નહોતી, તેમજ એ મોગલો સાથે કોઈ પણ જાતના વિવાહ સંબંધથી જોડાયો નહોતો.

મનુષ્યોનો એવો સ્વભાવ હોય છે કે, પોતે કોઇ રીતે હીન કામ કરવા માંડે છે તો પછી બીજાઓને પણ એ હલકા કામમાં સામીલ કરીને 'નાક કટ્ટાની ટોળી' વધારવાને તેઓ પ્રયત્ન કરે છે. જે રાજપુત રાજાઓએ અકબરનું ઉપરીપણું સ્વીકારીને ત્હેને તથા ત્હેના પુત્રને પોતાની કન્યાઓ આપી હતી, ત્હેમની આંખમાં પ્રતાપરાણાની સ્વતંત્રતા અસહ્ય થઈ પડી. પ્રતાપનું દમન કરવા માટે તેઓ સઘળા અકબરને મદદ

આપવા તૈયાર થયા. પ્રતાપની સાથે અકબરને ઘણા લાંબા સમય સુધી યુદ્ધ ચાલ્યું.

ઉદયપુર અકબરના હાથમાં આવ્યું. રાજ્ય છોડીને રાણા પ્રતાપને સપરિવાર જંગલો અને પર્વતોમાં સંતાતા ફરવું પડયું. અકબર અને ત્હેને શરણે ગયેલા બીજા રાજપુત રાજાઓએ પ્રતાપને વશીભૂત કરવાની હઠ પકડી હતી. પ્રતાપ શરણે આવે તો મોગલ દરબારમાં સૌથી મ્હોટા પદ ઉપર ત્હેને બિરાજમાન કરવાને તેઓ તૈયાર હતા. પરન્તુ ટેકીલો પ્રતાપ ત્હેમને વશીભૂત થયો નહીં.

ભૂખે, તરસે, ટાઢ તડકો વેઠીને પહાડ પર્વત અને જંગલોમાં ગમે તેટલું દુઃખ વેઠીને, કદી ઘાસના બિછાનામાં તો કદી પર્વતની ગુફામાં જીંદગી ગાળવી એ પ્રતાપને પસંદ હતું, પણ પરવશ થઇને મોગલ દરબારમાં મ્હોટામાં મ્હોટું સન્માન મેળવવું એ ત્હેને મનથી ઘણુંજ શરમ ભરેલું હતું. મોગલોના ઘરમા કન્યા આપીને, પવિત્ર રાણાવંશને, તથા બહાદુર રાજપુત જાતિ નામને કલંકિત કરવાની ત્હેની ઇચ્છા નહોતી.

ઘણાં વર્ષો સુધી પ્રતાપે કઠોર દુઃખ વેઠયું. ઘાસના રોટલા ખાઇને, ઝાડીઓમાં સંતાઈ રહીને, પ્રતાપે સ્ત્રી અને પુત્ર સાથે પોતાની જીંદગી ગાળી હતી. ચિતોડનો ઉદ્ધાર કરવાને વીર પ્રતાપ છેલ્લી ઘડી સુધી યત્ન કરતો રહ્યો હતો, પણ ત્હેને ત્હેમાં સફળતા પ્રાપ્ત થઇ નહોતી. ચિતોડની પરતંત્રતાને લીધે દુઃખી હૃદયે અશ્રુ વિસર્જન કરતાં કરતાં મહાવીર પ્રતાપે પોતાના નાશવંત દેહનો ત્યાગ કર્યો હતો.

૨

વાંચક બ્હેનોને એ સમયની દેશની સ્થિતિનો કાંઇક પરિચય આપવા સારૂ હમે અકબરની રાજનીતિ અને પ્રતાપના ટેકનું કાંઇક વિસ્તારથી વર્ણન કર્યું છે.

આ આખ્યાયિકાની નાયિકા રાણા પ્રતાપસિંહના ભાઇ શક્તસિંહની કન્યા હતી. એ બિકાનેરના મહારાજાના ભાઇ પૃથ્વીરાજને પરણી હતી. પૃથ્વીરાજ મોગલ બાદશાહના દરબારમાં નોકર હતો. પૃથ્વીરાજ એક સારો કવિ હતો અને સંયોગવશ એને પરાધીનતા સ્વીકારવી પડી હતી. તોપણ એની રગેરગમાં દેશભક્તિ અને સ્વતંત્રતાનું અભિમાન વહેતું હતું.

પૃથ્વીરાજની સાથે એની સ્ત્રી પણ દીલ્હી ગઇ હતી.

જતી વખતે ત્હેને અનેક સગાંસંબંધીઓએ વારીને કહ્યું હતું કે 'દિલ્હીમાં ત્હારો સ્વામી પરતંત્ર છે. અકબર બીજા રજપુત સરદારોનું જેટલું માન રાખે છે તેટલું માન પૃથ્વીરાજનું રાખે એવો સંભવ નથી કારણ કે પૃથ્વીરાજ સ્વતંત્ર સ્વભાવનો વીર છે. વળી તું અકબરના શત્રુના વંશની છે, અને પરમ રૂપવતી છે. આટલા રૂપ સાથે તું મોગલોની રાજધાનીમાં ત્હારા શિયળનું રક્ષણ કેવી રીતે કરી શકીશ?'

પૃથ્વીરાજની રાણીએ જરાક હસીને પોતાની કાંચળીમાંથી એક તીક્ષ્ણ છુરી બહાર કહાડીને કહ્યું 'આત્મરક્ષાને માટે મોગલોની દયા ઉપર ભરોસો રાખીને હું દિલ્હી જતી નથી. કામ પડશે ત્યારે આ છરો મ્હારૂં રક્ષણ કરશે. શિયળ સાચવવા સારૂ મરવું પડશે તો ખુશી સાથે મરીશ, પણ એવી ખોટી બ્હીકથી જીવતી છું ત્યાં સુધી સ્વામીસેવા કરવાથી વંચિત શા માટે રહું?

નહીં લે, તો આજે આ કટારીથી ત્હારૂં કામ તમામ કરી દઈશ.'

કેટલાક કહે છે કે અકબર આ અધમકામમાં કામવૃત્તિથી ઉત્તેજીત થયો નહોતો પણ પોતાને યુદ્ધમાં હરાવનાર વીર શિશોદીયા કુળને કલંક લગાડવા સારૂ ત્હેણે આ અધમ પ્રયત્ન કરીને પોતાની કીર્તિને ડાઘ લગાડયો હતો. અસ્તુ ! અકબરના મનમાં ક્ષણિક પાપવૃત્તિનો ઉદય થયો હશે તોપણ આખરે એ સ્હમજુ બાદશાહ હતો. વીરતા, અને સત્યનિષ્ઠાની કદર કરનારો હતો. સતીના ઉપદેશની સાથેજ એની પાપી લાલસા નષ્ટ થઈ ગઈ. એણે પોતાના કૃત્ય માટે ખરા અંતઃકરણથી પશ્ચાત્તાપ કર્યો અને ભવિષ્યમા કોઈ પણ સ્ત્રીનું શિયળ ભગ નહીં કરવાની પ્રતિજ્ઞા લઇને પૃથ્વીરાજની રાણીની ક્ષમા માગી. સતીએ ઉદાર ચિત્તે ક્ષમા આપી.

પુરૂષસિંહ પૃથ્વીરાજની સ્ત્રી ! ધન્ય છે ત્હને ! ત્હેં સ્ત્રી જાતિના ગૌરવને માટે જે વીરતા પ્રદર્શિત કરી છે ત્હેની યથાર્થ પ્રશસા કરવાને હમારી દુર્બળ લેખિની અસમર્થ છે ત્હારૂં પવિત્રતામય જીવન, ત્હારો પાતિવ્રત્ય ધર્મ, ત્હારી ભારતવર્ષીય બ્હેનોને માટે અનુકરણીય અને આદરણીય છે ત્હારા સચ્ચરિત્રથી ત્હારા પિતા અને પતિના કુળની આજ સુધી પ્રશસા થાય છે. ધન્ય છે ત્હને ! ધન્ય છે ત્હારા જેવી સતીઓને જન્મ આપનાર આર્ય માતાને ! સ્ત્રીની પ્રતિષ્ઠા ત્હેના શિયળમાં છે. ધન, યોવન, માનમર્યાદા કશાની પણ ખાતર સતીત્વનું નષ્ટ કરનાર સ્ત્રીઓને ધિક્કાર છે ! પ્રભુ ત્હારા જેવી સતીત્વના ગૌરવવાળી સ્ત્રીઓ ભારત વર્ષમાં ઘેરેઘેર ઉત્પન્ન કરો ! ! અસ્તુ ! !



# રત્ન—૬૩. વીરા.

એ ચિતોડના રાણા ઉદયસિંહની ઉપપત્ની હતી. નામ પ્રમાણે હ્વેનામાં વીરતા તો સ્વાભાવિક રીતેજ હતી; જો કે હ્વેના પતિ ઉદયસિંહમાં જરા પણ તેજસ્વિતા નહોતી પણ વીરા તો યુદ્ધકળા અને સાહસમાં ઘણી આગળ વધેલી હતી. વીરા કોની પુત્રી હતી, કેવી રીતે તે મહારાણા ઉદયસિંહના પરિચયમાં આવી વગેરે હકીકત મળી આવી નથી, એ કેવળ પોતાની વીરતાને લીધે ઇતિહાસમાં પ્રસિદ્ધ થઈ છે.

દિલ્હીના અકબર બાદશાહે ચિત્તોડ ઉપર બે વાર ન્હડાઈ કરી હતી, એવું ભાટ અને ચારણોના લેખોથી જણાઈ આવે છે પહેલી વારની લ્હડાઇમાં મુસલમાનોની મ્હોટી હાર થઇ હતી; પરન્તુ એ વાતથી પોતાના ચક્રવર્તી બાદશાહનું અપમાન થયેલું માનીને મુસલમાન ઇતિહાસકારોએ પોતાના ગ્રન્થોમાં હ્વેનો ક્યાંય ઉલ્લેખ કર્યો નથી. જે યુદ્ધમાં ચિતોડનું સર્વસ્વ નાશ પામ્યું તેજ યુદ્ધનું વર્ણન હ્વેમણે લખ્યું છે, પરન્તુ જે યુદ્ધમાં મુસલમાનોનો પરાજય થયો હતો, જે વખતે તેઓ રણસંગ્રામમાંથી ન્હાશી ગયા હતા તે યુદ્ધનું વર્ણન પોતાની જાતિને અપકીર્તિમાંથી બચાવવા ખાતર હ્વેમણે લખ્યું નથી. જે વીરબાળાના હાથે મુસલમાનોને અપકીર્તિ મળી હતી તે વીરબાળા વીરા હતી.

અકબર બાદશાહ જે સમયે પોતાની પ્રબળ સેનાને લઇને ચિતોડ ઉપર ન્હડી આવ્યો તે સમયે ઉદયપુરમાં કાયર

નહીં લે, તો આજે આ કટારીથી ત્હારૂં કામ તમામ કરી દઇશ.'

કેટલાક કહે છે કે અકબર આ અધમકામમાં કામવૃત્તિથી ઉત્તેજીત થયો નહોતો પણ પોતાને યુદ્ધમાં હરાવનાર વીર શિશોદીયા કુળને કલંક લગાડવા સારૂ ત્હેણે આ અધમ પ્રયત્ન કરીને પોતાની કીર્તિને ડાઘ લગાડયો હતો. અસ્તુ ! અકબરના મનમાં ક્ષણિક પાપવૃત્તિનો ઉદય થયો હશે તોપણ આખરે એ સ્હમજુ બાદશાહ હતો. વીરતા, અને સત્યનિષ્ઠાની કદર કરનારો હતો. સતીના ઉપદેશની સાથેજ એની પાપી લાલસા નષ્ટ થઈ ગઈ. એણે પોતાના કૃત્ય માટે ખરા અંતઃકરણથી પશ્ચાત્તાપ કર્યો અને ભવિષ્યમાં કોઈ પણ સ્ત્રીનું શિયળ ભંગ નહીં કરવાની પ્રતિજ્ઞા લઇને પૃથ્વીરાજની રાણીની ક્ષમા માગી. સતીએ ઉદાર ચિત્તે ક્ષમા આપી.

પુરૂષસિંહ પૃથ્વીરાજની સ્ત્રી ! ધન્ય છે ત્હને ! ત્હેં સ્ત્રી જાતિના ગૌરવને માટે જે વીરતા પ્રદર્શિત કરી છે ત્હેની યથાર્થ પ્રશંસા કરવાને હમારી દુર્બળ લેખિની અસમર્થ છે ત્હારૂં પવિત્રતામય જીવન, ત્હારો પાતિવ્રત્ય ધર્મ, ત્હારી ભારતવર્ષીય બ્હેનોને માટે અનુકરણીય અને આદરણીય છે. ત્હારા સચ્ચરિત્રથી ત્હારા પિતા અને પતિના કુળની આજ સુધી પ્રશંસા થાય છે. ધન્ય છે ત્હને ! ધન્ય છે ત્હારા જેવી સતીઓને જન્મ આપનાર આર્ય માતાને ! સ્ત્રીની પ્રતિષ્ઠા ત્હેના શિયળમાં છે. ધન, યૌવન, માનમર્યાદા કશાની પણ ખાતર સતીત્વનુ નષ્ટ કરનાર સ્ત્રીઓને ધિક્કાર છે ! પ્રભુ ત્હારા જેવી સતીત્વના ગૌરવવાળી સ્ત્રીઓ ભારત વર્ષમાં ઘેરેઘેર ઉત્પન્ન કરો !! અસ્તુ !!



# રત્ન—૬૩. વીરા.

એ ચિતોડના રાણા ઉદયસિંહની ઉપપત્ની હતી. નામ પ્રમાણે ત્હેનામાં વીરતા તો સ્વાભાવિક રીતેજ હતી; જો કે ત્હેના પતિ ઉદયસિંહમાં જરા પણ તેજસ્વિતા નહોતી પણ વીરા તો યુદ્ધકળા અને સાહસમાં ઘણી આગળ વધેલી હતી. વીરા કોની પુત્રી હતી, કેવી રીતે તે મહારાણા ઉદયસિંહના પરિચયમાં આવી વગેરે હકીકત મળી આવી નથી, એ કેવળ પોતાની વીરતાને લીધે ઇતિહાસમાં પ્રસિદ્ધ થઈ છે.

દિલ્હીના અકબર બાદશાહે ચિત્તોડ ઉપર બે વાર ચ્હડાઈ કરી હતી, એવું ભાટ અને ચારણોના લેખોથી જણાઈ આવે છે પહેલી વારની ચ્હડાઇમાં મુસલમાનોની મ્હોટી હાર થઇ હતી; પરન્તુ એ વાતથી પોતાના ચક્રવર્તી બાદશાહનું અપમાન થયેલું માનીને મુસલમાન ઇતિહાસકારોએ પોતાના ગ્રન્થોમા ત્હેનો કયાય ઉલ્લેખ કર્યો નથી. જે યુદ્ધમા ચિતોડનું સર્વસ્વ નાશ પામ્યું તેજ યુદ્ધનું વર્ણન ત્હેમણે લખ્યું છે, પરન્તુ જે યુદ્ધમાં મુસલમાનોનો પરાજય થયો હતો, જે વખતે તેઓ રણસંગ્રામમાથી ન્હાશી ગયા હતા તે યુદ્ધનું વર્ણન પોતાની જાતિને અપકીર્તિમાંથી બચાવવા ખાતર ત્હેમણે લખ્યું નથી. જે વીરબાળાના હાથે મુસલમાનોને અપકીર્તિ મળી હતી તે વીર બાળા વીરા હતી.

અકબર બાદશાહ જે સમયે પોતાની પ્રબળ સેનાને લઇને ચિતોડ ઉપર ન્હડી આવ્યો તે સમયે ઉદયપુરમાં કાયર

ઉદયસિંહ રાજ્ય કરતો હતો ઉદયસિંહમાં ત્હેના પૂર્વજોની વીરતાનો અંશ માત્ર પણ નહોતો, મોગલોની રાક્ષસી સેના જોઇને એ ઘણો ભયભીત થઇ ગયો અને બાદશાહને ચરણે જવા તૈયાર થયો. પરન્તુ એ વખતે મેવાડના રાજપુતો બાયલા થઈ ગયા નહોતા શત્રુઓની સ્હામે યુદ્ધ કરીને માતૃભૂમિનું સંરક્ષણ કરવાના ઉત્સાહથી ત્હેમની રગેરગમા લોહી પૂર્ણ વેગ સાથે દોડતું હતું. ત્હેમણે રાજાને એવું હીન કાર્ય કરતાં અટકાવ્યો તથા યુદ્ધ કરવાને ઉશ્કેર્યો આખરે લાચાર થઇને એને બાદશાહની સ્હામે યુદ્ધ કરવા જવુંજ પડ્યું. પરન્તુ ત્હેનામાજ સાહસ, શૌર્ય, ધૈર્ય, દઢતા તથા ટેક વગેરે રાજપુતોના આવશ્યક ગુણો બિલકુલ નહોતા, એટલે એ મુસલમાનોના આક્રમણને રોકવાને અશક્ત નીવડયો છતા પણ રાજપૂત સૈનિકોએ પરાક્રમથી બાદશાહની ફોજ સાથે યુદ્ધ કર્યું પરન્તુ જેનો રાજાજ નબળો અને કાયર હોય ત્હેની સેના કેટલો વખત ટકી શકે ? રાજાની તરફથી ઉત્તેજન નહીં મળવાથી રાજપુતો પણ ધીમે ધીમે ન્હાશી ગયા અને અભાગી ઉદયસિંહને અકબરે કેદ પકડીને પોતાના સૈનિકોના સ્વાધીનમા રાખ્યો, આ પ્રમાણે સ્વતંત્ર મેવાડનો અધીશ્વર મુસલમાનોના બંધનમા પડયો વીરજનની મેવાડ આજે કલંકિત થઈ, કારણ કે મેવાડના ઇતિહાસમા આવો પ્રસંગ પૂર્વે કદી બન્યો નહોતો મેવાડના રાજાઓ તો એકજ સૂત્ર સ્હમજતા હતા કે રણભૂમિમા શત્રુઓને મારવા અથવા તો શત્રુઓને હાથે મરવું રણભૂમિમા શત્રુના હાથે મૃત્યુ થાય તો તેઓ એ મૃત્યુને માટે 'કામ આવવું' એ શબ્દોનો પ્રયોગ કરતા શત્રુના હાથમા તેઓ કદી જીવતા પકડાયા નહોતા,

ઉદયસિંહ દીલ્હીના બાદશાહના હાથમાં કેદ પકડાયો એ ખબર સાંભળીને રાજકુટુંબમાં ઘણો શોક ફેલાયો; હવે શું કરવું ત્હેનો વિચાર કરવા માટે સામંતોની સભા ભરાઇ. પરન્તુ ઉદયસિંહને શત્રુના હાથમાંથી છોડાવવાનો ઉપાય કોઇને સૂઝતો નહોતો; કોઇ સરદાર આગળ આવીને યુક્તિ બતાવતો નહોતો: આજે ચિતોડ નિસ્તેજ જણાતું હતું. એ કાર્ય પાર ઉતારે એવો કોઇ વીર ત્હેમની નજરમાં આવતો નહોતો. ચિતોડની આ દશા જોઇને ઉદયસિંહની ઉપપત્ની વીરાંના હૃદયમાં લોહી ઉકળી આવ્યું. ક્રોધ અને અભિમાનથી ત્હેનો ચહેરો લાલચોળ થઇ ગયો; ત્હેણે લાજમરજાદા છોડી દઇને વીરાંગનાને છાજે એવું લોઢાનું બખ્તર પહેર્યું. હાથમાં ધનુષ્યબાણ લઇને વીર રમણી વીરા વિજળીની પેઠે ચમકી અને મેઘની માફક ગર્જના કરીને સભાસદમાં આવી. થોડીવાર સૂધી બધા સામંતોના મ્હોં સ્હામું જોઇને તે નિર્ભય થઇને બોલી 'અહો ! હું અહિં ઉભી છું તે ત્હમે જુઓ છો ? મેવાડની પવિત્ર ભૂમિ આજે વીર-શૂન્ય થઇને વૈધવ્ય પામી છે? રાજપુતાણીઓના ગરમ દૂધમાં આજે કીડા પડી ગયા છે? થોડા વખત પહેલાં મેવાડમાં જે અસંખ્ય રાજપુત વીરો દેખાતા હતા, તે ક્ષણવારમાં ઘરનાં ખુણામાં જઇને ભરાઈ ગયા? વીર ક્ષત્રીઓ શું ઢીલા માંસના લોચા માત્ર છે? રાજપુત માતાઓએ અચેતન હાડકાં અને માંસના પુતળાંઓનેજ ઉત્પન્ન કર્યાં હતાં કે શું? દેશાભિમાન, કુલાભિમાન, અને સાહસે આજથીજ આર્યભૂમિનો ત્યાગ કર્યો કે શું? વીરતા અને તેજસ્વિતા એકદમજ મેવાડમાંથી લુપ્ત થઇ ગયાં? હાય! હાય! આજ હું આ શું જોઉ છું? માટીનાં

જડ પુતળાઓ કરતા પણ રાજપુતોની હીન દશા જોઈને મ્હારૂં હૈયુ ફાટી જાય છે. અરે! પહેલાના આર્યવીરો ક્યા ગયા? શુ હવે મેવાડમા એક પણ સ્વામીભક્ત તથા દેશહિતૈષી વીર નથી કે? કે જે પોતાના સ્વામીને શત્રુઓના બંધનમાથી છોડાવી લાવે? શુ કોઈ પણ એવો નથી કે જેના હૃદયમાંનું રક્ત પોતાના રાજાની આ હીન દશા જોઈને ઉકળી આવતું હોય?' વીરાના એવા વીર વાક્યો સાભળ્યાથી પૂર્ણિમાના ચન્દ્રમાને જોઇને સમુદ્રમા જેવી રીતે ભરતી આવે છે તેમ બધા વીર રાજપુતો એક સાથે ગર્જના કરીને વીરાની પાસે આવી ઉભા, એકઠી થયેલી રાજપુત સેનાને નવા ઉત્સાહથી ઉત્સાહિત કરીને કાયર પુરૂષ ઉદયસિંહની ઉપપત્ની વીરા સેનાની સન્મુખ ઉભી રહી અને ભીમની પેઠે પ્રચંડ ગર્જનાઓ કરવા લાગી મુસલમાનો અને રાજપુતો વચ્ચે મહા દારૂણ સંગ્રામ મચ્યો રાજપુતોના મારથી મુસલમાન સેના આકુળ વ્યાકુળ થઇ ગઈ. ત્હેમના ઘણા સૈનિકો માર્યા ગયા, તોબા તોબા કરીને ન્હાસવા લાગ્યા આ વખતે વીરાંગના વીરાને ઘણું જોશ આવ્યુ. યવનોની નિર્બળતા જોઇને વીરા પોતાની સેના સાથે અકબરના સેનાપતિની તરફ ધસી ત્હેની વીરતા જોઈને મોગલ બાદશાહ સ્તંભિત થઈ ગયો. આખરે એને વિજયની કાઈ પણ આશા ન રહી ત્યારે પ્રાણ બચાવવા સારૂ રણભૂમિ છોડીને ન્હાશી ગયો, એક સ્ત્રીએ ભારતવર્ષના ચક્રવર્તી મોગલ બાદશાહ અકબરને પરાજીત કર્યો, પતિને છોડાવીને વીરા ઘેર આવી.



## રત્ન—૬૪ મુબારક ખાતુન.

એ ઘણી સદાચારી અને વિરક્ત સન્નારી હતી, હિજરી સન ૧૦૦૦ માં ત્હેણે શેખ ઇબાહુલહ્નાહની સાથે લગ્ન કર્યું હતું અને શેખ સાહેબ પાસેજ ધર્મોપદેશ લીધો હતો. ઇશ્વર ભક્તિને લીધે ત્હેણે ઘણી સિદ્ધિઓ મેળવી હતી, ત્હેણે અનેક ચમત્કારો કરેલા કહેવાય છે. ત્હેના સદાચાર અને વિદ્વત્તાનું મુખ્ય પ્રમાણ એ છે કે ત્હેણે લાંબા સમય સુધી જહાંગીર બાદશાહને શિક્ષણ આપ્યું હતું.

## રત્ન—૬૫. રાય પ્રવીણ અથવા પ્રવીણરાય.

એ ચતુર સુંદરી, જાતની પાતર હતી અને ઉરછાના મહારાજ કુમાર ઇન્દ્રજીતની કૃપાપાત્ર હતી. હાવભાવ અને કટાક્ષમાં એ કુશળ હોય એમાતો નવાઇજ શી ? પણ કવિતા કરવામાં પણ કુશળ હતી. કવિ કેશવદાસે પણ કવિપ્રિયા નામના ગ્રન્થમાં ત્હેની પ્રશંસા લખી છે.

ઇન્દ્રજીતને સંગીતનો ઘણો શોખ હતો, એને ત્યાં સંગીતની સભા હતી, જેમાં પરમ પ્રસિદ્ધ અને રૂપગુણ સંપન્ન નીચે લખેલી છ વારાંગનાઓ હતી. (૧) રાયપ્રવીણ, (૨) રંગરાય, (૩) નવરંગરાય, (૪) તીનતરંગ, (૫) વિચિત્રનયના, (૬) લલિત

લોચના, એમાંની બીજી બધી વારાંગનાઓ તો નાચવા અને ગાવામાંજ પ્રવીણ હતી પરન્તુ રાય પ્રવીણ તો કવિતા કરવામાં પણ અધિક કુશળ હતી, પ્રસિદ્ધ કવિ કેશવદાસે કહ્યું છે કે–

નાચત ગાવત હૈં સબૈ, સબૈ બજાવત બીન;
તિનમેં કરત કવિત ઇક, રાય પ્રવીન પ્રવીન

એ ઉપરાંત પણ, એની પ્રશંસાના ઘણા દોહા લખાયા છે જે હમે સ્થળસંકોચને લીધે ઉતરતા નથી.

એક દંત કથા એવી ચાલે છે કે, અકબર બાદશાહે રાય પ્રવીણના સૌન્દર્યની વાત સાભળીને ઇન્દ્રજીતને લખી મોકલ્યુ કે એને મ્હારી પાસે મોકલી દો. એ ખબર સાભળીને રાજકુમાર ઇન્દ્રજીત તથા વારાંગના રાય પ્રવીણ બન્નેજણા ખૂબ ગભરાયા આખરે એણે ભરી સભામા નીચેનો સવૈયો ગાઇને સલાહ પૂછી

આઇહૌ બૂઝન મંત્ર તુમ્હેં, નિજ સ્વાસનસો, સિગરી મતિ ગોઇ,
દેહ તજૌં કિ તજૌ કુલકાનિ, હિયે ન લજૌ લજિહેં સબ કોઇ
હાથ રહે પરમારથ સ્વારથ, ચિત્ત બિચારિ કહો, પુનિ સોઈ,
જામૈં રહે પ્રભુકી પ્રભુતા, અરૂ મેરો પતિવ્રત ભંગ ન હોઇ.

પરન્તુ કોઇએ સંતોષકારક ઉપાય ન બતાવ્યો, ત્યારે ત્હેણે પોતાની બુદ્ધિ અને હાજર જવાબી ઉપર ભરોસો રાખીને રાજકુમાર ઇન્દ્રજીતને કહ્યું કે 'આપ મ્હારી ખાતર એવા સબળ બાદશાહ સાથે દુશ્મની ન કરશો. મ્હારૂં લાગ્યુ હું ભોગવી લઇશ' છતા પણ રાજકુમારે ત્હેની સાથે કેશવદાસને મોકલ્યા અને કહ્યું કે 'એને મુકીને પણ ન આવતા અને બાદશાહની સાથે વેર પણ ન બાંધી આવતા' ત્યારે બન્ને આગ્રા આવ્યા.

ત્યારે કવિ કેશવદાસ બાદશાહના મંત્રીઓની સલાહ લેવા લાગ્યા. પણ વારાંગનાએ કહ્યુ કે આપ કાંઇ પણ તસ્દી લીધા વગર મ્હનેજ બાદશાહની પાસે મોકલી આપો. હું મુજરાની સાથેજ છુટી આવવાની યુક્તિ રચીશ ' કેશવદાસે એ પ્રમાણે બાદશાહી છડીદારની સાથે ત્હેને દરબારમાં મોકલી આપી ત્યાં જઇને એણે મુજરો કર્યો. એટલે બાદશાહે ત્હેની ઉતરતી અવસ્થા જોઇને નીચેનો અર્ધો દોહો કહ્યો.

સુવન ચલત તિય દેહ તે, ચટક ચલત કિહિ હેતુ

તરતજ રાયપ્રવીણે હાથ જોડીને કહ્યું.—

મનમથ વારિ મસાલ કો, સૈંતિ સિહારો લેતુ.

બાદશાહે ફરીથી અરધો દોહો કહ્યો.—

ઉંચે વ્હૈ સુર વસ કિએ, સમ વ્હૈ નર બસ કીન.

પ્રવીણરાયે ત્હેને પણ પૂરો કરીને કહ્યુ.—

અબ પતાલ બસ કરનકો, ઢર કિ પયાનો કીન.

બાદશાહને ત્હેની મીઠી કવિતાથી સંતુષ્ટ થઇને વધારે વાર્તાલાપ કરવાની ઇચ્છા થઈ હતી, પણ એ કામકાજનો વખત હતો એટલે છડીદારને હુકમ આપ્યો કે એને રાતે લાવજો પરન્તુ પ્રવીણરાય એનો ઉલટો અર્થ સ્હમજી, એટલે એણે હાથ જોડીને નીચેનો દોહો ગાયો.

બિનતિ રાય પ્રબીનકી, સુનિયે સાહ સુજાન;
જૂંઠી પાતર ભખત હૈં, બારી બાયસ સ્વાન.

બાદશાહે એટલું સાભળતાવારજ છડીદારને આજ્ઞા આપી કે એને જ્યાથી લાવ્યો છે ત્યાજ પાછી મૂકી આવ એટલે

રાયપ્રવીણ પોતાને મુકામે આવી અને કવિ કેશવદાસને સાથે લઈને ઇન્દ્રજીતની પાસે ગઇ. એ પણ એનું ચરિત્ર સાંભળીને ઘણો પ્રસન્ન થયો.

પ્રવીણરાયની રચેલી છુટક કવિતાઓ ઘણી મળી આવે છે. એનો સમય સંવત ૧૬૫૦ ની લગભગ છે.



## ૨૮૯—૬૬ જોધબાઈ.

મોગલ રાજ્યના ઇતિહાસમાં બેગમ જોધબાઇ ઘણી પ્રસિદ્ધ છે. રાણી જોધબાઈ જોધપુરના રાજા માલદેવની પુત્રી અને ઉદયસિંહની બ્હેન હતી. મુસલમાનો સાથેની શત્રુતા દૂર કરવાના ઉદ્દેશથી ઉદયસિંહે ત્હેનો વિવાહ દિલ્હીના બાદશાહ અકબર સાથે કરી દીધો હતો. આ સંબંધથી ધારેલું પરિણામ નીપજ્યું હતું. બાદશાહ અને રાજપુતો વચ્ચેનો વેરભાવ જતો રહ્યો એટલુંજ નહીં પણ જોધપુર રાજ્યનો વિસ્તાર પણ એ વખતમાં ઘણો વધ્યો. ભારત વર્ષના રાજપુતોમાંથી આ પહેલીજ રાજકન્યા મુસલમાનને પરણાવવામાં આવી હતી. જોધબાઈ ઘણીજ રૂપાળી અને ગુણવતી હતી, બાદશાહ સાથે ત્હેનો વિવાહ ઇ. સ. ૧૫૬૯ માં થયો હતો. ત્હેના સૌન્દર્ય અને સદ્‌ગુણોને લીધે એ અકબર બાદશાહની ઘણી માનીતી બેગમ થઈ પડી હતી, લગ્ન થયા પછી થોડે દિવસે બેગમ જોધબાઇ પતિની સાથે અમીરૂદ્દિન ચિસ્તીની સમાધિનાં દર્શન કરવા સારૂ પગે ચાલીને ગઇ હતી. અકબરે એ યાત્રા સંતાનને સારૂ કરી હતી. બાદશાહ

અને બેગમ દરરોજ ત્રણ ગાઉ ચાલતાં હતાં. બેગમના પગમાં કાંટા અને કાંકરા ન વાગે તથા ઘાસ ખુંચે નહીં એટલા માટે રસ્તામાં ગાલીચા અને શેતરંજીઓ પાથરવામાં આવતાં હતાં, અને પડદો સાચવવા સારૂ રસ્તાની બન્ને તરફ કનાતો ઉભી કરી હતી, આ પ્રમાણે બાદશાહ અને બેગમ નિત્ય જે જે સ્થળે પડાવ નાંખતાં તે તે સ્થળે ઈંટોનો એક મિનારો બંધાવતા. આ પ્રમાણે પરિશ્રમ વેઠીને અકબરે તથા જોધબાઇએ અમીરદ્દીન ચિસ્તીની દરગાહનાં દર્શન કર્યાં, અને આખી રાત ત્હેમની આગળ પ્રાર્થના કરીને ત્યાંજ રહ્યાં. દંતકથા એવી છે કે, એ રાતે ઓલિયાએ ત્હેમને સ્વપ્નમાં કહ્યું કે 'જા, ફતેહપુર સીકરીમાં એક ઈશ્વરનો ભક્ત સાધુ રહે છે. ત્હેની પાસે જા અને ત્હેને પ્રસન્ન કર, એ ત્હને વરદાન આપશે ' એ સ્વપ્ન અનુસાર અકબર બાદશાહ ફતેહપુર ગયો અને શેખ સલીમ નામના ફકીરની અત્યંત સેવા કરી. અત્યંત સેવા અને પ્રાર્થનાથી પ્રસન્ન થઇને સાધુએ વરદાન આપ્યું કે 'જોધબાઇના ગર્ભથી ત્હારે ત્યાં એક અત્યંત તેજસ્વી અને દીર્ઘાયુ પુત્ર ઉત્પન્ન થશે.' ઈશ્વરની કૃપાથી બેગમ જોધબાઇને ગર્ભ રહ્યો અને પુત્ર અવતરતાં સુધી એ ફકીરની ઝુંપડીની પાસેજ રહી. અને ત્યાં કુશળતા પૂર્વક શાહજાદાનો જન્મ થયો અને ત્હેનું નામ સાધુના સ્મરણાર્થ મિરઝા સલીમ પાડ્યું. એ શાહજાદો સલીમ પાછળથી જહાંગીર નામ ધારણ કરીને દિલ્હીના સિંહાસન ઉપર બેઠો.

ઘણી વાંચક બ્હેનોને શંકા થતી હશે કે જોધબાઇ તો હિંદવાણી હતી, તો પછી એ મુસલમાનોના રણવાસમાં પોતાનો ધર્મ કેવી રીતે પાળી શકતી હશે ? પરન્તુ એ બ્હેનોના ખુલાસા

ખાતર, હમારે જણાવવું જોઇએ કે અકબર બાદશાહ બીજા મુસલમાનો જેટલા ધર્માંધ નહોતો. ગમે તે પ્રકારે પોતાના ધર્મનો પ્રચાર કરવો અને બીજા ધર્મોનું ખંડન કરવું એ ત્હેને મુદ્દલ પસંદ નહોતું. ધર્મના વિષયમાં એ ઘણા ઉદાર સ્વભાવનો હતો. એ વખતમાં ચાલતા દરેક મુખ્ય ધર્મોના શાસ્ત્રનો એણે ભિન્ન ભિન્ન વિદ્વાનો પાસે અભ્યાસ કર્યો હતો. એની ખાત્રી થઈ ગઇ હતી કે બધા ધર્મો એકજ જગત્ કર્તા પરમેશ્વરની ઉપાસના કરે છે. તેથી એને મુસલમાન ધર્મ ઉપર જરા પણ પક્ષપાત નહોતો. એ પોતાની રૈયતને મરજી પ્રમાણે ધર્મ પાળવાની છુટ આપતો હતો. તે ઉપરાંત એ મ્હોટામાં મ્હોટો રાજનીતિ કુશળ બાદશાહ હતો. એનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે મ્હારી રૈયત મ્હને પરદેશી ન ગણે એવું કામ મ્હારે કરવુ જોઇએ. હિન્દુઓ ત્હેને પોતાનોજ રાજા ગણીને ખરા અંતઃકરણથી ત્હેની સેવા કરતા રહે એ ત્હેની ઇચ્છા હતી એ ધારતો હતો કે જો મનુષ્યોમાંથી જાતિભેદ જતો રહેતો બધામાંથી પરસ્પર વેરભાવ પણ જતો રહે. આટલા માટે એ હિન્દુ અને મુસલમાનો સાથે એક સરખો વ્યવહાર રાખતો. હિન્દુસ્તાનના પ્રસિદ્ધ ઇતિહાસવેત્તાઓનું વ્યાજબી રીતે માનવું છે કે અકબરના વખતમાં હિન્દુ અને મુસલમાનોમાં જેવો સંપ હતો તેવોજ સંપ પછીથી પણ કાયમ રહ્યો હોત, તો મોગલ વંશની પડતી કદી ન આવત. હિન્દુઓની સાથે વધારે ગાઢ સંબંધમાં આવવા સારૂ એણે જોધપુરની કન્યા સાથે લગ્ન કર્યાં હતાં અને એમ કહેવામાં અતિશયોક્તિ નહીં ગણાય કે અકબર બાદશાહના સમયમાં હિન્દુઓને જે અપૂર્વ સુખશાન્તિ મળ્યાં ત્હેને માટે તેઓ જોધબાઇને ઘણા આભારી

છે. જોધબાઇ ઉદારચિત્ત, શીલવાન, દયાળુ અને ધર્માત્મા સ્ત્રી હતી. બાદશાહ ત્હેના પ્રેમને વશ હતો, દરેક મ્હોટા કામમાં એ જોધબાઇની સલાહ લેતો. જોધબાઇનો પ્રતાપ એટલો પ્રબળ હતો કે અકબર ત્હેની ઇચ્છાવિરૂદ્ધ કોઈ કાર્ય કરી શકતો નહોતો એને આર્ય ધર્મનું અભિમાન હતું એટલે હિન્દુઓને સુખી કરવાનો વિચાર ત્હેને રાત દિવસ આવ્યા કરતો હતો.

જોધબાઇનો પરલોકવાસ કયા સમયમા થયો તે ખાતરી પૂર્વક કહી શકાતું નથી. પણ કર્નલ ટૉડ સાહેબના લેખથી માલૂમ પડે છે કે અહમદનગરની જીત પછી ઇ સ ૧૬૦૦ મા ત્હેનો સ્વર્ગવાસ થયો જ્યારે જોધબાઈનું મૃત્યુ થયુ ત્યારે અકબર બાદશાહે ફરમાન કહાડયું કે બાદશાહના દરબારમા આવનાર દરેક જણે દાઢી, મૂછ અને માથાના વાળ મુડાવીને શોક પાળવો બીજા બધા લોકોએ તો બાદશાહના હુકમને લાચારીએ માન આપીને મૂછો મુડાવી, પણ બાદશાહનો હજામ જ્યારે હાડા રાજાની મૂછો મુડવા આવ્યો ત્યારે બધા રાજપુતોએ ત્હેને ધક્કો મારીને કહાડી મુકયો બુંદીના રાજા રાવ ભોજની આ ઉદ્ધતાઈના સમાચાર બાદશાહને કાને પહોચ્યા રાવ ભોજના દુશ્મનોએ આવો લાગ જોઇને બાદશાહના કાન પણ ભર્યા બાદશાહે એ વીર રાજાની મદદથીજ અહમદનગર જીત્યું હતું, પણ પોતાની પ્યારી બેગમના શોકમા ત્હેની અક્કલ એવી બહેર મારી ગઇ હતી કે એ બધો ઉપકાર વિસરી ગયો અને હુકમ આપ્યો કે ‘ જે કોઇ ખુશીથી મૂછો ન મુડાવે ત્હેના હાથ પગ બાધીને મૂછો મુડો ’ કહેવુ તો ઘણું સહેલું હતું, પણ કોની માએ શેર સૂઠ ખાધી હોય કે એવુ સાહસ કરવા

તૈયાર થાય. સિંહની ગુફામાં હાથ નાખવો એ તો ઘણું સ્હેલું કામ હતું, પરન્તુ બૂંદીના વીર રજપૂત રાજાની મૂછ મુંડવી એ બિલકુલ અસંભવિત કામ હતું. આ વિચિત્ર આજ્ઞા સાંભળતાં વારજ બધા રાજપુતો ઉશ્કેરાઇ ગયા. શહેરમાં હાહાકાર મચી રહ્યો અને યુદ્ધની તૈયારીઓ થવા લાગી. સદ્‌ભાગ્યે દૂર અંદેશ બાદશાહની બુદ્ધિ ઠેકાણે આવી. પોતાની મૂર્ખતા માટે પશ્ચાત્તાપ કરતો કરતો એ હાડા રાજાની પાસે ગયો એ ઘણી સારી વાત થઇ. નહીં તો જોતજોતામાં આ નજીવી વાત ઉપર દિલ્હીના મહોલ્લાઓમાં લોહીની નદીઓ વહેવા લાગત. બાદશાહે આ વખતે વાણીઆ મૂછ નીચી કરી. હાડા રાજપુતોની વીરતાની એણે ઘણી પ્રશંસા કરી, તથા હાથી ઉપરથી ઉતરીને રાવ ભોજનો ઘણો આદરસત્કાર કર્યો. બૂંદીના રાવ રાજાએ બાદશાહને એ વખતે ઘણાં ન કહેવાનાં વેણ કહ્યાં; પરંતુ પોતાનો વાંક હોવાથી બાદશાહ એ અપમાનનો ઘુંટડો પણ પી ગયો. અકબરે પોતાની માનીતી રાણીના સ્મરણાર્થે આગ્રામાં એક સમાધિ પણ બનાવી હતી.



## ૨૮૯–૬૭. સલીમા બેગમ (સુલતાન).



એ મીર્ઝા નુરઉદ્દીનની પુત્રી અને મોગલ વંશના પ્રથમ રાજા બાબર બાદશાહની દૌહિત્રી હતી. એની માતાનું નામ ગુલરૂખ બેગમ હતું. એ બાબર બાદશાહની પુત્રી હતી. સલીમા બેગમનું લગ્ન બેરમખાન ખાનખાનાની સાથે થયું હતું. મોગલ

વંશમાં એવો રિવાજ હતો કે બનતાં સૂધી રાજકુમારીઓનાં લગ્ન કરવાંજ નહિ. જો કદાપિ મોગલ શાહજાદીનું લગ્ન કરવામાં આવતું તો કોઈ મનુષ્યની પ્રતિષ્ઠામાં વધારો કરવા સારૂજ. સંતાનોત્પત્તિ કે પુત્રીના સુખનો ત્હેમાં કોઇ વિચાર રાખવામાં નહોતો આવતો. આ પ્રસંગમાં પણ એવુંજ બન્યું. બૈરમખાન ખાનખાનાની પ્રતિષ્ઠા વધારવા સારૂજ સલીમા બેગમનું લગ્ન ત્હેની સાથે કરવામાં આવ્યું. સલીમા બેગમને બાલ્યાવસ્થામાં સારૂં શિક્ષણ મળ્યું હતું. યુવાવસ્થામાં ત્હેણે સારી કવિતા રચવા માટે પ્રતિષ્ઠા મેળવી હતી. ખાનખાનના મૃત્યુ પછી એણે અકબર બાદશાહના જનાનામાં દાખલ થઈને ઘણું પુણ્યદાન કરી પ્રજાને સંતુષ્ટ કરી. એ ઘણી ધાર્મિક સ્ત્રી હતી. મુસલમાનોનાં પવિત્ર તીર્થ મક્કા અને મદીનાની ચાર વખત યાત્રા કરી આવી હતી. કવિતા રચવાને માટે એ પ્રસિદ્ધ હતી પણ ત્હેનું તખલ્લુસ શું હતું તે જાણવામાં આવ્યું નથી.

---

## ૨૮૯—૬૮. જહાંગીરની પત્ની સલીમા બેગમ.

---

એ જહાંગીર બાદશાહની સૌથી પ્હેલીવારની બેગમ હતી. એ ઘણી સુંદર અને સુશીલ હતી. ૯૯૫ હિજરીમાં એ બેગમ પોતાના પતિની સાથે લાહોરમાં વસતી હતી, તેવામાં ત્હેના ગર્ભમાંથી શાહજાદો ખુશરૂ જન્મ્યો હતો. એ શાહજાદો અકબર બાદશાહને ઘણો પ્યારો હતો. શાહજાદા જહાંગીરની

ગેરવર્ત્તણુકથી અપ્રસન્ન થઇને બાદશાહ અકબરે પોતાની ગાદી ખુશરૂને આપવાનું ફરમાવ્યું હતું. પણ અકબરના મૃત્યુ પછી ખુશરૂ અને જહાંગીર વચ્ચે યુદ્ધ થયું. બાપે બેટાને હરાવીને કેદ કર્યો. ખુશરૂ કોઇક યુક્તિ રચીને કેદખાનામાંથી ન્હાસી જઇને અકબરાબાદ પહોંચ્યો અને પાછો રાજ્ય મેળવવાની ખટપટ કરવા લાગ્યો. સલીમા બેગમ ઘણી દૂર અંદેશી સ્ત્રી હતી. પોતાના પતિ જહાંગીરની શક્તિનું એ યથાર્થ અનુમાન કરી ચુકી હતી. બાદશાહે ત્હેને 'શાહ બેગમ' નો ખિતાબ આપ્યો હતો. પુત્ર તરફનો ત્હેનો પ્રેમ આધળો નહોતો. એ સર્વદા ખુશરૂને પિતાની વિરૂદ્ધ થવાની મના કરતી રહી. ત્હેણે એ બાબતના ઘણા ઉપદેશ પૂર્ણ પત્રો પુત્રને લખ્યા કે તું ત્હારા આવા મિથ્યા તરંગો છોડી દે. પરન્તુ ખુશરૂએ માતાની સલાહ માની નહીં. ત્હેણે પોતાના પ્રપંચ છોડી દીધા નહીં. એની એ વર્તણુકથી પતિભક્ત સલીમા બેગમને એટલો બધો દારૂણ શોક ઉત્પન્ન થયો કે ત્હેણે અફીણ ખાઇને આપઘાત કર્યો. એ બનાવ હિજરી સંવત ૧૦૧૩ માં બન્યો. બાદશાહની ઇચ્છા અનુસાર અલ્હાબાદ (પ્રયાગ) માં ત્હેનો મકબરો બાંધવામાં આવ્યો.



## ૨૯૫—૬૯. નૂરજહાન.

ઇતિહાસ અને જન્મ ચરિત્ર ઉપરથી બુદ્ધિનો ફેલાવો થાય છે, તથા સારઅસાર સમજવાની શક્તિ વધે છે, અને છેવટ ઐહિક સુખ પ્રાપ્ત થાય છે; તેટલા માટે ઇતિહાસનો અભ્યાસ અને જન્મ ચરિત્રો ઉપર ઇતિહાસકારો પોતાની તોલન શક્તિના અનુભવે ભૂતકાળની બનેલી વાર્તા ઉપરથી ભવિષ્યકાળનું અનુમાન કરી વર્તમાનકાળમાં વર્તવાની સૂચના કરે છે, તે કેટલે અંશે સફળ થાય છે તે રાજકીય બાબતોના અનુભવવાળા સહજ સમજી શકે છે. ઇતિહાસમાં પુરૂષોનાં ચરિત્રો ઘણાં મળી આવે છે, અને તેથી લોકોની સાધારણ માન્યતા એવી હોય છે કે સ્ત્રીની જાત પુરૂષની બરોબર હોઇ શકે નહિ. પરન્તુ પ્રભુને મન તો સ્ત્રી અને પુરૂષ સરખાંજ છે, કોઈ ન્યૂનાધિક નથી એજ હેતુને લક્ષમાં લઈ સ્ત્રીઓના ચરિત્રમાંથી નૂરજહાનનું ચમત્કારી ચરિત્ર અત્ર આપવું ઉચિત ધાર્યું છે. જેથી અમારી બેનોને તેમાંથી કંઇક નવીન જાણવાનું સહજ મળી શકશે. આ સૌન્દર્યવાન સ્ત્રીના ન્હાનપણનો તેમજ મોટપણનો ઇતિહાસ જોઇએ તો તે સર્વત્ર આશ્ચર્યમય દેખાય છે. નૂરજહાનનો બાપ ખ્વાજા આયાસ એ મૂળ પશ્ચિમ તાર્તરીનો રહેવાશી હતો. તે પોતાનું નશીબ અજમાવવાને પોતાની જન્મભૂમિ છોડીને હિંદુસ્તાનમાં આવ્યો હતો. તેનો જન્મ મોટા ખાનદાન કુટુંબમાં થયો હતો, તોપણ કમનશીબને લીધે તેનું કુટુંબ ઘણી કંગાળ હાલતમાં આવી પડ્યું. બાપની પાસે ખ્વાજા આયાસને

આપવાને પૈસા નહોતા તોપણ તેની પાસેથી જે પ્રાપ્ત થયું હતું તેની યોગ્યતા પૈસા કરતાં ઘણે દરજ્જે વધારે હતી. તે કેળવણી તે ઉદાર શિક્ષણ હતું. આ શિક્ષણથી ખ્વાજા આયાસની બુદ્ધિ અને અંતઃકરણને સારો સંસ્કાર થયો હતો ખરેખરી જુવાન અવસ્થામાં પોતાના જેવા સંકટમાં આવેલી પોતાની ખાનદાન કુટુંબની સ્ત્રી ઉપર ખ્વાજા આયાસનો પૂર્ણ પ્રેમ હતો. જલદીથી વિવાહવિધિ થયા પછી તે બન્નેનો પુરૂષ-પત્ની તરીકેનો સંબંધ મજબૂત થયો. ઉત્તર તરફના જે તાર્તારી લોકોને દારિદ્રની પીડા અસહ્ય થાય ત્યારે તે હિંદુસ્તાનનો રસ્તો પકડતા. ઘર અને ખાઈપીની વ્યવસ્થા બરોબર ન થઈ શકવાની સ્થિતિમાં તેને ગૃહસ્થાશ્રમનો આરંભ કરવો પડ્યો તેથી તેને પણ હિંદુસ્તાનનો રસ્તો પકડવાની જરૂર પડી હતી. મુસાફરીનો નિશ્ચય થતાં ખ્વાજા આયાસે પોતાની પાસે જે હતું તે સર્વ વેચીને એક ઘોડો અને થોડાક પૈસા એટલી સામગ્રીથી તે પોતાની તરૂણ સ્ત્રી મહવર્તમાન હિંદુસ્તાનમાં આવવાને નીકળ્યો. સ્ત્રી ઘણી નાજુક અને અને તેને પેટે ગર્ભ હોવાથી અશક્ત થયેલી હતી તેથી તેને ઘોડા ઉપર બેસારી ખ્વાજા આયાસ પોતે પગે ચાલવા લાગ્યો. કેટલોક વખત સુધી તો યથાસ્થિત ચાલ્યું; પરન્તુ તેમણે ધાર્યું હતું તેના કરતાં મુસાફરી ઘણી દૂરની લાગી, અને તેમની પાસે રાખેલી અલ્પ પૂંજી ઠેઠ સુધી લઇ જાય એવી રહી નહિ. તેની પાસેના સર્વ પૈસા ખરચાઈ ગયાથી તે મોટી મુશ્કેલીમાં આવી પડ્યો. કેટલીકવાર તો ભિક્ષા માગીને રસ્તો કાપવાનું તેને માથે આવી પડ્યું. પછી હિંદુસ્તાન અને તાર્તારી એમની વચ્ચે આવેલા નિર્જન

પ્રદેશની હદ ઉપર જ્યારે તે સ્ત્રી પુરૂષ આવ્યાં ત્યારે તેમના હાલ બેહાલની શરૂઆત થઇ, તેનું વર્ણન કરવું ઘણુંજ કરૂણામય છે. કોઇ પણ ઠેકાણે ઝુંપડું નહિ, ટાઢ તો કહે મારૂંજ કામ, અને અડચણ આવે ને હાંક મારે તો કોઇ પણ મનુષ્ય મદદે આવે એવો સંભવ નહિ. પાછાં જાય તો રસ્તો ઘણોજ લાંબો. એમ કરતાં પણ પાછાં ફરે તો રસ્તામાં ને રસ્તામાંજ મરણ થાય એ શિવાય બીજી ગતિ નહોતી. પછી હિમ્મત રાખી તે બેઉ જણાં નિર્જન વનમાં પેઠાં. તેમના થયેલ બેહાલમાં હજુ બાકી છે એમ તેમને લાગ્યું. અધૂરામાં પૂરૂં ખ્વાજા આયાસની સ્ત્રીને પ્રસવની વેદના થવા લાગી. આણુ જશે કે શું થશે એવી સ્થિતિમાં પ્રસવ થઇને જેનું પછીનું આયુષ્ય સ્વર્ગના જેવા વૈભવ સરખું બન્યું, એવી તે નૂરજહાનનો જન્મ વિપદ્ અવસ્થામાં થયો. કોઇ વટેમાર્ગુ રસ્તામાં જતાં મળે તો તે આપણને કંઇ આપશે એવી આશા રાખીને સ્ત્રી પુરૂષ બન્ને તે નાના બાળકને સાથે લઇને કેટલાક કલાક વાટ જોતાં બેઠાં. પરન્તુ અમાસની અંધારી રાતમાં ચંદ્રનો પ્રકાશ જોવા ઇચ્છેતે પ્રમાણે તેમની અવસ્થા થઇ. એમ જોતાં જોતાં રાત્રીએ પોતાનો અમલ બેસાડયો, ભયંકર જંગલ અને ઘોર અંધારી રાત, ચારે તરફ હિંસા કરનારાં જનાવરોનો ભય અને તેમની ગર્જનાથી થતો થરથરાટ. એવી સ્થિતિમાં તે ઠેકાણે રાત્રી કહાડવી મહા કઠિન એમ જાણી ખ્વાજા આયાસે પોતાની બૈરીને ઘોડા ઉપર બેસાડી. માએ છોકરીને ઉચકી લીધી પણ તેનાથી એકલું પણ બેશી શકવાની શક્તિ નહિ તેથી છોડીને શી રીતે લઇ શકે, આયાસ તો એટલો થાકી ગયો હતો કે તેનામાં ઉભા રહેવાની

પણ શક્તિ રહી નહિ. એક તરફ છોકરી ઉપર મન લોભાય અને બીજી તરફથી સર્વનો નિભાવ થવાની મોટી પંચાયત, એવા વિચારમાં તેઓ બન્નેએ ઘણી વાર સુધી વિચાર કર્યો આખરે તેના નાના બાળકને ત્યાંજ રસ્તા ઉપર મૂકવાનો ઠગવ કર્યો. વીંટાળવાને કપડું ન હતું તેથી પાંદડાથી તેને આચ્છાદિત કરીને તેનું રક્ષણ કરવાને પરમેશ્વરની ગદ્દગદિત કંઠથી પ્રાર્થના કરી. અત્યંત દુઃખથી આંસુની ધારાએ બન્ને અગાડીનો માર્ગ કાપવા લાગ્યાં. કેવળ નિરૂપાયથી આવી સ્થિતિમાં જો કે ઝાડ નીચે માબાપે તે છોકરીને મૂકી હતી, તોપણ તેનો ભાગ્યોદય પાસે આવેલો હોવાથી તેનું રક્ષણ થયું. જે ઝાડ નીચે તેને મૂકી હતી તે ઝાડ દેખાય ન દેખાય એમ થતાંજ નૂરજહાનની નાનું અંતઃકરણ ભરાઇ આવ્યું. તે ઘોડા ઉપરથી નીચે ઉતરી અને તેણે દુઃખથી ઘાંટા પાડ્યા. પોતાના સુકુમાર બાળક તરફ દોડવાને માટે તે પ્રયત્ન કરવા લાગી, પરન્તુ એવા પ્રયત્નમાજ તેની બાકી રહેલી સર્વ શક્તિ જતી રહી અને તે પૃથ્વી ઉપર પડી ગઇ. તે જેમ જેમ શુદ્ધિમાં આવવા માંડી તેમ તેમ ખ્વાજા આયાસ તેનું સમાધાન કરવા લાગ્યો. છેવટે કંઇ પણ ઈલાજ ચાલ્યો નહિ એવું જોઇને તેણે પાછા જઇને છોકરીને લાવવાનુ કબુલ કર્યું જે ઠેકાણે છોકરીને મુકી હતી તે ઠેકાણે તે આવીને જુએ છે તો તે ઠેકાણે જે પ્રકાર તેની દ્રષ્ટિએ પડયો તે જોતાજ બીકથી તે ભ્રમિષ્ટ થયો. એક મોટો ભયંકર કાળો સાપ તે છોકરીની આસપાસ વીંટાઇને બેઠો હતો. તે જોતાંજ આયાસે મોટી બૂમ પાડી અને છોડીનો બચાવ કરવાને માટે તે અગાડી દોડયો. તેની બૂમથી સાપ બ્હીને પાસેના દરમા નાશી ગયો.

પછી તેણે છોડીને ઉચકીને વીંટાળી લીધી, અને દોડતો પોતાની સ્ત્રી જે ઠેકાણે શોકનિદ્રામાં બેશુદ્ધ થઇને પડેલી હતી ત્યાં તે આવ્યો. સ્ત્રી શુદ્ધિમાં આવી ત્યારે તેણે છોકરીને પાસે લીધી અને બનેલા બનાવ વિષે વાકેફ થઈ. આવી અતકર્ય રીતે પોતાની છોકરીનો બચાવ થયો, તે જાણી તેનો કંઈ પણ ચમત્કારી ભાગ્યોદય જરૂર થનાર છે. એમ તેમને લાગ્યું.

જોકે પ્રભુએ તેને વાસ્તે કંઈ પણ ઉંચું પદ નીમી રાખ્યું ન હોત તો તેનો આ પ્રાણસંકટમાંથી આવી રીતનો બચાવ થયો ન હોત. પરંતુ તેને જે મહત્ પદ અગાડી પ્રાપ્ત થયું તેની કલ્પના તે બન્નેને તે વખતે થઈ નહતી એમાં નવાઇ જેવું નથી. એ વાત કોઈ પણ પ્રકારની કલ્પનાની બહાર છે જે હિંદુસ્તાનમાં તેમને કોઇ પણ પ્રકારનો આશ્રય ન હતો, પોતે પોતાના પેટ માટે આવતાં હતાં, તે હિંદુસ્તાનના બાદશાહી સિંહાસન ઉપર પોતાની છોકરી બેસશે અને તે પોતાના સૌંદર્યથી અને મહત્ કાર્યથી સઘળા જગતને ચકિત કરશે એ વાત તેમના સ્વપ્નામાં પણ દ્રષ્ટિગોચર થઈ નહતી.

જે વખતે તે કાળો સાપ છોકરીને છોડીને દરમાં નાશી ગયો તે વખતે તેના ભાગ્યદિવસનો પ્રભાત શરૂ થયો એમ કહીએ તો તે ખોટું નથી. સૂર્યનો પ્રકાશ શરૂ થતાં જેમ અંધારૂં પર્વત અને ડુંગરાની ખીણમાં સંતાઈ રહે છે. તેમ તેના ભાગ્યના સૂર્યોદયથી તે કાળા નાગરૂપી કમનશીબ જતું રહ્યું. વખત ફરે છે ત્યારે કમનશીબ જતું રહે છે. છોકરીને લઇને તે બન્ને જ્યાં બેઠેલાં હતાં ત્યાં કોઇ મુસલમાન પ્રવાસી તેમને મળ્યો. તેની પાસે ખોરાકી તથા બીજી સામગ્રીનો જથ્થો

પુષ્કળ હતો, તેમાંથી તે મુસલમાને આ સંકટમાં પડેલાંને મદદ કરી અને તેમને પોતાની સાથે લાહોર લાવ્યો. તે વખતે અકબર બાદશાહની સવારી પણ ત્યાંજ હતી. બાદશાહ પાસેના માણસોમાં એક ગૃહસ્થ ખ્વાજા આયાસનો દૂરનો સગો હતો એવું તેને માલૂમ પડવાથી તેને ઘણો આનંદ થયો. આ માણસની સત્તા મોટી હોવાથી તેનું બાદશાહ પાસે ભારે વજન હતું. આવી રીતે તે ગૃહસ્થની મદદથી તેની ચડતીના વખતની શરૂઆત થઇ. આયાસને વખતે વખતે મોટી ચડતી જગા મળ્યાથી તેને દરબારમાં પહેલી પદવીની મહત્તા પ્રાપ્ત થઈ. પોતાની યોગ્યતા અને મહેનતથી તે એક હજાર સ્વારનો ઉપરી અમલદાર થયો. તે જેવો ભાગ્યવાન તેવોજ બુદ્ધિવાન હોવાથી એક પદવી ઉપરથી બીજી ઉપર ચડવાની યોગ્યતા મળવાથી થોડા વખતમાં બાદશાહના ખજાનચીની અત્યંત મહત્વની મોટી જગા તેને મળી.

આ પ્રમાણે થોડા વર્ષ પહેલાં એક નિર્જન વનમાં બાઈડી અને છોકરી સહિત જે કાળના મુખમાં ફસાઈ પડયો હતો તે પોતાની બુદ્ધિ અને પરાક્રમથી સર્વ રાજ્યમાં ઠેઠ પહેલી પદવીનો સરદાર અને મુત્સદી બન્યો. લાહોરમાં કેટલાક દિવસ ગાળ્યા પછી જે છોકરીની ઉપર અરણ્યમાં મોટામાં મોટો ભયંકર પ્રસંગ આવ્યો હતો તેના સ્વરૂપ અને માધુર્યની ચારે તરફ ખ્યાતિ થઇ ને તેને " મહેર ઉન્નિસા " એટલે સ્ત્રી તારાઓનો ચંદ્ર એવું નામ મળ્યું. તે પંદર વર્ષની થઈ ત્યારે તો તેણે પૂનેમના ચંદ્રની પેઠે સંપૂર્ણ તેજથી સર્વની આંખો ઉપર પોતાના સૌન્દર્યનો અમૃત વરસાદ વર્ષાવ્યો. આખા ખંડમાં તેના જેવી સ્વરૂપવાન સ્ત્રી તે વખતે હિંદુસ્તાન અગર બીજા કોઇ પણ

દેશમાં હતી નહિ. તેનું મન પણ સારી કાળજીપૂર્વક આપેલા શિક્ષણથી સુશિક્ષિત થયેલું હતું. ચિત્રકળા, કાવ્યકળા, ગાયન અને નૃત્યકળા ઇ. વિષયોમાં પણ તેની બરોબરી કરનાર તે વખતમાં. બીજી કોઈ પણ સ્ત્રી નહોતી. માની રૂપ સંપત્તિ અને બાપની બુદ્ધિના પૂર્ણ સંસ્કાર તેનામાં એકઠા થયાથી તેના અંતર બહાર તેજનાં કિરણ એટલાં ફેંકાતાં હતાં કે, જેમ કોયલાની ખાણમાં હીરો દબાઇ રહેલો દેખાય અથવા શેવાળમાં જેમ કમળ દેખાય તેવું આ સ્ત્રીરત્ન જો કે દારિદ્ર અવસ્થામાં વીંટાયલું હતું તોપણ તેના તરફ જગતનો ડોળો ફર્યા વગર રહ્યો નહોતો. પણ ખ્વાજા આયાસ સરખી સંપત્તિ, બુદ્ધિ અને કીર્તિ આ ત્રણ સિદ્ધિઓથી મોટી પદવીએ ચઢેલા ઉમરાવના અપત્ય (બાળક) નો મહિમા શું વર્ણવી શકીએ? તેના અનેક ગુણના ગુરૂત્વના આકર્ષણમાં મોટા મોટા ખાનદાનના ઉમરાવ અને નામાંકિત યોદ્ધાઓ સુદ્ધાંત તેને પોતાની પત્નીના પદ ઉપર સ્થાપવાને, તેના ચરણમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને સિદ્ધ થયા હતા. પરન્તુ જેનું શૌર્ય અને હૃદયસૌન્દર્ય અપ્રતિમ હતું એવો એક સરદાર આયાસના મનમાં ઉતર્યો હતો, અને તેજ આયાસને પસંદ પડયો હતો. આ ભાગ્યશાળી તરૂણ શેર અફગાન નામનો એક પરશીઅન સરદાર હતો. બંગાળામાં તેની મોટી જાગીર હતી. અને અકબરના દરબારમાં તેના જેવો ગુણસંપન્ન અને મહાન બળવાન બીજો સરદાર નહતો.

પોતાના પિતાની ઉપર લખેલી ઇચ્છા તથા યોજના અને તે સંબંધી કંઇ પણ વાતની મહેરઉન્નિસાને ખબર નહતી. તેની પોતાની ઇચ્છા જુદીજ હતી. શાહજાદા સલીમનો પ્રેમ

સંપાદન કરવો એમ તેના મહત્વાકાંક્ષી મનમાં આવતું હતું. એક વખત સલીમની અને તેની જો મુલાકાત થઈ તો તેનું સૌન્દર્ય જોઈને તુરત મોહી જશે, એવી તેની સમજણ હોવાથી તે તેવા વખતની રાહ જોતી હતી; અને તેવો પ્રસંગ પણ જલદીથી આવ્યો. શાહજાદો એક દિવસ મહેરઉન્નિસાના બાપને મળવાને વાસ્તે તેને ઘેર આવ્યો અને ઘણા વખત સુધી રહ્યો. દરબારી મુલાકાત થઈ ગયા પછી મુખ્ય મુખ્ય પરોણા શિવાય બાકીની સર્વ મંડળી વેરાઇ ગઈ. દારૂનો પ્યાલો ભરીને દિવાનખાનામાં આણ્યા પછી જનાનખાનામાંની મુખ્ય સ્ત્રીઓ બુરખા નાખી મુલાકાત વાસ્તે બાહેર આવી. આજ તકે લોકોમાં પંકાયલી તે રૂપવાન તરૂણીને પોતાની મોહિનીનો પ્રભાવ દેખાડવાનો લાગ મળ્યો. મહેરઉન્નિસાનું સુસ્વર મધુર ગાયન સાંભળીને શાહજાદાને આનંદ થયો. તેનો નાચ જોઇને તે ઘણો મોહ પામ્યો. તેની શરીર સફાઈ, તેની આકૃતિ, તથા ચાલચલણની ઢબ ઈત્યાદિનું અવલોકન કરીને તેના અપ્રતિમ સૌન્દર્યની કલ્પના શાહજાદાના આગળ ખડી થઇ. તેના અવયવો ઉપર નિશ્ચળ રહેલી તેની આંખ જાણે તેને ખાતીજ હોય એવી નજરે શાહજાદાને જોતી હતી. શાહજાદો તેની તરફ જોતો હતો એવામાં મહેરઉન્નિસાનો બુરખો સહજ નીચે પડી ગયો; તેથી તેની લાવણ્યતાની લતા સલીમની અત્યંત આતુરતાને સ્વાધીન થઇ. તેની હરિણી જેવી ચંચળ દૃષ્ટિમાંથી જે બાણ નીકળ્યું તેથી ખરેખર રીતે શાહજાદાનું અંતઃકરણ ભેદાયું. પોતાની લાવણ્યતાના પ્રેમ લોભી સલીમને પોતાની ચતુરાઇની મોહજાળમા ફસાવવાનો પ્રયત્ન તે કરતી હતી. તેથી બાકી રહેલો સંધ્યાકાળનો વખત તેણે તે ઠેકાણે સવસ્થ બેસીને રોકયો.

આવી રીતે સલીમનું અંતઃકરણ તેણે જીતી લીધું અને સલીમ બાદશાહ થયા પછી વિવાહ વિધિપૂર્વક તે તેની અર્ધાંગના થઇ ને તેના બાદશાહી સિંહાસન પર બેસવાને ભાગ્યશાળી થઇ, તે સઘળું ખરૂં, પરન્તુ તેણે પ્રકટ કરેલો જે પ્રેમ તથા તેના સૌન્દર્યનું શાહજાદાને થયેલું જે ગાંડપણ તેનો પહેલો પરિણામ તો જુદોજ થયો. શાહજાદા સલીમના મનની સ્થિતિ આયાસને જ્યારે સમજાઇ, અને પોતાની દીકરીના મનની ગતિ તેના જાણુવામાં આવી, ત્યારે વખત ન કાઢતાં શેરઅફગાનના સંબંધમાં થયેલો મોઢાનો કરાર તેણે પોતાની દીકરી આગળ ખુલ્લો કર્યો. મહેરઉન્નિસાને તે સાંભળતાજ ગુસ્સો આવ્યો. તેણે ઘણો ક્લેશ કર્યો અને એ લગ્નનો બેત ફેરવવાને પોતાના પિતાને ઘણી વિનંતિ કરી; પરંતુ તે કંઇ પણ બર આવી નહિ. સલીમે બાદશાહને આજીજી કરી ઘણે પ્રકારે વિનવ્યો અને પરણવાની રજા માગી; પરંતુ તેના કહેવાનો લેશ માત્ર ઉપયોગ ન થતા 'આવા પ્રકારનો અન્યાય શાહજાદા તારે માટે પણ હું કરનાર નથી' એમ અકબરે તેને સ્પષ્ટ કહ્યુ. સલીમને તેથી લજ્જાયમાન થઇ મુગા રહેવું પડયું. મહેરઉન્નિસાએ પણ હવે આપણું કંઇ ચાલવાનું નથી એમ જોઇને બાપે ઠરાવ્યા પ્રમાણે શેરઅફગાન સાથે પોતાનું લગ્ન થવા દીધુ. તેની મહત્ત્વાકાંક્ષા બાજુએ રહી ગઇ તેથી બાપે જોએલો વર તેને ગમતો નહતો એમ કહેવુ તે પાયા વગરનું છે.

સલીમે થયેલો વાગ્દાન સંસ્કાર તોડવા શેરઅફગાનને કહ્યું પણ તે કબુલ ન થયો, તેથી તેની ચડતી થવામાં તેને ઘણું નુકસાન ભોગવવું પડયું. બાદશાહના ધાકને લીધે શાહજાદો તેના

ઉપર ખુલ્લી રીતે હાથ ચલાવી શકે તેમ નહતું; તોપણ બાદશાહનો પ્રેમ તેના ઉપર ઓછો થવાને તેણે બાકી રાખી ન હતી. આખરે શેરઅફગાન કંટાળીને હજુર છોડી પોતાની જાગીર સંભાળવા બંગાળે ગયો અને ત્યાંના સુબેદાર પાસેથી બરદ્વાનનો રાજ્યકારભાર તેણે પોતાને હાથ કર્યો. અકબરના મૃત્યુ સુધી તે ત્યાંજ રહ્યો. તેનો સંસાર વ્યવહાર તે ઠેકાણે રૂડી રીતે ચાલતો હતો. પોતાના શૂરા અને ગુણસંપન્ન પતિ શેરઅફગાનના વિષે મહેરઉન્નિસા ઘણુંજ અભિમાન રાખતી હતી.

કેટલાએકની એવી સમજ છે કે, બંગાળામાં રહેતા છતા શાહજાદા સાથે તેનો પત્રવ્યવહાર ચાલતો હતો, અને સલીમ તેના ધણી સંબંધી જે વર્ત્તણુક ચલાવતો હતો તેમાં તેની પૂર્ણ સંમતિ હતી. પરંતુ આ આરોપ મેલનારાને ઇતિહાસનો આધાર મળતો નથી. તે બાબતની માહિતીનો પ્રકાર તો જુદો દેખાય છે. મહેરઉન્નિસા સલીમને વિસરી ગઈ નહતી એ વાત ખરી; તોપણ પોતાના ધણી સાથેનું તેનું વર્તન વખાણવા લાયક હતું. લગ્ન થયા પછી થોડે વર્ષે તેને પેટે એક કન્યા ઉત્પન્ન થઇ.

સન ૧૬૦૫ ના વરસમા અકબર બાદશાહ મરણ પામ્યો ત્યારે જહાંગીર નામ ધારણ કરી સલીમ ગાદીએ બેઠો. સૂર્ય ક્ષિતિજમાં હતો તે સમયે તેણે રાજમુકુટ પોતાના શિર ઉપર ધારણ કર્યો. રાજ્યાભિષેક થયા પછી ૪૦ દિવસ સુધી એક સરખો મહોત્સવ ચાલુ રહ્યો હતો. આ રાજ્યાભિષેકનો ઉત્સવ એટલા બધા વૈભવ ને ભપકા સાથે થયો હતો કે, તેવો ઉત્સવ આ ખંડના ઇતિહાસમા અપૂર્વ હતો. એવુ કહીએ તો ચાલે. આ ઉત્સવ પૂરો થયા પછી બાદશાહનું લક્ષ મહેરઉન્નિસા તરફ ગયું. અકબરના

જીવતા સુધી, ને તેની બ્હીકથી તેણે જે પ્રેમાગ્નિ ભારી રાખ્યો હતો તેને પ્રદીપ્ત કરવાને હવે પુરેપુરો વખત મળ્યો. પોતે હિંદુસ્તાનનો સર્વ સત્તાધારી પાદશાહ હતો તેથી મહેરઉન્નિસા એ બીજાની વિવાહિત પત્ની હોય તોપણ તેને પોતાને સ્વાધીન કરવાનો પુરેપુરો અધિકાર છે, એમ તેને લાગ્યું. 'સ્ત્રીસહિત દીલ્હી આવીને દરબારમાં હાજર થવું' એવો હુકમ શેર-અફ્ગાનને બાદશાહે મોકલ્યો. હુકમ પ્રમાણે તે સરદાર હાજર થયો. એટલે બાદશાહે ઉપર ઉપરથી તેના ઉપર હેત બતાવી તેના ઉપર નવા માનમરતબાની મહેરબાની કરી.

શેરઅફ્ગાન સ્વભાવે નિષ્કપટી અને ઉદાર હોવાથી બાદશાહના મનમાં પોતાને વિષે કાંઇ કાળું ધોળું હશે એવી શંકા સરખી પણ તેને આવી શકી નહીં. આટલો વખત થઈ ગયો છે એટલે બાદશાહનું મન બીજી સ્ત્રીઓ તરફ ગુંથાયાથી તેનું પહેલાનું વલણ બદલાયું હશે; એવી સમજણ તરફ શેરઅફ્ગાનનું મન ગયું હતું. પરંતુ એ સમજવું ભૂલભરેલું હતું તે તેને પાછળથી સમજાયું.

પોતાના પ્રતિસ્પર્ધીને મારી નાખી જે સ્ત્રી ઉપર તેનું મન ચોટયું હતું તેને હવાલે કરવાનો બાદશાહનો નિશ્ચય થયો હતો. તે સ્ત્રી તેને કદી વિસારે પડી નહતી, તથા તેને પોતાની કરી લેવાની આશા તેના મને કદી પણ છોડી નહતી. પોતાનું નિશાન સાધ્ય કરી લેવા સારૂ તેણે જે માર્ગ ધારેલો હતો તે તેની યોગ્યતાને હાનિ પહોંચાડવા સરખો હતો.

બાદશાહનો પહેલો પ્રયત્ન વાઘના શિકારમાં લાવીને તેનો નાશ કરવો એ હતો. નિકરખરીના રાનમાં એક ભયંકર વાઘ

આવ્યો છે, એવી ખાતમી જહાંગીરને કાને આવી. એ વાઘે આસપાસના ગામડાનાં ઘણાં ઢોર મારી નાખ્યાં હતાં, અને કેટલાંક માણસોનો પણ વાઘે શિકાર કર્યો હતો. એ વાઘનો શિકાર કરવાને બાદશાહ જાતે નીકળ્યો. તેની સાથે તેમના મુખ્ય મુખ્ય સરદાર અને શેરઅફગાન એટલા ગયા હતા. તે વખતની શિકારની રીતિ પ્રમાણે કેટલાક મૈલ સુધી તો વાઘને નસાડીને ચારે બાજુએથી તે રાનમાં શિકારી ટોળી પેઠી. આખરે વાઘે પોતાની જગા છોડી અને ગર્જના કરતો કરતો પછાડી આવવા લાગ્યો. વાઘની ગર્જના ખુલ્લી સાંભળતાંજ બાદશાહની મંડળી ઉભી રહી. સર્વ સરદારો એકઠા થયા પછી "તમારામાંથી કોનામાં વાઘના અંગ ઉપર જઇને તેના ઉપર હલ્લો કરવાનું સામર્થ્ય છે?" એવો બાદશાહે સર્વને પ્રશ્ન પુછયો. એ પ્રશ્ન સાંભળતાંજ ત્રણ સરદારો અગાડી થઇને બાદશાહ પાસે આવી વાઘના અંગ ઉપર જવાની પરવાનગી માગવા લાગ્યા. એ પરવાનગીની વાત ચાલે છે એટલામાં બાદશાહના મનમાં હતું તેમ શેરઅફગાનનું મન ઉશ્કેરાયું. પોતાની આજસુધી પેદા કરેલી કીર્તિ જવા ન દેવી એવો વિચાર કરીતે અગાડી આવીને બોલ્યો. "હથીઆર સહિત જનાવર ઉપર હલ્લો કરવો એમાં વિશેષ પુરૂષાર્થ નથી એટલુંજ નહીં પણ અન્યાય છે. ઇશ્વરે વાઘને જેવા અવયવ આપ્યા છે તેવાજ માણસને પણ આપ્યા છે. તે ઉપરાંત મનુષ્યને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવાને વિચારશક્તિ આપેલી છે."

બાકીના સરદારોએ આ બોલવામાં વાંધો લીધો, તેમણે કહ્યું કે "વાઘની શક્તિ કરતાં માણસની શક્તિ ઘણીજ થોડી છે. માટે તે પુરી કરવાને વાઘને શસ્ત્રથીજ મારવો જોઇએ."

"ઠીક હવે જુઓ તમારી ભૂલ હું તમને બતાવું છું" એમ કહી શેરઅફગાને ઢાલ તરવાર ફેંકી દીધી અને ઠાલે હાથે વાઘને મારવા સારૂ જવાને તૈયાર થયો, આમ જવું એ ગાડપણ છે એમ કહીને એક બે વાર ઠાલે હાથે ન જવું એમ કહી તેને રોકવાનો બાદશાહે પ્રયત્ન કર્યો, તોપણ મનમાં તો તેને આનંદ થયો કે હવે તેનું મૃત્યુ નજીક આવવાથી આપણો હેતુ સફળ થશે. સર્વ સરદારો શેરઅફગાનના કૃત્યથી અચંબો પામ્યા. તેના ધૈર્યની તારીફ કરવી અથવા તેના મૂર્ખપણાને નિંદવું એ બેમાનું તેમને કાંઈજ સમજાયું નહિ. વાઘની અને શેરઅફગાનની બાથંબાથા શરૂ થઈ. ઘણીવાર વધારે ભયંકર કુસ્તી થઇ ને આખરે તે હિંસક જનાવરે પ્રાણ છોડયો, અર્થાત્ માણસ વિજયી થયો. ઠેકાણે ઠેકાણે જખમો થયાથી લોહી વહેવા લાગ્યું. તેથી શેરઅફગાન થાકીને લોથ થયો, રાજાએ તેને તેના રહેઠાણમાં પહોંચાડયો કેટલેક દિવસે મહેરઉન્નિસાની સારવારથી તેના જખમ સારા થઇને તેની પ્રકૃતિ પહેલાં પ્રમાણે સારી થઈ. હજારો લોકોએ એ અલૌકિક ધૈર્યકૃત્ય જોયાથી શેરઅફગાનના શૌર્યની કીર્તિ જ્યાં ત્યાં ગાજી રહી. બાદશાહ ફક્ત પોતાનો હેતુ સાધ્ય ન થયો તેથી ઘણો દીલગીર થયો અને તેના મનનો નિશ્ચય કાયમ રહ્યો.

હરેક જાતનો પ્રયત્ન કરી મહેરઉન્નિસાને હસ્તગત કરવી આ હેતુથી વળી એક મસલહતનો બાદશાહે પાયો ઓવો, પ્રકૃતિ દુરસ્ત થતાંજ શેરઅફગાન બાદશાહની મુલાકાતે ગયો. બાદશાહે તેની વાહવાહ કરી પોતાનો પ્રેમ ઉપર ઉપરથી બતાવ્યો. શેરઅફગાનને પણ બાદશાહના મનમાં કપટ હશે

એમ લાગ્યું નહીં. જહાંગીર બાદશાહે શેરઅફગાનનો ઘાત કરવાનો પહેલેથીજ બેત કરી મુકયો હતો. એક મોટા મસ્તાન હાથીના મહાવતને, શેરઅફગાનને સાંકડી ગલીમાં રોકીને હાથીથી તેનો ઘાત થાય એવી રીતે તેને સંકટમાં લાવવાનો હુકમ આપ્યો હતો

તે શૂરો સરદાર પાલખીમાં બેસીને પોતાને ઉતારે જતો હતો તેવામાં એક સાંકડી ગલીના નાકા ઉપર એક હાથી તોફાનમાં આવ્યાથી માર્ગ બંધ થએલો હતો એમ તેણે જોયું. ત્યાંથી હાથીને એક તરફ કાઢવા માટે પોતાના નોકરોને હુકમ આપ્યો; પરંતુ તે અપ્રમાણિક નોકરો એ હુકમ ન માનતાં ધણી સહિત પાલખી ત્યાંજ મુકીને ખસી ગયા નોકર લોકોના અપ્રમાણિકપણાનું વર્તન જોતાંજ શેરઅફગાન ચમકીને ઉભો થયો અને એક ઘણી તીક્ષ્ણ તરવાર તેણે મ્યાનમાથી બહાર કાઢી. એ તરવારથી હાથીની સુંઢ ઉપર એવી સફાઇથી ઘા કર્યો કે તે તુરતજ મૂળમાથી તૂટીને નીચે પડી. તેની વેદનાથી હાથી બુમો પાડવા લાગ્યો. અને નીચે પડીને મરણ પામ્યો આ સર્વ પ્રકાર પોતાની નજરે પડે તેમ તજવીજથી બાદશાહ જોતો હતો, પણ શેરઅફગાનનું પરાક્રમ જોઇને તે ચકિત થયો, અને શરમાઇને ઉભો હતો ત્યાથી ગલતો થયો તે મગળ મનના સરદારે ફરીને બાદશાહની ભેટ થઇ ત્યારે તેને સર્વ હકીકત નિવેદન કરી. બાદશાહે તેના સામર્થ્ય અને શૌર્યની ખૂબ તારીફ કરી. પરંતુ ફરીને છુટયા પછી તો મનમાં ને મનમાં બાદશાહ બળતો હતો.

આ જે ત્રીજ ખટ્ટાના પ્રસંગ આવ્યા તેમાં બાદશાહનો કાંઈ પણ દુષ્ટ હેતુ હશે એમ તે ખુલ્લા દીલના અને શૂરા

શેરઅફ્ગાનને લાગ્યું નહીં. તોપણ તેની ચકોર બાયડીને તે સર્વ પ્રકારનો ખરો અર્થ સમજાયો, અને પોતાના પતિને બંગાળામાં જલદી જવાને વિનવ્યો. ત્યાં ગયાથી શત્રુની ખુની મતિથી પોતાના પતિનો બચાવ થવાનો વધારે સંભવ છે. એમ તેને લાગ્યું.

બંગાળામાં ગયા પછી છ માસ સુધી શાંત રીતે તે સ્ત્રી પુરૂષ રહ્યાં. કાંઇ વિશેષ બનાવ બન્યો નહીં. એ ઉપરથી મહેરઉન્નિસાને લાગ્યું કે બાદશાહે મારા ઉપરનો નાદ તદ્દન છોડી દીધો છે. બાદશાહે મારા ધણીને મારી નાખવા સંબંધી જે નઠારાં અને મનુષ્યત્વને લાંછન લાગે એવાં કૃત્ય કર્યાં તેથી તેને પસ્તાવો થયો હોવો જોઇએ, અને હવે શેરઅફ્ગાનને શાંત રહેવા દેવો એવો નિશ્ચય પણ બાદશાહનો થયો જોઇએ.

મહેરઉન્નિસાના મનમાં એ વિચાર આવ્યો તે ભૂલભરેલો હતો, કેમકે બાદશાહે બંગાળાના સુબેદાર કુતૂબશાહને ખાનગી રીતે ભલામણ કરી હતી કે મહેરઉન્નિસાને હવાલે કરવાને માટે શેરઅફ્ગાનનું ખુન કરી જે તે પ્રકારે તમારે પ્રયત્ન કરવો. કુતૂબશાહ બાદશાહનો દૂધભાઈ થતો હતો તેણે એ કામ કરવાનું બીડું ઝડપી લીધું, અને છુપી રીતે શેરઅફ્ગાનનું ખુન કરવાને ૪૦ મારાઓ તૈયાર કરી રાખ્યા. તે મારાઓ મારવાનો લાગ તપાસતા હતા. એક દિવસ શેરઅફ્ગાનના નોકરો ગફલતમાં હોવાની સંધિ જોઇ ૪૦ મારાઓ શેરઅફ્ગાનના શયનગૃહમાં પેઠા. તે વખતે શેરઅફ્ગાન ભરનિદ્રામાં હતો,-માટે કેટલાકની મરજી થઇ કે હવે એને ઉંઘતો મારી નાખવો અને તેને માટે તેના પેટમાં જમૈયો જલદી પેસશે માટે એક

જણે ઘા કરવો, એવા વિચારમાં હતા. તેવામાં તેમનામાંના એકને પરમેશ્વરે બુદ્ધિ સુઝાડી તેથી તે તાણીને બોલી ઉઠયો "ભાઇઓ બાદશાહનો આપણને હુકમ છે એ વાત ખરી, પરંતુ ભરનિદ્રામાં ખુન કરવુ એમાં માણસાઈ નથી. આપણે ૪૦ જણ છીએ અને એ એકલો છે માટે જાગ્યા પછી ઘા કરવો એ ન્યાય અને ખરો રસ્તો છે." આ માણસના બોલવાથી શેર અફગાન જાગી ઉઠયો અને તેણે કહ્યુ "શાબાશ શૂર પુરૂષ તું ખરૂ બોલ્યો." એમ કહી તરવાર લઈ ઉભો થયો, તેથી ૪૦ માણસમાં ભંગાણ પડયું. તેમાંના કેટલાકને શેર અફગાને ઠાર કર્યા, કેટલાકને ઘાયલ કર્યા અને કેટલાક નાસી ગયા. અર્ધ કરતાં વધારે મારાઓનો તેણે પોતાની તરવારથી બળિ લીધો. જે ડોસાએ શૂર પુરૂષના લક્ષણ તરીકે મારાઓને ઉપદેશ કર્યો હતો તથા પોતા ઉપર ઉપકાર કર્યો હતો એમ ધારી તેનો હાથ પકડી ઘણા પ્રેમથી તેની સાથે બોલ્યો અને કહ્યું કે આ બાબતની માહિતી મને આપશો તો તમારો મોટો ઉપકારી થઇશ. તે ડોસાએ સર્વ માહિતી આપી તેથી તેને પુષ્કળ દ્રવ્ય આપી લોકોમાં આ વાતનો ફેલાવો થાય એવા ઈરાદાથી તેને છુટો કર્યો. આ રાત્રીના ૪૦ મારાના હલ્લાની હકીકત લોકોમાં ફેલાતાંજ તેના શૌર્યની કીર્તિ ચારે બાજુએ પ્રસરી ગઈ અને આખા બંગાળામાં જ્યાં જ્યાં એ જાય ત્યાં ત્યાં તેને જોવાને લોકોની ગીરદી થતી; તથા એના ઉપર લોકોનો એટલો બધો પ્યાર થયો કે લોકો તેને માનઅકરામ આપ્યા વિના જવા દેતા નહિ. એ કારણથી તેનાથી ઘણું બહાર નીકળાતું નહિ.

આ બનાવ બન્યા પછી શેરઅફ્ગાન પોતાના જુના રહેઠાણમાં રહેવાને પોતાની પત્ની સહિત બરદ્વાનમાં જઇને રહ્યા. તે ઠેકાણે એકાંતમાં રહેવાથી સુરક્ષિત રહેવાશે એમ તે સ્ત્રી પુરૂષના મનમાં આવ્યું, પરંતુ તેમની તે આશા વ્યર્થ ગઇ. ઉપરનો બનાવ બન્યા પછી થોડા દિવસમાં બંગાળાનો સુબેદાર જેણે ઉપરનું ઘાતકી કામ કરાવ્યું હતું છતાં પણ શેરઅફ્ગાનને એના ઉપર વહેમ આવેલો નહિ, એ કૃત્ય પાદશાહે બારોબાર કરાવેલું છે. એમ તેના સમજવામાં હતું. તે સુબેદાર સ્નેહીપણાના નાતાથી તેને મળવાને બરદ્વાનમાં આવે છે એવું સાંભળતાંજ શેરઅફ્ગાન ઘોડા ઉપર સ્વાર થઈ ફક્ત બે નોકરોને સાથે લઇ તેને સન્માન આપી શહેરમાં લાવવાને આમંત્રણ કરવા સારૂ શહેર બહાર ગયો. બન્નેની મુલાકાત થઈ ત્યારે અરસપરસ આનંદ દર્શાવ્યો. થોડો વખત આનંદથી એક બીજાની સાથે વાતચીત થયા પછી સુબેદાર કુતુબશાહે પોતાનો દરબારી હાથી લાવવાનો નોકરોને હુકમ કર્યો. તે ઉપરથી હાથીને અગાડી આણી ઉભો કર્યો. તુરતજ હાથી ઉપર તે સ્વાર થાય છે એટલામાં સુબેદારના એક સીપાઈએ શેર અફ્ગાનના ઘોડા ઉપર બંદુકની ગોળી મારી. તે જોતાંજ શેર અફ્ગાનને કપટ સમજાયું અને અગાડી બનવાનો બનાવ તેના સમજવામાં સંપૂર્ણ આવ્યો. હવે જીવ કેમ ઉગારવો અને શી રીતે બચાવ કરવો એનો એકે ઉપાય રહ્યો 'નહિ; તેથી ઘોડાને છલંગ મરાવી હાથી પાસે આવી હાથીની અંબાડી તોડી પાડી અંદર બેઠેલા કુતુબશાહના બે કટકા કર્યા. આ પ્રમાણે બાદશાહને વહાલા થવાનો પ્રયત્ન કરવા વિશ્વાસઘાત કરનારને તેના કૃત્યનું પ્રાયશ્ચિત્ત મળ્યું.

પહેલી હકીકત એવી છે કે, જે મહેર ઉન્નિસાને માટે આટલી બધી બાદશાહની આતુરતા તેનેજ આવી રીતે દુઃખી કરવાનું બાદશાહનું મન શાથી ફર્યું ? આ બાબતમાં જુદાં જુદાં કારણો જોવામાં આવે છે. કેટલાએકનો મત એવો છે કે પોતાને ઘણો વહાલો એવો જે, પોતાનો દૂધ ભાઈ કુતૂબશાહ તેનું મૃત્યુ મહેર ઉન્નિસા ઉપરનો પોતાનો મોહ એજ કારણભૂત છે. એ હાડોહાડ લાગવાથી બાદશાહનું મન બદલાયું. આ ઉપર વિચાર કરીએ તો બાદશાહને મહેર ઉન્નિસા ઉપર થએલો પ્રેમ અને તેને હાથ કરવાને તેણે યોજેલી પુનરેછાના ઉપાય તથા તે ઉપાયના પરિણામમાં પોતાના દૂધ ભાઇએ કરેલાં કૃત્યો અને તેમાં તેનો થએલો ઘાત, તે કારણથી બાદશાહને લાગણી થાય અને તેથી બાદશાહનું દીલ ઉઠી જાય એ સંભવિત છે ખરું, પણ એ ખરૂં નથી.

બીજી હકીકત એવી છે કે ખરેખરૂં કારણ તો એ જણાય છે કે, શેર અફગાનનો ઘાત કરાવ્યા પછી જ્યારે મહેર ઉન્નિસાને દિલ્હીના જનાનખાનામા દાખલ કરી તે વખતે તેના ઉપર અત્યંત આતુર થએલા બાદશાહે જ્યારે તેની પ્રથમ મુલાકાત લીધી, ત્યારે મહેર ઉન્નિસાને શેર અફગાનના અપ્રતિમ ગુણ અને સ્નેહથી પ્રીતિ ગાઢી બંધાઈ ગઈ હતી અને તેનું ખુન કરાવનાર જહાંગીર હતો, તેને જોતાંજ મહેર ઉન્નિસાને આવેશ આવ્યો, અને બાદશાહના કરેલાં કૃત્ય પાપનાં હતાં એ કૃત્યોના દાખલા આપી બાદશાહની નબળાઇ અને શેર અફગાનની બહાદૂરી બેનો તોલ કરવાને કહ્યું, ને બાદશાહને પણ પગથી તે માથા સુધી લાગે એવાં કઠણ વચન કહ્યાં, તેથી બાદશાહને

ક્રોધ ચડયો અને તે ક્રોધમાં મહેર ઉન્નિસાના પ્રેમની આહુતિ આપી તેને તાબડતોબ ત્યાંથી નીકળી જવાનું કહી બાદશાહે રૂ. ૬૦ ના દરમાયાથી તેને પોતાની દાસીને ઠેકાણે રાખી અને મોં ફરીથી ન જોવું એવો ઠરાવ કર્યો.

હીરાનું તેજ કોઈ પણ ઠેકાણે કે કાળે ઝાંખું પડતું નથી. જનાનખાનાના એકાંત વાસમાં મહેર ઉન્નિસા રહેતી હતી તથાપિ તેના ગુણનો પ્રકાશ ત્યાં પણ પડ્યો. અને ત્યાં તેને "નુરમહાલ" એટલે જનાનખાનાની ચાંદની એવું ઉપનામ મળ્યું. જનાનખાનામાં તે ઘરનું કામ, શીવણકામ, ભરતકામ, (કાશીદા) તથા ચિત્ર કાઢવાનું કામ કરી પોતાનો વખત કાઢતી હતી. એ કામમાં ત્યાંની અનેક સ્ત્રીઓમાંથી કોઈ પણ એક પણ બાબતમાં બરાબરી કરી શકે એવી નહતી. સ્ત્રીઓનું સૌંદર્ય, સદ્‌ગુણ, હુન્નરકળા, ગાયન અને નૃત્યકળા ઈત્યાદિ, ઉંચા ગુણથી તે કાળમાં તે સર્વથી શ્રેષ્ઠ ગણાતી હતી. તેના ડહાપણ અને ચતુરાઈથી જનાનખાનાની અને તેના સંબંધની સર્વ સ્ત્રીઓની તેના ઉપર અપૂર્વ શ્રદ્ધા બેઠી હતી. તેનું બોલવું, ચાલવુ, તેણે હાથ કરેલા સર્વ આનંદના પદાર્થો તથા આરામનાં સાધનો જોઈ તેના સંબંધમાં આવેલી સર્વ સ્ત્રીઓને તે પરમપ્રિય થઈ પડી હતી. ભરતકામ અને ચિત્રકામ વેચીને તેણે પૈસા મેળવ્યા હતા. તે પૈસાથી પોતાના ઉપયોગને માટે મૂલ્યવાન પદાર્થો, ઘરશૃંગારનો સામાન વ્યવસ્થિત ગોઠવીને તેણે પોતાની બેસવાની તથા રહેવાની જગા શણગારી મૂકી હતી. મૂલ્યવાન પદાર્થોથી દીવાનખાનું શોભાવ્યું હતું. એટલુંજ નહિ પણ પોતાની દાસીને ઘણાં મૂલ્યવાન વસ્રો અને દાગીના પહેરવા આપતી. અને પોતે તો

પોતાનો પોશાક સાદો અને સ્વચ્છ રાખતી હતી. તેના એકલા સૌંદર્યથી મહા મૂલ્યવાન ઘરેણાં કરતાં પણ વધારે તે શોભતી હતી.

નૂરમહાલના સૌંદર્ય અને ગુણની સ્ત્રીઓના મોંએથી થએલી તારીફ પુરૂષોમાં પણ ફેલાઇ, અને છેવટ સર્વ બીના જહાંગીરના જાણવામાં આવ્યાથી બાદશાહને નૂરમહાલને મળવાનો મનસુબો થયો. તેથી જહાંગીર પાદશાહ તેની સુવાની ઓરડી જે ઇન્દ્રપુરી સમાન શણગારેલી હતી ત્યાં એકાએક આવ્યો. તે વખત નૂરમહાલ એક નકસીદાર પલંગને ટેકો દઇને ઊભી હતી. જહાંગીર તેની કોટડીમાં ગોઠવેલો ઉમદા સામાન અને ભવ્યતા તથા તેનો સાદો સ્વચ્છ પોષાક જોઇ દંગ થઇ ગયો. કાશીદા કામ તો એવું સુંદર હતું કે તેની સામે બગદાદનું કાશીદા કામ અને કાશ્મીરનું ભરતકામ ટકી શકે નહિ. તેના સામી તેની દાસી મૂલ્યવાન ઘરેણા તથા લુગડા પહેરી બે હાથ જોડી ઊભી હતી. બાદશાહ મળવા આવશે. તેની તેને ખબર નહતી તેથી તેને તૈયારી કરતાં ઉતાવળ કરવી પડી. બાદશાહે અંદર પ્રવેશ કર્યો એટલે તેણે નીચા પડી મજરો કર્યો, પરંતુ મુખારવિંદમાંથી એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નહિ. જો કે તેને જનાનખાનામાં છ વર્ષ થઈ ગયાં હતાં તોપણ તેનું સ્વરૂપ, લાવણ્ય અને ચંચળતા વધારે દેખાતાં હતાં. જહાંગીર તો ગભરાઇને છક્ક થઇ ગયો અને કેટલીક વાર સુધી તો તેના મોંમાંથી એક શબ્દ સરખો પણ નીકળ્યો નહિ.

બાદશાહનું મન લગાર સ્થિર થયું એટલે તે પલંગ ઉપર બેઠો અને નૂરમહાલને પણ પલંગ ઉપર બેસવાને કહ્યું એટલે તે બેઠી. બાદશાહે પૂછ્યું કે "એમ કેમ વારૂ, દાસીને તો

મૂલ્યવાન સારા અલંકાર ને વસ્ત્રો અને તેની માલિકણને સર્વ સાદાં કપડાંજ ? ! ! "

તે ચતુર સ્ત્રીએ ઘણા ડહાપણ ને વિવેકથી ઉત્તર આપ્યો કે, "તે દાસી મારી સેવા ચાકરી કરે છે અને મને માતા પ્રમાણે ચાહે છે તેથી તેને મૂલ્યવાન સાદાં ઘરેણાં અને વસ્ત્રો આપું છું તથા તેની દુર્બળ સ્થિતિ દૂર કરવાને મારી અલ્પ સમજ પ્રમાણે સહાય કરૂં છું. પરંતુ હું શહેનશાહની હજુરની દાસી માટે મારો પોશાક હજુરની મરજી પ્રમાણે રાખવો જોઇએ. હજુરની મરજી દેખીશ તે પ્રમાણે હું વર્તીશ."

છ વર્ષ જેટલો લાંબો સમય ગયાથી નૂરમહાલનું મન ફરી ગયું હતું તથા બાદશાહના વેરને લીધે પોતાનો પતિ મરણ પામ્યો એ સર્વ વાત વિસારી મેલી હતી. બાદશાહની અને તેની વાચચીત થતા જહાગીરનો પૂર્વનો પ્રેમ જાગૃત થયો. તેણે પ્રીતિથી બાથ ભીડી અને પોતાથી બનેલી વાત વિસારી દેવાની તેને ભલામણ કરી તથા મોટામાં મોટા કદનાં ૪૦ મોતીનો બહુ મૂલ્યવાન કંઠો સ્વહસ્તે નૂરમહાલને ગળે પહેરાવ્યો ને "હું તને મારા સિંહાસનની અધિકારીણી કરીશ." એવું મધુર વાક્ય તેના કાનમાં કહ્યું. પછી તરતજ તેને નાના મકાનમાંથી કાઢી પોતાના ભવ્ય દીવાનખાનામાં લાવી તે દીવાનખાનું તેને હવાલે કર્યું પછી બાદશાહે પોતાનું લગ્ન તેની સાથે ઘણાજ ભપકાથી કર્યું, અને તેનાં પૂર્વનાં નામ જે મહેરઉન્નિસા અને નૂરમહાલ હતાં તે ફેરવીને "નૂરજહાન" એટલે જગત-જ્યોત્સ્ના એ નામ બાદશાહે આપ્યું તથા તેનું નામ સોનાના નાણાના સિક્કા ઉપર ખોદવાનો હુકમ આપ્યો. "નૂરજહાનનું નામ

સોનું લેશે તો સોનાનું સૌંદર્ય હજાર ગણું થશે." એવા અભિમાન ભરેલા ઉદ્ગાર તેના સહવાસના સ્વર્ગ સુખમાં રહેલા બાદશાહના મુખારવિંદમાંથી નીકળ્યા.

નૂરજહાનની અપાર સત્તાને લીધે પોતાના બાપને મુખ્ય પ્રધાનની જગાના અલંકાર મળ્યા એવી સારી તક તેના હાથમાં આવી ગઇ, નૂરજહાનનો ભાઇ જે આસફખાન તેને જહાંગીરે પોતાના દરબારમાં પ્રથમ પંક્તિનો ઉમરાવ બનાવ્યો તથા તેની પુત્રી સાથે બાદશાહના પુત્ર શાહજહાનનો વિવાહ કર્યો. શેર અફગાનથી નૂરજહાનને એક પુત્રી થઇ હતી. તે શહરીઆર કરીને બાદશાહના બીજા છોકરા સાથે પરણાવી. આ પ્રમાણે જે કુટુંબને નિર્જન વનમા મરવાનો પ્રસંગ આવ્યો હતો તેમના ભાગ્યોદયનો સૂર્ય તેજથી ચારે તરફ પ્રકાશવા લાગ્યો.

નૂરજહાનના ચરિત્ર ઉપરથી માણસે મોટો ધડો લેવાનો છે. તે એ કે ઐહિક સુખનાં સાધન મેળવવા જતાં પારમાર્થિક સુખ જતું રહે છે. એના જન્મચરિત્ર ઉપરથી ઈશ્વરના મહિમાનો જબરદસ્ત પુરાવો મળે છે, કે રંક હોય તે રાજા બને છે, ને રાજા હોય તે ભીખ માગે છે. નૂરજહાનના સંબંધમાં આવનાર ખ્વાજા આયાસ નૂરજહાનનો બાપ, શેર અફગાન નૂરજહાનનો પ્રથમ પતિ, સલીમ અથવા જહાંગીર નૂરજહાનનો બીજો પતિ અને કુતુબશાહ એટલાનાં ચરિત્રો ધ્યાન લેવા જેવાં છે પહેલે નંબરે શેરઅફગાનનું ચરિત્ર છે. તે ભલા, દયાળુ અને શૂરવીર પુરુષનું જીવન વૃત્તાંત ઘણુંજ મનન કરવા જેવું છે. જે માણસે વાઘ જેવા હિંસક જનાવરની સાથે હથિઆર વગર ન્યાયદૃષ્ટિથી લડવાનો નિશ્ચય કર્યો તેના શૌર્યનું વખાણ જેટલું કરીએ તેટલું

ઓછું છે. એવા મહાન્ પુરૂષનું ખુન કરનાર, કરાવનાર તથા તેના સંબંધના બાયલા અને પાપી પુરૂષોનો જેટલો ધિક્કાર કરીએ તેટલો ઓછો છે. તેમાં પ્રથમ બાદશાહનો દૂધભાઇ કુતુબશાહ એ બાયલા અને વિશ્વાસઘાતી પુરૂષને જે મોતની શિક્ષા થઇ તે ખરેખર વાજબી છે, અને એવા પુરૂષનો કાળ થવો એ લોકને લાભકારી છે. તેમજ જહાંગીર જેવા નીચ પાદશાહને ઘણોજ ધિક્કાર છે. કેમકે પોતાની મતલબ સાધવાને વાસ્તે તેણે ઘણા જણનો ઘાણ કઢાવ્યો. અને એક મરદ માણસને ખોયો. ખ્વાજા આયાસને ઘણો વિચારવાન અને એકવચની પુરૂષ સમજવો. તથા તે ડાહ્યો અને સર્વગુણ સંપન્ન કહીએ તો ચાલે. એ માણસ-પોતાના ઉદ્યોગથી વધેલો હતો, અને એની કેળવણી ઉત્તમ પ્રકારની હતી એમ કહીએ તો તે વાજબી છે. તેણે પોતાની પુત્રીનો સ્વામી શેર અફગાન શોધી કહાડયો. એમાં એનું ડહાપણ પણ જણાય છે, તોપણ તેનામાં મોટામાં મોટી ખામી પોતાની પુત્રીને જંગલમાં મુકવાનો વિચાર કર્યો એ છે; એ સિવાય બીજું દૂષણ નથી. તેની સ્ત્રીનાં વખાણ કરવાં એટલું બસ નથી પણ તે ભલા ખવાસની બાઈ હોવી જોઈએ.

નૂરજહાનનું વર્ણન વાંચવાથી ધડો લેવા લાયક શું છે તથા તેનામાં શું દૂષણ છે એ બારીકાઇથી વિચાર કર્યો વગર કહી શકાય નહિ. એક લેખે સર્વોત્તમ સ્ત્રી કહીએ તો ચાલે, અને તેની મહદાકાંક્ષા જબરદસ્ત હતી. જે તેણે નિશ્ચય કર્યો હતો તે પાર મૂકયો ત્યારે રહી. એનામાં મર્દાનીના તમામ ગુણ હતા. તેની કેળવણી ઘણી સારી હતી. ધીટ સ્ત્રી પોતાનો મહિમા

સોનું લેશે તો સોનાનું સૌંદર્ય હજાર ગણું થશે." એવા અભિમાન ભરેલા ઉદ્ગાર તેના સહવાસના સ્વર્ગ સુખમાં રહેલા બાદશાહના મુખારવિંદમાંથી નીકળ્યા.

નૂરજહાનની અપાર સત્તાને લીધે પોતાના બાપને મુખ્ય પ્રધાનની જગાના અલંકાર મળ્યા એવી સારી તક તેના હાથમાં આવી ગઇ, નૂરજહાનનો ભાઇ જે આસફખાન તેને જહાંગીરે પોતાના દરબારમાં પ્રથમ પંક્તિનો ઉમરાવ બનાવ્યો તથા તેની પુત્રી સાથે બાદશાહના પુત્ર શાહજહાનનો વિવાહ કર્યો. શેર અફગાનથી નૂરજહાનને એક પુત્રી થઇ હતી. તે શહરીઆર કરીને બાદશાહના બીજા છોકરા સાથે પરણાવી. આ પ્રમાણે જે કુટુંબને નિર્જન વનમાં મરવાનો પ્રસંગ આવ્યો હતો તેમના ભાગ્યોદયનો સૂર્ય તેજથી ચારે તરફ પ્રકાશવા લાગ્યો.

નૂરજહાનના ચરિત્ર ઉપરથી માણસે મોટો ધડો લેવાનો છે. તે એ કે ઐહિક સુખનાં સાધન મેળવવા જતાં પારમાર્થિક સુખ જતું રહે છે. એના જન્મચરિત્ર ઉપરથી ઈશ્વરના મહિમાનો જબરદસ્ત પુરાવો મળે છે, કે રંક હોય તે રાજા બને છે, ને રાજા હોય તે ભીખ માગે છે. નૂરજહાનના સંબંધમાં આવનાર ખ્વાજા આયાસ નૂરજહાનનો બાપ, શેર અફગાન નૂરજહાનનો પ્રથમ પતિ, સલીમ અથવા જહાંગીર નૂરજહાનનો બીજો પતિ અને કુતૂબશાહ એટલાનાં ચરિત્રો ધ્યાન લેવા જેવાં છે. પહેલે નંબરે શેરઅફગાનનું ચરિત્ર છે. તે ભલા, દયાળુ અને શૂરવીર પુરૂષનું જીવન વૃત્તાંત ઘણુંજ મનન કરવા જેવું છે. જે માણસે વાઘ જેવા હિંસક જનાવરની સાથે હથિઆર વગર ન્યાયદષ્ટિથી લડવાનો નિશ્ચય કર્યો તેના શૌર્યનું વખાણ જેટલું કરીએ તેટલું

છો? સારી પેઠે ખાઓ પીઓ ને મોજ કરો. હમણાં એવી વાત પૂછવાની આપને કાંઇ પણ જરૂર નથી.'

તત્ત્વજીજ્ઞાસુ રાણી રત્નાવલિને આ ઉત્તરથી સંતોષ ન થયો. એણે દાસીને વધારે આગ્રહ કર્યો ત્યારે દાસીએ જવાબ આપ્યો કે 'રાણી સાહેબ! આ સંસાર જૂઠી માયા છે. આજ આપણી આંખ આગળ જે જે વસ્તુ દેખાય છે; તે બધી કોઈ દહાડો નાશ પામી જશે. વધારે શું કહું. આપણે પોતે પણ એક દિવસ આ સંસારમાંથી ચાલ્યાં જઇશું. બાંધી મુઠીએ આવ્યાં છીએ અને હાથ પસારીને ચાલ્યાં જઇશું. આ બધો ઠાઠમાઠ, ધન, વૈભવ અહિંજ રહી જશે. જે કાંઇ પુણ્યદાન કર્યું હશે તથા ઈશ્વરભજન કર્યું હશે તેજ સાથે જશે, માટે બાઇ સાહેબ! હું ભજન ન કરૂં તો બીજું શું કરૂં? નોકરી તો પેટ ભરવા માટે કરવી પડે છે, પણ જ્યારે જ્યારે ફુરસદ મળે છે ત્યારે ત્યારે ભગવાનનું સ્મરણ કરૂં છું. પુણ્ય દાન કરવા ચારૂ તો પૈસા જોઇએ, પણ પૈસા હું ક્યાંથી લાવું? મ્હારાથી તો જેટલું બને છે તેટલું ભજન હું તો કર્યા કરૂં છું.'

દાસીનો આ ઉત્તર સાંભળતાં વારજ રાણી ચમકી ઉઠીને કહેવા લાગી 'દાસી, ત્હેં આ શું કહ્યું? શું આ બધું અહિંજ રહી જવાનું? આવતા જન્મમાં હમને શું મળવાનું?'

દાસી—'રાણી સાહેબ! આ જન્મમાં જેટલું પુણ્યદાન કરી લેશો, જેટલું ઈશ્વરભજન કરશો, તેટલાંજ સુખ વૈભવ આવતા ભવમાં મેળવશો. આ તો વહેતી નદી છે; એમાં જેને હાથ ધોવા હોય તે ધોઇ લે, સારાંશ કે આ મનુષ્ય જન્મમાં પોતાની શક્તિ અનુસાર પુણ્યદાન કરી લેવું જોઇએ; કારણ કે એવો લાગ ફરી ફરીને મળતો નથી.'

ગણાવી મૂકે છે, અને સર્વને તુચ્છ ગણે છે. છતાં તેના ફાંદમા ઘણા સપડાઇ જાય છે. તે પ્રમાણે નૂરજહાનના નાદમાં જહાંગીર બાદશાહ તૃણવત બન્યો હતો. હિંદુ લોકોમાં સ્રીએ એક પતિ કરવો એ ઉત્તમ ગણાય છે પરંતુ મુસલમાની શરેહ પ્રમાણે નૂરજહાને જે કંઇ કર્યું તેમાં તેનો વાંક કહાડવા જેવું નથી, તેની પ્રીતિ શેર અફગાન ઉપરની કાયમ હતી તોપણ મહત્વાકાંક્ષા સાધવાને તેણે બાદશાહને વશ કરી પોતાની ઉમેદ બર આણી.

---

## ૨૮૯—૭૦. રત્નાવલિ.

એ આમેરના રાજાના ન્હાના ભાઈ માધવસિંહની રાણી હતી. રાણીઓની પાસે સેવા ચાકરી કરવા માટે અનેક દાસીઓ રહે છે, તે પ્રમાણે રાણી રત્નાવલિ પાસે પણ અનેક દાસીઓમાની એક વૃદ્ધ દાસી ઘણી ઈશ્વરભક્ત હતી. ગત દિવસ એ કૃષ્ણ ચન્દ્ર આનંદકંદ શામળા સુહામણાના પવિત્ર નામનું ઉચ્ચારણ કર્યા કરતી હતી. કૃષ્ણભક્તિમા તે એટલી બધી ગરકાવ થઈ જતી કે કદી કદી ત્હેની આંખમાથી આંસુ વહેવા માંડતાં પણ ત્હેનો મર્મ બીજા કોઇના સમજવામાં નહોતો આવતો બીજી બધી દાસીઓ સમજતી કે આ ડોશીની તો સાઠી બુદ્ધિ નાઠી છે, પણ એ પ્રેમાશ્રુ વરસાવવામા કેવી મગ્ન મસ્તક રહતી તે તો એ ડોશીજ જાણતી હતી. એક દિવસ રાણીએ પણ એ વૃદ્ધ દાસીને એમ રોવાનું કારણ પૂછ્યું. દાસીએ કહ્યુ 'રાણી સાહેબ! આપને એ જાણવાનું શું પ્રયોજન? આપ તો રાજાનાં રાણી

છો ? સારી પેઠે ખાઓ પીઓ ને મોજ કરો. હમણાં એવી વાત પૂછવાની આપને કાંઇ પણ જરૂર નથી.'

તત્ત્વજીજ્ઞાસુ રાણી રત્નાવલિને આ ઉત્તરથી સંતોષ ન થયો. એણે દાસીને વધારે આગ્રહ કર્યો ત્યારે દાસીએ જવાબ આપ્યો કે 'રાણી સાહેબ ! આ સંસાર જૂઠી માયા છે. આજ આપણી આંખ આગળ જે જે વસ્તુ દેખાય છે; તે બધી કોઈ દહાડો નાશ પામી જશે વધારે શું કહું. આપણે પોતે પણ એક દિવસ આ સંસારમાંથી ચાલ્યા જઇશું. બાંધી મુઠીએ આવ્યા છીએ અને હાથ પસારીને ચાલ્યાં જઇશું. આ બધો ઠાઠમાઠ, ધન, વૈભવ અહિંજ રહી જશે. જે કાંઇ પુણ્યદાન કર્યું હશે તથા ઈશ્વરભજન કર્યું હશે તેજ સાથે જશે, માટે બાઈ સાહેબ ! હું ભજન ન કરૂં તો બીજું શું કરૂં ? નોકરી તો પેટ ભરવા માટે કરવી પડે છે, પણ જ્યારે જ્યારે ફુરસદ મળે છે ત્યારે ત્યારે ભગવાનનું સ્મરણ કરૂં છું. પુણ્ય દાન કરવા સારૂ તો પૈસા જોઇએ, પણ પૈસા હું ક્યાંથી લાવું ? મ્હારાથી તો જેટલું બને છે તેટલું ભજન હું તો કર્યા કરૂં છું.'

દાસીનો આ ઉત્તર સાંભળતાં વારજ રાણી ચમકી ઉઠીને કહેવા લાગી 'દાસી, ત્હેં આ શું કહ્યું ? શું આ બધું અહિંજ રહી જવાનું ? આવતા જન્મમાં હમને શું મળવાનું ?'

દાસી—'રાણી સાહેબ ! આ જન્મમાં જેટલું પુણ્યદાન કરી લેશો, જેટલું ઈશ્વરભજન કરશો, તેટલાંજ સુખ વૈભવ આવતા ભવમાં મેળવશો. આ તો વહેતી નદી છે, એમાં જેને હાથ ધોવા હોય તે ધોઇ લે, માટે કે આ મનુષ્ય જન્મમાં પોતાની શક્તિ અનુસાર પુણ્યદાન કરી લેવું જોઇએ; કારણ કે એવો લાગ ફરી ફરીને મળતો નથી.'

રાણીઃ–'ત્યારે તો પૈસાવાળા માણસો આવતા ભવમાં પણ સુખજ ભોગવશે ?'

દાસી 'હા, પુણ્યદાન કર્યાથી તો સુખ મળે છેજ પણ એ સાથે સાચા મનથી ઈશ્વરનું ભજન કરવું જોઇએ. ભગવાન્ ભક્તિથી જેટલા પ્રસન્ન થાય છે તેટલા બીજા કશાથી થતા નથી.'

રાણી.—'ભક્તિ કેવી રીતે થાય છે ?'

દાસીઃ—'ભગવાનના ગુણ ગાવાથી, ભજન કરવાથી અને સારા સારા મહાત્માઓની સંગતિ કરવાથી. રાણીજી ! સંગતિનું ફળ કેવુ મ્હોટું છે એ તુલસીદાસજીએ જણાવ્યું છે.

एक घडी आधी घडी, ताहु कीं पुनि आध ।
तुलसी संगत साधुकी, हरैं कोटि अपराध ॥

દાસીનાં આ વચનો સાંભળ્યાથી રાણીની આંખો ઉઘડી ગઇ. એજ દિવસથી સંસારના ભોગવિલાસ ઉપરથી ત્હેનું મન ઉઠી ગયું. એ દિવસથી એણે એ વૃદ્ધ દાસી પાસેથી નોકરી લેવી બંધ કરી અને ત્હેને પોતાનો ગુરૂ માનીને રોજ ત્હેની પાસે રામાવતાર અને કૃષ્ણાવતારની કથા સાભળવા લાગી. એમ કર્યાથી ભગવદ્‌ભક્તિ ઉપર ત્હેની પ્રીતિ એટલી બધી વધી ગઇ કે ત્હેના મ્હોંમાંથી રાતદિવસ 'રામ, રામ ! કૃષ્ણ, કૃષ્ણ ! હરિ હરિ !' શબ્દો નીકળવા લાગ્યા અને થોડાકજ દહાડામાં એ પૂરેપૂરી ભક્ત બની ગઇ.

ત્યાર પછી એણે પોતાના મહેલમાંજ નટવરજીની મૂર્તિ સ્થાપિત કરી અને પોતાનો બધો વખત ભજન, કીર્તન, સેવા-પૂજા, ભોગરાગ આદિ ઉપાયોથી ઠાકોરજીને લાડ લડાવવામાં

ગાળવા લાગી. આ પ્રમાણે ઘણા માસ વ્યતીત થઇ ગયા એટલે રાણીએ એક દિવસ દાસીને પૂછ્યું 'ત્હારી કૃપાથી રાત દિવસ ભગવાનના ચરણોનું ધ્યાન ધરતાં તો આવડી ગયું, પણ હવે મ્હને એવો કોઇ ઉપાય બતાવ કે જેથી કરીને હરિના ખરા ભક્તોનાં દર્શન થાય.'

દાસીએ ઉત્તર આપ્યો કે 'મહારાણીજી ! એનો સુગમ ઉપાય એ છે કે આપના મહેલની પાસે જે બગિચો છે ત્હેમાં ઠાકોરજી પધરાવો અને સાધુ સંતોને ભોજન કરાવવાનો બંદોબસ્ત કરી દો એટલે આપને ઘેર બેઠે ભગવદ્ભક્તોનાં દર્શન થઇ જશે.

રાણીએ એજ પ્રમાણે કર્યું. પુષ્કળ પૈસા ખરચીને ત્યાં એક મંદિર બંધાવી દીધું અને એમાં વિધિપૂર્વક ઠાકોરજી પધરાવીને ત્હેમના ભોગ વગેરેનો બંદોબસ્ત કરી દીધો. હવે તો દૂર દેશાવરના સાધુ સંન્યાસીઓ ત્યાં દર્શન કરવા આવવા લાગ્યા. રાણી રત્નાવલિને પણ સાધુ સન્તોનો ઉપદેશ સાંભળવાનો સારો લાગ મળ્યો. પરિણામ એ આવ્યું કે રાણીની ભક્તિ ઘણી વધી ગઇ, અને સ્વપ્નમાં ત્હેને ભગવાનનાં દર્શન થવા લાગ્યાં.

આ પ્રમાણે ઘણાં વર્ષ વીતી ગયાં. એક દિવસ કેટલાક વ્રજવાસી સાધુઓની એક મંડળી આવીને એ મંદિરમાં ઉતરી. સાયંકાળે આરતી વખતે ત્હેમણે એક એવું મધુર અને હૃદય-દ્રાવક પદ ગાયું કે, રાણી પ્રભુપ્રેમથી આકુળવ્યાકુળ થઈ ગઈ. એકદમ એ પડદામાંથી બહાર નીકળી આવી અને મંદિરમાં ઘુસી ગઇ, તથા પ્રસાદનો થાળ પોતાના હાથમાં લઇને બધા સાધુઓને જમાડવા લાગી. જ્યારે બધા સાધુઓ ભોજન કરી રહ્યા ત્યારે

ત્હેણે પોતાને હાથે બધાને પાન આપ્યાં; બધાને ચંદન ચોપડ્યું તથા બધાના ચરણમાં નમીને પ્રણામ કર્યો. એ દિવસથી તે દરરોજ પોતાને હાથે સાધુઓને જમાડવા લાગી તથા ત્હેમની સેવા ચાકરી કરીને આનંદમાં દિવસ ગાળવા લાગી.

એ વખતે મહારાજા માધવસિંહ દિલ્હીમાં હતા. ત્હેમની પાસે રાણીની આવી વર્તણુકના સમાચાર પહોંચ્યા ત્યારે ત્હેમને ઘણો ગુસ્સો આવ્યો. માધવસિંહ જે વખતે રાણીની સાધુસેવાના સમાચાર વાંચી રહ્યા હતા તેજ વખતમાં એમનો પુત્ર પ્રેમસિંહ ત્યાં જઈ પહોંચ્યો. પુત્રના માથા ઉપર સાધુઓના જેવી સાદી ટોપી, ગળામાં તુલસીની માળા અને લલાટ ઉપર ગોપીચંદનનું સફેદ તિલક જોઈને મહારાજાના ક્રોધનો પાર રહ્યો નહીં, ક્રોધાવેશમાં આવીને ત્હેમણે પુત્રને કહ્યું 'બોડકીના દીકરા ! ચાલ્યો જા અહિંથી, ત્હમે બન્નેએ મ્હારા નામને કલંક લગાડયું છે.'

પ્રેમસિંહ એ વખતે ત્યાંથી ચાલ્યો ગયો અને એજ વખતે ઘેર જઈને પોતાની માતા રત્નાવલિને એ સંબંધી ખબર લખી મોકલી. પુત્રનો કાગળ પહોંચ્યા પછી રત્નાવલિએ માથાના વાળ મુંડાવી નાખ્યા અને સાધુ જેવાં સાદાં વસ્ત્ર પહેરીને સાચે સાચી બોડકીજ બની ગઈ. માધવસિંહ મૂળથીજ રાણીનો આવો ઢંગ જોઈને અપ્રસન્ન તો રહેતાજ હતા. પણ જ્યારે ત્હેમણે સાંભળ્યું કે રત્નાવલિએ પડદાનો મલાજો પણ છોડી દીધો છે તથા માથું મુંડાવીને સાધુડીની માફક રહે છે, ત્યારે ત્હેમના ક્રોધનો પાર રહ્યો નહીં. તરતજ એ દિલ્હીથી આમેર આવ્યા અને રાણીને મારી નાખવાની યુક્તિ શોધવા લાગ્યા.

એકવાર એવું બન્યું કે વૈશાખ શુદી ચૌદશને દિવસે સાયંકાળને વખતે રાણી રત્નાવલિના નટવરજીના મંદિરમાં ઘણી ધામધૂમ સાથે ઠાકોરજીની પૂજા થઇ રહી હતી. મંદિરમાં ખસની ટટ્ટીઓ લાગી રહી હતી. ત્હેના ઉપર ઠંડા પાણીનો ખૂબ છંટકાવ થઇ રહ્યા હતો; જુઈ, ચમેલી, મોગરો, ગુલાબ વગેરે સુંદર સુગંધીદાર પુષ્પોના માંડવામાં ઠાકોરજીને પધરાવ્યા હતા અને પોતે આનંદપૂર્વક ઠાકોરજીને રમાડી રહી હતી. એટલામાંજ મહારાજાએ છોડી મુકેલો એક વિકરાળ સિંહ એકાએક એ મંદિરમાં ધસી આવ્યો. એ સિંહને જોતાં વારજ બધી દાસીઓ ગભરાવા લાગી તથા 'સિંહ આવ્યો' 'સિંહ આવ્યો' એમ કહીને બૂમરાણ કરી મૂકવા માંડી. રાણી એ સમયે ઠાકોરજીની સેવામાં એટલી બધી તલ્લીન થઇ ગઇ હતી કે ત્હેને પોતાના દેહનું જરા પણ ધ્યાન નહોતું. દાસીઓની બૂમરાણ સાંભળ્યાથી એ સચેત થઇને જોવા લાગી તો જણાયું કે ખરેખર એક ભયંકર સિંહ અંદર ધસી આવ્યો છે. એ સિંહને જોતાંવારજ રાણી ઉભી થઇ ગઇ અને પુષ્પોનો એક હાર ત્હેના ગળામાં પહેરાવી દઇને હાથ જોડીને પ્રાર્થના કરવા લાગી 'આજ મ્હારૂં અહોભાગ્ય છે કે મ્હને મ્હારા ઇષ્ટદેવનાં દર્શન થઇ ગયાં. મ્હને આપના દર્શનની ઘણી લાલસા હતી તે આજે પૂર્ણ થઇ. જેવી રીતે આપે નૃસિંહ રૂપ ધારણ કરીને ભક્તરાજ પ્રહ્લાદનું દુઃખ ટાળ્યું હતું તેજ પ્રમાણે આજે આપે મ્હારે માટે પણ નૃસિંહનું રૂપ ધારણ કર્યું છે. અહા! ધન્ય છે! આજ પણ ચતુર્દશી છે! ધન્ય છે! મહારાજ ધન્ય છે! આજ આ દાસીનો જન્મ સફળ થયો છે.'

રાણી રત્નાવલિની પૂજા સ્વીકારીને સિંહ બહાર આવ્યો અને બહાર ઉભેલા લોકોને મારી ખાવા લાગ્યો. હવે બધા લોકો ગભરાઇને ન્હાસવા લાગ્યા. માધવસિંહની પાસે એ ખબર પહોંચી ત્યારે એ ઘણા સ્તબ્ધ થઇ ગયા. એજ વખતે એમના હૃદયમાં રાણી માટે ભક્તિ ઉત્પન્ન થઇ. એકદમ એ મંદિરમાં દોડી આવ્યા અને રાણીના ચરણમાં પડીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. રાણી એ વખતે પાછી ઠાકોરજીના ધ્યાનમાં મગ્ન થઈ ગઇ હતી, એટલે ત્હેને ખબર ન પડી કે મહારાજ શું કરી રહ્યા છે. જ્યારે દાસીઓએ પ્રાર્થના કરી કે 'મહારાજા સાહેબ પ્રણામ કરે છે.' ત્યારે ત્હેણે ઉત્તર આપ્યો 'હાં, નટવરલાલજીને પ્રણામ કરતા હશે.' દાસીએ ફરીથી કહ્યું 'નહીં, એ તો આપને પ્રણામ કરે છે. એક વખત એમની તરફ દૃષ્ટિ તો કરો,' રાણીએ ઉત્તર આપ્યો 'આ દૃષ્ટિ તો એક તરફ લાગેલી છે હવે બીજી તરફ દૃષ્ટિ નહીં કરાય.'

રાણીના આવા વચનો સાંભળીને રાજાએ હાથ જોડીને કહ્યું 'પ્રિયે ! મ્હને ક્ષમા કરો. આ રાજપાટ બધુ ત્હમારૂંજ છે. ત્હમારે એનો જે ઉપયોગ કરવો હોય તે કરો. ત્હમેજ ત્હેના માલિક છો.'

પતિના વિનયથી પીગળી જઇને પતિના સ્હામું જોઈ રાણીએ કહ્યુ 'આપ આટલો બધો પશ્ચાત્તાપ શા સારૂ કરો છો? જે થવાનું હોય તે થયાજ કરે છે. પરન્તુ અહિં તો શ્રી નટવરલાલજીની કૃપાથી ઘણોજ આનંદ છે. આપ પણ એમનાજ ચરણનું ધ્યાન ધરશો તો ઘણું સારૂં થશે.'

રાણીના એ શબ્દોએ મહારાજા માધવસિંહના ઉપર ઘણી સારી અસર કરી. એજ વખતથી એમના મનમાંથી દ્વેષભાવ ચાલ્યો ગયો અને એ નટવરલાલજીના પરમભક્ત બની ગયા.

એક દંતકથા એવી છે કે, એક દિવસ મહારાજા માધવસિંહ અને માનસિંહ બન્ને જણા હોડીમાં બેસીને કોઇ મ્હોટી નદી ઓળંગી રહ્યા હતા. એટલામાં અચાનક વાવંટોળિયો થયો અને એ હોડી ડૂબી જવા લાગી. એ વખતે રાજા માધવસિંહે મહારાજા માનસિંહને પોતાની રાણીની કથા કહી સંભળાવી અને ત્હેના નામનું સ્મરણ કર્યું એટલે તરતજ ઇશ્વરની એવી કૃપા થઇ કે વંટોળિયો એકદમ બંધ થઇ ગયો અને હોડી બચી ગઈ, બધા સહિસલામત કિનારે પહોંચી ગયા. મહારાજા માનસિંહ આથી ઘણા ખુશ થયા અને રાણી રત્નાવલિનાં દર્શન કરવાની ત્હેમને અભિલાષા થઇ. જ્યારે એ આમેર ગયા ત્યારે પહેલાં રાણીના મંદિરમાં ગયા, અને રત્નાવલિને પ્રણામ કર્યો. એજ દિવસથી એ પણ ઇશ્વરભક્ત થઇ ગયા અને રાણી રત્નાવલિને પોતાના કુળનું એક મ્હોટામાં મ્હોટું રત્ન ગણીને પૂજવા લાગ્યા.

આ કથા ભક્તમાળમાંની છે.

## રત્ન ૭૧.—રાણી સિપ્રી.

આ સ્ત્રી ગુજરાતના રાજા અહમદશાહની સ્ત્રી હતી. મૂળ તો એ હિન્દુ ધર્મી હતી. પણ પાછળથી ત્હેણે મુસલમાન ધર્મનો સ્વીકાર કર્યો હતો. ત્હેણે પોતાના ખર્ચથી ગુજરાતના પાટનગર અમદાવાદ શહેરમાં એક મસજિદ અને મકબરો

બંધાવ્યો. એ બન્ને ઇમારતો ઇ. સ. ૧૫૭૪ માં તૈયાર થઇ. એ બન્ને ઇમારતો પ્રાચીન હિંદુસ્તાનની સૌથી સરસ અને ખુશનુમા યાદગારો ગણાય છે. મસજીદ જો કે ફક્ત ૧૯ ફીટ પહોળી અને ૫૪ ફીટ લાંબી છે, પરન્તુ કોતરકામને લીધે મનુષ્યોની કારીગરીનો અસાધારણ નમુનો છે. મકબરો ૩૬ ફીટ લાંબો અને ૩૬ ફીટ પહોળો છે, અને ત્હેમાંજ રાણી સિપ્રીની સમાધિ છે. આ મકાન અમદાવાદ શહેરમાં આસ્તોડીયા દરવાજા આગળ આવેલાં છે.

## રત્ન—૭૨. કરમાબાઈ.

આ સન્નારી કયાંની હતી અને કોણ હતી એ બાબતની ખબર મળી આવી નથી, પરન્તુ એટલું તો અવશ્ય જાણવામાં આવ્યું છે કે એ પરમ ભક્ત હતી. એક ભક્ત તરીકે એનું નામ ઘણું પ્રસિદ્ધ છે. હિન્દુઓની યાત્રાના ચાર મુખ્ય ધામોમાં જગન્નાથપુરીની ગણત્રી છે. જગન્નાથપુરીની યાત્રા કરનાર પ્રત્યેક હિન્દવાસીને કરમાબાઇનું નામ જાણીતું છે.

સાધારણ રીતે અનુભવવામાં આવ્યું છે કે, બાળકો સ્હવારના પહોરમાં ઉઠતાં વારજ કાંઇ ને કાંઇ ખાવાનું માગે છે અને ત્હેમની માતાઓ પોતાના ગજા પ્રમાણે ત્હેમને માટે કાંઇક ખાવાનું અવશ્ય રાખી મુકે છે. કરમાબાઈને પણ એવીજ ટેવ હતી. પરમભક્ત હોવાથી એ સ્હવારના પહોરમાં ઉઠીને શૌચ તથા સ્નાન કર્યા પહેલાંજ એક તપેલીમાં ખીચડી ઓરી દેતી અને એ ખીચડી તૈયાર થઈ ગયા પછી વાત્સલ્ય ભાવથી

ભગવાનને ઘણા પ્રેમપૂર્વક નૈવેદ્ય ધરાવતી. ભગવાન્ પણ એની ભક્તિથી એટલા બધા પ્રસન્ન થયા હતા કે દરરોજ બાળકનું રૂપ ધારણ કરીને ત્હેના ખોળામાં આવી બેસતા અને સ્વાદપૂર્વક ખીચડી ખાતા. રખે મોડું થઇ જાય અને ભગવાનને ભૂખ્યા રહેવું પડે એ બ્હીકથી કરમા ચાર ઘડી રાત બાકી હોય ત્યારથીજ ઉઠીને ખીચડી રાંધવાનું શરૂ કરી દેતી.

એક દિવસે એવું બન્યું કે કોઈ એક સાધુએ કરમાબાઇને ન્હાયા ધોયા વગરજ ખીચડી રાંધતાં જોઇ. આથી એના ચિત્તને ઘણો ક્લેશ ઉપજ્યો, અને ત્હેણે કરમાબાઇને કહ્યું કે 'બ્હેન ! તું ન્હાયા ધોયા વગરજ રસોઈ કરીને ઠાકોરજીને ધરાવે છે એ ઘણુંજ ખોટું કરે છે. એથી તો દોષમાં પડાય છે, અને પરમેશ્વર ઘણાજ નારાજ થાય છે, કારણકે પરમેશ્વરને ચોખ્ખાઇ અને શુદ્ધતા ઘણાં પ્રસન્ન છે.

કરમાબાઇએ સાધુની શિખામણ માનીને બીજે દહાડેથી રહવારના પહોરમાં ન્હાઇ ધોઈ, સ્વચ્છ કપડાં પહેરીને ઘણી શુદ્ધતાથી રસોઇ કરવાનું શરૂ કર્યું, પણ એમ કરવામા વાર ઘણી લાગતી હતી અને ઠાકોરજીને ઘણા સમય સૂધી ભૂખ્યા રહેવું પડતું હતું.

એક દિવસ એવું બન્યું કે ભગવાન કરમાબાઇના ખોળામાં બેસીને ખીચડી ખાઇ રહ્યા હતા એટલામાંજ જગન્નાથજીના મંદિરમાં રાજભોગનો સમય આવી પહોંચ્યો. ઘંટનાદ સાંભળતાંવારજ જગન્નાથજી હાથ ધોયા વગરજ કરમાબાઈના ખોળામાંથી ઉઠીને મંદિરમાં ચાલ્યા આવ્યા. નિયમિત સમયે મંદિરમાં જ્યારે ભોગ ધરાવ્યો ત્યારે પંડયાને જણાયું કે ઠાકોરજીના હાથમાં ખીચડી ચોંટી છે. આથી એને ઘણું આશ્ચર્ય ઉપજ્યું

અને ત્હેણે વિનયપૂર્વક હાથ જોડીને પૂછ્યું 'મહારાજ ! આજ ખીચડી ક્યાં આરોગી છે ?'

જગન્નાથજીએ ઉત્તર આપ્યો 'કરમા દાસી રોજ સ્હવારના પહોરમાંજ મ્હારે સારૂ ખીચડીનો ભોગ ધરાવતી હતી અને હું એને ત્યાં જઈને જમી આવતો હતો. પણ એક સાધુએ ત્હેને શુદ્ધ થઇને રસોઇ કરવાનો ઉપદેશ આપ્યો છે ત્યારથી એ ન્હાઇ ધોઇને ખીચડી રાંધે છે એને લીધે ઘણી વાર થાય છે અને મ્હારે ભૂખ્યા રહેવું પડે છે. આજે હું ખીચડી ખાઇ રહ્યો હતો એટલામાંજ ઘંટનાદ થવાથી મ્હારે હાથ ધોયા વગરજ અહિં આવવું પડયું. હવે તું એ સાધુને બોલાવીને એની મારફતે કરમાબાઈને કહેવરાવ કે શૌચ તથા સ્નાન કર્યા વગરજ એ મ્હારે માટે રસોઇ કરી આપે.'

એજ દિવસથી કરમાબાઈનું નામ પ્રસિદ્ધ થયું અને સૌ કોઇ કહેવા લાગ્યું કે 'આ સન્નારી તો યશોદાનો અવતાર છે. આગલા જન્મમાં વાત્સલ્યભાવથી શ્રીકૃષ્ણની સેવા કરવાનો ઓરિયો મનમાં રહી ગયો હશે તે આ જન્મમાં પૂરો કરી રહી છે'

કરમાબાઇ જ્યાં સૂધી જીવતી રહી ત્યાં સૂધી એ દરરોજ જગન્નાથજીને ખીચડી ધરાવતી રહી, ત્હેનું મૃત્યુ થયા પછી પણ શ્રીજગન્નાથજીને આજ દિન સૂધી ખીચડીનો ભોગ ધરાવાય છે અને તે 'કરમાબાઇની ખીચડી' ના નામથી પ્રસિદ્ધ છે. ભાવિક હિન્દુઓનું માનવું છે કે એ ખીચડીમા કાંઇક અદ્દભુત સ્વાદ હોય છે.

કરમાબાઈની આ કથા ભક્તમાળમાં વર્ણવેલી છે. એમાંની વાતની સત્યાસત્યતાના હમે જવાબદાર નથી. એમાંના સારાસારનો વિચાર હમે વિવેકી વાંચકોનેજ સોંપીએ છીએ.



## ૨૯૯-૭૩. જયદેવ પત્ની પદ્મિની.

આ સાધ્વીના માતપિતા શ્રી જગન્નાથપુરીમા રહેતાં હતાં. ત્હેના પિતા એક અગ્નિહોત્રી બ્રાહ્મણ હતા કન્યા પદ્મિની ઘણી રૂપવતી અને ગુણવતી હતી. ત્હેનો વિવાહ પુરીની પાસેના કિન્દુબિલ્વ ગામના રહેવાશી જયદેવ કવિ સાથે થયો હતો. જયદેવ કવિ ઘણા વિદ્વાન્ અને પ્રસિદ્ધ હતા ત્હેમની સ્ત્રી પદ્મિની પણ ઘણી પતિવ્રતા હતી. પતિ ઉપર ત્હેનો ઘણોજ પ્રેમ હતો. શ્રીકૃષ્ણની પણ એ પૂરી ભક્ત હતી જયદેવ કવિ પોતાના ગામના રાજાના આશ્રિત હતા એટલે પદ્મિની પણ વખતો વખત રાજાની રાણીઓને મળવા જતી હતી એક વખત રાજાની એક રાણીનો ભાઇ મરી ગયો અને ત્હેની સ્ત્રી ત્હેની પાછળ સતી થઈ ગઈ એ કૃત્ય માટે રાણી એ સતીની પ્રશંસા કરીને કહેવા લાગી 'જુઓ એ કેવી પ્રતિવ્રતા હતી કે પોતાના પતિની પાછળ બળીને ભસ્મ થઇ ગઇ આજના જમાનામા એવી સ્ત્રી બીજી કોઇ નહીં હોય ' રાણીની ખુશામતખોર દાસીઓ હાજીહાં કહીને ત્હેની વાતને પુષ્ટિ આપતી ગઇ, પણ પદ્મિનીને એ વાત પસંદ ન પડી તેથી એ ચૂપચાપ બેસી રહી પદ્મિનીને ચૂપચાપ બેઠેલી જોઇને રાણીને ગુસ્સો ઉપજ્યો અને ત્હેણે આમ મૌન બેસી રહેવાનુ કારણ પૂછ્યુ પદ્મિનીએ હાથ જોડીને વિનયપૂર્વક ઉત્તર આપ્યો 'રાણીજી ! આપનું કહેવુ વ્યાજબી છે, પણ મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે ' ખરી પતિવ્રતાતો એજ કહેવાય કે જે પતિના મૃત્યુના સમાચાર સાભળતાવારજ દેહનો

ત્યાગ કરી દે. પતિના મરી ગયા પછી ચિતામાં બળી મરવું એમાં તો શી મ્હોટી વાત છે!'

પદ્મિનીના આ સ્પષ્ટ જવાબથી રાણી ઘણી અપ્રસન્ન થઇ અને કોઇ પ્રસંગે ત્હેની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. એક વખત રાજા સાત્વિક શિકાર ખેલવા ગયો ત્હેની સાથે કવિવર જયદેવજીને પણ જવું પડયું. આ લાગ સાધીને રાણીએ આખા શહેરમાં જૂઠી ખબર ફેલાવી દીધી કે જયદેવને તો સિંહે ફાડી ખાધા. આ ખબર સાંભળતાં વારજ પદ્મિની પતિ વિયોગથી વિહ્વળ થઇ ગઇ અને એકદમ બેહોશ થઇ જઇને જમીન ઉપર ઢળી પડી. ત્હેના બચવાની જરા પણ આશા રહી નહીં. આખા નગરમાં હાહાકાર વ્યાપી ગયો પદ્મિનીનો આવો અગાધ પ્રેમ તથા આટલી બધી પતિભક્તિ જોઇને રાણી ઘણીજ આશ્ચર્ય પામી અને ખુલ્લી રીતે ત્હેની પ્રશંસા કરવા લાગી પોતાનેજ લીધે નિર્દોષ પદ્મિનીનું મૃત્યુ આવી પહોંચ્યું એ વિચારથી એ ઘણીજ ચિન્તાતુર થઇ. મનમા ને મનમા રાણી વિચારવા લાગી 'જ્યારે જયદેવ કવિને આ વાતની ખબર પડશે ત્યારે એ મ્હને શું કહેશે. આખા શહેરના લોકો મ્હારી નિંદા કરશે અને ઈશ્વરને ત્યાં પણ મ્હારે બ્રહ્મહત્યા તથા સ્ત્રી હત્યાનું પાપ ભોગવવું પડશે. હાય! મ્હારી બુદ્ધિ કયા બહેર મારી ગઈ કે મ્હને એવી દુષ્ટબુદ્ધિ સૂઝી! હાય! હવે મ્હારા પતિ મ્હને શું કહેશે? આજથી એમની દૃષ્ટિમાં હું દુષ્ટ અને ઘાતકી ગણાઇશ. હવે એ મ્હને કોઇ દિવસ પોતાની પાસે નહીં રહેવા દે, તથા હમેશા મ્હારો તિરસ્કાર કરશે.'

આ પ્રમાણે રાણીના મનમાં ઘણોજ પશ્ચાત્તાપ થઇ રહ્યો હતો, તથા ક્ષણે ક્ષણે નવી ચિન્તાઓ ઉપજતી હતી, એટલામાંજ રાજાની સવારી શહેરમાં આવી પહોંચી અને રાજાએ મહેલમાં પ્રવેશ કર્યો. નગરમાં પ્રવેશ કરતાં વારજ પત્ની સંબંધી હૃદયવિદારક સમાચાર જયદેવ કવિના સાંભળ્યામાં આવ્યા. તરતજ એ ઘેર પહોંચ્યા અને પ્રાણપ્રિયા સાધ્વી પત્નીને મૃત્યુના મુખમાં પડેલી જોઇને વિલાપ કરવા લાગ્યા.

રાજાએ પણ પોતાની રાણીને ઘણીજ ધમકાવી કે ' હે દુષ્ટ ! તું સ્ત્રી નહીં પણ રાક્ષસી છું. તું મ્હારી પાસે રહેવાને યોગ્ય નથી. ત્હેં નિરપરાધી, નિર્દોષી, સદ્ગુણી સ્ત્રીને જોતજોતામાં મારી નાખી છે. એના મૃત્યુથી કવિરાજ જયદેવનું જીવન પણ નિસ્તેજ થઇ જશે. ત્હારા જેવી નિર્દય સ્ત્રી બીજી કોઇ નહીં હોય. '

જયદેવે મૃત્યુ શય્યામાં પડેલી પત્નીની પાસે બેસીને મધુર સ્વરથી ગીતગોવિંદ ગાઇને શ્રી કૃષ્ણની સ્તુતિ કરવા માંડી. એ અપૂર્વ સ્તુતિ સાંભળીને ત્યાં આગળ બેઠેલા બધા લોકો કરૂણારસમાં લીન થઇ જઇને રૂદન કરવા લાગ્યા. એમ કહેવાય છે કે; સ્તુતિ સંપૂર્ણ થતાં વારજ શ્રી ભગવાન્‌ની કૃપાથી પદ્મિનીનાં નેત્ર ઉઘડયાં, અને ઊંઘમાંથી ઉઠનારા મનુષ્યની પેઠે આળસ મરડીને એ ઉભી થઇ તથા કહેવા લાગી 'અહો ! આજ તો હું ખૂબ ઉંઘી.' ત્હેને સાજી થયેલી જોઇને બધાને ઘણોજ આનંદ થયો. આખા શહેરમાં પદ્મિનીના સતીત્વ અને પાતિવ્રત્યની ઘણી પ્રશંસા થવા લાગી અને લોકો ત્હેને દેવી તરીકે પૂજવા લાગ્યા.



# ૨૮ન—૭૪. રાણી જસરેશ્વરી.

જગત્પ્રસિદ્ધ મોગલ બાદશાહ અકબરે જે સમયે બંગાળાના પઠાણ રાજા ઉપર ચ્હડાઈ કરીને એ પ્રાન્ત પોતાના કબજામાં લીધો તે પહેલાં પઠાણ રાજાને ખંડણી આપનારાં ન્હાના ન્હાનાં રાજ્યો ત્યાં ઘણા હતાં. એ લોકો પઠાણોને ખંડણી આપ્યા પછી બીજી બધી બાબતોમાં પોતાની પ્રજા ઉપર સ્વતંત્રપણે રાજ્ય કરતા. પઠાણોને જ્યારે મોગલોએ હરાવ્યા ત્યારે એ સઘળા માડલિક રાજાઓ મહાન અકબરના તાબામાં આવ્યા. એવા માંડલિક રાજાઓમા જૈસોરનો રાજા વિક્રમાદિત્ય ઘણા વર્ષથી દક્ષિણ બંગાળના મ્હોટા ભાગ ઉપર રાજ્ય ચલાવતો હતો. વિક્રમાદિત્યનું મૃત્યુ થયા પછી ત્હેનો પુત્ર પ્રતાપાદિત્ય દક્ષિણ બંગાળનો રાજા થયો.

૨.

પ્રતાપાદિત્ય ઘણો સામર્થ્યવાન અને પ્રબળ રાજા નીવડયો. ત્હેને એક અત્યંત રૂપવતી અને ગુણિયલ પત્ની હતી. ત્હેનું નામ શુ હતું તે ખબર નથી. પણ લોકો એને જસરેશ્વરી નામથી ઓળખે છે. એ કુટુંબની અધિષ્ઠાત્રી દેવીનું નામ પણ જસરેશ્વરી હોવાથી આ દેવી સ્વરૂપ રાણીને પણ લોકો એજ નામથી ઓળખવા લાગ્યા હતા. કુળદેવી જસરેશ્વરીને માટે એવી દંતકથા ચાલે છે કે, ત્હેમણે એક વખતે જૈસોરના આગલા રાજાને પ્રત્યક્ષ દર્શન આપીને જણાવ્યું હતું, કે આ કુટુંબમાં કોઇ જાતનો દુરાચાર પ્રવેશ કરશે નહીં ત્યાં સૂધી હું આ નગર છોડીને ચાલી જઇશ નહીં. વળી ત્હેમણે એવુ પણ કહ્યું હતું

કે જે દિવસે હું આ નગર છોડીને જઇશ તે દિવસે મંદિરમાં મ્હારી મૂર્તિનું મ્હોં ફરી જશે. આ પ્રમાણે જૈસોરમાં બે જસરેશ્વરીઓનો વાસ હતો. એક રાજપત્ની અને બીજી કુળદેવી.

પ્રતાપાદિત્ય જેટલો શૂરવાન અને પરાક્રમી હતો તેટલોજ એ દુષ્ટ દુરાચારી નીવડયો. ત્હેણે પોતાની પાસે ઘણું મ્હોટું સૈન્ય એકઠું કર્યું: અને એ સૈન્યમાં ઘણા દંગા–ફિસાદી લોકોને એકઠા કર્યા. એ લોકોની મદદથી પ્રતાપાદિત્ય બંગાળા પ્રાન્તના આસપાસના જાગીરદારો અને રાજાઓ ઉપર ચ્હડાઈ કરીને ત્હેમની પાસેથી ખંડણી વસુલ કરવા લાગ્યો. વળી પોર્તુગીજ લોકોની મદદથી એણે આખા દક્ષિણ બંગાળામાં લુંટફાટ મચાવવા માંડી. આ પ્રમાણે વર્તીને એ મોગલ સુબેદારને પણ ઘણો ત્રાસ આપવા લાગ્યો. પ્રતાપાદિત્યે ત્હેનું પણ ખુલ્લી રીતે અપમાન કરવું શરૂ કર્યું અને ત્હેને ખંડણી આપવાની સાફ ના કહી.

પ્રતાપાદિત્ય આસપાસના રાજાઓને લૂંટીનેજ ચુપ બેસી રહ્યો નહીં. ત્હેની નજર હવે પોતાના કાકા વસન્તરાય ઉપર ગઇ. વસન્તરાય ઘણા સજ્જન અને ડાહ્યા પુરૂષ હતા. જૈસોરના રાજ્યમાં એજ વૃદ્ધ અને બુદ્ધિમાન પુરૂષ હોવાથી લોકો ત્હેમને ચાહતા અને વડિલ તરીકે ત્હેમને ઘણું સન્માન આપતા. એમને પોતાના ભત્રીજાની વર્તણુક પસંદ પડી નહીં, એટલે પ્રતાપાદિત્યને વારંવાર ઉપદેશ આપીને સુધારવાનો ત્હેમણે ઘણો પ્રયત્ન કર્યો. પણ એ ઉપદેશથી કાંઈ વળ્યું નહીં. વસન્તરાયનો અમૃત જેવો ઉપદેશ પ્રતાપાદિત્ય એક કાનેથી સાંભળીને બીજે કાને ક્હાડી નાખતો. એ જાણતો હતો કે

મ્હારી પ્રજા મ્હને ચાહતી નથી, અને મ્હારી પ્રજાની દૃષ્ટિમાં કાકા વસન્તરાય દેવસ્વરૂપ છે. એને ધાસ્તી હતી કે રખે પ્રજા મ્હને પદભ્રષ્ટ કરીને મ્હારી જગ્યાએ મ્હારા કાકાને ગાદી ઉપર બેસાડે. આ ભયને લીધે વસન્તરાયનું ખૂન કરીને, પોતાના રસ્તામાંથી એક મ્હોટું કંટક દૂર કરવાનો પ્રતાપાદિત્યે નિશ્ચય કર્યો.

રાણી જસરેશ્વરીને પતિના આવા દુષ્ટ વિચારની ખબર પડી ત્યારે એણે પતિને એ પાપી વિચાર કહાડી નાખવા માટે ઘણો ઉપદેશ આપ્યો. પરન્તુ ત્હેનો પ્રયત્ન સફળ થયો નહીં, એટલે એણે પતિને હાથે આવું દુરાચરણ થતું અટકાવવા માટે એક વિલક્ષણ યુક્તિ યોજી કહાડી.

બંગાળામાં ઘણા દિવસોથી એક એવો રિવાજ ચાલ્યો આવતો હતો કે જે વખતે કોઇ કુલીન સ્ત્રીને કોઇ શૂરવીર પુરૂષની કોઇ કામમાં મદદ જોઇતી હોય ત્યારે તે પોતાના હાથનું કંકણ કહાડીને એ શૂર પુરૂષ પાસે, અથવા તો શૂરવીરોની સભામાં મોકલે. એ સ્ત્રીની દાસી શૂરવીરોના સમાજમાં જઈને એ કંકણ ફેંકતી અને એ સભામાંથી કોઇ પણ પુરૂષ એ કંકણ ઉપાડી લેતો અને પ્રતિજ્ઞા લેતો કે આ કંકણ મોકલનાર સ્ત્રીનું કામ હું જીવસટ્ટે પણ કરીશ. જસરેશ્વરીએ પણ આ ઉપાય અજમાવવાનો નિશ્ચય કર્યો. એક દિવસ પ્રતાપાદિત્ય દરબારમાં બેઠો હતો એવામાં દાસીએ, દરબારના સભાસદો દેખતાં, એ કંકણ ફેંક્યું. કંકણ જોતાંજ બધા સરદારો ઘણા આશ્ચર્ય પામી ગયા, અને ઘણી ઉત્કંઠા પૂર્વક સર્વે રાજા પ્રતાપાદિત્યની તરફ જોવા લાગ્યા. પ્રતાપાદિત્ય નિષ્ઠુર મુખમુદ્રા કરીને સ્વસ્થ બેસી રહ્યો. આખરે એક યોદ્ધો ધીમે ધીમે ઉભો

થયો. એ યોદ્ધો રાણી જસરેશ્વરીનો ભાઈ અને પ્રતાપાદિત્યનો સેનાપતિ હતો. ત્હેણે આગળ આવીને એ કંકણ ઉપાડી લીધું અને પ્રતાપાદિત્યના સ્હામું જોઈને બોલ્યો 'આ કંકણ આપનાં રાણી સાહેબ તરફથી આવ્યું છે. રાણી સાહેબના ઉપર એવું તે શું સંકટ આવી પડ્યું છે તે કળી શકાતું નથી. જે કામ માટે આ કંકણ મોકલવામાં આવ્યું છે તે કામ આપ પોતે પાર પાડી આપશો એમ હમારી સૌની ખાત્રી હતી, પણ આપે જ્યારે એ કંકણ ઉપાડી લેવાની કાંઈ પણ વૃત્તિ દર્શાવી નહીં, ત્યારે એ ઉપાડી લેવાની ફરજ મ્હારે માથે આવી પડી છે. કારણ કે કોઇ પણ આ કંકણને ન ઉપાડત તો આ દરબાર શૂરવીરોથી ખાલી છે એમ લોકો કહેત. માટે મ્હેં એ ઉપાડી લીધું છે અને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મ્હારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી રાણીસાહેબનું કામ પાર પાડવામાં પાછી પાની કરીશ નહીં.

સેનાપતિની આ પ્રતિજ્ઞા સાંભળીને પ્રતાપાદિત્ય મનમાં ને મનમાં ઘણો બળી ગયો, સેનાપતિ તરફ ત્હેણે ગુસ્સાની આંખે જોયું, પણ ત્હેના મ્હોંમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહીં. એટલામાં એ કંકણ લઈ આવનારી દાસીએ પ્રસન્ન થઇને કોમળ મધુર સ્વરે રાણીની ઇચ્છા સભાસદો સન્મુખ પ્રગટ કરી. એણે કહ્યું 'આપણાં મહારાણી સાહેબની એવી ઇચ્છા છે કે, જે કોઈ શૂરવીર પુરૂષ મ્હારા કંકણનો સ્વીકાર કરે, ત્હેણે પોતાનો પ્રાણ જતાં સુધી વસન્તરાય અને ત્હેમના કુટુંબનું રક્ષણ કરવું.' 'ત્હેમની એ ઈચ્છા પૂર્ણ કરીશ.' એમ કહીને સેનાપતિ પોતાની જગ્યાએ બેસી ગયો.

રાજાએ દરબાર બરખાસ્ત કર્યો અને તાબડતોબ રાણીના અંતઃપુરમાં ગયો. રાજા પ્રતાપાદિત્યને આખી દુનિયામાં કોઇ પણ વ્યક્તિનો ભય લાગતો હોય તો તે વ્યક્તિ રાણી જસરેશ્વરી હતી. રાજા પ્રતાપાદિત્ય બીજાઓ આગળ વાઘ જેવો ક્રૂર હતો પણ પોતાની રાણી આગળ આવતાં એ ગરીબ ગાય જેવો બની જતો. રાણી જસરેશ્વરીના અંગમાં કોઇ એવી તેજસ્વિતા હતી કે કોઈ પણ મનુષ્ય ત્હેના દર્શન કરતાં વાર થરથર કાંપવા લાગતો. રાજા પ્રતાપાદિત્યે ત્હેની પાસે જઇને ત્હેને પુષ્કળ વિનંતિ કરી, પુષ્કળ પ્રેમ કર્યો; અને ત્હેને પોતાને વશ કરવાનો ઘણોએ પ્રયત્ન કર્યો. પરન્તુ જ્યારે કશાથી એ વસંતરાયને બચાવવાની રાણીની પ્રતિજ્ઞા ફેરવી શક્યો નહીં ત્યારે કહ્યું 'વ્હાલી ! વસંતરાય જ્યાં સુધી જીવતો રહેશે ત્યાં સુધી આપણે સુખેથી રાજ્ય ભોગવી શકીશું નહીં. ત્હેને માર્યા વગર છુટકો નથી. એ અહિંથી ટળશે ત્યારેજ હું સુખી થઇશ.' રાણીએ દૃઢતાથી કહ્યું 'સુખી થાઓ કે દુઃખી, પણ હું ત્હમારે હાથે એવું ઘોર પાપ નહીં થવા દેઉં.'

૩.

ખુલ્લી રીતે વસન્તરાયનો વધ કરવો અસંભવિત જાણીને પ્રતાપાદિત્યે હવે વિશ્વાસઘાતકતાનો માર્ગ સ્વીકાર્યો. ત્હેણે પોતાના આજ સુધીના દુષ્કૃત્યોનો પશ્ચાત્તાપ દેખાડવો શરૂ કર્યો. એ વસન્તરાયની પાસે ગયો અને ત્હેમને પગે લાગ્યો. હજારવાર ત્હેમની ક્ષમા માગી, અને ઘણાજ વિનયપૂર્વક વિનંતિ કરી. આપ મ્હારા મહેલમાં પધારીને ભોજન કરો. રાજા વસન્તરાયે ત્હેના આચરણને નિષ્કપટપણાનું આચરણ સ્હમજીને, ત્હેનું આમંત્રણ કબુલ રાખ્યું.

પ્રતાપાદિત્યનો આ બધો પશ્ચાત્તાપ ખાલી બતાવવાનોજ હતો. ત્હેના અંતઃકરણમાં તો વસન્તરાયનો વધ કરવાની દુર્વાસના એવીને એવીજ કાયમ હતી. રાણી જસરેશ્વરીને પતિના પાપી અંતઃકરણની પહેલેથીજ ખાત્રી હતી. ત્હેને ખાત્રી હતી કે પ્રતાપાદિત્ય જરૂર કોઇ દિવસ દગો દઇને વસન્તરાયનું કાસળ કહાડશે. એથી એણે પહેલેથીજ ચેતી જઇને વસન્તરાયના પુત્રને પોતાની દેખરેખમાં બોલાવી લીધો, અને પછી પ્રતાપાદિત્યને વસન્તરાયને બોલાવવાની રજા આપી. વસન્તરાય પ્રતાપાદિત્યના આમંત્રણને માન આપીને જૈસોર આવવા નીકળ્યા. એ વખતે એમને પોતાને પણ કાંઇક શક પડયો. એમણે પોતાની સાથે એક કપોત પક્ષી લીધું અને રાણીને કહ્યું કે 'આ કપોત જો મ્હને મુકીને એકલું ઘેર પાછું આવે તો સ્હમજજે કે કાંતો મ્હારૂં મૃત્યુ થયું છે કે કાંતો હું કેદ પકડાયો છું.'

આ પ્રમાણે રાજા વસન્તરાય પોતાની પત્નીને સૂચના કરીને થોડાક સેવકો સાથે જૈસોર જવા નીકળ્યા. પણ એ જૈસોર પહોંચે તે પહેલાં તો પ્રતાપાદિત્યે ગોઠવી રાખેલા મારાઓએ ત્હેના પ્રાણ લીધા. થનાર હતું તે થઈ ચુક્યું ! જે અનિષ્ટ ઘટના રોકવાને માટે રાણી જસરેશ્વરીએ આટલો પ્રયત્ન કર્યો તે ઘટના આખરે દુર્ભાગ્યે પાર પડી. વસન્તરાયનો પ્રાણ નાશ પામતાં વારજ પેલું કપોત પક્ષી ત્યાંથી ઉડીને રાણી પાસે ગયું. કપોતને પાછું આવેલું જોઇને રાણી સમજી ગઈ કે કાંઇ દુર્ઘટના બની છે. રખેને પ્રતાપાદિત્ય અને તેના દુષ્ટ સલાહકારો હવે પોતાના મહેલમાં આવીને પોતાના ઉપર કે પોતાના બીજા કુટુંબીઓ ઉપર જુલમ કરે, એ બ્હીકથી રાણી તળાવમાં પડીને મરી ગઈ.

રાજા વસન્તારાયનો પુત્ર બચી ગયો. કારણ કે એને રાણી જસરેશ્વરીએ પહેલેથી પોતાના સંરક્ષણમાં લીધો હતો.

વાંચક! આવો દુરાચારી નરાધમ મનુષ્ય સંસારમાં કેટલા દિવસ સુખે વસી શકે? વસન્તારાયનો વધ થયા પછી થોડા દિવસોમાં અકબર બાદશાહના શૂર સેનાપતિ રાજા માનસિંહે પ્રબળ સૈન્ય સાથે આવીને ત્હેના ઉપર ચ્હડાઇ કરી. રાજા પ્રતાપાદિત્ય પણ ત્હેમની સ્હામે યુદ્ધ કરવા આવી ઉભો રહ્યો. કારણ, કે એનું બળ કાંઇ સામાન્ય નહોતું. ત્હેની પાસે પચાસ હજાર તલવારવાળા પાયદળ, તીસ હજાર ભાલાવાળા, અને દશ હજાર ઘોડેસ્વાર સીપાહીઓ હતા તથા તે ઉપરાંત બસેં હાથી, સો તોપો વગેરે સાહિત્ય પણ હતું. વળી પોર્તુગીજ લોકોની પણ એને સારી મદદ હતી. પરંતુ આટલી સરસ સામગ્રી હોવા છતાં પણ આખરે ત્હેનો પરાભવ થયો. ત્હેનું કારણ એવું થયું કે, એકાએક ત્હેના સૈન્યમાં ખબર ફેલાઇ કે દેવી જસરેશ્વરીએ પોતાનું મ્હોં ફેરવી દીધું છે. એટલે પોતાના રાજાના દુષ્કૃત્યોને લીધે અપ્રસન્ન થઇને દેવીએ આ રાજ્યમાંથી પોતાનો વાસ છોડી દીધો અને હવે દેવીનો કોપ શરૂ થયો એ વિચારથી દરેક જગ્યાએ લોકોના મ્હોં ઉપર ઉદાસીનતા છવાઈ રહી. સૈનિકોએ યુદ્ધ કરવાનું છોડી દીધું. રાજાએ ત્હેમનો ભ્રમ મટાડવા માટે ઘણોએ પ્રયત્ન કર્યો પણ કાંઇ વળ્યું નહિ. આખરે એ રાજા સર્વસ્વ ખોઇને રાજા માનસિંહના હાથમાં કેદ પકડાયો.

પ્રતાપાદિત્યને પકડયા પછી જૈસોર શહેરને પોતાના કબજામાં લેવા માટે રાજા માનસિંહ શહેરની તરફ આવ્યો. પણ શહેરના સંરક્ષણની એવી ઉત્તમ તજવીજ કરવામાં આવી હતી કે એ આશ્ચર્ય પામ્યો. તપાસ કરતાં માલૂમ પડયું કે રાજા પ્રતાપા-

દિત્યની મહા પ્રતાપી રાણી જસરેશ્વરીએ નગરના સૈન્યની સરદારી પોતે લીધી છે, અને તે પ્રાણાત પર્યન્ત નગરનું રક્ષણ કરવાનો નિશ્ચય કરીને લ્હડવા નીકળી છે માનસિંહે ત્હેની પાસે એક દૂત મોકલ્યો અને નગર સ્વાધીન કરવાનું ફરમાન મોકલ્યું. રાણીએ પોતાના સામર્થ્યનો વિચાર કરીને, ઘણું શાણપણ વાપરીને જવાબ આપ્યો કે 'મ્હારી એક શરત કબૂલ થયા વગર હું શહેર સોંપી દેવાની નથી. શહેરનું રક્ષણ કરવામા રક્તપાત કરવો વ્યર્થ છે એ વાત હું સારી પેઠે જાણું છું. રાજા માનસિંહ જો મ્હારા નગરને લૂટે નહિ, અને નગરવાસીઓ ઉપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરે નહિ તો હું વગર હરકતે જૈસોર ત્હેમને સ્વાધીન કરીશ અને આ શરત જો ત્હેમને માન્ય ન હોય તો હમે ખુશીથી લ્હડીશું, અને નગરમાં એમનો જુલમ સહન કરવાને માટે કોઈ જીવતું ન રહે ત્યા સુધી જીવસટ્ટે લ્હડીશું.'

રાજા માનસિંહે ત્હેની સર્વ માગણી કબૂલ કરીને જૈસોરને પોતાના હાથમાં લીધુ, અને રાજા પ્રતાપાદિત્યને પોતાની સાથે દિલ્હી લઇ ગયો. રાણી જસરેશ્વરી પતિ ઉપરના પોતાના અત્યંત પ્રેમને વશ થઇને, ત્હેના દુઃખની પણ ભાગી થવા માટે ત્હેની સાથે જવા નીકળી. પરન્તુ રાજા પ્રતાપાદિત્યથી બંદીખાનાનું દુઃખ સહન ન થયું અને રસ્તામાજ ત્હેનું મૃત્યુ થયું. રાણી જસરેશ્વરીએ એજ વખતે પતિનું સહગમન કર્યું

વાચક ! આવી સ્ત્રીને ખરેખર ધન્ય છે જસરેશ્વરી જેવી રૂપવતી, ગુણવતી, અને શૂર સ્ત્રી મળ્યા છતાં પણ અભાગી પ્રતાપાદિત્ય ત્હેના સહવાસનો કાંઈ પણ લાભ લઇ શક્યો નહિ. ઉલટું એ સતીને ત્હેના દુષ્કૃત્યોનું ફળ ભોગવવું પડ્યું.

---

# રત્ન—૭૫. સોનાબીબી.

મોગલ શહેનશાહ અકબરના જમાનામાં આખા બંગાળા દેશનાં બાર ભાગ પાડી દેવામાં આવ્યા હતા. દેશનો વહિવટ સારી રીતે ચાલી શકે એટલા સારૂ એ વિભાગ પાડી દેવામાં આવ્યા હતા અને પ્રત્યેક વિભાગ એક એક જમીનદારના તાબામાં હતો. સોળમી સદીના અન્ત અને સત્તરમી સદીના પ્રારંભમાં, મોગલ બાદશાહના જહાંગીરના વખતમાં એ બધા બંગાળી જમીનદારોએ સ્વતંત્ર થવાનો પ્રયત્ન આરંભ્યો હતો. અપરિમિત શૌર્ય–વીર્ય, અને અનુપમ સ્વદેશપ્રીતિથી ઉત્સાહિત થઈને યશોહર (જેસોર)ના રાજા પ્રતાપાદિત્યે પશ્ચિમ બંગાળાને જાગૃત કર્યું હતું. તેવીજ રીતે, શ્રીપુરના રાજા મહામતિ કેદારરાયે સ્વતંત્રતાની અમૃતવાણી સંભળાવીને પૂર્વ બંગાળાને ઉશ્કેરી મુક્યું. ઈર્ષ્યા અને યશની લાલસાથી માંહોમાંહી લડી મર્યા ન હોત તો સંભવ છે કે બંગાળાનો ઇતિહાસ, આજે કદાચ બીજી રીતે લખાતો હોત.

આ ચરિત્રને મથાળે જે રમણીનું નામ લખેલું છે તે બંગાળામાં સુપ્રસિદ્ધ થઇ પડેલા ચાંદરાય અને કેદારરાયની ભગિની હતી. તેનું નામ સ્વર્ણમયી હતું, પરન્તુ બધા હેને સોનામણિ નામથી બોલાવતા હતા. એ અસામાન્ય રૂપ અને લાવણ્યવતી હતી. બાલ્યાવસ્થામાંથીજ પતિનું સુખ તેણે ખોયું હતું. બાળવિધવા હોવાથી પિતાના ઘરમાંજ એ વાસ કરતી હતી. એ મનોરમ રમણીના રૂપ–વહ્નિમાંજ બંગાળાની આશા ભસ્મીભૂત થઈ ગઈ.

એક દિવસ સુવર્ણગ્રામનો અધિપતિ ઈશાખાં મસનદઅલિ શ્રીપુરમાં આવ્યો, અને કેદારરાય સાથે ગાઢી દોસ્તી હોવાથી ત્હેનોજ મેહેમાન થયો. કેદારરાય ઘણો ઉદાર સ્વભાવનો મનુષ્ય હતો. મુસલમાન અતિથિનો યોગ્ય આદરસત્કાર કરવામાં તેણે જરા પણ કચાશ રાખી નહિ. દૈવયોગે એ સમયમાં કેદારરાયની વિધવા બ્હેન સ્વર્ણમયી ઉપર ઇશાખાંની દૃષ્ટિ પડી ગઈ. શ્રીપુરમાં કેટલાક દિવસ રહ્યા પછી ઈશાખાં પોતાની રાજધાની ખિઝિરપુરમાં પાછો ફર્યો. ખિઝિરપુરમાં આવ્યા પછી પણ પરમ રૂપવતી સ્વર્ણમયીને તે ભૂલી શક્યો નહિ. ત્હેનું સૌંદર્ય તેની આંખ આગળ રાતદિવસ તરવા લાગ્યું, અને એની સાથે વિવાહ કરીને ત્હેને પોતાના ઝનાનાની પટરાણી બનાવવાનો ત્હેણે વિચાર કર્યો. સ્વર્ણમયીના વિવાહનું માગું કરવા સારૂ ત્હેણે પોતાના એક દૂતને શ્રીપુર મોકલ્યો. ત્હેના એ આચરણથી ધર્માત્મા ચાંદરાય અને કેદારરાયનાં હૃદય કેટલાં બધાં વ્યથિત થશે ત્હેનો કાંઈ પણ વિચાર ઈશાખાંને આવ્યો નહિ. ઈશાખાંની વિનંતિ સાંભળ્યાથી કેદારરાય અને ચાંદરાયને ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો. એવી અન્યાયી માગણી કરીને ઇશાખાંએ શ્રીપુરના મહારાજાનું અપમાન કર્યું છે એમ ત્હેમણે માન્યું ત્હેમણે ઇશાખાંની સાથે યુદ્ધ કરવાનું જાહેર કર્યું. અત્યાર સુધી બંગાળાના હિંદુ મુસલમાનોમાં જે એકસંપી હતી તે તુટી ગઇ. એ બંને જાતિએ મળીને મોગલોના હાથમાંથી બંગાળાને સ્વતંત્ર બનાવવાની આશા રાખી હતી તે આશા હવે આકાશ-કુસુમની પેઠે અસંભવિત થઇ ગઈ. કેદારરાયે પહેલે મોરચે કલાગેછનો સુપ્રસિદ્ધ કિલ્લો તોડી નાંખ્યો. ત્યાંથી ન્હાસીને ઇશાખાંએ ત્રિવેણીના મજબૂત દુર્ગમાં આશ્રય લીધો. કેદારરાયે

આ લાગ સાધીને ઇશાખાંની રાજધાની ખિજિરપુર લુંટ્યું અને પાછળથી ત્રિવેણીના કિલ્લાને ઘેરો ઘાલ્યો. બધાના મનમાં આશા બંધાઇ કે ઇશાખાંનું રાજ કેદારરાયના હાથમાં આવી જશે.

એ અરસામાં બંગાળાના રાજનૈતિક આકાશમાં બે ધૂમકેતુ ઉત્પન્ન થયા. એક ધૂમકેતુ ભવાનન્દ મજૂમદાર હતો અને બીજો શ્રીમન્તખાં હતો. ભવાનન્દ મજૂમદાર યશોહર (જૈસોર) ના જમીનદાર પ્રતાપાદિત્યનું અન્ન ખાઇને મ્હોટો થયો હતો છતાં પણ તે નીમકહરામે પોતાના સ્વામીનું સર્વ નાશ કરવાના ઉપાય યોજ્યા હતા. શ્રીમન્તખાં પણ એવીજ પંક્તિનો માણસ હતો. એ કેદારરાયનો આશ્રિત હતો. કોઈ એક વખત કોઇક સમાજિક વિષયમાં કેદારરાય અને શ્રીમન્તખામા મતભેદ પડયો એ દિવસથી શ્રીમન્તખાં કેદારરાય ઉપર અપ્રસન્ન થયો અને કેદારરાયને હાનિ પહોંચાડવાની ખટપટ કરવા લાગ્યો.

કેદારરાય અને ઇશાખાંના કલહને લીધે શ્રીમન્તખાને પોતાનું વેર લેવાને સારો લાગ મળ્યો. શ્રીમન્તખાં ગુપ્ત રીતે ઇશાખાને મળ્યો અને સોનામણિને ત્હેના હાથમા લાવી આપવાનું કબૂલ કર્યું. ઇશાખાને તો એટલુંજ જોઇતું હતું. ત્હેણે શ્રીમન્તખાંની સૂચના એકદમ ઉપકાર સાથે માન્ય રાખી અને કાર્ય સફળ થયા પછી પુષ્કળ ઇનામ આપવાનું વચન આપ્યું. આટલા દિવસ સુધી શ્રીમન્તખા ચાદરાય અને કેદારરાયની સાથે ખિજીરપુરમાં રહેતો હતો. આ પ્રપંચ રચ્યા પછી એ છાનોમાનો શ્રીપુરમાં આવ્યો અને આખા ગામમાં ખબર ફેલાવી કે કેદારરાય અને ચાંદરાય શત્રુને હાથે પરાજય પામીને કેદ પકડાયા છે, તથા ઇશાખાં થોડા વખતમાં શ્રીપુરમાં આવીને એ ગામને

પોતાના તાબામાં લઈ લેશે. આથી આખા નગરનાં સ્ત્રી પુરૂષો ઘણાં ચિંતાતુર થયાં. આ વખતે શ્રીમન્તખાંએ કેદારરાયના કુટુંબના શુભેચ્છક તરિકે સલાહ આપી કે આવે વખતે સોનામણિને ત્હેને સાસરે વિદાય કરી દેવી જોઇએ. કેદારરાયનો મુખ્ય મંત્રી રઘુનંદન ઘણો ચતુર હતો. એણે એ સૂચના સંબંધે ઘણો વાંધો લીધો. પણ શ્રીમન્તખાંની પ્રપંચ જાળમાં બીજા બધા એટલા ભોળવાઈ ગયા હતા કે મંત્રી રઘુનંદનની શિખામણ કોઇને ગળે ઉતરી નહિ. અને સોનામણિને ત્હેને સાસરે ચંડદ્વીપ ગામમાં મોકલવાનો બંદોબસ્ત થયો. ક્રૂર, વિશ્વાસઘાતક, નિમકહરામ, નરપિશાચ શ્રીમન્તખાં સોનામણિના અંગરક્ષક તરીકે સાથે ગયો અને થોડા સમયમાંજ રસ્તો ભૂલાવીને સોનામણિને ઈશાખાંની પાસે રજુ કરી દીધી, ઇશાખાંએ જબરદસ્તીથી સોનામણિ સાથે મુસલમાન વિધિથી લગ્ન કર્યું. સોનામણિનું એ દિવસથી ‘ આલિન્યામત ’ એવું મુસલમાની નામ પાડવામાં આવ્યું, પણ સાધારણ લોકો તો ત્હેને સોનામણિને બદલે ‘ સોનાબીબી ’ નામથીજ ઓળખવા લાગ્યા. હિન્દુધર્મની દૃષ્ટિથી ઈશાખાં અને સોનામણિનું લગ્ન ઘણું ગેરવ્યાજબી અને ધર્મ વિરૂદ્ધ હોવા છતાં પણ પાછળથી ઘણું લાભકારી નીવડયું. ઈશાખાં પણ કાંઈ ઇરાન કે અફ્ઘાનિસ્તાન, તુર્કસ્તાન કે તાતારથી આવેલા વિદેશી મુસલમાનોની ઔલાદનો નહોતો. ઇશાખાંનો પિતા એક ધર્મનિષ્ઠ હિન્દુ હતો. ત્હેનું નામ કાલિદાસ હતું. એક મુસલમાન યુવતીના રૂપ ઉપર મોહી જઈને કાલિદાસે, ત્હેની સાથે લગ્ન કર્યું હતું. અને એ વિવાહથી ઇશાખાંનો જન્મ થયો હતો. ઇશાખાં અને સોનાબીબીના યોગથી મૂસાખાં અને

મહમ્મદખાં નામના બે પુત્ર જન્મ્યા હતા. એમના વંશજો હજી પણ મયમનસિંહ જીલ્લામાં હરવત નગરમા જમીનદાર તરીકે વાસ કરે છે. હિન્દુઓ ઉપર ત્હેમની ઘણી પ્રીતિ હોય છે. એ કુટુંબના જાગીરદારોએ દેવોત્તર અને બ્રહ્મોત્તર જમીનનું જેટલું દાન કર્યું છે, તેટલું દાન બંગાળાના બીજા હિન્દુ જમીનદારોએ પણ કર્યું છે કે નહીં એ સંદેહજનક છે

સોનામણિનું હરણ થઈ ગયા પછી ચાંદરાયે ભૂખ્યા તરસ્યા રહીને દશવિદ્યાદેવીના મંદિરમા જઈને આણુત્યાગ કરવાનો સંકલ્પ કર્યો, પણ એટલામાં દૈવવાણી થઈ કે 'સોનામણિની ખાતર હવે રક્તપાત કરીશ નહીં.' ધર્માત્મા રાજા ચાંદરાય ત્યાંથી પાછો આવ્યો અને લ્હડાઈ બંધ કરી

સોનામણિને પ્રાપ્ત કર્યા પછી ઈશાખાં ઘણા ઉત્સાહપૂર્વક રાજ્ય કરવા લાગ્યો. થોડાંક વર્ષ રાજ્ય કર્યાં પછી એ મરણ પામ્યો ત્હેના રાજ્યની સભાળ રાખે એવો બીજો કોઈ પુરૂષ રહ્યો નહોતો. રાજ્યની લગામ સોનામણિએ પોતાના હાથમા લીધી, પણ ઈશાખાના મૃત્યુના સમાચાર સાભળતા વારજ કેદારરાય તથા બીજા જમીનદારો અને ફીરંગી લૂંટારાઓ ત્હેનું રાજ્ય લુંટવા આવી લાગ્યા સોનામણિને આ વાતની ખબર મળી એટલે એ છછેડાયલી સિંહણની પેઠે ગર્જના કરીને બોલી ઉઠી 'કોની માએ શેર સુંઠ ખાધી છે મ્હારૂં રાજ્ય લુટી લે એ રાજ્યને આબાદ કરતાં મ્હારા સ્વામીને ઘણો પરસેવો ઉતર્યો છે. જ્યાં સૂધી મ્હારા દેહમાં જીવ છે ત્યા સુધી હું આ રાજ્ય કોઈના હાથમા જવા દેવાની નથી' સ્વામીના શોકને ત્હેણે પોતાનાં હૃદયમાંજ શમાવી દીધો અને કોમળ હાથમા તલવાર

લઈને બહાર નીકળી પડી. સૈનિકોને હુકમ આપી દીધો કે બધા તૈયાર થઇ જાઓ અને કિલ્લાનો અંદરથી બચાવ કરો. મ્હમારામાં જીવ છે ત્યાં સુધી શત્રુઓને અંદર આવવા દેશો નહિ. આ પ્રમાણે સોનામણિએ દુર્ગરક્ષણનો ઉપાય કર્યો. ઘણા દિવસ સુધી વીરતાથી શત્રુઓની સ્હામે યુદ્ધ કરીને અચળ હિમાલયની પેઠે દુર્ગનું રક્ષણ કર્યું. પરન્તુ વધારે દિવસ થવાથી કિલ્લાની અંદરની ખાધા ખોરાકી ખુટી ગઈ. બહાર ચારે તરફ શત્રુઓનો પડાવ હતો અને ખોરાકીનો સામાન કંઈથી આવવાનો સંભવ નહોતો. સોનામણિએ જોયું કે હવે મૃત્યુ નિશ્ચય આવશે, મ્હારા સૈનિકો અને નગરવાસીઓ ભૂખે તરસે મરી જશે. પરન્તુ એવે વખતે પણ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરીને શત્રુને શરણે જવાનો વિચાર ત્હેના મનમાં આવ્યો નહિ. પોતાને હાથે ચિતા સળગાવીને ત્હેમાં એ ભસ્મીભૂત થઇ. એક લેખકના જણાવવા મુજબ ત્હેણે પોતાના હાથમાં મશાલ લઈને કિલ્લાની અંદરના બધા ઘરોમાં આગ લગાડી દીધી. એ પ્રલયની જ્વાળા ચારે તરફ ઉઠી, અને બંગાળી નારીની વીર કહાણીનો ચારે દિશામાં પ્રચાર કરવા લાગી.

શત્રુઓ કિલ્લાની અંદર ગયા તો ત્હેમને બળી ગયેલા ઘરના કાટ વગર બીજું કાંઇ મળ્યું નહીં.

આ બનાવ ઇ. સ. ૧૫૯૮ અને ઈ. સ. ૧૬૦૦ ની વચમાં બન્યો હતો. બંગાળા પ્રાન્તમાં નારાયણગંજની પાસે શીતલલક્ષા નદીની પૂર્વ તરફ સોનાકાન્દા નામનું સ્થાન છે. એ સ્થાનને સોનામણિના નામ સાથે સંબંધ છે. હજુ પણ એ સ્થળે સોનામણિના પ્રાચીન દુર્ગનાં ચિહ્ન દીઠામાં આવે છે.



# રત્ન—૭૬. પદ્માચારણી.

બિકાનેરના ઇતિહાસમાં લખ્યું છે કે એ ચારણ માલાજી સાંદૂની પુત્રી અને બારહટ શંકરજીની પત્ની હતી. કોઇ ખાસ કારણસર એ બિકાનેરના મહારાજા રાયસિંહજીના ભાઇ અમરસિંહના અંતઃપુરમાં રહેતી હતી, અને કુલાચાર મુજબ ડિંગલ ભાષામાં ગીત અને કવિત પણ રચ્યા કરતી હતી.

અમરસિંહજી પહેલાં તો અકબર બાદશાહની નોકરીમાં હતા. પણ પાછળથી કોઈ કારણસર અણબનાવ થયાથી બહારવટે નીકળીને બાદશાહના ખાલસા ગામોને લૂટવા લાગ્યા હતા. એટલા સારૂ બાદશાહે સંવત ૧૬૫૪ માં ત્હેમના ઉપર ફોજ મોકલી હતી. જ્યારે એ સેના રાજપુતાનામાં 'હાદણી ખેડા' ગામમાં પહોંચી, ત્યારે અમરસિંહજી અમલ પાણી કરીને સુઈ રહ્યા હતા. એમનો એવો સ્વભાવ હતો કે જે કોઈ એમને ઉંઘમાંથી જગાડે ત્હેને તલવારથી મારી નાખતા હતા. એટલે આ વખતે પણ ભયને લીધે કોઈ એમને જગાડી શક્યું નહીં. કોઈની હિંમત ન ચાલી ત્યારે આખરે પદ્માએ એક ગીત ગાઇને અમરસિંહજીને જગાડયા, અને દુશ્મનો ચ્હડી આવ્યાનો વૃત્તાંત કહી સંભળાવ્યો. અમરસિંહજી પોતાને હાથે બધા રાજપુતોને કસુંબો પાઇને લ્હડવા ગયા અને બાદશાહના સેનાપતિ હમજાઅરબને મારીને પોતે પણ ત્હેના હાથી ઉપર લ્હડતાં લ્હડતાં મરણ પામ્યા. રાણી અને ખવાસણો એમની સાથે સતી થઇ ગઇ. એ સમયે પદ્માએ એમની વીરતાના

વખાણમાં કેટલાક દોહા ગાયા, અને પછીથી પોતે પણ એ સ્ત્રીઓની સાથે બળી મરી.

એનાં ડિંગલ ભાષામાં લખેલાં થોડાંક કવિતો હજુ મળી આવે છે.

---

## રત્ન–૭૭. પ્રિયંવદા.

---

લગભગ ત્રણસેં વર્ષ પૂર્વે બંગાળામાં કોટાલિપાડા ગામમાં શિવરામ સાર્વભૌમ નામનો એક અસાધારણ પંડિત રહેતો હતો. ત્હેના યશથી આકૃષ્ટ થઇને દેશદેશાવરના વિદ્યાર્થીઓ ત્હેની કુટીરમાં ભણવા આવતા. એ વિદ્યાર્થીઓને લઇને ઘાસના છાપરાવાળા ન્હાના સરખા ઘરમાં શિવરામ એમને વિદ્યાભ્યાસ કરાવતો. દરરોજ શિવરામ જ્યારે પોતાના શિષ્યોને લઇને ચતુષ્પાઠી મંડપમાં બેસતો, તે વખતે ત્હેની પડખે બેશીને ત્હેની એક ન્હાની છોકરી, કાન માંડીને કાવ્ય અને શાસ્ત્રની ચર્ચા સાંભળતી. બાલિકા એ ગૂઢ વિષયની ચર્ચામાં કાંઈ પણ સમજતી નહોતી; પણ સંસ્કૃત છંદબદ્ધ સુમિષ્ટ સ્વરે ત્હેના હૃદયમાં એક નવીન આનંદ ઉત્પન્ન કર્યો હતો. એ મધુર સ્વર ત્હેની રમતગમત છોડાવી દઇને આ શિક્ષામંડપમાં લાવતો હતો. વિદ્યાર્થીઓ દરરોજનો પાઠ શરૂ કરે તે પહેલાં આ બાલિકાને સરસ્વતીની સ્તુતિનું ગાન ગાવાનો આદેશ મળતો. છાત્ર મંડળીને મુગ્ધ કરીને જ્યારે એ મધુર કંઠે નીચેનું ગાન ગાઈ રહેતી. ત્યારે ત્હેના હૃદયમાં જે આનંદ ઉભરાઈ જતો ત્હેની આગળ રમતમાં મળતો આનંદ કાંઇજ લેખાતો નહોતો.

या कुन्देन्दुतुषारहारधवला या श्वेतपद्मासना ।
या वीणावरदण्डमण्डितभुजा या शुभ्रवस्त्रावृता ॥
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता ।
सा मां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा ॥

ત્યારપછી જ્હાંજે ચતુષ્પાઠીમાંથી છુટી મળતી, ત્યારે આખો દિવસ સાંભળેલા શ્લોકોમાંથી ઘણા મુખસ્થ કરીને પિતાને સંભળાવતી તથા તેના સબંધી જાતજાતના પ્રશ્ન પૂછતી ત્હેને મ્હોંએ ભણવાગણવા સિવાય બીજી કોઇ વાત નીકળતી નહિ.

બાલિકાની આવી અપૂર્વ બુદ્ધિ અને સ્મરણશક્તિ જોઇને તથા વિદ્યાભ્યાસ કરવા તરફ ત્હેનો અત્યંત પ્રેમ જોઇને શિવરામે ત્હેને પોતાના વિદ્યાર્થીઓની સાથેજ બેસવાની રજા આપી.

બાલિકા અસીમ ઉત્સાહપૂર્વક ભણવા લાગી. ત્હેની અગાધ બુદ્ધિ અને તીક્ષ્ણ પ્રતિભાને લીધે તે થોડાજ વખતમા સંસ્કૃત ભાષા શિખી ગઇ. વિદ્યાર્થીઓના મનમા ઇર્ષ્યાનો સંચાર કરતી એ દિનપ્રતિદિન જ્ઞાન અને પ્રતિભામાં વૃદ્ધિ કરતી ગઈ.

દરરોજ એ એકાંત કુટીરના પાઠમંડપમાં બેસીને ખંતપૂર્વક બાલિકા પ્રિયંવદા કાવ્યપાઠ અને શાસ્ત્રચર્ચા કરતી સહાધ્યાયીઓ સાથે સમાન ભાવે વાદવિવાદ કરતી, તથા મધુર સ્વરે સંસ્કૃત સ્તોત્રનું ગાન કરીને બધાને મુગ્ધ કરી નાખતી. એ દૃશ્ય જોઇને ત્હેના પિતા શિવરામના અંતઃકરણમાં આનંદ સમાતો નહિ, અને વિદ્યાર્થીઓના ઉત્સાહનો પાર રહેતો નહિ. ત્હેની સાથે ભણનારા એક પશ્ચિમ દેશવાસી બ્રાહ્મણસંતાનના મનમાં પ્રિયંવદા માટે પ્રેમનો સંચાર થયો એ બ્રાહ્મણપુત્ર

અંગાળી ભાષામાં વાંતચીત કરી શંકતો નહીં, પ્રિયંવદા સાથે વાર્તાલાપ કરવાંની ઘણીજ તીવ્ર ઇચ્છા હોવા છતાં પણ એ એમ કરી શકતો નહીં. પરન્તુ થોડાજ દિવસોમાં બાલિકા પ્રિયંવદાએ સંસ્કૃત ભાષા ઉપર સારો કાબુ મેળવ્યો. એટલે એ યુવકનો ક્ષોભ જતો રહ્યો. એ પશ્ચિમ દેશવાસી બ્રાહ્મણ વિદ્યાર્થી રઘુનાથ મિશ્ર સાથે પ્રિયંવદાએ લગ્ન કર્યું.

પ્રિયંવદા સંસ્કૃત સાહિત્યનું તથા સંસ્કૃત ભાષામાં વાર્તાલાપ કરવાનું શિક્ષણ મેળવીનેજ બેસી ન રહી, પરન્તુ સંસ્કૃતમાં શ્લોક રચવાનું શિક્ષણ પણ પિતા પાસે મેળવવા લાગી. બાલ્યાવસ્થામાં સંસ્કૃત છંદોનો જે સુમધુર સ્વરે ત્હેના હૃદયમાં વારંવાર આઘાત કર્યો હતો, ત્હેનો હવે પ્રતિધ્વનિ ઉઠવા લાગ્યો. પિતાના આદેશથી પ્રિયંવદાએ પ્રથમ પોતાના કુળદેવતા ગોવિંદદેવને સંબોધીને એક શ્લોક રચ્યો. એ સુંદર શ્લોક તેણે વિદ્યાર્થીઓની વચમાં ઉભી રહીને ગાઇ સંભળાવ્યો, ત્યારે શિવરામ તેના મુખ સ્હામું જોઇને આનંદાશ્રુને રોકી શક્યો નહીં. વિદ્યાર્થીઓ વિસ્મય પામી ગયા. ત્યાર પછી દરરોજ દેવતાઓને ઉદ્દેશીને નવા નવા શ્લોક રચીને પ્રિયંવદા પિતાને તથા વિદ્યાર્થીઓને સંભળાવતી.

પરણીને સાસરે ગયા પછી પણ પ્રિયંવદાએ વાંચવા લખવાનો શોખ છોડી દીધો નહીં. બલ્કે ઉત્તરોત્તર તેની પ્રતિભા વિકસિત થતી ગઈ. તેનો સ્વામી એક સાધારણ બ્રાહ્મણ હતો; ઘરસંસારનું કામકાજ કરે એવું ઘરમાં બીજું કોઇ નહોતું, એટલે એ બધું કામ પ્રિયંવદાને પોતાને હાથેજ કરવું પડતું. વિદુષી હોવા છતાં પણ ઘરસંસારના કામકાજને એ કદાપિ તુચ્છકારી ક્હાડતી

નહીં. સ્વામીની સેવા, ઘરની સાફસુફ, પૂજાની તૈયારી, રસોઈ, અતિથિસેવા અને ગોસેવા વગેરે કામો એ જાતેજ કરતી. અને એટલું બધું કામ કર્યા પછી જે ફુરસદ મળતી તેનો ઉપયોગ કાથાકુથલીમાં ન કરતાં વિદ્યાધ્યયનમાં કરતી. તેથીજ ત્હેની કીર્તિ ઘણી વધી પડી છે. વિદ્યાના અભિમાનમાં તે સાંસારિક કામકાજને દાસીના કામ તરીકે હલકાં ગણતાં શિખી નહોતી, પણ જે હાથે સુંદર કાવ્યની રચના કરતી તેજ હાથે સાવરણી પકડતાં કદી સંકોચાતી નહીં. પ્રિયંવદાના ઉદાહરણ ઉપરથી આપણી ઘણી શિક્ષિત બ્હેનો શિખામણ લઈ શકશે.

પ્રિયંવદા બાળપણથીજ મધુર સ્વરે ગાતી હતી તેથી તે પ્રિયંવદા નામથી પ્રસિદ્ધ થઇ છે. સ્વામી ઉપર ત્હેની અત્યંત ભક્તિ હતી. સ્વામીની વાતને તે વેદવાક્ય જેવી ગણીને માન આપતી. ત્હેના સ્વામીને ઘણા વિદ્યાર્થીઓ હતા; પ્રિયંવદા એ બધા વિદ્યાર્થીઓને પોતાને હાથે રાધીને જમાડતી તથા જનનીની માફક ત્હેમનું પાલન કરતી, તેઓ માંદા પડતા તો પોતાના પુત્ર સમાન ગણીને ત્હેમની સેવા શુશ્રૂષા કરતી.

પ્રિયંવદાની સ્મરણશક્તિ ઘણી તેજ હતી, એમ કહેવાય છે કે બે પખવાડિયામાં ત્હેણે અમરકોષ, સ્વાદિથી ચુરાદિ સૂધીના ગણ અને મહાભારતમાંના સાવિત્રી અને દમયન્તીનાં મૂળ આખ્યાન કંઠસ્થ કર્યાં હતાં.

વિવાહિત જીવનમાં એ વાંચવા લખવામાં અધિક સમય ગાળી શકતી નહીં, તોપણ જે થોડો અવકાશ મળતો ત્હેમા એણે માર્કંડેય પુરાણના મદાલસા આખ્યાનની દાર્શનિક ટીકા તથા મહાભારતના શાન્તિપર્વમાંના મોક્ષ ધર્મની એક વિસ્તૃત

ટીકા રચી છે. પ્રિયંવદાના હસ્તાક્ષર ઘણા સુંદર હતા. એના સ્વામીએ કાશીથી સંસ્કૃત અક્ષરમાં લખેલા અનેક ગ્રન્થો આણ્યા હતા. પ્રિયંવદાએ એ બધા ગ્રન્થોની બંગાળી લિપિમાં નકલ કરી હતી. ( બંગાળામાં સંસ્કૃત પણ બંગાળી લિપિમાં લખવાનો રિવાજ છે. ) પ્રિયંવદાને પહેલાં કાવ્યનો ઘણો શોક હતો. એ કેવળ કાવ્યોજ વાંચ્યા કરતી, પણ પરણ્યા પછી ત્હેના સ્વામીએ ત્હેને દર્શનશાસ્ત્ર વાંચવાનો શોખ લગાડયો હતો.

એક બંગાળી બ્રાહ્મણની કન્યા આખા દિવસનું ઘરકામનું વૈતરૂં કરીને ફુરસદના વખતમાં ઘરના ખુણામાં એકાન્તમાં સ્વામીના ચરણકમળ આગળ બેસીને, દર્શનશાસ્ત્રના કૂટ પ્રશ્નોનું સમાધાન કરવાનો પ્રયત્ન કરી રહી છે; સ્વામીના મુખમાંથી નીકળતી શાસ્ત્રની વ્યાખ્યા સાંભળવા માટે સુંદરી ઉત્સુકતાપૂર્ણ નેત્રે ત્હેમના મુખ તરફ એકાગ્ર દૃષ્ટિએ જોઇ રહી છે! કેવું સરસ દૃશ્ય ! !



## ૨૯—૭૮. જાનાબેગમ.



એ અબદુરરહિમખાં ખાનખાનાની પુત્રી હતી. તે જેવી સુંદર હતી તેવીજ સદાચારી હતી. ત્હેના સૌન્દર્યની પ્રશંસા એક દિવસ જહાંગીર બાદશાહને કાને પહોંચી અને ત્હેણે એક દૂત મોકલીને ત્હેની સાથે ' નિકાહ ' પઢવાની (લગ્ન કરવાની) ઇચ્છા દર્શાવી. પરન્તુ એ સદાચારી સ્ત્રીએ પોતાના કમળ જેવા સુંદર નેત્ર અને લાંબા કાળા કેશ ઉખાડીને બાદશાહની પાસે

મોકલી આપ્યાં તથા કહેવરાવ્યું કે જે વસ્તુઓ ઉપર આપ મોહિત થઇ ગયા છો તેજ વસ્તુઓ આપની સેવામાં હાજર છે.

ત્હેનું સતીત્વ જોઇને બાદશાહ પોતાના મનમાં ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો હતો તથા ભરી સભામાં એની પવિત્રતાની ઘણી પ્રશંસા કરી હતી.

ધન્ય છે એવી સદાચારી સ્રીને !

## રત્ન—૭૯. સતી અંબા.

બાદશાહ જહાંગીર જે સમયે દિલ્હીમાં રાજ્ય કરતો હતો તે સમયે બૂંદીની ગાદી ઉપર રાવ રત્નસિંહ રાજ્ય કરતો હતો. રાવ રત્નસિંહને ચાર પુત્ર હતા. ગોપીનાથ, માધોસિંહ, હરીજી અને જગન્નાથ. આમાંનો જ્યેષ્ઠ પુત્ર ગોપીનાથ ત્હેમની હયાતીમાંજ ગુજરી ગયો હતો. એ રાજકુમાર ઘણોજ પરાક્રમી હતો. પરંતુ એને વ્યભિચારનો કુછંદ લાગ્યો હતો. રાજા રત્નસિંહે પોતાના રાજ્યમાં વેપારને માટે ચંદેરીઆ જાતિના વ્યાપાર કુશળ બ્રાહ્મણોને વસાવ્યા હતા, એ બ્રાહ્મણોમાંથી એકની સ્રી ઘણી સુંદર હતી. રૂપ, અને યૌવનમાં રાજકુમાર અને એ ચંદેરી બ્રાહ્મણી સમાન હતા. એક દિવસે દેવવશ બંનેની ચાર આંખ થઇ ગઇ. કામદેવે બંનેના ઉપર પોતાનો પ્રભાવ જમાવ્યો. ધીમે ધીમે કુમારે ગુપ્ત રીતે રાત્રીસમયે એ ચંદેરી બ્રાહ્મણને ઘેર પણ જવા માંડયું. એક દિવસ એ બ્રાહ્મણીના પતિએ પોતાની આંખે કુમારને દેખી લીધો. એણે પોતાની પત્નીને તથા રાજકુમારને

એ વ્યભિચારની દશામાંજ મજબૂત દોરીવતી ખાટલાની ઇસો સાથે એવાં સખ્ત બાંધી દીધા કે સેંકડો વાઘોનો શિકાર કરનાર રાજકુમારથી પણ એ સમયે જરા પણ ખસકાયું નહિ. આ પ્રમાણે કુમારને બાંધી લીધા પછી એમણે રાજમહેલમાં જઇને પોકાર કર્યો કે 'ગરીબનવાજ, હમે એક દુષ્ટને હમારી ઈજ્જત લુંટતા પકડ્યો છે એને શી સજા કરવી.' રાજાએ તરતજ હુકમ આપ્યો કે 'કતલ.' રાજાનો હુકમ મળતાં વારજ બ્રાહ્મણ ઘેર પહોંચ્યો અને રાજકુમારનો તથા પોતાની પત્નીનો વધ કરી નાંખ્યો. રાવરત્નને ખબર આપવામાં આવી કે હેમના ગાદી-વારસ ગોપીનાથને કતલ કરવામાં આવ્યો. પરાક્રમી જ્યેષ્ઠ પુત્રના અકાળ મૃત્યુથી એમને ખેદ તો ઘણો થયો પણ પોતાનું વચન યાદ આવ્યાથી પુત્રનો ઘાત કરનાર બ્રાહ્મણને ક્ષમા આપી.

આ રાજકુમાર ગોપીનાથ એક આ ચરિત્રની નાયકા સાથે પરણ્યો હતો. એ સિસોદિયા રાજપુત્રની કન્યા હતી. અને અંબાબાઇ હેનું નામ હતું એ ઘણીજ પતિવ્રતા સતી હતી. હંમેશાં સ્વામીના ભોજન કરી રહ્યા પછી પોતે જમતી. પોતાના દુઃખથી પોતે દુઃખી રહેતી અને પતિ પ્રસન્ન હોય તો પોતે સદા પ્રસન્ન રહેતી. પતિને દુઃખ થાય અને પોતે સુખશાન્તિમાં દિવસ નિર્ગમન કરે એ એને અસહ્ય થઈ પડતું. રાજકુમારને એક સમય ઘણો સખત તાવ આવ્યો અને હેમને **૨૧** લાંઘણ કરવી પડી. પતિવ્રતા સતી અંબાએ પણ ૨૧ દિવસ સુધી ઉપવાસ કર્યો હતો. એક દિવસ રાજકુમાર 'જગમ્મણિ' નામના હાથી ઉપરથી પડી ગયા એ જોઇને સતી અંબાએ અગાશી ઉપરથી પડતું મૂક્યું. અને એ પ્રમાણે પતિને જેટલી ઇજા થઈ

હતી ત્હેના કરતાં વધારે કષ્ટ ભોગવ્યું. એક દિવસ ઓરડાના તાળાની કુંચી ખોવાઈ ગઈ. બારણા ઉઘાડવાનો બીજો કોઈ રસ્તો નહિ સૂઝવાથી પરાક્રમી રાજકુમારે પોતાના ખભાની ટક્કી મારીને બારણું તોડી નાંખ્યું. એ વખતે બારણા ઉપરના ત્રણ ખીલાઓ કુમારની જમણી ભુજામાં પેશી ગયા એ જોઈને અંબાએ પણ છરી લઈને પોતાના હાથમાં ત્રણ ઘા માર્યા. એ સંવત ૧૬૭૧ માં પતિનું મૃત્યુ થતાં બે દિવસ અગાઉ સ્વર્ગ લોકમાં સિધાવી હતી. અખંડ સૌભાગ્ય સાથે સતી પોતાની અવદશા જોયા વગરજ એ મૃત્યુ પામી એ આપણી દૃષ્ટિએ તો મ્હોટું સદ્‌ભાગ્ય ગણાય પણ રાજપુતોની વીર કથા આલેખનાર મહા કવિ સૂર્યમલ્લ શોક કરે છે કે પતિની સાથે સતી થવાનું સદ્‌ભાગ્ય એને પ્રાપ્ત થયું નહિ. કવિ કહે છે કે—

હુવ સાંત દ્વૈ દિન કાંતસો પહિલે વધુ યહ હોઇ
જરતી નતો સબ અગ્ગ્હે પરતી ચિતા પરજાઇ.

રાજકુમારને અગિયાર સ્ત્રીઓ હતી, જેમાંની સાત પતિની સાથે સતી થઈ ગઇ હતી. ગોપીનાથને બારપુત્રો હતા. જેમને રાવ રત્નસિંહે જાગીર કહાડી આપી. જે હજુ સૂધી 'કોટડી'ઓ નામથી ઓળખાય છે.

---

## રત્ન—૮૦. જાંબુવતી.

---

એ મેવાડના પ્રસિદ્ધ રાણા જગત્‌સિંહની માતા હતી. સંવત ૧૬૬૪ માં જગત્‌સિંહે ત્હેના ગર્ભમાં જન્મ લીધો હતો. એ મેવાડની ગાદી ઉપર સંવત ૧૬૮૪ ઈ. સ. ૧૬૨૮ માં

બેઠો હતો. ગાદીએ બેઠા પછી તે પણ હમેશાં એ પોતાની માતાની સલાહ મૂજબ ચાલતો. જાંબુવતી ઘણી સ્હમજુ અને રાજનીતિકુશળ સ્ત્રી હતી. એ ઘણી પુણ્યાત્મા અને ધાર્મિક સ્ત્રી હતી. મથુરા, વૃન્દાવન, દ્વારિકા, ઓરોપ્રયાગ, કાશી આદિ તીર્થોની ત્હેણે યાત્રા કરી હતી અને ત્યાંના પૂજારીઓને તથા બ્રાહ્મણોને પુષ્કળ દાન આપીને સંતુષ્ટ કર્યા હતા.

---

## ૨૯ન—૮૧. કરમેતીબાઈ.

ભક્ત કવિ મીરાંબાઈના પવિત્ર નામથી તો ગુજરાતમાં સૌ કોઇ જાણીતું છે. મીરાંબાઈના જેવીજ ભક્તિવાળી ધાર્મિક અને વિદુષી સ્ત્રી એક બીજી પણ થઇ ગઇ છે. ત્હેનું નામ કરમેતીબાઈ હતું. ભક્તમાળ ગ્રન્થમાંથી ત્હેના જીવનનો કાંઇક આભાસ મળી આવે છે.

એ દક્ષિણ દેશમાં ખાજલ નામના ગામડાના રહેવાશી પરશુરામ પંડિત નામના એક રાજપુરોહિતની કન્યા હતી. પરશુરામ પરમ વૈષ્ણવ હતા. પિતાનો સત્સંગ બાળક કરમેતીબાઇને પણ લાગ્યો હતો. પરશુરામના શિક્ષણ અને ઉપદેશથી એ બાલ્યાવસ્થામાંથીજ પરમ વૈષ્ણવી બની હતી. શાસ્ત્રોનો મર્મ સ્હમજાવવા માટે તથા વૈષ્ણવ ધર્મનાં તત્ત્વોનું રહસ્ય શિખવવા માટે પરશુરામે કરમેતીબાઇને રીતસર વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. એ શિક્ષણને પ્રતાપે કરમેતીબાઈ ઘણી ન્હાની વયમાં પંડિતા બની હતી. શિક્ષણની સાથે સાથે ધર્મ ઉપર ત્હેનો વિશ્વાસ વધારે દૃઢ થતો ગયો.

' સંસારના બંધનમાં ફસાવાની ત્હેને ઈચ્છા નહોતી, પરંતુ પિતાના આગ્રહને વશ થઈને, પોતાની ઈચ્છા વિરૂદ્ધ પણ ત્હેને લગ્ન કરવું પડયું હતું.

કરમેતીબાઈ જેટલા દિવસ પિયેરમાં રહી તેટલા દિવસ તો ત્હેણે સુખ અને આનંદમાં જીવન ગાળ્યું. ત્હેને કોઇ પણ પ્રકારનું કષ્ટ સોગવવું નહોતું પડતું રાત દિવસ આનંદમાં રહેતી અને હરિનું નામ લઇને તથા પૂજાપાઠ કરીને વખત ગાળતી, પણ સાસરે જતાં વારજ તે ચારે તરફથી અનેક પ્રકારનાં સંકટો અને ઉપાધિઓમાં ફસાઇ પડી. સ્વામીની સાથે પણ ત્હેને ઘણું ઉંચુ મન થયું. કરમેતીબાઇ પરમ ભક્ત, વૈષ્ણવ અને સદાચારી હતી; ત્યારે ત્હેનો પતિ વૈષ્ણવ ધર્મનો વિરોધી દુષ્ટ સ્વભાવનો તથા ઘણો વિષયી હતો. કરમેતીબાઈ જેટલાં ધર્મનાં અનુષ્ઠાન કરતી ત્હેમાં ત્હેનો પતિ વિઘ્ન નાંખતો. કરમેતીબાઇને ત્હેણે બીજી પણ ઘણી રીતે હેરાન કરી, એથી કંટાળી જઇને કરમેતીબાઇ સ્વામીનો સંસર્ગ છોડી દઇને પિયેર જઈ વસી. પરન્તુ પિતાને ત્યાં પણ એ ઘણા દિવસ સુધી રહી શકી નહિ. ત્હેનો સ્વામી પાછો ત્હેને પોતાને ઘેર તેડી જવા આવ્યો. એ વખતે કરમેતીબાઇ ઘણીજ ચિન્તાતુર થઇ. સ્વામીના ત્રાસમાંથી છુટવાનો બીજો કોઇ ઉપાય નહિ સૂઝવાથી એણે પિતાને ઘેરથી ન્હાસી જઇને વૃન્દાવન ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો; એક અંધારી રાત્રે એ પોતાના શયનગૃહમાંથી બહાર આવી ત્હેણે જોયું કે ઘરનાં બધાં બારણાં બંધ છે, ન્હાસી જવાનો માર્ગ નથી. આખરે ત્હેણે સાહસ કરીને ઉપરથી નીચે કુદકો માર્યો. આ પ્રમાણે ઘરની બહાર તો એ નીકળી શકી

પણ વૃન્દાવન જવાનો રસ્તો એણે કદી દેખ્યો નહોતો. ક્યાં જવું ક્યાં નહીં એનો લાંબો વિચાર કરવાનો એ અવસર નહોતો. ઉંચે શ્વાસે કરમેતીબાઇ સીધી ને સીધી ચાલવા લાગી.

પરશુરામ પંડિતે સ્હવારના પહોરમાં કન્યાને દીઠી નહિ ત્યારે ત્હેમના ખેદનો પાર રહ્યો નહિ. ત્હેમણે રાજાની પાસે જઇને કરમેતીબાઇના ખોવાઇ ગયા સંબંધી ખબર આપી. રાજાએ તેની શોધમાં ચારે તરફ સિપાઇઓ દોડાવ્યા. કરમેતીબાઇ એક મેદાનમાં થઇને જઇ રહી હતી ત્યાં આગળ ત્હેણે લોકોની ગડબડ સાંભળી, ત્હેને ખબર પડી ગઇ કે પોતાની શોધમાં સિપાહીઓ આવી રહ્યા છે. એ મેદાનમાં ઝાડપાનનું નામનિશાન નહોતું કે જ્યાં આગળ એ સંતાઈ રહે. બીજો કાંઇ પણ ઉપાય નહીં સૂઝવાથી એ ઉંચે શ્વાસે દોડવા લાગી. થોડે દૂર ગયા પછી એક મરી ગયેલું ઉંટ ત્હેના દીઠામાં આવ્યું. શિયાળ, કાગડા ગીધ વગેરે ત્હેના શરીરમાંથી માંસ ખાઇ ગયા હતા. ખાલી હાડપિંજર પડ્યું હતું. કરમેતીબાઇએ સિપાહીઓથી બચવાને માટે એ હાડપિંજરમાંજ આશ્રય લીધો. એમાંથી પુષ્કળ દુર્ગંધ આવી રહી હતી પણ ત્હેની ત્હેણે આ વખતે પરવા કરી નહિ. રાજાના જે સિપાઇઓ ત્હેની શોધમાં નીકળ્યા હતા તેઓ ત્હેનો એટલામાં પત્તો નહીં લાગ્યાથી બીજી દિશામાં જતા રહ્યા. એ લોકોના ગયા પછી કરમેતીબાઈ ઉંટના હાડપિંજરમાંથી બહાર નીકળીને વૃન્દાવનના રસ્તે જવા લાગી. રસ્તામાં ભૂખ, તરસ, ઉજાગરો વગેરે અનેક જાતની અડચણો વેઠીને એ છેવટે વૃન્દાવન પહોંચી. ત્હેની ઘણા દિવસની આશા પૂર્ણ થઇ, હવે એ નિશ્ચિંત થઇને વૃન્દાવનમાં વાસ કરવા લાગી અને રાતદિવસ

શ્રી કૃષ્ણની પૂજા–અર્ચના કરવા લાગી, તથા ત્હેમનાજ પવિત્ર નામનો જપ કરીને જીવનને કૃતાર્થ કરવા લાગી.

કન્યાનો પત્તો નહીં લાગ્યાથી પરશુરામ ઘણોજ આકુળવ્યાકુળ થઇ ગયો. એ પણ ખાજલ ગામ છોડી દઇને પુત્રીની શોધમાં નીકળી પડચો. આખરે એ પણ વૃન્દાવનમા આવી પહોંચ્યો અને ત્યા કરમેતીબાઇ સાથે ત્હેનો મેળાપ થયો. ત્હેણે જોયુ કે કરમેતીબાઇ આખ મીચીને ધ્યાનમા બેઠી છે ત્હેનાં બને ચક્ષુમાંથી પ્રેમાશ્રુની ધારા દડદડ વહી રહી છે. ત્હેના શરીર ઉપર એક દિવ્ય જ્યોતિ પ્રકાશી રહી છે. કન્યાનુ આવુ દેવી જેવુ સ્વરૂપ જોઇને પિતાએ ત્હેની આગળ મસ્તક નમાવ્યુ.

પરશુરામે કન્યાને ઘેર પાછી આવવા માટે ઘણોજ આગ્રહ કર્યો, પરન્તુ કરમેતીબાઇએ વિનયપૂર્વક પિતાને ના કહી. આખરે લાચાર થઇને પરશુરામ આખના આસું લ્હોતો લ્હોતો ઘેર પાછો ગયો. કન્યાનો સઘળો વૃતાન્ત ત્હેણે જઇને પોતાના રાજાને કહ્યો

એ ગામનો રાજા પણ ઘણો ભગવદ્‌ભક્ત હતો. કરમેતી બાઇની અનન્ય કૃષ્ણભક્તિના સમાચાર સાભળ્યાથી ત્હેના મનમા કરમેતીબાઇના દર્શન કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. એ ઇચ્છા પૂર્ણ કરવા સારૂ એ વૃન્દાવન ગયો. ત્યા આગળ ભક્ત કરમેતીબાઇના દર્શન કરીને અત્યત પ્રસન્ન થયો. ત્હેણે કરમેતીબાઇના નિવાસ સારૂ વૃન્દાવનમા એક કુટીર બધાવી આપવાની ઇચ્છા જણાવી, પણ નવુ મકાન બધાવવામા અનેક જીવજંતુઓનો નાશ થશે એમ ધારીને કરમેતીબાઇએ નવો આશ્રમ બધાવવાની સાફ ના કહી. એ ઉપરથી રાજાએ એક તૈયાર મકાનમા કરમેતીબાઇનો આશ્રમ બનાવી આપ્યો

કરમેતીબાઇની ભગવદ્‌ભક્તિની પ્રશંસા આજદિન સુધી વૈષ્ણવોમાં થયા કરે છે. વૃન્દાવન ધામમાં બ્રહ્મકુંડ ઉપર આજદિન સુધી કરમેતીબાઇની કુટીરનું ખંડેર જોવામાં આવે છે, જે 'કરમાબાઇકી કુટી'ના નામથી પ્રખ્યાત છે.

# રત્ન—૮૨. રાણી મૃગનયની.

આ દેશના ઘણા થોડા મનુષ્યો રાણી મૃગનયનીનું નામ જાણે છે. એ ગુજરાતના રાજાની પુત્રી અને ગ્વાલીયરના તોમર વંશના રાજા માનસિંહની રાણી હતી. માનસિંહ લગભગ સોળમી શતાબ્દીમાં થઇ ગયો છે, કારણ કે શાહજહાં બાદશાહના વખતના લંકારાય નામના એક લેખકે પોતાના ઇતિહાસમાં લખ્યું છે કે રાજા માનસિંહને ઘણી રાણીઓ હતી, પરંતુ એ સર્વમાં રાણી મૃગનયની રૂપ અને ગુણમાં સૌથી શ્રેષ્ઠ હતી. રાણી મૃગનયની ઘણી ખુબસુરત હતી એટલુંજ નહિ પરંતુ એ સંગીત વિદ્યામાં ઘણીજ પ્રવીણ હતી. રાજા માનસિંહને ગાન વિદ્યાનો ઘણોજ શોખ હતો. સંકીર્ણ રાગ રાણી મૃગનયની ઘણીજ સરસ ગાતી હતી તેથી રાજા તેના ઉપર ઘણોજ પ્રસન્ન રહેતો હતો. મૃગનયનીએ સંગીત વિદ્યા ઉપરના પોતાના અસાધારણ જ્ઞાનને લીધે કેટલાએ નવા રાગ શોધી કહાડીને પ્રચલિત કર્યા. ગુજર, બહલિગુજારી, માલગુજારી, એ વગેરે રાગો એના નામથી પ્રસિદ્ધ છે. કેટલાક લોકો તો એમ કહે છે કે મૃગનયનીની ગાન વિદ્યાની પરીક્ષા કરવા માટે સંગીતાચાર્ય તાનસેનજી પણ ગ્વાલીયર

પધાર્યો હતા અને ત્યાંજ પોતાનું પાછલું જીવન વ્યતીત કર્યું. હતું. પરન્તુ એ વાત વિશેષ વિશ્વાસ યોગ્ય નથી.



## રત્ન—૮૩. આરામ.



એ બાદશાહ જહાંગીરની પત્ની હતી. ત્હેનું ખરૂં નામ દીલારામ હતું. એ ઘણી સુશિક્ષિત અને ચતુર સ્ત્રી હતી. ફારસી ભાષામાં ત્હેણે સારી પ્રવીણતા પ્રાપ્ત કરી હતી. એ ભાષામા ત્હેણે રચેલાં કાવ્ય પણ મળી આવે છે. કવિતામાં ત્હેનું તખલ્લુસ (સંજ્ઞા અથવા ધારણ કરેલું નામ) આરામ હતું શેતરંજની રમતમાં એ ઘણી પ્રવીણ હતી. એક વખત જહાંગીર કોઇ શાહજાદા સાથે શેતરંજ રમવા બેઠો હતો બન્ને જણાએ એવી શરત કરી હતી કે જે કોઇ હારે તે પોતાની બીબી સ્હામા ધણીને આપી દે. દૈવસંયોગે જહાંગીરના દાવ ઉલટા ચાલવા લાગ્યા, ત્હેને ખાત્રી થઇ કે હાર પોતાનીજ થશે. એ ઘણી ચિંતામા પડયો અને પોતાની બેગમોને પૂછ્યું કે કહો હવે ત્હમારામાંથી કોને આપી દઉં? ત્હેની ત્રણે બેગમોએ કાંઇને કાંઇ બ્હાનું કહાડીને પોતાને નહીં આપી દેવાની વિનંતી કરી, પરંન્તુ પ્રવીણ બેગમ દીલારામે એક સુંદર દ્વિઅર્થી ફારસી પદ કરીને એ રમતમાં હવે કેવી રીતે દાવ ખેલવા તે સુચવી દીધુ જહાંગીરે ત્હેની સૂચના પ્રમાણે દાવ ખેલ્યા એટલે ત્હેનીજ જીત થઇ.



## રત્ન—૮૪. જોધપુરી.



એ રૂપસિંહ રાઠોડની કન્યા અને મેવાડના પ્રસિદ્ધ રાણા જયસિંહની રાણી હતી. એ કુળની બીજી સન્નારીઓની પેઠે જોધપુરી રાણી પણ ઘણી સદાચારી પતિવ્રતા અને પરોપકારી હતી. પ્રજા ઉપર ત્હેનો ઘણો સ્નેહ હતો અને ત્હેને મદદ કરવા એ સદા તત્પર રહેતી. સંવત ૧૭૩૨ માં ત્હેણે ત્રીસ હજાર રૂપિયા ખરચીને એક સુંદર વાવ રાજનગર ગામમાં બંધાવી હતી જે આજદિન સુધી ત્હેના પ્રજાપાલન અને પરોપકારવૃત્તિનું ભાન કરાવે છે.



## રત્ન—૮૫. ફાતમા.



લાહોરની પાસે એક બાગબાનપુરા નામનું ગામ છે. ત્યાં આગળ સેતવાલા નામનો એક મહોલ્લો છે. એ મહોલ્લામાં એક અંદરૂની મસજિદ છે. એ મસજિદ ફાતમાએ હિજરી સન ૧૦૩૨ માં બંધાવી હતી. એ સેતવાલાના દારોગા મહેરમંગાની પુત્રી હતી. બાગબાનપુરાની પશ્ચિમમાં એક કબરસ્તાન છે. ત્હેનું નામ મહેરમંગા છે. ત્હેમાંજ આ સન્નારીની સમાધિ છે.



## રત્ન–૮૬. (સમ્રાજ્ઞી) મુમતાજમહાલ.

આ પ્રસિદ્ધ શહેનશાહબાનુનું મૂળ નામ આરજમંદ બાનુ બેગમ હતું પાછળથી જ્યારે એ શહેનશાહની મહારાણી બની ત્યારે એનું નામ મુમતાજમહાલ રાખવામાં આવ્યું.

આ સૌભાગ્યશાળી બેગમ મિરઝા ગ્યાસબેગ તેહરાનીની દૌહિત્રી હતી, મિરઝા ગ્યાસબેગ દીલ્હીશ્વર જહાંગીર બાદશાહનો મુખ્ય મંત્રી હતો. મુમતાજમહાલના પિતાનું નામ ઈમાનુદ્દૌલા આસફખાન હતું. મુમતાજમહાલ જગદ્વિખ્યાત સુંદરી નૂરજહાંન બેગમની ભત્રીજી હતી.

મુમતાજમહાલનો જન્મ ઇ. સ. ૧૫૯૪ માં થયો હતો. એ અસામાન્ય રૂપવતી સ્ત્રી હતી, તેમજ તેની બુદ્ધિ પણ ખૂબ તીક્ષ્ણ હતી, ત્હેના પિતાએ ત્હેને ભણાવવા ગણાવવાનો સારામાં સારો બંદોબસ્ત કરવામાં કાંઈ કચાશ રાખી નહોતી, એટલા માટે શહેનશાહ જહાંગીરે બાલિકા આરજમન્દના રૂપ, ગુણ આદશાહી ખાનદાનને છાજે એવાં જોઈને, પોતાના પુત્ર શાહજહાં સાથે ઇ. સ. ૧૬૧૨ માં ત્હેનો વિવાહ કરી દીધો. એ વખતે યુવરાજ શાહજહાંની ઉમર વીસ વર્ષને અગિયાર મહિનાની હતી. આરજમંદની ઉમર ઓગણીસ વર્ષ અગિયાર માસ અને તેર દિવસની હતી. શાહજહાંની સાથે વિવાહ થયા પછી આરજમંદ બાનુ મુમતાજમહાલના નામથી ઓળખાવા લાગી.

એ અગાઉ શાહજહાંનું લગ્ન ઈરાનના મિરઝા મુજફ્ફર હુસેનની કન્યા કન્દહારી બેગમ સાથે થયું હતું. પણ મુમતાજમહાલે

સૌન્દર્ય અને બુદ્ધિમત્તાથી શાહજહાંનના ચિત્તને પૂરેપૂરૂં હરી લીધું હતું. બાદશાહના આખા હૃદય ઉપર મુમતાજમહાલનું રાજ્ય વિસ્તાર પામ્યું હતું. કન્દહારી બેગમ તો નામ માત્રનીજ બેગમ હતી.

જે ગુણને લીધે નૂરજહાં બેગમે જહાંગીર બાદશાહનાં ચક્ષુ તથા હૃદયનું આકર્ષણ કર્યું હતું, તેજ ગુણને લીધે મુમતાજમહાલે શાહજહાંને વશીભૂત કર્યો હતો. નૂરજહાં અને મુમતાજમહાલ સરખામણીમાં એક બીજાથી ઉતરે એમ નહોતાં. ઇતિહાસમાં નૂરજહાં બેગમની અક્ષય કીર્તિ અસાધારણ છે, અને પૃથ્વીના વક્ષઃસ્થળ ઉપર મુમતાજમહાલની પ્રત્યક્ષ સ્મારક સ્વરૂપ 'તાજમહેલ' ની કીર્તિ પણ અસાધારણ અને અતુલનીય છે.

શાહજહાં યુદ્ધ અને વિગ્રહને સમયે પણ બેગમ મુમતાજમહાલને પોતાની સાથે રાખતો હતો. નૂરજહાં જે પ્રમાણે જહાંગીરને રાજકાર્યમા સહાય આપતી તે પ્રમાણે મુમતાજમહાલ બેગમ પણ પતિને ત્હેના કામકાજમાં મદદ કરતી. મુમતાજમહાલ કોઈની અરજી મંજુર ના કરે તો બાદશાહ કાંઇ કરી શકતો નહીં, દરેક કામમાં શહેનશાહ મુમતાજમહાલની સલાહ લેતો.

પ્રાતઃસ્મરણીય મુમતાજમહલ બેગમ બાદશાહની પ્રિયતમ રાણી હતી. એમનો અન્યોન્ય પ્રેમ ઘણોજ મધુર હતો. એમના દાંપત્યજીવનમાં, તથા એમના પવિત્ર પ્રેમમાં મલિનતાએ કોઈ પણ દિવસ પ્રવેશ કર્યો નહોતો. શાહજહાં અને મુમતાજ જાણે એકજ કળી ઉપર ફુટી નીકળેલાં બે પુષ્પ હતાં.

મુમતાજમહાલના પતિપરાયણ પ્રેમી હૃદયમાં દયાનો ભંડાર ભર્યો હતો. ગરીબોની અરજી સાંભળીને ત્હેમને દિલાસો આપવો,

'વિધવાઓ અને અનાથોની ખબર રાખવી અને ગરીબ કન્યાઓને પરણાવી આપવી એ તો ત્હેનાં રોજનાં નિયમિત કાર્ય હતાં ત્હેની દયાને લીધે કેટલાક ખુનીઓ અને લાંબા વખતની સજા પામેલા કેદીઓને પણ છુટકારો મળતો.

ઇ. ૧૬૩૦ માં બુરહાનપુરમાં મુમતાજમહાલ પ્રસવવેદનાથી પીડાવા લાગી, થોડી વારમાંજ સંતાનનો જન્મ થયો પણ પીડા વધતીજ ગઈ. આખરે રાત્રે ત્રણ વાગે ત્હેની દશા ઘણીજ ખરાબ થઈ ગઈ. મુમતાજમહેલે એ વખતે જીવવાની આશા છોડી દીધી અને બાદશાહને બોલાવવા માટે પોતાની કન્યા જાહાનારાને હુકમ આપ્યો. બાદશાહ આકુળવ્યાકુળ થઇને આવ્યો અને મુમતાજમહાલનું માથું ખોળામાં લઇને બેસી રહ્યો.

મુમતાજમહાલની પતિભક્તિ અતુલનીય હતી, ત્હેણે પોતા સદ્દગુણોને લીધે શહેનશાહ શાહજહાંના હૃદયને પોતાનું કર લીધું હતું. એ મૃત્યુ સમયે સ્વામીના ખોળામાં માથું મુકી આંખોમાંથી અશ્રુધારા વહેરાવતી પતિને કહેતી હતી 'સ્વામિન્ મ્હારી જીંદગી પૂરી થઇ છે. હવે જીવવાની આશા ફોગટ છે આખી જીંદગી સુધી ત્હમારો જે પ્રેમ અનુભવ્યો છે, ત્હેને બદલો વાળવાની શક્તિ મ્હારામાં નથી. હું ત્હમારા પ્રેમસાગરમાં ગળા સુધી ડૂબેલી હતી, એ વાત હું જગત્‌માં મ્હારી બ્હેનોને બતાવી શકી ન્હીં એજ મ્હને અફસોસ થાય છે. વ્હાલા, મ્હારા દેવતા, ત્હમારી પ્રેમાધીન દાસીની કબર ઉપર ત્હમારા પ્રેમનું ચિહ્‌ન આંકજો ! દુનિયાના લોકો એ જોઇને પ્રેમ અને ભક્તિ સાથે ત્હમારૂં નામ યાદ રાખશે. હું તો જાઉં છું, પણ મ્હારો આગ્રહ છે, કે મ્હારાં છોકરાંઓને સ્નેહપૂર્વક પાળજો

અને મ્હારાં વૃદ્ધ માતપિતાની ખબર રાખજો. વિદાય દો! વ્હાલા વિદાય દો! ત્હમારાજ ખોળામાં, ત્હમારાજ પ્રેમમુખમાં હું મરીશ અને પાછી બહિસ્તમાં ત્હમનેજ મળીશ.' બાદશાહ મુમતાજમહાલનાં આ કરૂણાજનક વચનો સાંભળી ધીરજ છોડી દઈને રોવા લાગ્યો, મુમતાજમહાલ ધરાઇને પતિને જોતી જોતી બેભાન થઇ ગઈ. થોડી વાર પછી ભાન આવ્યું, એની એ પ્રેમવાર્તાની અન્તિમ વિનંતિ કરતાં કરતાં એનો કંઠ રૂંધાઈ ગયો, આંખો મીંચાઈ ગઇ અને પ્રાણ બ્હાર નીકળી ગયો! બાદશાહનું માથું ભમવા લાગ્યું. જીવનની ઉત્તમમાં ઉત્તમ સહચરીને આમ એકાએક ખોઈ બેસવાથી એ વ્યાકુળ થઇને છાતીફાટ રોદન કરવા લાગ્યો. આ શોકજનક બનાવથી શહેનશાહના હૃદયમાં એવો ઉંડો ઘા લાગ્યો હતો કે બે વર્ષ સુધી એણે કોઈની સાથે મેળાપ ન કર્યો. એકલો એકાંતમાં બેસીને આંસુની નદીઓ વહેરાવ્યા કરતો. પહેલેથીજ બાદશાહના માથાના કોઈ કોઈ વાળ પાકી ગયા હતા, પણ મુમતાજમહાલના વિરહની ચિન્તામાં એ થોડાકજ દિવસમાં ત્હેના બધા વાળ સફેદ થઇ ગયા.

મુમતાજના પ્રેમમાં બાદશાહ ડુબી ગયેલો હતો. બુરહાનપુરથી ત્હેના શબને આગ્રામાં આણવામાં આવ્યું. બેગમની મૃત્યુ સમયની ઇચ્છા બાદશાહ વિસરી ગયો નહોતો, ત્હેણે ત્હેની છેવટની વાસના અક્ષરે અક્ષર પૂરી કરી.

આગ્રા શહેરમાં સુંદરી મુમતાજમહાલની સમાધિ છે. ભારતેશ્વર શહેનશાહ શાહજહાને પોતાની પ્રિયતમા રાણીની સમાધિ ઉપર એક એવો સુંદર મહેલ બનાવ્યો છે, કે જે સૌન્દર્ય, અને શિલ્પનૈપુણ્યને માટે આખી પૃથ્વીમાં અદ્વિતીય

છે. પતિવ્રતા બેગમ મુમતાજમહાલના નામ ઉપરથી એ સમાધિનું નામ ' મુમતાજમહાલ ' પાડવામાં આવ્યું. આજ કાલ તાજમહાલ નામથી એ સ્થાન જગપ્રસિદ્ધ થયું છે.

મુમતાજમહાલને આઠ પુત્ર અને છ કન્યા જન્મ્યાં હતાં, પણ એના મૃત્યુ સમયે ફક્ત સાત પુત્ર અને એક કન્યા જીવતાં હતાં.

મુમતાજમહાલનું સ્મારક ચિહ્ન ' તાજ મહાલ ' જમુના નદીના કિનારા ઉપર છે. યમુના નદીને કિનારે ઉભા રહી હેનુ અસીમ સૌદર્ય નિહાળતાં મુગ્ધ થઈ જવાય છે. તાજમહેલ આંખને ખુશ કરે તથા ચિત્તને વિનોદ આપે એવા કીંમતી પત્થરોનો અને રત્નનો બનાવેલો છે. રત્નોથી એ એવો સુશોભિત હતો કે અંધારી રાતમાં પણ મહેલ દિવસની માફક ઝગઝગી રહેતો હતો; પણ દિલગીરીની વાત એ છે કે એ બધાં રત્નો હવે ખોવાઇ ગયાં છે, અને હેને બદલે સામાન્ય પત્થર ગોઠવવા પડ્યા છે.

બાદશાહે એ મહેલ બંધાવવામાં પાણીની માફક પૈસો વાપર્યો છે, અરબસ્તાન, બગદાદ, મિસર, સિંહલદ્વીપ, કુમાયુન વગેરે દૂર દૂરના દેશોમાંથી એને માટે કીંમતી સામગ્રી મંગાવવામાં આવી હતી. બબે હજાર રૂપિયાના માસિક પગારના કેટલાએ કારીગરો એમાં કામે લાગ્યા હતા.

તાજમહાલ બાંધવામાં ચાર કરોડ, અગિયાર લાખ, અડતાળીશ હજાર આઠસો છવ્વીસ રૂપિયાનું ખર્ચ થયું હતું. તે ઉપરાંત મણિમુક્તા ખરીદવામાં કેટલાએ કરોડ લાગ્યા હશે હેની તો ગણત્રીજ શી ? દરરોજ બાવીસ હજાર કારીગરો કામ કરતા હતા.

ખરેખર તાજમહાલ દુનિયાના એક મહાન્ આશ્ચર્યોમાંનું એક આશ્ચર્ય છે. જેટલા દિવસ ભારતભૂમિના વક્ષ:સ્થળ ઉપર તાજમહાલ બિરાજીત છે, તેટલા દિવસ શાહજહાન અને ન્હેની બેગમ મુમતાજમહાલનાં અખંડ પ્રેમ, એક નિષ્ઠા અને દાંપત્ય પ્રેમની ઘોર ગર્જના રોજ થતી રહેશે તાજમહાલ એ પવિત્ર પ્રેમનો મહાન્ કીર્તિસ્તંભ છે.



## ૨૯૫–૮૭. સતી ઉન્-નિસા.

આ મુસલમાન રમણીના જીવન ચરિત્રમાં દિલ્હીના બાદશાહોના અંત પુરનું એક ચિત્ર જણાઇ આવે છે. તે ઉપરાંત એ સમયની એક શિક્ષિત ઇરાની મહિલાનુ વૃત્તાંત પણ આપણે જાણી શકીએ છીએ. તે સાથે માતાના હૃદયનો સ્નેહ અને શોકનું એક અપૂર્વ દૃશ્ય પણ આપણાં ચક્ષુની સન્મુખ ખડું થાય છે.

મુસલમાનોમા ઇરાનના વતનીઓ જેવી બુદ્ધિમાન અને સુસભ્ય પ્રજા બીજી કોઇ નથી. યુરોપમા જે પ્રમાણે ફ્રેંચ લોકો શિલ્પકળા અને સભ્યતામા સર્વશ્રેષ્ઠ છે. તે પ્રમાણે એશિયા ખંડમાં ઈરાનના વતનીઓ એ બાબતમા વિશેષ નિપુણ છે ભારતવર્ષના મુસલમાન બાદશાહોના અનેક પ્રખ્યાત અને કાર્યદક્ષ મન્ત્રીઓ, સેનાપતિઓ અને સૂબાઓ ઈરાનના વતની હતા. એ અમલદારોમાં મહમ્મદ ગાઉયાન ( બ્રાહ્મણીવશના સુલતાનોનો વઝીર ), મિર જુમલા ( ઔરંગઝેબનો પ્રધાન સહાયક ), આલિમર્દાનખાં (દિલ્હીની યમુના નદીની નહેરનો ઈજીનીયર) વગેરે કેટલાકનાં નામ વિશેષ પ્રસિદ્ધ છે.

સતી ઉન્-નિસા ( અર્થાત્ કે રમણીઓમાં શ્રેષ્ઠ ) ઇરાનના માજન્દ્રાન પ્રદેશના એક સદ્‌ગૃહસ્થની કન્યા હતી, ત્હેના પિતા અને સાસરાનાં કુળ વિદ્યા અને સભ્યતાને માટે વિશેષ પ્રસિદ્ધ હતાં, ત્હેનો ભાઇ તાલબાઇઆમ એ સમયનો પ્રખ્યાત કવિ અને લેખક હતો, તથા બાદશાહ જહાંગીરની રાજ્યસભામાં ત્હેને 'કવિરાજ'ની ઉપાધિ મળી હતી. એ ઇરાની કુટુંબના ઘણા પુરૂષો ભારતમાં આવીને નોકરી કરતા હતા, અને કેટલાક ઇરાનમાંજ રહેતા. સતી ઉન્-નિસા પણ એ પ્રમાણે ભારત વર્ષમાં આવી હતી, યુવાવસ્થામાંજ તે વિધવા થઇ હતી, વિધવા થયા પછી બાદશાહ શાહજહાંની માનીતી બેગમ મુમતાજ મહાલના મહેલમાં તે ઘરધંધાનાં સાધારણ કામ કરવા રહી હતી, પણ પોતાની કાર્યદક્ષતા, બોલવાની છટા, તથા ચિકિત્સા વિદ્યા અને સદાચરણને પ્રતાપે ઘણી જલદીથી બીજી બધી દાસીઓનો હક ડુબાવીને ઘણે ઉંચે દરજ્જે ચ્હડી ગઈ હતી. થોડાજ સમયમાં ત્હેણે બેગમ મુમતાજમહાલની મુખ્ય સલાહકાર તરીકેનું પદ મેળવ્યું હતું. બેગમનો ત્હેના ઉપર એટલો બધો વિશ્વાસ બેશી ગયો હતો, કે ત્હેણે પોતાના નામની મ્હોર ત્હેનેજ સોંપી રાખી હતી.

સતી ઉન્-નિસાનું ઉચ્ચારણ શુદ્ધ હતું, એ આરબી કોરાનશરીફ અને ફારસી કવિતાઓ તથા ગદ્યના સારાં પુસ્તકો સ્પષ્ટ રીતે વાંચી શકતી, ત્હેની આ વિદ્યાભિરૂચિને લીધે તે બાદશાહની મોટી શાહજાદી જહાનારાની શિક્ષક નિમાઇ હતી અને થોડા દિવસોમાં ત્હેણે શાહજાદીને કોરાન વાચતા તથા ફારસી લખતાં શિખવ્યું હતું, જે સદ્‌ગુણી સ્ત્રીઓને ભરણપોષણના

સાંસા પડતા, તથા જે કુમારિકાઓ પૈસાની તંગીને લીધે લગ્ન કરી શકતી નહીં ત્હેમની મદદને સારૂ સતી ઉન્‌-નિસા દરરોજ બેગમ સાહેબને વિનંતિ કરતી. સાંજે બાદશાહ જ્યારે અંતઃપુરમાં પધારતા ત્યારે એ બાદશાહને કાને બધી વાત નાંખતી અને બાદશાહ શાહજહાં એ ગરીબ નિરાશ્રિતોને મદદ કરવાનો હુકમ આપતો. આ પ્રમાણે દરરોજ કેટલાએ રૂપિયાનું દાન થતું. કોઇને જાગીર અપાતી, કોઇને રોજની વૃત્તિ બાંધી આપવામાં આવતી, અને કોઇને એક સામટી મ્હોટી રકમ આપવામાં આવતી કુમારિકાઓના લગ્નનું બધું ખર્ચ અપાતું તથા ત્હેમને અલંકારોની બક્ષિસ મળતી, આ પ્રમાણે સતી ઉન્‌-નિસાની સૂચનાથી, બેગમ મુમતાજમહાલને હાથે કેટલાએ ગરીબોનું દારિદ્રય જતું રહેતું.

બેગમ મુમતાજમહાલનું મૃત્યુ થયા પછી ત્હેનું શબ આગ્રાના જગપ્રસિદ્ધ તાજમહાલમાં લઇ જવામાં આવ્યું તે વખતે સતી ઉન્‌-નિસા શબની સાથે સાથે ગઇ હતી. બાદશાહ શાહજહાં ઘણો પ્રેમાળ પતિ હતો. દિલ્હીના સામ્રાજ્યનો અધિપતિ હોવા છતાં, તથા મુસલમાન ધર્મમાં ઘણી બેગમો કરવાનો રિવાજ હોવા છતાં પણ ત્હેણે મુમતાજમહાલના મૃત્યુ પછી ફરીથી લગ્ન કર્યું નહીં. પત્નીના મૃત્યુ પછી ૩૫ વર્ષ સુધી બાદશાહ જીવતો રહ્યો પણ એ લાંબો સમય એણે રાતદિવસ પ્રેયસીનું સ્મરણ કરવામાંજ ગાળ્યો. ત્હેના હૃદયમાંથી મુમતાજ-મહાલની સ્મૃતિ કદી ઝાંખી પડી નહીં, એ અરસામાં ત્હેના ઘરસંસારનો બધો કારભાર શાહજાદી જહાનઆરા ઉપર આવી પડ્યો હતો. રાજકુટુંબમાં વિવાહ વગેરે શુભ પ્રસંગોએ બધી

વ્યવસ્થા એનેજ કરવી પડતી, રાજવંશી તથા આગેવાન સરદારોની સ્ત્રીઓને નિમંત્રણ કરીને જમાડવા કરવા તથા બીજો શિષ્ટાચાર સાચવવો એ બધું કામ ત્હેને માથે આવી પડ્યું હતું જહાનઆરા હજુ કોમળ વયની હતી, ત્હેનાં બધાં જવાબદારીનાં કામોમાં ત્હેની શિક્ષક સતી ઉન્–નિસાજ ત્હેને સલાહ તથ મદદ આપતી રાજકુમારીની મુખ્ય સલાહકાર એજ હતી અને રાજકુમારીની મહોર પણ એનીજ પાસે રહેતી. પરિણામમાં એ આધેડ વયની દાસી રાજકુટુંબના બાળકોની માતારૂપ થઇ પડી.

રાજકુમારોના વિવાહ પ્રસંગે સતી ઉન્નિસા બધી દાસીઓની ઉપરી તરીકે કામ કરતી, વરપક્ષ તરફની બક્ષિસો વગેરે રાજમહેલમાંથી લઇ જઇને કન્યાપક્ષને પહોંચાડવાની ફરજ ત્હેના ઉપરજ આવી પડતી, આના બદલામા એને કિંમતી બક્ષિસો પણ મળતી. બેગમ મુમતાજમહાલે પોતાની જીંદગીમા છોકરાંઓના લગ્ન પ્રસંગને માટે મહામૂલ્યવાન અલંકારો તથા વસ્ત્રાભૂષણો તૈયાર કરાવીને સંગ્રહી રાખ્યા હતાં, ત્યાર પછી જહાનઆરાએ પણ અનેક અલંકારો નવા ઘડાવ્યા હતા. એમાંથીજ વરકન્યાના પોશાક રાજપરિવાર તથા અમીર ઉમરાવને બક્ષિસ વગેરે વ્હેંચવામાં આવતું.

શાહજહાંના મ્હોટા દીકરા દારા શિકોહના લગ્ન પ્રસગે સોળ લાખ રૂપિયાની 'વસ્તુઓ વ્હેંચવામાં આવી હતી. સાત લાખ મણિ મુક્તા, એક લાખ નગદ રૂપિયા, "ચાર લાખ ચાંદી સોનાના અલંકાર તથા બાકીના ચાર લાખ હાથી ઘોડા પોશાક વગેરે કિંમતી શિરપાવમાં ખર્ચ થયા હતા. જહાન-આરાના હુકમથી સતી ઉન્નિસાએ એ બધી સામગ્રી આથાના

કિલ્લામાંના વિશાળ ચોગાનમાં ગોઠવી હતી. રાત્રે ચારે તરફ રોશની કરવામાં આવતી. એ પ્રકાશમાં જાણે કોઈ કિંમતી વસ્તુનું પ્રદર્શન ભરાયું હોય એવો ભાસ થતો. પ્રજાજનોને વિવાહની એ બધી સામગ્રી જોઇ જવાની પરવાનગી હતી. ખુદ બાદશાહ સલામત પણ એ સંગ્રહ જોવા પધાર્યા હતા. એજ પ્રમાણે શાહજહાંના બીજા પુત્ર સૂજાના વિવાહ પ્રસંગે દસ લાખ રૂપિઆની વસ્તુઓ વ્હેંચવામાં આવી હતી. એ બધા પ્રસંગોમાં સતી ઉન્નિસાની કાર્ય કુશળતા, પ્રબંધ કરવાની શક્તિ તથા કળાનૈપુણ્યનો સારો પરિચય મળી આવ્યો. તેની મહેનત અને બુદ્ધિને લીધેજ બાદશાહને ત્યાં એ બધા પ્રસંગો ધામધુમથી પસાર થયા.

સતી ઉન્નિસા કેવળ શાહજાદીની સલાહકારજ નહોતી. બાદશાહના અંતઃપુરની સંભાળ રાખવાનું તથા બાદશાહના આહાર સમયે ભોજન પીરસવાનું અથવા પાસે ઉભી રહીને પીરસાવવાનું કામ પણ ત્હેને માથે હતું. એ ઉપરથી વાંચક બ્હેનોને જણાઇ આવશે કે એ સન્નારી ઉપર હિંદુસ્તાનના બાદશાહને કેટલો બધો વિશ્વાસ હતો.

સતી ઉન્-નિસાને કાંઈ સંતાન નહોતું, એટલા સારૂ એણે પોતાના સ્વર્ગસ્થ ભાઇની બે કન્યાઓને દત્તક લીધી હતી. એ વિધવાના હૃદયનો બધો સ્નેહ એ બે બાલિકાઓ ઉપર હતો. તેમાંએ ન્હાની છોકરી તો તેના ગળાનો હાર હતી. ઇરાનથી હકીમ જિયાઉદ્દીન નામના પોતાના દિયરના એક પુત્રને હિંદુસ્તાન બોલાવીને તેની સાથે એ કન્યાનું લગ્ન કર્યું હતું; અને બાદશાહને વિનંતિ કરીને તેને મોગલ દરબારમાં એક સારી નોકરી અપાવીને

ઘર જમાઈ કરી લીધો હતો; ઈ. સ. ૧૬૪૭ ની ૧૩ મી જાનેવારીએ ત્હેના આટલા બધા પ્રેમનુ પાત્ર એ તન્યા સુવાવડના રોગમા મરણ પામી. આ વખતે, ત્હેના શોકનો પાર રહ્યો નહીં ઘણી જ્ઞાની, અને વિદુષી હોવા છતા પણ આ પ્રસંગે સતી ઉન્‌નિસાનું ધૈર્ય રહ્યું નહીં, અગિયાર દિવસ સુધી એ પોતાના ઘરમા ગાંડા જેવી થઇને શોકગ્રસ્ત પડી રહી.

શાહજહા ઘણોજ દયાળુ બાદશાહ હતો. સ્ત્રી પુત્ર, નોકર ચાકર બધાના ઉપર ત્હેનો પ્રેમ બેહદ હતો. બાર દિવસ પછી ત્હેણે સતી ઉન્‌નિસાને પોતાના મહેલમા બોલાવી મગાવી કન્યા જહાનઆરાને સાથે લઈને પોતે ત્હેની પથારી આગળ ગયો, અને એ દુખી સ્ત્રીને બે જણાએ ઘણોએ દિલાસો આપીને રાત દિવસ મહેલમાજ રહેવાનો આગ્રહ કર્યો

બીજે દિવસે બાદશાહ શિકાર રમવા ગયો ત્યારે સતી–ઉન્‌–નિસા કોઇ કાર્ય પ્રસગે પોતાને ઘેર ગઈ સ્હાજે વાળુ કરીને, બે વખત નમાઝ પઢીને એ કોરાન શરીફ વાચવા મડી, રાતના આઠ વાગ્યે એકાએક તે કહેવા લાગી "મ્હારો દમ ઘુંટાય છે—" ત્હેની તબિયત એકદમ બગડતીજ ગઇ ત્હેના સગા મસિ ઉજ્જમાન નામના એક ઇરાની હકીમને તાબડતોબ બોલાવવામા આવ્યો. એ ઘરમા પેઠો એટલે સતી ઉન્‌નિસા ત્હેને સલામ કરીને, એકદમ બેહોશ થઈ ગઇ હકીમે તપાસ્યું તો એ વખતે નાડી ચાલી રહી હતી, થોડીવાર પછી મૂર્છા વળી અને ભાન આવ્યું ત્યારે દવા આપવામા આવી પાછી નાડી નરમ પડી અને અંતનો સમય નજદીક આવ્યો છે એમ બધાની ખાત્રી થઇ થોડા સમયમાજ ત્હેનું મૃત્યુ થયુ. પોતાની

લાડકી પુત્રીના મૃત્યુ પછી એક પખવાડિયાની અંદરજ સ્નેહમયી માતા પણ સ્વર્ગમા સિધાવી.

બીજે દિવસે ત્હેના મૃત્યુના સમાચાર બાદશાહને પહો ચાડવામા આવ્યા. ત્હેણે પોતાના એક મ્હોટા અમલદારને હુકમ આપ્યો કે 'ઘણા સન્માન પૂર્વક સતી ઉન્નિસાના શબને દફનાવવું;' ત્હેના અંતિમ સસ્કારને માટે રાજના ખજાનામાંથી દસ હજાર રૂપિયા આપવામાં આવ્યા. એક વર્ષ પછી ત્હેની લાશને લાહોરથી આગ્રા લાવવામા આવી અને સુપ્રસિદ્ધ તાજમહેલની બહારના આંગણામા પશ્ચિમ દિશામા ત્હેની ઘોર ખોદવામાં આવી. ત્રીસ હજાર રૂપિયા ખર્ચીને બાદશાહે ત્હેના ઉપર સમાધિ બંધાવી. એ આજ સુધી મૌજૂદ છે.

આ પ્રમાણે સ્વામીભક્ત, પ્રમાણિક દાસી સતી ઉન્-નિસાના શબને પણ પોતાની શેઠાણીના શબની પાસે સ્થાન મળ્યું.

સેવકને માટે, સાસારિક દષ્ટિએ આથી વધારે માન શું મળી શકે ?*

## ૨૯૮—૮૮. ગુલશન.

આ શાહજહા બાદશાહના સમયની એક સ્ત્રીકવિ હતી તે દિલ્હીમા રહેતી હતી, ત્હેણે પોતાની કવિતાનો એક દિવાન પોતાને હાથે લખીને તૈયાર કર્યો હતો. તે દિવાન અલ્હાબાદ નિવાસી સૈયદ ગુલામખાની પાસે મૌજુદ હતો પણ ૧૮૫૭ ના બળવામાં ખોવાઈ ગયો.

* પ્રસિદ્ધ બગાળી લેખક પ્રોફેસર યદુનાથસરકારના બગાળી લેખને આધારે આ ચરિત્ર લખાયુ છે

## રત્ન—૮૯. ઐઝાઝુન્નિસા.

એ મોગલવંશના સુપ્રસિદ્ધ બાદશાહ શાહજહાંની બેગમ હતી. હેને અકબરાબાદી પણ કહેતા. એ ઘણી ઈશ્વરભક્ત અને ધર્મપરાયણ હતી. હેણે દિલ્હી શહેરમાં એક ઘણી મ્હોટી મસજીદ બંધાવી હતી. એ મસજીદ આજ પણ ફૈઝબઝારમાં દીઠામાં આવે છે. એના નામ ઉપરથી એનું નામ અકબરાબાદી મસજીદ પડયું છે. એ મસજીદને ઐઝાઝુન્નિસાએ દોઢલાખ રૂપિયા ખરચીને હિજરી સન ૧૦૬૦ ના રમઝાન મહિનામાં બંધાવી હતી, એ મકાન બંધાઈને તૈયાર થતાં બે વર્ષનો સમય લાગ્યો હતો. એ મસજીદનું ખર્ચ નીભાવવા માટે હેણે એ મસજીદની સાથે સારી વાર્ષિક આવકવાળી જાગીર દાનમાં આપી હતી; અને એ જાગીરની આવકમાંથી એ મસજીદની અને હમામખાનાની મરામત કરવાની તથા વિદ્વાનો અને વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિ આપવાની સૂચના કરી ગઈ હતી.

## રત્ન—૯૦. જહાનઆરા.

આ રમણી દિલ્હીના પ્રસિદ્ધ મોગલ બાદશાહ શાહજહાંની કન્યા હતી. જે મઝારીના સ્મરણમાં દુનિયાના સાત મહા આશ્ચર્યોમાંનું એક આશ્ચર્ય તાજમહાલનું ભવ્ય મકાન બાંધવામાં આવ્યું છે. તે સન્નારી–મુમતાજમહાલના ગર્ભમાં હેનો જન્મ થયો હતો. મુમતાજમહાલ શાહજહાંની પ્રિયતમ પત્ની હોવાથી

જહાનઆરા ઉપર પણ શાહજહાનો અત્યંત પ્રેમ હતો. એ ઘણીજ વિદુષી, સદ્ગુણી અને સ્વરૂપવતી હતી. પિતા તરફથી ત્હેને હાથખર્ચ માટે ૬૦ લાખ રૂપિયા સાલના મળતા હતા. એ એવી ખર્ચાળ હતી કે એટલી મ્હોટી આવકનો ઘણોખરો ભાગ લોકોને ઇનામ અને બક્ષિસો આપવામાં ખર્ચ કરી નાખતી. એ પોતે વિદ્વાન્ હોવાથી વિદ્વાનોની ઘણી કદર કરતી હતી. એક દિવસ શેખ મહમદઅલી (માહિર) અકબરાબાદીએ ત્હેની પ્રશંસા એક ફારસી કવિતા રચીને સંભળાવી. ત્હેના બદલામાં ત્હેણે ત્હેને ૫૦૦ રૂપિયા આપ્યા હતા, એજ પ્રમાણે મીરઆ અહસન બેગમશહદીએ 'બાગેહયાત'ની પ્રશંસામાં એક 'મસનવી' લખીને ત્હેને અર્પણ કરી હતી તે વખતે જહાનઆરાએ એમાંના એક પદ ઉપર ખુશ થઈ જઇને ૫૦૦ રૂપિયા બક્ષિસ આપ્યા હતા. એક વખતે જહાનઆરા બેગમ પુષ્પવાટિકામાં બુરખો નાખીને ફરી રહી હતી; એ વખતે એક જુવાન કવિએ કટાક્ષરૂપે ફારસીમાં સુદર કવિતા સંભળાવી. ત્હેના અવિનય માટે તો એ ગુસ્સે થઈ પણ ત્હેની કવિતા ઉપર ખુશ થઇને પાંચ હજાર રૂપિયા બક્ષિસ આપ્યા. બાદશાહ શાહજહાનો ત્હેના ઉપર અત્યંત વિશ્વાસ હતો રાજ્ય પ્રબંધની બારીક વાતોમાં પણ એ ત્હેની સલાહ પૂછતો. જહાનઆરા બેગમ જ્યાં સુધી ભોજન તપાસી ન લે ત્યા સુધી બાદશાહ ભોજન કરતો નહોતો. શાહજહા બાદશાહના બધા સતોનોમા પિતૃભક્ત કેવળ જહાનઆરાજ હતી. શાહજહાનો પુત્ર ઔરગજેબ પિતાનો પ્રગટ રીતે શત્રુ બન્યો હતો. ત્હેણે પિતાની વિરૂદ્ધ બંડ મચાવ્યું હતું. એ વખતે ત્હેની બીજી બ્હેન રોશનઆરા પણ ઔરંગજેબની

મદદે હતી. આ આપત્તિને સમયે જહાનઆરા પિતાની પાસેજ રહી હતી અને એને ઘણી મદદ આપી હતી. રાજ્યપ્રપંચમા એ ઘણી કુશળ હતી. ઔરંગઝેબને પકડવા માટે હેણે એવી સરસ યુક્તિ રચી હતી કે બીજો કોઈ કાચોપોચો હોત તો અવશ્ય ફસાઈ જાત. હેણે બાદશાહના નામથી ઔરંગઝેબને મહેલમાં આવવાનું આમંત્રણ મોકલ્યું. પોતાના મહેલમાં હેણે ઘણી બળવાન અને સશસ્ત્ર દાસીઓને સંતાડી રાખી હતી એ દાસીઓને હેણે આજ્ઞા આપી હતી કે જે સમયે ઔરંગઝેબ મહેલમાં આવે તે સમયે હેને કેદ પકડી લેવો. એ દાસીઓ એવી તો જબરદસ્ત હતી કે હેમના હાથમાં સપડાયા પછી ગમે તેવા પહેલવાનને પણ છુટવું અઘરૂં હતું. દુર્ભાગ્યે હેની આ યુક્તિ પાર ઉતરી નહીં. હેની પિતૃદ્રોહી બ્હેન રોશનઆરાએ સઘળી બાતમી ઔરંગઝેબને આપી દઇને હેને ચેતાવી દીધો

રોશનઆરાની સલાહથી ઔરંગઝેબે વૃદ્ધ પિતાને પદભ્રષ્ટ કરીને આગ્રાના મહેલમાં કેદ રાખ્યો. એવા સંકટના સમયે પણ આ પિતૃવત્સલ કન્યા જહાનઆરા પોતાની રાજીખુશીથી કારાગૃહમાં ગઈ, અને ઘણાજ સ્નેહપૂર્વક છેલ્લી ઘડી સુધી હેમની સેવા શુશ્રૂષા કરતી રહી.

જહાનઆરા ઘણીજ શરમાળ અને મર્યાદાવાળી સ્ત્રી હતી શાહજહાં જે સમયે દક્ષિણમા હતો, તે વખતે એક દિવસ જહાનઆરાના કપડામાં આગ લાગી, શરમની મારી હેણે કોઇને બૂમ પાડી નહીં, રખે હેનો સ્વર સાંભળીને કોઇ પુરૂષ મદદે આવી પ્હોંચે અને હેને નગ્નાવસ્થામાં જોઈ જાય એ બ્હીકે હેણે ચું કે ચાં કર્યું નહીં. હેના શરીર ઉપર ફોલ્લા ઉઠી આવ્યા.

શાહજહાં બાદશાહને એ વાતની ખબર પડી એટલે એણે તરતજ સુરત શહેરમાંથી પ્રખ્યાત અંગ્રેજ ડાકટર ગેબ્રિયલ બાઉટન Gabriel Boughton ને બોલાવી મંગાવ્યો. ત્હેની દવા અને માવજતથી જહાનઆરાને આરામ થઈ ગયો. પરન્તુ ત્હેના દેહનું અપૂર્વ સૌંદર્ય એ દિવસથી ઘણું ઓછું થઇ ગયું. એ ડાકટર ઉપર બાદશાહ ઘણો પ્રસન્ન થયો અને માગ્યું ઇનામ આપવાની ઈચ્છા દર્શાવી. ડાકટર બાઉટન સ્વાર્થપરાયણ પુરૂષ નહોતો. એ ખરેખરો સ્વદેશભક્ત હતો. એણે એવું ઈનામ માગ્યું કે જેને પરિણામે તેના સ્વદેશ બંધુઓનો આ મહાન્ સામ્રાજ્યમાં મજબૂત પગપેસારો થયો. ત્હેણે શાહજહાં બાદશાહ પાસે માગી લીધુ કે ત્હમારા રાજ્યમાં અગ્રેજ વેપારીઓને વગર સંકોચે વેપાર કરવાની પરવાનગી આપવી જોઇએ. ઉદાર ચરિત બાદશાહે તેની એ પ્રાર્થના માન્ય રાખી.

જહાનઆરા બેગમ ઘણી પુણ્યાત્મા હતી. આગ્રાના કિલ્લાના દરવાજા આગળ જહાનઆરાએ એક મ્હોટી મસજીદ બંધાવી હતી. એ મસજીદ ઈ. સ. ૧૬૪૩ માં બંધાવા માંડી હતી અને ઇ. સ. ૧૬૪૮ માં સમાપ્ત થઈ હતી. ત્હેની બાંધણીમાં પાંચ લાખ રૂપિયા ખર્ચ થયું હતું. એ મસજીદ કિલ્લાની ઘણી પાસે હોવાથી સરકારે ૧૮૫૭ ના બળવા પછી ત્હેને રાજ્યદ્વારી કારણોસર બંધ કરી હતી. પણ બીજે વર્ષે સર જૉન લૉરેન્સની ન્યાયપરાયણ અને નિષ્પક્ષપાત સરકારે ત્હેનો દરવાજો સદાને માટે ઉઘાડો મુકયો હતો. હવે પ્રવાસીઓ ત્હેને નિરંકુશ રીતે જોઇ શકે છે. દિલ્હીમાં એક પ્રસિદ્ધ બાગ ત્હેણે બંધાવ્યો છે. જહાનઆરા આખી જીંદગી સુધી કુંવારીજ રહી હતી.

હિજરીસન ૧૦૯૨ ને ઈ. સ. ૧૬૮૨ માં જહાનઆરા બેગમની જીવન યાત્રા સમાપ્ત થઇ, અને ત્હેની અન્તિમ ઇચ્છા મૂજબ નિઝામઉદ્દિન ઓલિયાની દરગાહમાં ત્હેને દફનાવવામાં આવી. આજ પણ ત્હેની કબર દિલ્હી શહેરમાં જોવામાં આવે છે. “જહાનઆરાની કબર ઘણી સાદી છે. ત્હેની ઇચ્છાનુસાર એક આરસનો પત્થર અખંડ કોતરી કાઢીને ત્હેની કબર ઉપર મૂકેલો છે, અને ઉઘાડા ભાગ ઉપર ઘાસ ઉગેલું છે. ત્હેની કબર ઉપર લખેલું છે કે ‘ઈ. સ. ૧૬૮૨ નાશવંત ફકીર જહાનઆરા બેગમ, શાહજહાનની પુત્રી અને ચીસ્ત સાધુઓની શિષ્યા’ માથા તરફ ઉત્તર બાજુએ એક સુંદર પત્થર છે. ત્હેના ઉપર શાહજાદીની લખેલી એક શેર કોતરવામાં આવી છે, જે ત્હેના હૃદયની સાદાઇ અને નિરભિમાનીપણું, અને સુફીઓએ માનેલી જગત્‌ની અસારતા, દર્શાવે છે—‘લીલા ઘાસનેજ ફક્ત મ્હારી કબરને છૂપાવા દેજો. ગરીબ માણસની કબરનું ઉત્તમ ઢાંકણુ ઘાસતરણું છે.’

આ જીવન ચરિત્ર સમાપ્ત કરતાં જણાવવું જોઇએ કે દુનિયાયાના નિંદાખોર જીવો આ સન્નારીના પવિત્ર જીવનને પણ કલંક લગાડવાનું ચુક્યા નથી. પિતાની ખાતર પોતાનું જીવનસર્વસ્વ અમર્પણ કરનાર આ સાધ્વી સ્ત્રીને માથે એ દુષ્ટોએ એવો આરોપ મૂક્યો છે કે, ત્હેને પોતાના પિતા સાથે આડો વ્યવહાર હતો પણ ત્હેમનો એ આરોપ માનવા લાયક નથી. બર્નીઅર અને ટ્રેવર્નિયર નામના પ્રસિદ્ધ પ્રવાસીઓ પોતાના પ્રવાસ વર્ણનમાં એ લોકવાયકાને પુષ્ટિ આપતા નથી, ઉલટું તેઓ સ્પષ્ટ કહે છે કે એ રાજકન્યા સાધુજીવન ગાળતી હતી.



## રત્ન—૯૧. રૈશનઆરા.

એ શાહજહાં બાદશાહની સૌથી ન્હાની પુત્રી હતી, ઘણી વિદ્વાન્ ચતુર અને રાજ્યપ્રપંચમાં કુશળ હતી, ત્હેની યુક્તિ પ્રયુક્તિઓને લીધેજ આલમગીર-ઐારંગજેબને રાજ્ય મળ્યું હતું. જહાનઆરા બેગમે જે વખતે કેટલીક હથિયારબંધ સ્ત્રીઓની મારફત ઐારંગજેબને છળ કરીને પોતાના મહેલમાં બોલાવ્યો હતો તે સમયે દૂર અંદેશ રૈશનઆરા બેગમેજ ત્હેને એ કાવતરાની ખબર આપીને ચેતાવ્યો હતો. રૈશનઆરા બેગમ ઘણી સારી લેખક હતી. ત્હેનો બનાવેલો એક બાગ આજ દિન સુધી રૈશનઆરા બાગના નામથી દિલ્હીમાં મોજુદ છે.

## રત્ન—૯૨. નાદરા બેગમ.

શાહજહાં બાદશાહના પુત્ર દારા શિકોહની પ્રિયતમ સહધર્મિણી, તથા જહાંગીર બાદશાહના પુત્ર શાહજાદા પરવેઝની પુત્રી હતી, હિજરી ૧૦૪૩ માં ત્હેનું લગ્ન દારા શિકોહ સાથે થયું હતું. ત્હેના ગર્ભથી બે પુત્ર જન્મ્યા હતા. સિપેહર શિકોહ અને સુલેમાન શિકોહ, અલ્હાબાદની પાસે બેગમ સરાય નામનું ગામ ત્હેણે વસાવ્યું હતું. ઐારંગજેબે દારાશિકોહને કેદ કર્યો હતો ત્યારે આ પતિપરાયણ રમણી ત્હેની સાથેજ હતી. ત્હેના સહવાસ અને પ્રેમમય શુશ્રૂષાને લીધે દારાને

કેદખાનાનું દુઃખ બિલકુલ જણાતું નહોતું. ૧૦૬૬ હિજરીમાં એ મરણ પામી. એવી પત્નીનો વિયોગ દારા પણ ઝાઝો વખત સહન કરી શકયો નહીં. ત્હેણે પણ થોડા વખતમાં એજ માર્ગ લીધો.



# ૨૯-૯૩. ઝેબુન્નિસા બેગમ.

મોગલવંશની સ્ત્રીઓ કેવી સુશિક્ષિત અને વિદ્યારસિક હતી ત્હેનો કાંઇક ભાસ આગળનાં કેટલાંક ચરિત્રોથી વાચક બ્હેનોને થઇ ચુકયો હશે. હવે હમે મોગલવંશના આભૂષણરૂપ, પોતાની સુમધુર કવિતાથી ઇતિહાસમાં ચિરસ્મરણીય કીર્તિ મૂકી જનાર, રમણી રત્ન ઝેબુન્નિસાનો થોડો ઘણો પરિચય કરાવીશું. આ રાજકન્યા હિંદુસ્તાનના બાદશાહ ઔરંગજેબ-આલમગીરની સૌથી મ્હોટી પુત્રી હતી. ત્હેનો જન્મ દિલરસ બાનૂ બેગમના ગર્ભમાં ઇ. સ. ૧૬૩૯ હિજરી સન ૧૦૪૮ મા થયો હતો જ્યારે તે દશ દિવસની થઇ ત્યારે ત્હેના દાદાએ ત્હેનું નામ કરણ કર્યું, અર્થાત્ કેદી શાહજહાં બાદશાહેજ ત્હેનું નામ ઝેબુન્નિસા પાડયું

મૈયાબાઈ નામની એક સ્ત્રી ઝેબુન્નિસાને ધવડાવવાને માટે નીમવામાં આવી હતી. એ આયા ઘણી બુદ્ધિશાળી સ્ત્રી હતી. ઝેબુન્નિસાના ચારિત્ર્ય ઉપર ત્હેની ઘણી અસર થઇ હતી ત્હેના ગુણોને યાદ કરીને બાદશાહજાદી ઝેબુન્નિસા મ્હોટી થયા પછી પણ મૈયાબાઇનું ઘણું માન રાખતી ઝેબુન્નિસાએ શૈશવાવસ્થામાંથી નીકળીને બાલ્યાવસ્થામાં પગ મુકયો એટલે ઔરંગજેબે ત્હેની કેળવણીને માટે મરિયમ

નામની એક 'હાફીઝા' અને પરમ વિદ્વાન્ સ્ત્રીની નિમણુક કરી. મુસલમાનોમાં જે પુરૂષને કુરાનેશરીફ કંઠાગ્ર હોય ત્હેને 'હાફીઝ' અને જે સ્ત્રીને આખું કુરાન મ્હોંએ હોય તેને 'હાફીઝા' કહે છે. ઝેબુન્નિસા વારંવાર મરિયમને કુરાને શરીફનો પાઠ કરતાં સાંભળતી. ત્હેની સ્મરણ શક્તિ ઘણી તીવ્ર હોવાથી ઘણા થોડા સમયમાં આખું કુરાન ત્હેને કંઠાગ્ર થઈ ગયું હતું. બાલિકા ઝેબુન્નિસા સુમધુર સ્વરથી કુરાનની પવિત્ર આયતોનો પાઠ કરતી ત્યારે તે સાંભળીને લોકો મુગ્ધ થઇ જતા હતા. ત્યારપછી ઔરંગઝેબે ત્હેનું સામાન્ય શિક્ષણ શરૂ કર્યું. થોડાંકજ વર્ષોમાં તેણે ફારસી અને અરબી ભાષાઓમાં તથા તે ભાષાઓના સાહિત્યમાં સારી યોગ્યતા પ્રાપ્ત કરી લીધી. સુંદર મોતીના દાણા જેવા અક્ષર લખવાનો અભ્યાસ તેણે એવો કર્યો હતો કે તેનું લખાણ જોઈને મ્હોટા મ્હોટા લહીઆઓ પણ છક થઇ જતા.

ઝેબુન્નિસાને બાલ્યકાળથીજ કવિતાનો શોખ હતો. તે પોતાનો સમય ઘણું ખરૂં સાહિત્યચર્ચા અને પ્રાકૃતિક સૌન્દર્ય નિહાળવામાંજ ગાળતી હતી. સંસારની ગડમથલ ઉપર ત્હેને મૂળથીજ અરૂચિ હતી. એ કારણને લીધે ત્હેણે લગ્નના બંધનમાં પડવું યોગ્ય નહોતું વિચાર્યું. મોગલવંશની અનેક શાહજાદીઓની પેઠે એ પણ આખી જીંદગી સુધી કુમારિકાજ રહી હતી. ઔરંગઝેબ ત્હેને ખર્ચ સારૂ વરસે દહાડે ચાર લાખ રૂપિયા આપતો હતો એ રૂપિયામાંથી તે મ્હોટા મ્હોટા વિદ્વાનો અને કવિઓને મદદ કરતી. ત્હેણે એક ઘણો મ્હોટો મહેલ બંધાવ્યો હતો. એ મહેલમાં સારા સારા કવિઓ, પંડિતો અને લેખકોની ઠઠ જામેલી રહેતી હતી.

ઝેબુન્નિસાના ઉત્તેજનથી એ લોકો અનેક વિષયોના ગ્રન્થો રચવામાં, સુંદર કવિતાઓ લખવામાં, અન્ય ભાષાઓના અમૂલ્ય ગ્રન્થોના અનુવાદ કરવામાં, તથા હસ્તલિખિત જુના ગ્રન્થોની નકલો કરવામાં રાતદિવસ કામે લાગેલા રહેતા હતા. ઝેબુન્નિસાની તરફથી ત્હેમને બધાને પગાર મળતો હતો. એજ મહેલમાં ત્હેણે એક પુસ્તકાલય પણ સ્થાપન કર્યું હતું. ત્હેના અમલદારો સારાં પુસ્તકોની શોધમાં બારે મહિના દેશવિદેશમાં ફર્યા કરતા હતા. જ્યાં કંઈ કોઇ ઉપયોગી પુસ્તક મળી આવતું કે તરતજ એ ખરીદી લઇને અથવા ખરીદી ન શકાય તો ત્હેની નકલ કરીને પુસ્તકાલયમાં મોકલાવી દેતા હતા. આ પ્રકારે આ પુસ્તકાલયમાં સઘળા વિષયોનાં હજારો અદ્વિતીય, અપૂર્વ અને અલભ્ય પુસ્તકો એકઠાં થવા પામ્યાં હતાં. એ વખતમાં કાશ્મીરમાં ઘણા સારા પુસ્તકોનો સંગ્રહ હતો. તેથી ઝેબુન્નિસાએ કેટલાક સારા લેખકોને ખાસ ખર્ચ કરીને કાશ્મીર મોકલ્યા હતા અને ત્હેમને આજ્ઞા આપી હતી કે સારા ગ્રન્થો ગમે તેટલું ખર્ચ કરીને પણ સંપાદન કરવા. એ કામનો વહીવટ મુલ્લા મહમ્મદ શફી નામના એક વિદ્વાનના હાથમાં હતો. ઝેબુન્નિસાએ રચાવેલા અને અનુવાદ કરાવેલા ગ્રન્થોમાંથી એકાદ સિવાય કોઇ ગ્રન્થનો પત્તો હાલ લાગતો નથી. ઇમામ રાઝી નામના એક વિદ્વાને અરબી ભાષામાં કુરાનનું ભાષ્ય લખ્યું છે. ત્હેનું નામ 'તફસિર કબીર' છે આ અમૂલ્ય પુસ્તકનું ફારસી ભાષાન્તર ઝેબુન્નિસાની આજ્ઞાથી મુલ્લા શફીઉદ્દીન અર્જબેગી નામના એક વિદ્વાને કર્યું હતું. ઝેબુન્નિસાના નામ ઉપરથી એ પુસ્તકનું નામ 'ઝેબુત્તફાસીર' રાખવામાં આવ્યું છે. ઝેબુન્નિસાની સાથે સંબંધ ધરાવતું આ એકજ પુસ્તક હાલ મળી આવે છે.

ઝેબુન્નિસાને બાગબગીચાનો પણ ઘણો શોખ હતો. સુંદર સોહામણી વાટિકામાં ફરવું ત્હેને ઘણું પ્રિય હતું. એ શોખને પૂરો પાડવા સારૂ ત્હેણે એક ઘણો વિશાળ બગીચો બનાવ્યો હતો, અને ત્હેનો પ્રબન્ધ પોતાની ધાવ મૈયાબાઇને સોંપ્યો હતો, બાગ બની ગયા પછી એક દિવસ ઝેબુન્નિસા ત્હેને જોવા ગઈ. રસ્તામાં ત્હેણે લોકોને મ્હોંએ સાંભળ્યું કે રાજકુમારી મૈયાબાઇનો બાગ જોવા જાય છે. આથી ત્હેના મનમાં અનેક વિચાર ઉત્પન્ન થયા. આખરે ત્હેણે નિશ્ચય કર્યો કે એ બગીચાના દ્વાર આગળ જે કોઈ પહેલું મળશે ત્હેનેજ એ બાગ આપી દઇશ. ભાગ્યવશ મૈયાબાઇજ બાગના ઝાંપા આગળ ઉભી હતી. ત્હેને દેખતાં વારજ રાજકુમારીએ એ સુંદર બાગ ત્હેને સમર્પણ કરી દીધો અને પોતે બાગની સહેલ કર્યા વગરજ ઘેર પાછી ચાલી ગઇ.

આ બાગનાં ખંડેર લાહોરમાં અનારકલ્લીની દક્ષિણ દિશા તરફ આજ દિન સુધી મૌજુદ છે. હવે લોકો એને 'બુર્જીવાલા બાગ' કહે છે. ત્હેના પૂર્વ તરફના દરવાજા ઉપર આગળ જણાવેલી ઘટના સંબંધી કેટલોક વૃત્તાંત ફારસી કવિતામાં લખેલો હજી સુધી દીઠામાં આવે છે. આ સિવાય બીજા પણ અનેક બાગ ત્હેણે બનાવ્યા હતા.

ઔરંગઝેબ પોતાની વડી દીકરી ઝેબુન્નિસાને ઘણું ચાહતો અને રાજકાજમાં પણ કદી કદી ત્હેની સલાહ લેતો હતો. પણ એક બનાવ એવો બન્યો કે જેથી પિતાનું મન પુત્રી ઉપરથી ઉઠી ગયું. ઈ. સ. ૧૬૮૦ માં ઔરંગઝેબના પુત્ર અકબરે પોતાના પિતાની સ્હામે બંડ ઉઠાવ્યું. પિતા કરતાં પુત્ર પાસે વધારે સૈન્ય હતું. શાહજાદા અકબરની ચ્હડાઇથી બધા ગભરાઇ

ગયા, પણ ઔરંગઝેબ પણ કાંઇ કાચોપોચો નહોતો. એણે એવી યુક્તિ કરી કે શાહજાદાને ન્હાસી જવું પડ્યું. જે લોકોએ અકબરને મદદ આપી હતી તે સઘળાને સજા કરવામાં આવી. તપાસ કરતાં માલૂમ પડ્યું કે શાહજાદી ઝેબુન્નિસાની પણ મદદ અકબરને થોડી ઘણી હતી. ઔરંગઝેબ ઘણા કઠોર સ્વભાવનો મનુષ્ય હતો; ત્હેણે ઝેબુન્નિસાનું ચાર લાખ રૂપિયાનું વાર્ષિક પેન્શન બંધ કર્યું તથા તેની ગીલકત પણ જપ્ત કરી લીધી. એટલુંજ નહીં પણ તેને સલીમગઢના કિલ્લામા કેદ કરવામા આવી. કેટલાક દિવસ પછી પિતાનો ક્રોધ શાન્ત થયો ત્યારે ત્હેનો અપરાધ માફ કરવામાં આવ્યો, માલમિલકત પાછી સોંપવામાં આવી અને વાર્ષિક પેનશન પણ પાછું શરૂ કરવામા આવ્યું. ત્યારપછી ઝેબુન્નિસાનું બાકીનું જીવન કાવ્ય રચવામાં અને સાહિત્યની ચર્ચા કરવામાં વીત્યું.

ઝેબુન્નિસા જન્મથીજ કવિ હતી, બાલ્યાવસ્થામાથી એ કવિતા રચવા લાગી હતી. કાવ્યરચનાનું સાધારણ જ્ઞાન તેણે મુલ્લા સઇદ અશરફ પાસેથી મેળવ્યું હતુ. એ ઝેબુન્નિસાનું તખલ્લુસ 'મખફી' હતું. એજ ઉપનામથી ત્હેનો 'દીવાન' કાવ્ય સંગ્રહ પ્રસિદ્ધ છે. સૌભાગ્યની વાત છે કે એ દીવાન આજ સુધી મળી આવે છે. એના સંબંધમા પણ લોકોમા મતભેદ છે. કેટલાક લોકો કહે છે કે એ દીવાન ત્હેનો રચેલો નથી પણ કોઈ ઇરાનવાસી કવિનો છે. ઝેબુન્નિસાના તખલ્લુસ સબંધી પણ વિદ્વાનોમાં મતભેદ છે કેટલાક કહે છે કે ત્હેનું તખલ્લુસ 'મખફી' નહોતું પણ 'ઝેબ' હતું પણ આ વાત માનવામા નથી આવતી. કેમકે ખાસ દીવાનની ગઝલોજ એથી વિરૂદ્ધ

સાક્ષી આપે છે અને સાબિત કરે છે કે એ ગઝલો ઝેબુન્નિસાનીજ રચેલી છે.

ત્હેના દીવાન ઉપરથી માલૂમ પડે છે કે એ કોઈ સાધારણ કવિ નહોતી. ઝેબુન્નિસાની રસિક, મનોહર અને ઉચ્ચ ભાવથી ભરેલી કવિતાના પદેપદમાં ત્હેની અસાધારણ પ્રતિભા અને પ્રગાઢ ઈશ્વરભક્તિ પ્રગટી આવે છે. દીલગીર છીએ કે ત્હેની કવિતા ફારસી ભાષામાં હોવાથી ત્હેના નમૂનાઓ અત્રે આપી શકતા નથી.

ઝેબુન્નિસાની પ્રતિભાનો કાંઇક ખ્યાલ નીચે લખેલા એક ન્હાના ટુચકા ઉપરથી પણ આવી શકશે.

એક દિવસ ઝેબુન્નિસાનો એક કીંમતી આયનો રેશન નામની દાસીના હાથથી જમીન ઉપર પડી જઈને ભાગી ગયો. ભયથી કાંપતી કાંપતી તે દાસી રાજકુમારીની પાસે આવીને બોલી 'અજ કજા આઈ નયે ચીની શિકસ્ત' અર્થાત્ અકસ્માતથી કાચ તુટી ગયો. ઝેબુન્નિસાએ તરત ઉત્તર આપ્યો 'ખૂબ શુદ અસબાબ ,ખુદ બીની શિકસ્ત' સારૂં થયું કે 'ખુદ બિની' નું સાધન તુટી ગયું. અહિંયાં ખુદ બિની શબ્દ બે અર્થમાં વાપરવામાં આવ્યો છે. ખુદ બિની એટલે પોતાને જોવું તે અને ત્હેનો બીજો અર્થ અહંકાર—અભિમાન છે.

સંસારમાં એવા નીચ મનુષ્યો ઘણા છે કે જેઓ બીજાને કલંક લગાડીને ઘણા ખુશ થાય છે. એવા મનુષ્યોએ મ્હોટા મહાત્માઓને પણ કલંક લગાડ્યું છે, તો પછી બિચારી ઝેબુન્નિસા જેવી અબળાને તેઓ શું કામ નિન્દામાંથી બચાવે? આ પ્રકારના લોકો કેવળ મૂર્ખ મંડળીમાજ નથી હોતા પરન્તુ લેખક નામધારી વર્ગમાં પણ દૃષ્ટિગોચર થાય છે, ઝેબુન્નિસા

ઉપર ત્હેમણે અનેક કલંક લગાડયાં છે. કોઇક તો કહે છે મહારાષ્ટ્રવીર છત્રપતિ શિવાજીને જ્યારે પકડીને ઔરંગજેબના દરબારમાં લઈ ગયા ત્યારે પડદાની આડમાંથી ઝેબુન્નિસાની દૃષ્ટિ ત્હેના ઉપર પડી અને ત્હેણે પોતાનો પ્રેમ શિવાજી મહારાજને સમર્પણ કરી દીધો હતો અને શિવાજીને છોડી મુકવા માટે પિતાને ઘણો આગ્રહ કર્યો હતો. પરંતુ આના કરતાં પણ વધારે આક્ષેપ ત્હેના આકિલખાં સાથેના પ્રેમ સંબંધમા છે. આકિલખાં નામના એક અમીરની સાથેના ઝેબુન્નિસાના કલ્પિત અનુચિત સંબંધના વિષયમાં લોકોએ સેંકડો કહાણીઓ ઘડી કહાડી છે. એનો વિસ્તારથી ઉલ્લેખ કરવા બેસીએ તો એક ન્હાની સરખી રસમય નવલકથા લખી શકાય. પરંતુ મૌલાના મઇદ એહમદ કે જેમના એક ઉર્દૂ લેખને આધારે આ ચરિત્ર લખવામાં આવ્યું છે, તેઓ જણાવે છે કે એ બધાં કલંકો મિથ્યા છે.

રાજકુમારી ઝેબુન્નિસાના સૌન્દર્યનું વર્ણન કરતાં પ્રસિદ્ધ ગુજરાતી લેખક અને નાટ્યકાર સ્વર્ગસ્થ રા. રા. અમૃત કેશવ નાયક નીચે પ્રમાણે લખે છે.

'સરૂના વૃક્ષની પેઠે સીધો મધ્યમ આકાર, ગૌરવર્ણ, હાથપગ સુડોળ માટલી સેકુંગોળવદન લીંબુ ફાડકાવી આખ્યો, સુશોભિત બાંધો, ભરેલા ગાલ, ઘુઘરીયાળા વાળ, કપાળમાં વચ્ચોવચ્ચ કાળો તલ, ટુંકામાં સર્વ વાતે મનોહર હતી. + + મિયાબાઇનું કથન છે કે બેગમ શાહબાએ કદી મસી, કાજળ, સુરમો, મહાવડ, મેંદી લગાડયાંજ નથી. દિલ્હીથી બહાર નીકળવા પૂર્વે એ સારી સુકુમારિકાએ કદી રંગીન વસ્ત્ર શરીર ઉપર ઓઢયું ન

હતું. જુદા જુદા કટની ફેશનના પછાડાતો હતાજ નહીં. રિવાજી વસ્ત્રોની વેતર કતર મહમ્મદશાહી પછી થઇ. તે પૂર્વે તો કુળવાન અમીરોના ઘરોમાં, સ્ત્રીઓ યાતો હિન્દવાણી ઢબનો કે ઇરાની કાપનો પોશાક ધારણ કરતી. ઝેબુન્નિસા સદૈવ ઇરાની ધાટીનાં શ્વેત વસ્ત્રોથી પોતાના સુઘડ શરીરને શોભાવતી. દાસી બાંદીઓને ઇચ્છાનુસાર રંગબેરંગી પટકુળ પહેરવાની પરવાનગી હતી. એટલુંજ નહીં પણ કેટલીકવાર સાદાં પટ પરિધાન કરી સેવામાં આવેલી સરખી સાહેલીઓને મેણાં મારી મારી પરાણે રંગીન લુગડાં પહેરાવતી. લાહોરમાં આવ્યા પછી ત્હેણે કોઇવાર રંગબેરંગી કપડાં પહેરવા માંડ્યાં. એકબેવાર સખીઓએ કહ્યું કે તું હિંદુઓની પણ શાહજાદી છે માટે તે લોકોના જેવાં વસ્ત્રો ત્હારે પહેરવા જોઇએ. જોબનના જોરમા આવેલી મદમાતી શાહજાદીએ તે લોકોના અનુરોધથી થોડા દહાડા ચોળી, ઘાઘરો અને સાડી પહેર્યાં. રાત દહાડો ઇરાની વસ્ત્રો પહેરનાર આ નવયૌવનાનો હિન્દવાણી લિબાસમાં એક મનોહરજ દેખાવ દેખાતો હતો. આ વાત ધર્માન્ધ ઔરંગજેબને કાને પડતાંજ ત્હેણે બહુ ક્રોધથી ત કપડાં કહાડી નાખવા આજ્ઞા કરી, ત્યાર પછી ત્હેણે સદા પૂર્વવત્ ઇરાની વેશજ રાખ્યો. તે થોડુંક ઘરાણું પણ પહેરતી. એક સરખાં મોતીનો ભારે કંઠો કે જેમા બે ત્રણ હીરે જડ્યાં તાવીજો શોભતાં હતાં તે નિરંતર ગળામાં ઓપતો રહેતો. કાનોમાં રત્નજડિત કરણ ફુલ, હાથોમાં હીરાની બંગડીઓ. બસ પણ આટલી સાદાઇમાંએ તે એવી મનોહર લાગતી કે સોળે શૃંગારથી સુસજ્જિત હજારો યુવતીઓ તેપરથી ઓવારી નાંખવી ગમે."

ઝેબુન્નિસાનું મૃત્યુ ઇ. સ. ૧૭૦૨ માં થયું ત્હેને ક્યાં દફનાવવામાં આવી તે સંબધમાં ઇતિહાસના લેખકોમાં મતભેદ

છે. કોઈક ઔરંગાબાદ બતાવે છે, ને કોઇ લાહોર બતાવે છે; વળી કેટલાકનો અભિપ્રાય એવો છે કે દિલ્હીમાં 'સબ્ઝીમંડી'ની પાસે કાબુલી દરવાજાની બ્હાર ત્હેને દફન કરવામાં આવી હતી. ઘણાખરા લેખકો દિલ્હીની પાસેજ ત્હેની કબર બતાવે છે.



## રત્ન—૯૪. ઝિનત્—ઉન—નિસા.

આ રાજકન્યા મોગલ બાદશાહ ઔરંગઝેબ–આલમગીરની બીજી પુત્રી હતી. એ ઘણીજ પવિત્ર અને ધાર્મિક હતી. ધાર્મિકતાનો ગુણ એ પોતાના પિતા પાસેથી શિખી હતી. પોતાના ખિસ્સા ખર્ચમાંથી બચાવીને ત્હેણે એક મસજીદ બંધાવી હતી. જે હજુ સુધી ઝિનત–ઉલ–મસજીદના નામથી પ્રસિદ્ધ છે. સન ૧૨૧૨ હિજરીમાં ત્હેનો સ્વર્ગવાસ થયો હતો અને ત્યાંજ ત્હેને દફનાવવામાં આવી હતી.



## રત્ન—૯૫. ખૂજાહ હુમાયુ.

એ અહમદનગરના રાજા હુસેન નિઝામશાહની પત્ની અને મુર્તજા નિઝામશાહની માતા હતી. એ ઘણી બુદ્ધિમાન બેગમ હતી. રાજનીતિમાં તે બહુજ કુશળ હતી. વીરતા અને સાહસમાં પણ એક્કો હતી. દક્ષિણની પ્રસિદ્ધ રાણી ચાંદબીબીએ ત્હેનાજ ગર્ભમાં જન્મ લીધો હતો. ખૂજાહ હુમાયુ વીરપુત્રીની વીર

જનેતા હતા. ત્હેનો પુત્ર મુર્તજાનિઝામશાહ ગાદીએ બેઠો ત્યારે પ્રારંભનાં છ વર્ષ સુધી રાજ્યનો બધો કારભાર આ રાજમાતાનાજ હાથમાં હતો. પરન્તુ ત્હેણે પોતાના ભાઇની પ્રતિષ્ઠા ઘણી વધારી દીધી તેથી બીજા ઉમરાવ અપ્રસન્ન થયા અને ત્હેને 'મદાર-ઉલ-મહામ' ના પદ ઉપરથી ઉતારી દીધી.

## ૨૮૧—૯૬. રાણી ચાંદબીબી.

જે તેજસ્વી અને પરાક્રમી રમણીના જીવનનું વિવેચન આ ચરિત્રમાં હમે કરવા માગીએ છીએ તે રમણી રત્ન મુસલમાન કુટુંબમાં ઉત્પન્ન થયું હતું. ત્હેણે પોતાના પરાક્રમથી એક સમયે ભારત વર્ષને વિસ્મિત કરી દીધું હતું. અબળા ગણાતી રમણીઓ વખત આવે કેટલું બધું શૌર્ય તથા રાજનીતિકુશળતા બતાવે છે ત્હેનું ઉજ્વળ દૃષ્ટાન્ત બેસાડીને ત્હેણે સ્ત્રી જાતિનું અને પવિત્ર ભારત ભૂમિનું ગૌરવ વધાર્યું છે.

ચાંદબીબી અહમદનગરના રાજાની દિકરી હતી. દક્ષિણ હિન્દુસ્તાનમાં બિજાપુર અને અહમદનગરનાં રાજ્યો એક સંધિના કોલકરારથી જોડાઇને સંપ સંપીને સ્વદેશનું હિત સાધવામાં ગુંથાયાં હતાં. એ દોસ્તીને વધારે દૃઢ કરવાના ઉદ્દેશથી અહમદનગરના રાજાએ પોતાની સૌન્દર્યવતી કન્યા ચાંદને બિજાપુરના રાજા આદિલશાહ સાથે પરણાવી હતી. ચાંદબીબીનું લગ્ન થયા પછી થોડા દિવસે, દક્ષિણ હિન્દુસ્તાનમાં મુસલમાનોની સત્તા વધારવાના હેતુથી એક ભયંકર યુદ્ધ થયું હતું. એ યુદ્ધમાં

મુસલમાનોનો વિજય થયો અને ઘણા ન્હાનાં ન્હાનાં રાજ્યો બિજાપુરના મુસલમાન રાજાના તાબામા આવ્યાં પણ બિજાપુરનો રાજા ઘણા લાબા સમય સુધી એ વિસ્તીર્ણ રાજ્ય ઉપર હકુમત ચલાવવા ભાગ્યશાળી થયો નહીં. ઇ. સ. ૧૫૬૦ મા આદિલશાહની જીવનયાત્રા સમાપ્ત થઇ. એ સમયે રાણી ચાદ બીબીની ઉમર કેવળ સત્તાવીસ વર્ષની હતી. પતિ ઉપર ત્હેનો ઘણોજ પ્રેમ હતો જે થોડા વર્ષ સુધી સસાર સુખ ભોગવવાનુ સદ્‌ભાગ્ય ત્હેને પ્રાપ્ત થયુ તેટલા સમયમા પતિને પ્રસન્ન રાખવામા તથા ત્હેનો વિશ્વાસ સપાદન કરવામા ત્હેણે જરા પણ ત્રુટી રાખી નહોતી. ચાદબીબીની માતા સુશિક્ષિત હોવાથી ત્હેને પણ બચપણથી સારૂં શિક્ષણ મળ્યું હતું એ શિક્ષણનો ઉપયોગ ત્હેણે પતિનો મસાર સુખમય બનાવવામાં કર્યો હતો ઘર સસારનાં સર્વ કામોની જજાળમાથી એ પતિને મુક્ત રાખતી, એટલુજ નહીં પણ ઉલટી પતિને રાજ્યકાજમા ઉપયોગી સલાહ આપીને ત્હેના કામનો બોજો ઓછો કરતી પતિની ત્હેના ઉપર એટલી બધી પ્રીતિ હતી કે ચાદબીબીને કાઇ પણ સતાન ન હોવા છતા, અને મુસલમાનોમા એક કરતા વધારે બેગમો કરવાનો રિવાજ હોવા છતા પણ ત્હેણે બીજીવાર લગ્ન કર્યું નહોતું. આ ઉપરથી જણાઇ આવે છે કે ચાદબીબીએ પતિનો કેટલો બધો પ્રેમ મેળવ્યો હશે.

ચાદબીબીનો પતિ આદિલશાહ મરતી વખતે પોતાના ભત્રીજા ઇબ્રાહીમને ગાદીનો વારસ નીમતો ગયો, પરન્તુ એ સગીર વયનો હોવાથી, તે પુખ્ત ઉમરનો થાય ત્યા સુધી ત્હેની વાલી તરીકે કામ કરવાની ચાદબીબીને આજ્ઞા આપતો ગયો હતો.

પતિની છેવટની ઇચ્છાને અનુસરીને ચાંદબીબીએ સગીર રાજા ઇબ્રાહીમનું વાલીપણું ખુશી સાથે સ્વીકાર્યું, તથા રાજ્યનું કામકાજ પોતાના હાથમાં લઈને ઘણી યોગ્ય રીતે ત્હેનો પ્રબંધ કરવા લાગી.

ચાંદબીબીના અમલનાં પ્રથમનાં કેટલાંક વર્ષ અશાન્તિ અને વિદ્રોહમાં વ્યતીત થયાં, ત્હેના પોતાના સરદારોએ ત્હેની વિરૂદ્ધ હથિયાર ધારણ કર્યાં અને ત્હેને રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મુકીને રાજ્યને પોતાના તાબામાં લેવાનો પ્રયત્ન આરંભ્યો. એ બળવાખોર સરદારોની લાલચરૂપી જાળમાં ફસાઇ જઈને ત્હેના કેટલાક મંત્રીઓ પણ ચાંદબીબીના વિરૂદ્ધ પક્ષમાં જોડાઈ ગયા. એ બળવાખોર સરદારો અને મંત્રીઓને શમાવતાં ચાંદબીબીને ઘણો સમય લાગ્યો. શરૂઆતમાં તો બળવાખોર લોકો એટલા બધા પ્રબળ થઈ ગયા કે ત્હેમના જુલમને લીધે ચાંદબીબીને મહેલ છોડીને સતારા જવું પડયું હતું. પાછળથી શત્રુઓ કિશવારખાનની આગેવાનીમાં સતારા પહોંચ્યા ત્યારે ત્હેને સતારા છોડીને બીજે કંઇ ન્હાશી જવું પડયું હતું. રાણી આ પ્રમાણે ન્હાસ ભાગ કરતી હોવાથી શત્રુઓ ઘણા પ્રસન્ન થયા. ત્હેમણે દેશના લોકોને ઘણી ધામધુમ સાથે એક ઉજાણી આપી તથા બીજી અનેક રીતે ત્હેમને સંતોષવા પ્રયત્ન કર્યો. પરન્તુ લોકો કિશવારખાન ઉપર ખુશ નહોતા. તેઓ તો ખરા અંતઃકરણથી ચાંદબીબીને ચાહતા હતા અને એવી સારી અને પ્રજાવત્સલ રાણીને હેરાન કરનાર કિશવારખાનને અત્યંત ધિક્કારતા હતા. આથી કરીને કિશવારખાન ઝંપીને બેસી શકયો નહીં. ત્હેના પાપનો ઘડો ભરાઇ ગયો એટલે મુસ્તફાખાન નામના એક

ખુનીના ગુપ્ત આક્રમણથી. ત્હેના જીવનનો અંત આવ્યો અને એ પ્રમાણે એ દેશદ્રોહીને પોતાના પાપની વ્યાજબી સજા મળી. એના મરણ પછી એકલાસખાં નામનો એક હબસી રાણીનો જમણો હાથ થઈ પડયો. એકલાસખાં ઘણો ઘાતકી, કજીયાખોર, અને ક્રૂર સ્વભાવનો હતો. પરન્તુ તે સાથે ત્હેનામાં સદ્ગુણનો પણ અભાવ નહોતો. યુદ્ધ કરવામાં તે એક્કો હતો, તથા અત્યંત નિમકહલાલ હતો. ત્હેના ઉપર વિશ્વાસ મુકનારની ખાતર પ્રાણ આપે એવો એ વફાદાર હતો. આથી રાણી ચાંદબીબીનો ત્હેના ઉપર ઘણો વિશ્વાસ બેસી ગયો હતો. રાણીએ ત્હેને પોતાની ફોજનો સરદાર બનાવ્યો હતો. એ ફોજની મદદથી એકલાસખાંએ ચાંદબીબીના શત્રુઓ ઉપર ઘણી લ્હડાઇઓ કરી હતી. હવે ચાંદબીબીના શત્રુઓની આંખમાંની ઉંઘ ઉડી ગઈ. તેઓ સ્હમજ્યા કે બિજાપુરને પોતાના સ્વાધીનમાં લેવુ એ ન્હાનાં છોકરાંની રમત નથી તેઓ જાણતા હતા કે ચાંદબીબી એક વિધવા અબળા હોવાથી થોડા સમયમાં કંટાળી જઇને રાજ્ય હમારે સ્વાધીન કરી દેશે. પણ ત્હેમની એ ધારણા નિર્મૂળ નીવડી. એક સમયે રાણી ચાંદબીબી જાતે હથિયાર સજીને વીર સૈનિકોને સાથે લઇને શત્રુઓ સાથે યુદ્ધ કરવા ગઈ હતી. ત્હેના ઉત્સાહ-પૂર્ણ વાક્યોથી ઉત્તેજીત થઇને સૈનિકો ઘણી વીરતાથી યુદ્ધ કરવા લાગ્યા. પ્રારંભમાં તો સ્હામા પક્ષના સૈન્યે નગરની દીવાલ તોડી નાંખી, વરસાદ મુસળધાર પડી રહ્યો હોવાથી એ દીવાલ વધારે તુટી પડી. પરંતુ રાણી ચાંદબીબી કિલ્લા આગળ ઉભી રહીને પોતાના સૈન્યને ઉત્સાહ પૂર્વક ઉશ્કેરી રહી હતી. આખરે શત્રુઓ થાક્યા અને બધાએ એકે અવાજે ચાંદબીબીને એ

રાજ્યની રાણી તરીકે કબૂલ રાખી. થોડા વખતને માટે રાજ્યમાં શાંતિ સ્થાપન થઇ પરન્તુ કોઇ ઈર્ષ્યાખોર દુશ્મનની તલવારના ઘાથી એકલાસખાં આંધળો થયો અને સૈન્યની આગેવાની કરવાને અશક્ત બન્યો, એકલાસખાંની આવી શોચનીય દશા જોઇને રાણી ચાંદબીબીને ઘણો શોક થયો. ત્હેનો એક મ્હોટો આધાર જતો રહ્યો, પણ એવે વખતે નિરાશ નહીં થતાં ત્હેણે બિજાપુરની ઉન્નતિ માટે પ્રયત્ન કરવા ચાલુ રાખ્યા.

બાળક ઈબ્રાહીમ આદિલશાહ મ્હોટો થયો એટલે રાજ્યનો કારભાર ત્હેણે પોતાના હાથમાં લેવાનો આરંભ કર્યો. એ અવસ્થામાં થોડા દિવસ આરામ ભોગવવા સારૂ ચાંદબીબી પોતાને પિયેર અહમદનગર ગઇ, પણ ત્યાં ઝાઝા દિવસ સુધી જંપીને બેશી શકી નહીં. એણે જોયું કે એની ગેરહાજરીનો લાભ લઇને પ્રપંચી અને દેશદ્રોહી લોકો બિજાપુર રાજ્યનો નાશ કરવાના ઉપાય કરી રહ્યા છે. તરતજ તે પિયેર છોડી દઇને બિજાપુર આવી. રાજાએ અને પ્રજાએ ઘણાજ ઠાઠ અને ધામધુમ સાથે ત્હેની પધરામણીને વધાવી લીધી. ત્હેના આવ્યાથી દેશમાં ફરીથી સુલેહશાન્તિ પ્રવર્તી રહ્યાં, અને જુવાન રાજા કોઈપણ જાતના ઉપદ્રવ વગર રાજ્ય ચલાવવા લાગ્યો. રાજા જ્યારે રાજ્યમાં ફરવા જતો અથવા તો શત્રુઓને દબાવી દેવા સારૂ યુદ્ધક્ષેત્રમાં જતો તે વખતે રાણી ચાંદબીબી રાજ્યની લગામ પોતાના હાથમાં લેતી. તે ઉપરાંત બીજી કોઇ રીતે રાજાના કામમાં માથું મારતી નહીં. ચાંદબીબી જેવી સદાચારી તીક્ષ્ણ બુદ્ધિવાળી અને રાજનૈતિક હતી તેવીજ સરળ અને શરણાગતને આશ્રય આપનારી પણ હતી.

બીજી તરફ ચાંદબીબીનાં લગ્ન પછી અહમદનગરની દશા ઘણી શોચનીય થઇ ગઈ હતી. રાજા યુદ્ધક્ષેત્રમાં માર્યો ગયે અને વગવસીલાવાળા સરદારોએ પોતાની પસંદગીના એક માણસને ગાદી ઉપર બેસાડવાનો યત્ન કર્યો. દક્ષિણી પક્ષના સરદારોએ કોઇ એક બાળકને રાજકુટુંબનો જણાવીને હેને માથે રાજમુકુટ પહેરાવી દીધો. બીજી તરફથી વિરૂદ્ધ પક્ષના લોકોએ મરનાર રાજાના બાળક પુત્રનો હક રજુ કર્યો આ પ્રમાણે બંને પક્ષમાં મજબૂત વિરોધ ઉભો થયો. બીજા પક્ષવાળાઓએ રાણી ચાંદબીબીની મદદ માંગી. હેમનો સરદાર રાણીની પાસે પહોંચ્યો અને અત્યંત વિનય પૂર્વક વિનંતિ કરી કે 'રાણી સાહેબ! આપની શક્તિ એટલી બધી પ્રબળ છે કે આપના પગલાં થતાં વારજ અહમદનગરમાં શાંતિ ફેલાઈ જશે.'

ચાંદબીબીએ પ્રફુલ્લિત અંતઃકરણે ઉત્તર આપ્યો. 'અહમદનગરને માંહોમાંહીના કુસંપને લીધે પાયમાલ થઇ જતાં બચાવવું એ તો મ્હારૂં કર્ત્તવ્ય છે. ખુદાની મરજી હશે તો હું અવશ્ય ત્યાં આવીશ'. ત્યાર પછી એણે પોતાના વિશ્વાસુ અમલદાર આબાસખાં અને હેની પત્ની પ્રિયતમા જોરાને સાથે લઇને પિતૃરાજ્ય તરફ મુસાફરી કરી. હેના આવ્યાથી અહમદનગરની પ્રજા ઘણી સંતુષ્ટ થઇ. હેમણે હેનો સારી પેઠે આદર સત્કાર કર્યો. રાણી ચાંદબીબીએ પણ અહમદનગરવાસીઓને પોતાની વર્તણુકથી મુગ્ધ કરી દીધા; તથા વાક્ચાતુર્યથી સમયોચિત સારરૂપ ઉપદેશ આપીને હેમને ઘણા શાન્ત કરી દીધા. દક્ષિણી પક્ષનો આગેવાન ચાંદબીબીના આવતાં પહેલાં પલાયન કરી ગયો હતો. હેણે પણ પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ કરીને પત્ર લખ્યો

અને જણાવ્યું કે આપની મદદ સારૂ પુરતું સૈન્ય એકઠું નહીં કરી શકું ત્યાં સુધી હું પાછો નહીં ફરૂં.' આ પ્રસંગે જણાવવું જોઇએ કે રાજ્યના વિશ્વાસુ સરદારોનો આગેવાન ચાંદબીબી પાસે મદદ માગવા બિજાપુર ગયો હતો તે વખતે દક્ષિણી પક્ષનો આગેવાન દિલ્હીના બાદશાહના યુવરાજ મુરાદને શરણે ગયો હતો. યુવરાજ મુરાદ એ વખતે મ્હોટી સેના સાથે દક્ષિણની નજદીકમાં વાસ કરી રહ્યો હતો." એ વખતે અહમદનગરનો રાજ્યમાં જેવી રીતનો પક્ષાપક્ષ અને કુસંપ ચાલતો હતો તેવીજ રીતનો કુસંપ દક્ષિણના બીજા રાજ્યોમાં પણ પ્રવર્તી રહ્યો હતો. એ લાગ જોઇને યુવરાજ મુરાદ એ રાજ્યોને પોતાના તાબામાં લઈને દિલ્હીનું સામ્રાજ્ય વધારવા માગતો હતો. દક્ષિણમાંનો કોઈ પણ રાજ્ય ઉપર ચ્હડાઈ કરવાનો લાગ ખોળતો રાજકુમાર મુરાદ મ્હોટી ફોજ સાથે ત્યાં આગળ પડાવ નાંખીને પડયો હતો. આવે પ્રસંગે અહમદનગરથી નાસી આવેલો દક્ષિણી પક્ષનો આગેવાન ત્હેની પાસે મદદ માંગવા આવ્યો; એટલે ત્હેના હર્ષનો પાર રહ્યો નહીં. એણે ખુશ થઇને ત્હેની સાથે જઇને અહમદનગર ઉપર ચ્હડાઇ કરવાનું કબુલ કર્યું.

ચાંદબીબીની મદદે બિજાપુર અને ગોવલકોંડાથી લશ્કર આવી પહોંચ્યું. તેઓ અહમદનગરની ઉત્તર તરફના પર્વતનું રક્ષણ કરવામાં રોકાયા. અહમદનગરના સ્વર્ગવાસી રાજાના પુત્રને અહમદનગરના હકદાર રાજા તરીકે તેઓએ જાહેર કર્યો અને ઘણા આડંબર અને નગરવાસીઓના હર્ષનાદ સાથે ત્હેમણે ત્હેના રાજ્યાભિષેકની ક્રિયા કરી. પરંતુ આ આનંદોત્સવ થઇ રહ્યો હતો એવામાં વિશ્વાસઘાતી કિલેદારે શાહજાદા મુરાદને લખી

મોકલ્યું કે "શાહજાદા! આ પત્ર વાંચતાવાર ત્હમે આ તરફ રવાના થજો. એક બદમાશ ઔરતે રાજ્યનો કારોબાર પોતાના હાથમાં લઇને એક બાળકને ગાદીનશીન કર્યો છે એ બાળક કયા ખાનદાનનો છે, તે પણ જાણી શકાતું નથી.' કિલેદારની આ વિશ્વાસઘાતકતા અને રાજદ્રોહિતાની વાત ઝાઝા દહાડા છુપી રહી નહીં. એ વાત જાહેર થતાંવારજ રાજ્યની આજ્ઞાથી ઘાતકોને હાથે ત્હેના જીવનનો અંત આવ્યો અને ત્હેનો પાપી આત્મા પોતાના પાપોનો જવાબ આપવા ઈશ્વરની હાજરીમા ગયો

આ પ્રમાણે રાજદ્રોહીને સજા કર્યા પછી રાણી ચાંદબીબીએ શાહજાદા મુરાદને લખ્યું 'યુવરાજ! અત્યાર સુધીમાં શાશા બનાવો બન્યા છે તે વાત આપનાથી છાની નથી. દક્ષિણી પક્ષના આગેવાને આપની દોસ્તી બાંધી છે. આપ પ્રતાપી બાદશાહના પુત્ર છો પિતાના જેવાજ સદાચારીને ઉદાર છો હમે ત્હમારો ઘણો આદર સત્કાર કરીશુ. તેમ છતા પણ આપ અમારા રાજ્યનું અનિષ્ટ કરવાના ઇરાદાથી અત્રે પધારવા અને દોસ્તીનું બંધન તોડી નાખવા માગતા હો, તો હું આપને પહેલેથીજ ચેતવણી આપુ છું કે આપે અત્રે પધારવાની તસ્દી જ ન લેવી મ્હારી પાસે પૂરતું સૈન્ય છે, અહીં આવ્યાથી આપને વીલે મ્હોએ પાછા ફરવુ પડશે.' કેટલો તેજસ્વી સંદેશો! સ્ત્રીઓને મ્હોએથી નીકળેલા આવા તેજસ્વી વાક્યો ઇતિહાસમા ઘણા થોડા વાંચવામા આવશે

શાહજાદા મુરાદે રાણી ચાંદબીબીના આ સંદેશા ઉપર જરાપણ લક્ષ આપ્યું નહીં. આખરે રાણી પણ ત્હેની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગી

દક્ષિણી પક્ષનો આગેવાન પોતાના સૈન્યની સાથે આવીને ચાંદબીબીને મિત્રરૂપે મળી ગયો તે પહેલેથી મુરાદે અહમદનગર ઉપર ચ્હડાઈ કરવાનો સંકલ્પ કર્યો હતો.

અહમદનગર ઉપર બહારનો બાદશાહ ચ્હડાઈ લઈને આવે છે એ સમાચાર જાણીને દક્ષિણના જુદા જુદા પક્ષકારો પોતાના અંતર વિદ્વેષ ભૂલી જઈને, સ્વદેશનું રક્ષણ કરવા સારૂ, રાણી ચાંદબીબીને પડખે ઉભા રહ્યા. રાણી શાન્ત ચિત્તે યુદ્ધની બધી તૈયારીઓ કરાવવા લાગી. અનાજના ભંડારોને જાતજાતની ખોરાકીની વસ્તુઓથી ભરાવી દીધા. આબાસખાંને સાથે લઈને રાણી દરરોજ શહેરમાં બધે ઠેકાણે જાતે ફરવા જતી બિજાપુરના સૈન્યને ત્હેણે જલદીથી આગળ કૂચ કરવાની સૂચના આપી. નીલદુર્ગથી બારહજાર સવારોને મોગલ સેનાનો રસ્તો રોકવા સારૂ મોકલી દીધા. અહમદનગરના કિલ્લા સુધીનો દક્ષિણ માર્ગ આખો ખુલ્લો રહ્યો.

બહારથી મદદ આવવાને હવે કોઈ રસ્તો રહ્યો નહીં. બીજી તરફથી મોગલ સૈન્યે પણ ધીમે ધીમે અહમદનગરના કિલ્લા તરફ ધસારો કરીને ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ દિશામાંથી હુમલો કર્યો. અનેક પ્રકારના પ્રપંચ, અત્યાચાર અને પરાક્રમ બતાવીને તેઓ ધીમે ધીમે કિલ્લાની પાસે પહોંચ્યા, પણ એમ છતાંએ તેઓ કિલ્લાને સ્પર્શ કરી શકયા નહીં, કારણ કે રાણી ચાંદબીબીના વીર આરબ સૈનિકો ત્હેમની ખબર લેવાને તૈયારજ ઉભા હતા. અહમદનગરમાં દરેક કામ ઉપર રાણી ચાંદબીબી જાતે દેખરેખ રાખતી હતી. ત્હેને ખબર મળી કે મોગલોએ શહેરની અંદર આવવા માટે સુરંગ ખોદી છે, રાણીએ એ

સુરંગને ખોલાવી નાંખીને દુશ્મનોની યુક્તિ ધૂળધાણી કરી નાખી. એ વખતે દેશમાં સખત દુકાળ પડયો હતો. રાણી ચાંદબીબીની હયાતીમાં અહમદનગરનો કિલ્લો પોતાના હાથમાં આવવો મુશ્કેલ છે એમ ધારીને શાહજાદા મુરાદે પાછા ફરવાનો વિચાર કર્યો.

એક રાતે રાણી ચાંદબીબી કેટલાક નોકરોની સાથે કિલ્લા આગળ ઉભી હતી એવામાં રાત્રીના ઘોર અંધકારમાં શરીરે પીછોડી ઓઢીને ઉભેલા કોઇ મનુષ્યે બીજી તરફથી બૂમ પાડીને કહ્યું 'રાણી ! હવે શરણે આવો. પ્રજાના લોહીથી હવે ત્હમારા રાજ્યની ભૂમિને નાહક ખરડશો નહીં. જમીનની અંદર પાંચ સુરંગો અત્યાર આગમચ ખોદાઇ ચુકી છે. ત્હેને ફોડીને ત્હમારા કિલ્લાને ઉરાડી મુકવામાં આવશે. વધારે શું કહું. જે સ્થળે ત્હમે ઉભાં છો તે સ્થાન પણ થોડા વખત પછી ઉડી જશે. ત્હમારો પરાજય અનિવાર્ય છે'. રાણી ચાંદબીબીના સેનાપતિઓ આ નેપથ્યવાણી સાંભળીને ભયભીત થયા તથા શત્રુ પક્ષને શરણે જવાનો વિચાર કર્યો. પણ રાણી જોશભેર બોલી ઉઠી– શું ખરેખાત આપણે બધા શત્રુઓને શરણે જઇશું ? અને જાણી જોઈને છોકરાં છૈયાંઓને મોગલોની તલવારોને અર્પણ કરીશું ? હું સ્ત્રી છું, અબળા છું. પરન્તુ મ્હારા શરીરમા લોહીનું એક ટીપું પણ છે ત્યાં સુધી. આ જગ્યા છોડીને હું કયાંય જવાની નથી. મ્હારી દુર્બળ આંગળી એ ગુપ્ત સુરંગ ખોદી નાંખીને શત્રુઓનો પ્રપંચ ધૂળમાં મેળવી દેવા શક્તિમાન નીવડશે ' રાણીનાં આવાં તેજસ્વી વાકયો સાંભળીને સૈનિકોમાં ઉત્સાહ વ્યાપી ગયો. તેઓ ઉચે સ્વરે પોકારી ઉઠયા 'જય, રાણીજીકી જય ! હમે કોઇ દિવસ ત્હમારો પક્ષ છોડી દઇશું નહીં. ખુદા

તાલાની મરજીને આધીન થઇને શાન્તિ પૂર્વક હમે રણક્ષેત્રમાં મરણ પામીશું, પણ શત્રુઓને શરણે તો નહીંજ જઇએ.'

રાણીએ પોતાના હાથમાં પાવડો લઈને અત્યંત ઉત્સાહ પૂર્વક સૈનિકોને સાથે લઇને જમીનની નીચેની સુરંગ આગળ ગઇ અને કામ કરવા લાગી. સૈનિકો પણ હ્હેનો દાખલો જોઈને ઉશ્કેરાઇ જઇને ખંતસેર ખોદવા લાગ્યા, એ વખતે રાણી થંડુ પાણી અને શરબત આપીને થાકેલા સૈનિકોની તરસને પોતાને હાથે છીપાવતી હતી, બીજે દિવસે સ્હવાર સુધીમાં ત્રણ ખાઈઓ નકામી થઈ ગઈ. ત્યાર પછી એક સુરંગના મ્હોં આગળથી એક ભયંકર અવાજ આવ્યો અને એ અવાજથી કિલ્લાના દરવાજા સુધીની જમીન ફુલી ગઇ. સ્ત્રીઓ અને બાલિકાઓના જીવન અને મર્યાદાના રક્ષણ સારૂ એ સુરંગના મ્હોં આગળ ઉભા રહીને જીવ સટ્ટે યુદ્ધ કરવાની રાણીએ સૈનિકોને આજ્ઞા આપી. ત્હેણે મજબૂત બખતરથી પોતાનું સુંદર નાજુક શરીર ઢાકી દીધું અને ખુલ્લી તલવારના પટા ખેલતી ખેલતી બોલી 'ચાલો ત્હમારામાંથી કેટલા જણા મ્હારી સાથે આવે છે? કોણ આબરૂભેર મૃત્યુને વશ થવા તૈયાર છે?'

સૈનિકો રાણીના વેગવાળા વચનોથી ઉશ્કેરાઇ જઇને કોલાહલ કરવા લાગ્યા. બધા એ રાણીની સાથે જવાની અને જીવસટ્ટે યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી.

બપોરનો વખત થયો. શત્રુ પક્ષના લોકો એ સુરક્ષિત સુરંગના મ્હોં આગળ જવાને આકુળવ્યાળ થવા લાગ્યા. તેઓ ધીમે ધીમે આગળ ચાલ્યા. સ્હામે ચાંદબીબીના સૈનિકો ત્હેમની ખબર લેવા તૈયારજ હતા, ચાંદબીબીના સૈનિકો એકે એકે

મોગલ સિપાહીઓનો સારી પેઠે કચ્ચર ઘાણ વાળતા ગયા. ચાર કલાક સુધી યુદ્ધ ચાલ્યું. એમાં અસંખ્ય મોગલ સૈનિકો માર્યા ગયા. જે વખતે યુદ્ધ ચાલી રહ્યું હતું તે વખતે રાણી પોતાના મ્હો ઉપરનો બુરખો કાઢી નાખીને સૈનિકોને સૂચનાઓ તથા ઉત્સાહ આપી રહી હતી. સંધ્યાકાળે મોગલોનું સૈન્ય વીલે મ્હોએ પાછું ફર્યું એટલે રાણીના શૂરવીર સિપાહીઓએ ત્હેમની પૂંઠ પકડી, શત્રુનું લશ્કર પલાયન કરી ગયા પછી આબાસખાએ સુરંગના મ્હો આગળ આવીને જોયું કે રાણી પોતાની પુત્રવધૂ અને બીજી સખીઓ સાથે પરસ્પર ભેટીને આવી ઘોર વિપત્તિને સમયે પણ આનંદાશ્રુ વરસાવી રહી છે

બીજે દિવસે સ્હવારે શાહજાદા મુરાદના તબુમા એક દૂત મોકલવામા આવ્યો. યુવરાજે ત્હેની મારફતે રાણી ચાંદબીબીને કહેવરાવ્યું કે 'રાણી ચાંદબીબી જો હમારી પૂઠ ન પકડે અને વરાડ પ્રાન્ત મોગલોને આપી દેવાનું વચન આપે તો હમે અહમદનગર છોડી દઈને ચાલ્યા જવા તૈયાર છીએ કારણ કે વરાડથી અહમદનગરના રાજ્યને કાંઇ લાભ પણ નથી'. હાલનો કિલ્લો વળી એકવાર શત્રુની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે તો ટકી શકશે કે કેમ ત્હેની એકવાર પરીક્ષા કરીને રાણીએ એ દરખાસ્ત પોતાના દરબારીઓ આગળ રજૂ કરી ત્હેમણે બધાએ ત્હેને મંજૂરી આપી. ત્હેમણે વરાડ સોંપી દેવાનું કબુલ કર્યું એટલે મુરાદ પાછો ફર્યો.

થોડા સમયને માટે અહમદનગરમાં પાછી શાન્તિ ફેલાઇ ગઈ. પરન્તુ મંત્રીઓ પોતાની સત્તા જમાવવાના લોભ, તથા મિથ્યાભિમાનને લીધે માંહોમાંહી લ્હડી મરવા લાગ્યા. દિલ્હીના

બાદશાહે જોયું કે દક્ષિણમાં પોતાની સત્તા જમાવવાનો આ સારો લાગ છે. ત્હેણે ખાનખાનાન અને શાહજાદા મુરાદની આગેવાની હેઠળ એક સૈન્ય અહમદનગર ઉપર ચ્હડાઈ કરવા મોકલ્યું. રાણી ચાંદબીબીને એ વાતની ખબર પડી એટલે ત્હેણે તરતજ આત્મરક્ષણની પૂરતી તૈયારી કરવા માંડી. પરન્તુ આ વખતે તેનું સૈન્ય પહેલા કરતાં થોડું અને દુર્બળ હતું. આ વખતની લ્હડાઈમાં મોગલોના સૈન્યને રોકવું એ અસંભવિત છે એમ જાણ્યા છતાં પણ આળસુ થઈને બેસી રહેવું અને વીરધર્મ બજાવતાં સંકોચાવું એ ત્હેને વ્યાજબી લાગ્યું નહિ.

હામીદખાં નામના એક પુરૂષને કિલ્લાની સંભાળ કરવાનું કામ સોંપ્યું હતું. રાણીની એના ઉપર વિશેષ પ્રીતિ હતી. બાલ્યકાળથી એણે હામીદખાંને લાલનપાલન કરીને તથા શિક્ષણ આપીને ઉછેર્યો હતો અને મ્હોટો થયા પછી ત્હેને રાજકાજમાં નીમ્યો હતો. હામીદ ખોજો હતો; પરન્તુ મોગલોની સાથેના છેવટના યુદ્ધમાં વિલક્ષણ વીરત્વ બતાવીને એ ઉંચે હોદ્દે ચ્હડયો હતો. પરન્તુ એ આબાસખાંને ઘણો ધિક્કારતો હતો, અને હમેશાં ત્હેને નુકસાન પહોંચાડવાનો યત્ન કરતો હતો. હામીદનો ક્રોધ એકલા આબાસખાંનાજ ઉપર હતો એમ નહોતું. રાણીએ આબાસખાંને હામીદખાંના કરતાં પણ મ્હોટો હોદ્દો આપ્યો હતો તેથી હામીદનો ક્રોધ રાણી ઉપર પણ હતો. એટલા માટે હામીદે રાણીના હાથમાંથી બધો અધિકાર છીનવી લઈને પોતાના હાથમાં લેવાનો સંકલ્પ કર્યો હતો. રાણીને ત્હેના એ દુષ્ટ વિચારોની ખબર નહીં હોવાથી એ બિચારી ત્હેના ઉપર અગાઉની પેઠેજ વિશ્વાસ રાખીને કામ કરતી.

એ અરસામાં મોગલોનું સૈન્ય અહમદનગરની પાસે આવ પહોંચ્યું એક દિવસ હામીદખાં સાહસી યોદ્ધાઓનું એક ન્હા સૈન્ય લઈને ગુપ્તપણે શત્રુઓના ઉપર ચ્હડાઈ કરવા જતો હતે એટલામાં ઉસમાનખાં નામના એક માણસ સાથે ત્હેને મેળાપ થયો. એ ઉસમાન ઘણો વ્યભિચારી હતો. આબાસખાંની પત્ની જોરા ઉપર ત્હેની દાનત બગડી હતી, અને ત્હેને મેળવવા માટે ત્હેણે ઘણા પ્રયત્ન કર્યાં હતા છતાં એ બાઈની શુદ્ધ નીતિને લીધે ફાવી શકયો નહતો. આખરે એ મોગલોના સૈન્યમાં દાખલ થયો હતો. એનો ઉદ્દેશ એ હતો કે મોગલ સૈન્ય જે વખતે અહમદનગર ઉપર વિજય મેળવીને શહેરમાં પ્રવેશ કરશે તે વખતે હું જોરાને ઉપાડી જઈશ. ઉસમાનખાં અને હામીદખાં મળી ગયા અને બન્ને જણાએ મસલત કરીને એક પ્રપંચ રચવાનો સંકલ્પ કર્યો, તથા એ અધમ પ્રપંચ પાર પાડવામાં બન્નેએ એક બીજાને મદદ આપવાનું વચન આપ્યું. ત્યાર પછી હામીદખાં કાંઈ બહાનું કહાડીને પાછો કિલ્લામાં આવ્યો.

આબાસખાંએ વારંવાર ચાંદબીબીને અહમદનગર છોડીને ચાલ્યા જવાનો આગ્રહ કર્યો પણ ત્હેણે એ સૂચનાનો દૃઢતાપૂર્વક નિરોધ કર્યો. સૈનિકોએ પણ ખાત્રી આપી કે રાણી સાહેબ જો પહેલાંની પેઠે હમને ઉત્તેજન અને હિંમત આપશે તો હમે છેલ્લી ઘડી સુધી લ્હડીશું. એ વખતે રાણીને એક નવો વિચાર ઉત્પન્ન થયો. એને આશા હતી કે કદાચ એમ કર્યાથી હજારો મનુષ્યોનો નાહક રક્તપાત થતો બચી શકશે. એટલા સારૂ ત્હેણે

'પહેલાંની માફક આ વખતે પણ આપ આગળ ઉભાં રહી હેમને દોરવો અને ઉત્સાહિત કરો તો તેઓ શત્રુને જીતવા અને જીતી ન શકાય તો સાચા વીરને છાજે એવી રીતે શત્રુને હાથે રણભૂમિમાં મરવા તૈયાર છે.'

'અહા! એ તો જુદી વાત છે! પણ હમણાં મ્હારા રાજ્યમાંના ઘણા લોકો રાજ્યદ્રોહી થયા છે, હું કોના ઉપર વિશ્વાસ રાખી શકું?'

રાણીનાં વચનો સાંભળીને હામીદની રગેરગમાં ક્રોધ વ્યાપી ગયો પણ એથી કદાચ પોતાની વિશ્વાસઘાતકતા જણાઈ જશે એમ ધારીને ચુપ બેસી રહ્યો. રાણીએ હેનો મનોભાવ જાણ્યા વગર કહ્યું.

'શાહજાદાને આગ્રહ કરો કે મ્હારા બધા અનુચરોને નિર્વિઘ્ને શહેરમાંથી જવા દે. વૃથા રક્તપાત થતો રોકવાની ખાતર આ કિલ્લો હેમના હાથમાં સોંપી દો. આ યુદ્ધમાં નિશ્ચય આપણો પરાજય થશે. આ બાબતમાં હમારો શો અભિપ્રાય છે તે હું જાણવા માગું છું. ખુલ્લે દિલે જવાબ આપો. નગરવાસીઓના જીવનના રક્ષણ ખાતર મ્હારો ટેક છોડી દઈને આ પગલું ભરવા હું તૈયાર થઇ છું. એ બાબતમાં શત્રુઓ મ્હારા ઉપર કોઇ જાતનો દોષારોપણ કરશે નહીં.

હામીદખાં એ સૂચના સાંભળીને બબડતો બબડતો એકદમ બહાર આવ્યો અને જે સ્થળે સૈનિકો યુદ્ધની તૈયારી કરી રહ્યા હતા ત્યાં પહોંચ્યો. સૈનિકોની વચમાં ઉભો રહીને ક્રોધપૂર્વક પોતાની પાઘડી જોરથી નીચે ફેંકી દઇને ઉચ્ચ સાદે બોલ્યો. 'ભાઇઓ! હમે બધા રાજદ્રોહી છો. ચાંદબીબીએ શત્રુઓના

હાથમાં કિલ્લો સોંપી દઈને પોતાનું રક્ષણ કર્યું છે. દિન દિન! ત્હમે બધા મ્હારી સાથે ચાલો. એ વિશ્વાસઘાતી ઔરતને જહન્નુમમાં પહોંચાડવી પડશે.'

સૈનિકો એક મ્હોટી ગર્જના કરીને બોલી ઉઠયા 'વિશ્વાસઘાતકતા! કેવું મ્હોટું પાપ! બેશક આ તલવારથી હમે એ કમબખ્ત રાણીના બે ટુકડા કરી નાખીશું'

હામીદની પ્રપંચજાળમાં ફસાઇ જઈને સૈનિકો ઉગ્ર મૂર્તિ ધારણ કરીને રાણીના મહેલમા ધુસી ગયા

થોડે દૂર રાણી બેઠેલી હતી. પોતાના સૈનિકોને ઉશ્કેરાયલા દેખીને એ સ્હમજી ગઈ કે શત્રુઓએ કિલ્લામા પ્રવેશ કર્યો હશે. ઉન્મત્ત સૈનિકો ત્હેની તરફ ધસ્યા એટલે એ સ્થિર અને ધીર ચિત્તે ઉભી થઈ. આવી શાન્ત સ્વભાવવાળી પૂજનીય રાણીને જોતા વારજ ઘણા સૈનિકોનો ક્રોધ શમી ગયો, અને તેઓ ત્હેને મારવાને આનાકાની કરવા લાગ્યા. એટલામા હામીદખા એક વિકરાળ પશુની પેઠે ત્હેના ઉપર ધસી ગયો અને પોતાની તીક્ષ્ણ તલવાર રાણીના સુકુમાર વક્ષસ્થળમાં ખોસી દીધી સખ્ત ઘા વાગ્યાથી રાણી નીચે પડી ગઈ. જોરા એ વખતે રાણીની પાસે બેઠી હતી ત્હેણે રાણીના મસ્તકને પોતાના ખોળામા લઇ લીધુ અને ધીમે ધીમે રાણીના સુકાઇ જતા ઓઠ ઉપર ઠંડુ પાણી રેડવા માંડયું; પરન્તુ રાણીએ ત્હેના તરફ દૃષ્ટિપાત કરીને મૃદુ હાસ્યપૂર્વક પાણી પાવાની ના કહી છાતીના ઘામાથી પુષ્કળ લોહી વહેતું હતું, થોડી વારમાંજ ત્હેને સન્નિપાત થઈ આવ્યો અને તે બોલવા લાગી 'આ આવી! ફિરસ્તાઓ મ્હને

બોલાવી રહ્યા છે. આવું છું ભાઇ આવું છું. હવે વધારે વાર નથી. હા ખુદા શું ત્હારી આવીજ ઇચ્છા હતી!' ત્યાર પછી એક દીર્ઘ નિશ્વાસ નાખીને એ પવિત્ર આત્માએ દેહત્યાગ કર્યો.

એટલામાં ઉસમાનબેગના સૈનિકો આવીને રાણીના શબની પાસે બેઠેલી શોકાતુર રમણી જોરાને જબરદસ્તીથી પકડી ગયા. એ સમયે આબાસખાં યુદ્ધની તૈયારી કરવામાં રોકયલો હતો. એ યુદ્ધક્ષેત્રમાંથી પાછો ફરી રહ્યો હતો એટલામાં એક સિપાહીએ હાંફતે હાંફતે ત્હેની સન્મુખ જઇને કહ્યું 'રાણી ચાંદબીબીને શત્રુઓએ ઘાયલ કરી છે.' એ સમાચાર સાંભળતાં વારજ આબાસખાં પૂર વેગે મહેલમાં ગયો. ત્યાં પ્રવેશ કરતાં વાર ત્હેણે જોયું કે લોકો એક શબને કાળું વસ્ત્ર ઢાંકીને કબરસ્થાન તરફ લઈ જાય છે. નિષ્ઠુર ઉસમાનબેગ ત્હેની પાસે ઉભો હતો, એક ક્ષણમાં આબાસખાં બધી હકિકત સ્હમજી ગયો અને મ્યાનમાંથી તલવાર ક્હાડીને જોશભેર વિશ્વાસઘાતી ઉસમાનની છાતીમાં ભોંકી દીધી. ઉસમાન એજ ક્ષણે જમીન ઉપર પડીને મરણ પામ્યો. પછી તરતજ આબાસખાંએ પોતાની પ્રિય પત્ની જોરાનો શોધ કરાવ્યો અને ત્હેને શત્રુઓના પંજામાંથી છોડાવી.

આબાસે ઉદાસ ચિત્તે નોકરોને પૂછ્યું કે 'આ ભયાનક દુર્ઘટનાનું મૂળ કારણ શું? આ શોચનીય કૃત્ય કોણે કર્યું?'

બધાએ એકે સ્વરે જવાબ આપ્યો 'હામીદખાંજ આ દુર્ઘટનાનું મૂળ છે. ત્હેણેજ પોતાને હાથે રાણીનું ખૂન કર્યું છે.'

આબાસના હુકમથી સિપાહીઓ હામીદખાંને પકડી આણવા સારૂ ચારે તરફ દોડયા, ઘણી શોધ પછી એ પાસેના એક

જંગલમાં સંતાયલો મળી આવ્યો. આબાસખાંના સિપાહીઓએ દેખતાં વારજ ત્હેને પકડી લીધો. ત્યાર પછી આબાસખાના હુકમથી રાણી ચાંદબીબીના એ ખૂનીને ઝાડ તળે બાંધીને ફાંસી દેવામાં આવી. આ પ્રમાણે હામીદખાને ત્હેના રાજદ્રોહ અને સ્વદેશ દ્રોહ જેવા મહાપાપની સજા આ દુનિયામાં તરતને તરતજ મળી ગઈ. 'કરણી તેવી પાર ઉતરણી' એ મહા વાક્ય ત્હેની બાબતમાં ચરિતાર્થ થયું.

મરણ પામ્યા પછી પણ રાણી ચાંદબીબીના ચ્હેરાનો સ્વર્ગીય ભાવ અને અપૂર્વ દિવ્ય જ્યોતિ લુપ્ત થયાં નહોતાં, પ્રજાજનો ત્હેની કબર આગળ એકઠા થઇને ચોધાર આંસુ વરસાવવા લાગ્યા.

થોડા વખતમાજ અહમદનગર મોગલોના હાથમાં આવ્યું. આબાસખા અને ત્હેની પતિવ્રતા પત્ની નિર્વિઘ્ને બિજાપુર પાછા ફર્યાં. બે એક પેઢીઓમાં ચાદબીબીનો વંશવેલો લુપ્ત થઇ ગયો પણ ચાદબીબીનું નામ ત્હેના પરાક્રમ અને દક્ષતાને લીધે ઇતિહાસમાં અમર થઇ ગયું છે એમ કહેવાય છે કે મોગલ બાદશાહે પણ રાણીના આ પ્રમાણે છળકપટથી માર્યા ગયાના સમાચાર સાભળ્યા ત્યારે ત્હેણે ઘણો શોક કર્યો હતો, અને આગલા યુદ્ધમાં રાણી ચાંદબીબીએ દર્શાવેલી વીરતા અને તેજસ્વિતાનાં ઘણાં વખાણ કર્યાં હતાં.



# રત્ન–૯૭. ઠકુરાણી કાકરેચીજી.

આ રાજકન્યા ગુજરાતમાં કાકરેચી પ્રદેશમાં દિયોધર ગામના વાઘેલા ઠાકુર અગરાજીની પુત્રી હતી. ત્હેનું લગ્ન મારવાડ દેશના પશ્ચિમ પરગણા સાચોરમાં કેસોનગરા ચોહાણ રાવ બલ્લૂજીના પુત્ર નરહરદાસજીની સાથે થયું હતું. બલ્લૂજી સંવત્ ૧૬૯૯ માં રાજસિંહાસન ઉપર બેઠા હતા, અને શાહજહાં બાદશાહની સેવામાં સકુટુંબ રહેતા હતા. સંવત્ ૧૭૧૪ થી સં. ૧૭૧૬ થી સુધી રાજ્યગાદી માટે શાહજહાંના પુત્રોમાં જે લ્હડાઇઓ થતી રહી ત્હેમાં નરહરજી મરી ગયા. નરહરજીનો પુત્ર પણ એમની સાથે લ્હડાઇમાં હતો અને રાણી કાકરેચીજી પોતાને પિયેર હતી. એ ઘણી બુદ્ધિમાન હતી અને કવિતા કરવાનો એને ઘણો શોખ હતો. પતિનું મૃત્યુ સાંભળીને એ ઘણીજ શોક વિહ્વળ થઈ ગઇ. એજ અરસામાં એક હજામ કે જહેનો ચહેરો નરહરદાસને ઘણો મળતો આવતો હતો, તે નરહરદાસ બનીને દિયોધર ગયો અને રાણીના પિતાને મળીને કહ્યું કે મ્હારા મરી ગયાની વાત ખોટી છે હું તો જીવતો છું અને ત્હમારો શોક નિવારણ કરવા માટે વગર રજાએ એકલો અહિં આવ્યો છું. અગરાજી ભોળા સરદાર હતા. ત્હેમણે એ ઠગારાનું કહ્યું માની લીધુ અને પુત્રીને કહ્યું કે નરહરદાસજી આવી ગયા છે. દુશ્મનોએ ખોટી ગપ ઉડાવી હતી. હવે તું ત્હારો વૈધવ્ય વેશ કહાડી નાખ. પરન્તુ કાકરેચીજી ચતુર સ્ત્રી હતી. એણે પિતાના કહ્યા ઉપર વિશ્વાસ ન કર્યો. પિતાએ બહુ

આગ્રહ કર્યો ત્યારે પડદામાંથી એને જોઇને ખાત્રી કરી કે એ પોતાનો પતિ નથી પણ કોઇ વેશધારી ધૂતારો છે. એણે એક કવિતમાં જણાવ્યું કે,

નરહર નેજાઁ ભા જિયા, ક્યોં પલટાઉ ભેસ.

નરહરદાસ તો ભાલાથી લ્હડીને મરી ગયા હું વેશ કેવી રીતે બદલું ? આટલું કહીને એણે પોતાના નોકરોને હુકમ આપ્યો કે આ કોઇ ઢોંગી ધૂતારો છે એને લાત મારીને કહાડી મૂકો.

કાકરેચીના બનાવેલા બીજા પણ ઘણા દોહા છે એમ સાંભળવામાં આવ્યું છે.

---

## ૨૯૮—૯૮. રૂપનગઢની રાજકુમારી.

---

પ્રતાપના મૃત્યુ પછી ત્હેનો જ્યેષ્ઠ પુત્ર અમરસિંહ ગાદીએ બેઠો. અમરસિંહના રાજ્યમાં અકબરના પુત્ર જહાંગીરે ઘણી વાર ઉદયપુર ઉપર ચ્હડાઇ કરી હતી.

ઘણાં વર્ષો સુધી અમરસિંહે દિલ્હીની પ્રબળ શક્તિની સ્હામે પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કર્યું હતું. અનેક વાર મોગલ સેના પરાજીત થઇને પાછી ફરી હતી.

પણ આખરે દિલ્હીના પ્રમાણમાં મેવાડ એક ન્હાનું રાજ્ય હતું. જહાંગીર અને ત્હેના તાબાના બીજા રાજપુત રાજાઓએ પ્રતિજ્ઞા લીધી હતી કે ગમે તેમ કરીને મેવાડને મોગલોને સ્વાધીન બનાવીશું. આટલી મ્હોટી સત્તાની આગળ, પોતાનું

રક્ષણ એકલે હાથે કરવાનું મેવાડનું શું ગજું ? પ્રતાપે રાજ્ય-ભ્રષ્ટ થઈને, ગરીબ ભિખારીની પેઠે દારિદ્રયપૂર્વક વન અને પર્વતોમાં સપરિવાર અસહ્ય દુઃખ વેઠીને જીંદગી ગાળી હતી, પરન્તુ મોગલોને શરણે જઈને સીસોદિયાના કુળને કલંક લગાડયું નહોતું. વીર હોવા છતાં પણ અમરસિંહના ચરિત્રમાં પિતાની એ દૃઢતા નહોતી. આટલા દિવસ તો ગમે તેમ કરીને એણે મોગલોની સાથે યુદ્ધ કર્યું હતું. પણ મોગલોના ઉપરા-ઉપરી હુમલા થયાથી એ એટલો બધો દુર્બળ થઇ ગયો હતો કે ત્હેણે અધીનતા સ્વીકારીને જહાંગીરની સાથે સંધિ કરી.

પરન્તુ બીજા રાજપુત રાજાઓની પેઠે એ જાતે કોઇ દિવસ મોગલોનાં દરબારમાં ગયો નહીં, તેમજ મોગલોની સાથે ત્હેણે લગ્નનો સંબંધ પણ બાંધ્યો નહીં.

જહાંગીર અને ત્હેના પુત્ર શાહજહાને અકબરની ઉદાર રાજનીતિનું અનુકરણ કરીને રાજપુતો અને બીજા હિંદુ રાજાઓ સાથે ઘણો સારો વ્યવહાર રાખ્યો હતો. ત્હેમના સમયમાં અમરસિંહના વારસો રાણા કર્ણ અને જગતસિંહ મેવાડમાં રાજ્ય કરતા હતા. બન્ને બાદશાહોએ ત્હેમનું ઘણું માન રાખ્યું હતું.

જગતસિંહની પછી ત્હેનો જયેષ્ઠ પુત્ર મહાવીર રાણા રાજસિંહ ગાદીએ બેઠો. દિલ્હીમાં શહેનશાહ શહાજહાંને પદ ભ્રષ્ટ કરીને ત્હેનો ત્રીજો પુત્ર ઔરંગઝેબ સિંહાસન ઉપર બેઠો.

૨.

રૂપનગઢ નામનું રાજપુતાનામાં એક ઘણું ન્હાનું રાજ્ય છે. આપણા આખ્યાનની નાયિકા એ રૂપનગઢના રાજા વિક્રમ

સોલંકીની કન્યા હતી. અકબરના સમયથી મોગલ બાદશાહે રાજપુત કન્યાઓ પરણુતા આવ્યા હતા. બાદશાહ જહાંગ્ અને શાહજહાં બન્ને જણા રાજપુત બેગમોના ગર્ભમાં જન્મ્ય હતા. ઔરંગજેબની પ્રથમ અને મુખ્ય બેગમ પણ જોધપુરં એક રાજકન્યા હતી. વૃદ્ધાવસ્થામાં પણ મોગલ બાદશાહો વિવાહ કરતાં ચૂકતા નહીં; કોઈ પણ અસાધારણ સુંદર રાજપુતાણી કે મુસલમાનીની ખબર મળતી તો તરતજ મોગલ બાદશાહ ત્હેને પરણુવા યત્ન કરતો. આ પ્રમાણે એક દિવસ રૂપનગઢની રાજકન્યાના અપ્રતિમ સૌન્દર્યની પ્રશંસા દિલ્હી-નરેશ ઔરંગજેબને કાને પહોંચી. વૃદ્ધાવસ્થામાં પણ એ સુંદરીને વરવાની ત્હેને પ્રબળ ઈચ્છા ઉત્પન્ન થઇ. ઔરંગજેબે તરતજ એક સૈન્ય સાથે રૂપનગઢના રાજાને સંદેશો મોકલ્યો કે ત્હમારે ત્હમારી કન્યાને બાદશાહની બેગમ બનવા સારૂ હમણાં ને હમણાંજ દિલ્હી મોકલી આપવી.

મારવાડ, અંબર વગેરે મ્હોટા મ્હોટા રાજપુત રાજ્યોના રાજાઓએ પણ મોગલોને કન્યા આપી હતી, તો પછી ન્હાનું સરખું રૂપનગઢ શી વિસાતમાં ? મોગલ શહેનશાહને કન્યા આપવામા રૂપનગઢના રાજાનું કાંઈ અપમાન થાય એમ નહોતું. મનમા એને જરા ખોટું તો લાગ્યું તોપણ બાદશાહનું માગું પાછું કહાડવાની ત્હેનામા હિંમત નહોતી; કારણ કે, એ જાણતો હતો કે દિલ્હીનો બાદશાહ કોપિત થશે તો એક ક્ષણુમાં રૂપનગઢને ભસ્મીભૂત કરી નાખશે. એ વિચારથી રાજા પોતાની કન્યાને દિલ્હી મોકલવા તૈયાર થયો.

પરન્તુ રાજકુમારી એક આદર્શ રાજપુતાણી હતી, ત્હેના

હૃદયમાં રાજપુતોની મહત્તા અને તેજસ્વિતાનો પ્રવાહ પૂર્ણ વેગથી વહેતો હતો. હિંદુ કન્યા થઇને પવિત્ર રાજપુત કુળમાં જન્મ લઇને, પરધર્મી મોગલના દેહને સ્પર્શ કરવો, ત્હેને પોતાનું સૌન્દર્ય અને યૌવન સમર્પણ કરવું ત્હેના કરતાં મૃત્યુ હજારગણું શ્રેષ્ઠ છે એમ ત્હેને લાગ્યું. દિલ્હીના બાદશાહની બેગમ થવાની લાલચમાં ત્હેનો સંકલ્પ જરા પણ શિથિલ થયો નહીં. એણે મનમાં ને મનમાં નિશ્ચય કર્યો કે પિતાજી જો દિલ્હી જવાને ઘણોજ આગ્રહ કરશે તો અગ્નિમાં ઝંપલાવીને અથવા તો વિષ ખાઇને મરી જઇશ, પણ પરધર્મી બાદશાહની બેગમ તો નહીંજ બનું.

એકાન્તમાં પિતાની પાસે જઇને રાજકુમારીએ કહ્યું પિતાજી આખરે ત્હમને આવીજ મતિ સૂઝી? રાજપુતના કુળમાં જન્મીને, રાજપુતાણીનો દેહ પામીને, શું હું મોગલની બેગમ બનીશ? આ દેહનું પવિત્ર લોહી મોગલના સ્પર્શથી કલંકિત કરીશ? રાજપુત વીરતાના ગૌરવવાળા આ પવિત્ર પ્રાણમાં મોગલની પત્ની બનીને હીનતાનો સંચાર કરીશ? દેવપૂજાને લાયકનું પુષ્પ આજે પિશાચના પગ તળે કચરાઇ જશે? મ્હારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો એવું કદાપિ નહીં થવા દઉં. વિધાતાએ મ્હને સૌન્દર્ય આપ્યું છે તો એ સૌન્દર્ય પરધર્મી મોગલને કદી પણ સમર્પણ નહીં કરૂં.

'રાજપુત કન્યા કોઈ વીર રાજપુતનીજ સહધર્મિણી થશે. મ્હારા નશીબમાં એવો કોઈ વીર પુરૂષ નહીં લખાયો હોય તો હું કુંવારી અવસ્થામાંજ મરીશ, પણ મોગલ બાદશાહની પાશવ લાલસાને કદી તૃપ્ત નહીં કરૂં. પિતાજી! ત્હમે રાજપુતવીર છો.

બહાદૂર રાજપુત કન્યા મોત પસંદ કરશે પણ પોતાના કુળની મર્યાદાનો, પોતાના ધર્મની મર્યાદાનો નાશ થાય તે કદી સહન નહીં કરે? આજ શું મ્હેં લઈને પોતાની કન્યાને જીવતી નરકમાં મોકલવા તૈયાર થયા છો? પિતાજી, આપનાથી આ કલંક કેવી રીતે સહન થશે? હું રાજી ખુશીથી હસતી હસતી ચિતામાં બળી મરવા તૈયાર છું, પણ દિલ્હી તો હું કદી પણ જઈશ નહીં.'

કન્યાનાં મર્મભેદી વચનો તીરના માફક ત્હેના પિતાના હૃદયમાં પ્રવેશ કરી ગયાં. પણ બીજો કાંઇ ઉપાય નહોતો. રૂપનગઢનું રક્ષણ કરવું હોય તો કન્યાને એ નરકમાં મોકલ્યા વગર છુટકોજ નહોતો. થોડીક વાર વિચાર કરીને ત્હેણે કન્યાને સ્હમજાવવા માડયું "બેટા, આપણા કરતાં વધારે ઉંચા કુળના રાજપુતોએ પોતાની કન્યાઓ મોગલ બાદશાહને આપી છે. ઘણી રાજપુત કન્યાઓ ખુશીથી મોગલોને વરીને દિલ્હીના મહેલોમાં આનંદ કરે છે, તો પછી ત્હેને એમાં શરમ શેની લાગે છે? વળી તું કાંઇ સાધારણ ઉમરાવને પરણવા નથી જતી. સાક્ષાત્ બાદશાહ ત્હેને પોતાની બેગમ બનાવવા બોલાવે છે. તું દિલ્હીની અધીશ્વરી બનીશ. જોધપુરની રાજકન્યા જે આસન ઉપર બિરાજે છે, તે આસન ઉપર તું બિરાજીશ, એ કાંઇ શરમ ભરેલું નથી બલ્કે રૂપનગઢ જેવા ન્હાના રાજ્યને માટે ગૌરવજનક છે.'

ઘણાજ તિરસ્કારપૂર્વક રાજકન્યાએ ઉત્તર આપ્યો 'પિતાજી, ત્હમારી આવી વાતો સાંભળીને મ્હને ઘણી ઘૃણા આવે છે. યાદ રાખજો કે હું રાજપુત કન્યા છું. સાધારણ જાગીરદારની

કન્યા હઇશ તોપણ માનમરતબો અને વંશ ગૌરવમાં હું કોઈ બીજા મ્હોટા રાજ્યના રાજા કરતાં હીન નથી. જે રાજપુતોએ પોતાના વંશની, પોતાના ધર્મની મર્યાદા છોડી દઈને મોગલોના વંશમાં પોતાની કન્યાઓ આપી છે, ત્હેના કરતાં એક ઝુંપડીમાં વસનાર રાજપુતનું ગૌરવ અને પદ શ્રેષ્ઠ છે. વીર રાજપુતોની સહધર્મિણી થવા યોગ્ય જે રાજપુત કન્યાઓ વિધર્મી મોગલોની વિલાસ-સંગિની થઈ છે ત્હેના કરતાં ગરીબમાં ગરીબ રાજપુત કન્યાનો દરજ્જો પણ શ્રેષ્ઠ છે.

અંબર અને મારવાડના રાજાઓ આપણા કરતાં ઘણા મ્હોટા હશે એ વાત ખરી, એ લોકોની શક્તિ ઘણી પ્રબળ હશે એ વાત સાચી, બહારના ઠાઠમાં ત્હેમના ઘરની છોકરીઓ ઘણી સુખી હશે એ વાત પણ ખરી, પરન્તુ સ્મરણમાં રાખજો કે, આજ આપ મ્હારા લોહીને મોગલના સ્પર્શથી કલંકિત નહીં થવા દો, આજ આપ આપની કન્યાને મોગલની બેગમ નહીં થવા દો, આપણે રાજપુતાઇના ટેકમાં, હિંદુના ગૌરવમાં એ મ્હોટા રાજ્યો કરતાં પણ ઘણા શ્રેષ્ઠ ગણાઈશું.'

'હું દિલ્હીની સલ્તનતની પરવા રાખતી નથી. રાજ્યસત્તાની લાલચથી, અલંકારો અને વૈભવની લાલચથી રાજપુતાણી કોઈ દિવસ પોતાનો ધર્મ વેચતી નથી. રાજપુતાણી રાજપુતની સહધર્મિણી અને ગૃહિણી થવા યોગ્ય છે. મોગલ કન્યા, તાતાર કન્યા, તુરકી કન્યા એ બધીઓ બેગમ થવાનું પસંદ કરે તો વ્યાજબી ગણાય, પરન્તુ રાજપુત કન્યા તો મોગલને વરવા કરતાં ગરીબમાં ગરીબ ઝુંપડીમાં રહેનાર, રાજપુતની ગૃહિણી થવામાં વધારે આબરૂ અને ગૌરવ માનશે.'

રાજકુમારીના પિતાએ ધીમેથી જવાબ આપ્યો 'ત્હારી બધી વાત હું સ્હમજું છું. હું કાંઈ ત્હને મ્હારી રાજીખુશીથી બાદશાહ સાથે પરણાવતો નથી. ત્હને બોધ આપવા ખાતર આટલી શિખામણ મ્હારે આપવી પડી હતી. મ્હારે લાચારીએ આ કામ કરવું પડે છે. બાદશાહનું કહ્યું નહીં માનીએ તો એ રૂપનગઢનો નાશ કરશે અને ત્હને પણ બળપૂર્વક લઇ જશે.'

રાજકુમારીએ કહ્યું 'રાજપુતાણીને બળપૂર્વક અધર્મના માર્ગમાં લઇ જવાની શક્તિ દિલ્હીના બાદશાહમાં તો શું, પણ જગતના બધા રાજાઓ સાથે મળીને આવે તોપણ નથી. રાજપુતાણી મરતાં બ્હીતી નથી. અગ્નિ, વિષ અને તલવાર એ રાજપુતાણીના આપત્તિ સમયે મિત્રો છે. એમની મદદથી હમેશાં રાજપુતાણીઓ પોતાનું રક્ષણ કરતી આવી છે, અને ભવિષ્યમા પણ કરશે. મોગલોની સ્હામે પોતાનું રક્ષણ કરવા જેટલી શક્તિ ત્હમારામા નથી એ હું જાણું છું. આપ રજા આપો તો હમણાજ હું ચિતામાં પડીને કે વિષ ખાઇને રાજપુત કુળનું ગૌરવ અકલંકિત રાખવા તૈયાર છું.'

પિતાએ કહ્યું 'ધર્મના રક્ષણાર્થે કન્યાનું મૃત્યુ થવાથી રાજપુત દુઃખી થતો નથી. આજ મોગલ બાદશાહ ત્હારૂં શિયળ ભંગ કરવા આવ્યો હોત તો હું મ્હારે હાથે ત્હને મૃત્યુના મુખમા સોંપી દેત. પરન્તુ તું હજુ કુમારી છે, બાદશાહે વિધિ પ્રમાણે ત્હારી સાથે લગ્ન કરવાનું માગું મોકલ્યું છે. મોગલો અને રાજપુતો વચ્ચે વિવાહનો સંબંધ બંધાઇ ચૂક્યો છે એટલે એ વિવાહ એક રીતે ઘણો ધિક્કારવા યોગ્ય હોવા છતાં એમાં ત્હારા શિયળનો ભંગ થતો નથી. તેમ છતાં પણ જો તું ખરા

અંતઃકરણથી એ વિવાહની વિરૂદ્ધજ હોય તો ત્હારા મૃત્યુ સ્હામે મ્હારે વાંધો નથી. દુઃખી જીવન કરતાં મૃત્યુ વધારે સારૂં છે. પણ યાદ રાખજે કે ત્હારા મરવાથી બાદશાહ મ્હને ક્ષમા કરશે નહીં. એ તો એમજ માનશે કે એની સાથે નહીં પરણાવવા સારૂ મ્હેં પોતાની કન્યાની હત્યા કરી છે. એ વેરનો બદલો લેવા સારૂ બાદશાહ રૂપનગઢને પાયમાલ કરી નાખશે. રૂપનગઢના કલ્યાણ સારૂ ત્હારે આ દુઃખ અને અપમાન વેઠવું જોઇએ. રૂપનગઢની રાજકન્યા થઇને રૂપનગઢનું સત્યાનાશ વાળીશ નહીં.

રાજકુમારીએ કાંઈ જવાબ ન આપ્યો. મનમાં ને મનમાં એ વિચારવા લાગી 'ભલે એમ થવા દો. પિતા મ્હને દિલ્હી મોકલીને ભલે રૂપનગઢનું રક્ષણ કરે. દિલ્હીના રસ્તામાં વિષ ખાઇને હું મરી જઇશ. મર્યા વગર હવે છુટકો નથી. અહિંયાં નહીં મરૂં તો દિલ્હીના રસ્તામાં મરીશ એમ કર્યાથી રૂપનગઢનું રક્ષણ થતું હોય તો મ્હારે શો વાંધો છે?' આ પ્રમાણે વિચારીને એણે પિતાને કહ્યું 'ભલે, એમ કરો. રૂપનગઢના કલ્યાણ સારૂ હું બધુંએ સહન કરીશ. મ્હને દિલ્હી મોકલવાની તૈયારી કરો.'

પોતાની મેડીમાં જઇને રાજકુમારી ખૂબ રોઈ. દુઃખીઓના એક માત્ર આધાર વિપત્તિગ્રસ્ત મનુષ્યોની છેવટની મદદ, નિરાશોની છેવટની આશા, ભગવાનને પોકારીને એ ગળગળે સ્વરે કહેવા લાગી. 'હે ભક્તવત્સલ ભગવાન! રૂપનું પરિણામ આવુંજ આવતું હોય તો ત્હેં મ્હને રૂપ શું કામ આપ્યું? મ્હારૂં યૌવન હજુ તો હમણાંજ ફુટયું છે. એ પ્રથમ યૌવનમાં

મ્હારા હૃદયમાં કેટલા સુખની આશા હતી. પણ આ તો મ્હારૂં યૌવન રૂપી પુષ્પ ખીલતાં વારજ કરમાઈ જવાનો સમય આવ્યો છે. પ્રભુ ત્હારા ધર્મરાજ્યમાં આવો અન્યાય શા માટે ? હું ન્હાની બાલિકા છું. માટે શું મ્હારી ઈચ્છા પ્રમાણે વર્તીને મ્હારા જીવનનું સાર્થક કરવાનો અધિકાર મ્હને નથી ? શું મ્હારે એ પરધર્મી બાદશાહની કામલાલસાના અગ્નિમાં પડવુંજ પડશે, અથવા તો મ્હારે પોતાને હાથે પવિત્ર જીવનને અકાળ મૃત્યુને સોંપવું પડશે ? પ્રભુ ! રાજપુતાણીની આબરૂ સાચવીને ત્હેને બચાવી શકાય એમ હોય તો મ્હને બચાવ. દેવ ! દીન બાલિકાની પ્રાર્થના સાંભળ ! અને મ્હને આ સંકટમાંથી પાર ઉતરવાનો યોગ્ય ઉપાય બતાવ !'

રાજકુમારીની પ્રાર્થના જગત્પિતાના કાને પહોચી. ત્હેણેજ ત્હેના હૃદયમાં ઉતરીને એક યુક્તિ સુઝાડી. રાજકુમારીને એ અંધકારમાંથી બહાર નીકળવાનો રસ્તો તરતજ જણાઈ આવ્યો. ત્હેને સાંભરી આવ્યું કે આ આપત્તિમાથી મ્હારૂં રક્ષણ કરી શકે એવો એક વીર પુરૂષ રાજસ્થાનમાં અવશ્ય છે. એ વીર મેવાડનો રાણા રાજસિંહ છે. ત્હેમને જો આશ્રયને માટે વિનંતિ કરવામાં આવે તો એ જરૂર રાજપુત બાળાના ધર્મનું રક્ષણ કરશે.'

વળી તે મનમાં ને મનમા વિચારવા લાગી 'મહારાણા રાજસિંહની બહાદૂરીની વાતો ઘણી સાંભળી છે. સંગ્રામસિંહ અને પ્રતાપસિંહના એ યોગ્ય સંતાન છે. મ્હારૂં રક્ષણ કરવાની જો ત્હેમની ઈચ્છા થશે તો તેઓ જરૂર એ કામમાં સફળ થશે. મ્હારે નિમિત્તે એમને મોગલો સાથે યુદ્ધ કરવું પડશે. એ યુદ્ધમાં રાજસિંહ મોગલોને હરાવશે તો પરાધીન રાજસ્થાનમાં

પાછું સ્વતંત્રતાનું ગૌરવ આવશે. મ્હારે ત્હેમનેજ શરણે જવું જોઇએ.

'હું સાધારણ ગરીબ બાલિકા છું. એ મ્હારૂં રક્ષણ કરી શકશે, તો ત્હેના બદલામાં ત્હેમને અર્પણ કરવા યોગ્ય મ્હારી પાસે કશું પણ નથી. આ રૂપ અને યોવન ત્હેમના ચરણમાં સમર્પણ કરીશ. એ દેવસ્વરૂપ વીરની પૂજા કર્યાથી મ્હારા સૌન્દર્ય અને યોવનનું પણ સાર્થક થશે.'

રાજકુમારીના દારૂણ દુઃખ અને નિરાશામય હૃદયમાં આ વિચારોથી સાંત્વના અને આશાનો સંચાર થયો એણે રાજસિંહના ઉપર એક પત્ર લખીને કોઇ વિશ્વાસુ બ્રાહ્મણ સાથે મોકલી આપ્યો.

આગળ પાછળનો બધો વૃત્તાંત, તથા બાદશાહ સાથે પરણવા સ્હામે પોતાનો મજબૂત વાંધો જણાવીને ત્હેણે લખ્યું હતું કે 'મહારાણા! હું એક સાધારણ બાલિકા હોવા છતાં પણ રાજપુત કન્યા છું. આપ રાજપુતોના ગૌરવ સ્વરૂપ છો. પવિત્ર મેવાડના રાણા છો. ધર્મ સાચવવા સારૂ, રાજપુતોનો ટેક સાચવવા સારૂ, રાજપુત બાળા આપનો આશ્રય માગે છે. મેવાડના રાણા આવી આફતના સમયમાં મ્હને મદદ કરીને રાજ્યધર્મનું પાલન નહી કરે ? જે મેવાડના રાણાઓ મૂળથીજ રાજપુતોની આબરૂનું રક્ષણ કરતા આવ્યા છે; તે રાણાઓના વંશજ થઈને, ત્હમે રાજપુત બાળાનું અપમાન ચુપચાપ પોતાની આંખે જોઈ રહેશો ? રાજપુત બાળાને માથે આના કરતાં વધારે મ્હોટી આફત બીજી કોઈ હોઈ શકે નહીં. એવી આપત્તિને સમયે હું ત્હમારી સહાયતા માગું છું. રાજપુત કળ-

તિલક મહારાણા રાજસિંહની હયાતીમાં રાજપુત કન્યા પરધર્મીની બેગમ બનશે? મહારાજ! દુરાચારી મોગલોના હાથમાંથી આપ મ્હારૂં રક્ષણ નહીં કરો? મેવાડની ગાદી ઉપર બિરાજીને ત્હમે આર્ય કુળની મર્યાદા ડૂબાડશો તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે આત્મહત્યા કરીને હું મ્હારા ધર્મનું રક્ષણ કરીશ. મેવાડાધિપતિ આજ ત્હમારી તલવાર મ્યાનમાંથી નહીં નીકળે તો યાદ રાખજો કે પછી કોઈ દિવસ સમશેર ખેલવાનો આવો સરસ પ્રસંગ મળવાનો નથી. હમેશાં ત્હમારી તલવારને કલંકિત થઈને મ્યાનની અંદરજ પડી રહેવું પડશે.'

યથા સમયે આ પત્ર રાજસિંહને પહોંચ્યો.

મોગલ બાદશાહ ઔરંગઝેબ ઘણો ચતુર અને શક્તિશાળી હોવા છતાં પોતાની અતિશય ધર્માંધતાને લીધે દેશના લોકોના તિરસ્કારને પાત્ર થઈ પડયો હતો. વહેલા મોડા રાજપુતોની સાથે ત્હેને યુદ્ધ કર્યા વગર છુટકો નહોતો.

એવે વખતે રાજપુત બાળાની પ્રાર્થના રાજસિંહ નામંજુર કરી શકયો નહીં. રૂપનગઢની રાજકુમારીનો ઉદ્ધાર કરવા તે પોતાના સૈન્ય સાથે નીકળી પડયો. અને રૂપનગઢની પાસેના કોઈ પહાડી રસ્તામાં સંતાઈ રહ્યો.

૪.

પત્ર મોકલ્યા પછી રૂપનગઢની રાજકુમારી દિલ્હી જવા નીકળી આજ રૂપનગઢમાંથી ત્હેની છેલ્લી વિદાય હતી. રાજસ્થાનમાંથી આજ ત્હેની છેલ્લી વિદાય હતી, અને રાણા રાજસિંહ ક્ષાત્રધર્મનું પાલન કરીને અબળાની વારે ન ધાય તો પૃથ્વીમાંથી પણ આજ ત્હેની છેલ્લી વિદાય હતી!!

નિરાશીઓની છેલ્લી આશા ભગવાન્ છે. એ ભીડભંજન ભગવાન ઉપર ભરોસો રાખીને રાજકુમારી આજ દિલ્લી જવા નીકળી, અંતરમાં એ વીર રાણા રાજસિંહની પૂજા કરતી હતી.

જે પહાડી પ્રદેશમાં રાજસિંહ હેમની વાટ જોઇને ઉભો હતો ત્યાં આગળ મોગલોનું સૈન્ય રૂપનગઢની રાજકન્યાને લઇને આવી પહોંચ્યું, એટલે રાજસિંહે પ્રબલ વેગથી હેમના ઉપર હુમલો કર્યો. મોગલો છિન્નભિન્ન થઇને પલાયન કરી ગયા. રાજકુમારીને લઇ વિજયી રાજસિંહ ઉદયપુર ગયો.

આ સમાચાર ઔરંગજેબની પાસે પહોંચ્યા. થોડાજ વખતમાં રાજસિંહને બાદશાહ સાથે ઘોર યુદ્ધમાં ઉતરવું પડયું.

એ યુદ્ધમાં ઔરંગજેબનો પરાજય થયો. સમરસિંહ, સંગ્રામસિંહ અને પ્રતાપસિંહના યોગ્ય વંશજ રાજસ્થાનના મહાવીર રાજસિંહે અસાધારણ પરાક્રમ બતાવીને ઇ. સ. ૧૬૮૦ ના માર્ચ માસમાં મુસલમાનો ઉપર વિજય મેળવ્યો.

યુદ્ધ સમાપ્ત થયા પછી, રાણા રાજસિંહ પાકી ઉમરનો હોવા છતાં પણ રૂપનગઢની યૌવનસંપન્ન રાજકુમારીએ સહર્ષ હેની સાથે લગ્ન કર્યું.



## રત્ન—૯૯. રાણી જયમતી.



સ્ત્રીજાતિ સાધારણ રીતે અબળા અને બ્હીકણ તરીકે ઓળખાય છે, પરન્તુ પતિ, પુત્ર, સ્વદેશ અને શિયળના રક્ષણ ખાતર હેમણે પોતાના પ્રાણ પણ વગર સંકોચે સમર્પણ કર્યા

હોય એવાં દૃષ્ટાન્તો થોડાં નથી. સીતા, સાવિત્રી, વગેરે પ્રાતઃસ્મરણીય સ્ત્રીઓના યુગને છોડી દઈને વર્તમાનકાળના ઇતિહાસની આલોચના કરવા જતાં પણ સ્ત્રીઓના આત્મત્યાગનાં અસંખ્ય ઉદાહરણ મળી આવે છે. હમે જે સાધ્વી રમણીરત્નના જીવનનું અતિ સંક્ષેપમાં અવલોકન કરવા તૈયાર થયા છીએ, તે આસામની સ્ત્રીઓની શિરોમણિ રાણી જયમતી છે અને તે આ વાતના એક ઉત્તમ દૃષ્ટાન્તરૂપ છે.

પર્વતમાળાઓથી શોભી રહેલા આસામ પ્રદેશની રમણીય શોભા જોતાં વારજ જણાઇ આવે છે કે પ્રકૃતિએ આ સ્થાનને ભગવદ્દભક્ત મહાત્માઓને ઈશ્વરની આરધના કરવા સારૂ નિર્માણ કર્યું હશે. ન્હાની મ્હોટી પર્વતમાળાઓ ઉંચુ મ્હોં કરીને જાણે કોઈ મહા ધ્યાનમાં નિમગ્ન હોય તેમ ઉભી છે. આસામની એક માત્ર નદી બ્રહ્મપુત્રા પણ જાણે પરમ પિતાની શોધમાં જતી હોય તેમ સ્થિર અને શાન્ત ભાવે નિરંતર વહ્યા કરે છે. પરન્તુ આસામ પ્રદેશ કેવળ પ્રાકૃતિક દૃશ્યને માટેજ પ્રસિદ્ધ નથી, ત્યાંનાં અસંખ્ય દેવમંદિરો આજ દિન સુધી પ્રાચીન આસામીઓના ધર્માનુરાગ અને શિલ્પકૌશલ્યનો પરિચય આપે છે. શિવસાગર જીલ્લાથી ત્રણ માઈલ દૂર જયસાગર નામનું એક તળાવ છે, એ તળાવ ઘણુંજ વિશાળ છે અને આશરે બસે વર્ષ પૂર્વે ખોદવામાં આવ્યું હશે એમ મનાય છે. જયસાગર તળાવ આજદિન સૂધી મુસાફરોને આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે, એટલું મ્હોટું બનાવટી તળાવ બીજે કહીં હશે કે નહીં તે ખબર નથી. મ્હોટા આશ્ચર્યની વાત તો એ છે કે એમા કોઇ પણ દિવસ લીલ બાઝતી નથી, એમાં કોઇ એવી જાતની

રસાયણિક ક્રિયા કરેલી છે તેથી અથવા તો કોઇ વૈજ્ઞાનિક યુક્તિને લીધે ત્હેનું પાણી સ્ફટિકના જેવું સ્વચ્છ અને નિર્મળ રહે છે. એનું પાણી જમીનની સપાટીથી પાંચ છ ફીટ ઉંચું છે એનો કાંઠો બહારથી ઢોળાવદાર છે. આસામરાજ રૂદ્રસિંહે ત્હેની માતા જયમતીના સ્મૃતિચિહ્ન તરીકે એ તળાવ ખોદાવ્યું હતું અને ત્હેના નામ ઉપરથી એ તળાવનું નામ જયસાગર પાડ્યું છે. એ તળાવને કાંઠે 'જયદોલ' નામનું એક મંદિર છે. આસામની ભાષામાં મંદિરને દોલ કહે છે. હમે આજ એ મહાન લલનાનું ચરિત્ર ગુર્જર બ્હેનો સમક્ષ રજુ કરીશું. પરંતુ તે પહેલાં આસામનો ઇતિહાસ સહજસાજ જાણવો જરૂરનો છે.

લગભગ સાતસો વર્ષ પૂર્વે બ્રહ્મદેશમાં આવેલા પંગનામક રાજ્યમાંથી માંહોમાંહીના કુસંપ ક્લેશને લીધે કંટાળીને કેટલાક લોકો જન્મભૂમિનો ત્યાગ કરીને આસામમાં પાતકે પહાડની પાસેના મુલકમાં આવી વસ્યા હતા. ત્હેમનો રાજા ચુકાફા પણ ત્હેમની સાથે આવ્યો હતો, ત્હેમણે હાલના શિવસાગર અને લક્ષ્મીપુર જીલ્લાના કેટલાક ભાગ ઉપર અધિકાર મેળવીને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એમના સમયમાં આસામ પ્રદેશ ઘણો આબાદ થયો. એ લોકો પ્રજાના ખરા હિતૈષી હતા અને લોકકલ્યાણનાં ઘણાં સત્કાર્યો કરવા માટે પ્રખ્યાત થયા હતા. એ બધાં સત્કાર્યોને લીધે તેઓ અસમ (અતુલનીય) નામથી પ્રખ્યાત થયા હતા. જૂનો ઇતિહાસ વાંચવાથી જણાઇ આવે છે કે ઘણા પ્રાચીન કાળમાં પણ આસામ આર્યવંશી રાજાઓના તાબામાં હતું. પ્રાચીન આર્ય રાજાઓનો ધ્વંસ થયા પછી છુટિયા, કોચ વગેરે કેટલીક અનાર્ય જાતિઓના રાજ્ય-

કાળમાં ધર્મ, સભ્યતા, વિદ્યા વગેરે બધા વિષયમાં આસામની ઘણીજ અવનતિ થઈ હતી તે પાછી આસામી રાજાઓના સમયમાં પાછી એની પુનરૂન્નતિ શરૂ થઇ. એટલે પૌરાણિક યુગની વાત છોડી દઇએ તો આસામમાં યથાર્થ ગજશક્તિના સ્થાપનાર 'અહમ' વંશીઓને ગણી શકાય. રાણી જયમતીએ અહમ રાજવંશમાં જન્મ ધારણુ કરીને એ વંશની કીર્તિમાં વધારો કર્યો છે. જયમતીનો જન્મ થયો તે સમયે આસામ રાજ્યમાં ભયંકર અંતરવિગ્રહ મચી રહ્યો હતો. રાજ્યનો બધો વહિવટ મંત્રીઓના હાથમાં આવી ગયો હતો અને તેઓએ પોતાની સત્તા ચાલુ રાખવાના ઉદ્દેશથી રાજકુટુંબમાંથી મૂર્ખ આળસુ અને બાયલા પુરૂષોને ગાદી ઉપર બેસાડવાનો પ્રયત્ન કર્યો હતો. ત્હેમણે પ્રપંચ રચીને એ વખતના રાજાની હત્યા કરાવી તથા એક સગીર વયના બાળકને ગાદીએ બેસાડયો. આસામી ભાષામાં 'લરા' શબ્દનો અર્થ બાળક થાય છે એટલે એ રાજા 'લરા–રાજા' અર્થાત્ બાળક રાજાના નામથી પ્રસિદ્ધ થયો.

એકતો એ બાળક હતો, ત્હેમાં વળી ખટપટી મંત્રીઓના હાથમાં પુતળા જેવો થઇ રહ્યો હતો. રાજકાજ ચલાવવા જેટલું પાણી ત્હેનામાં નહોતું. વળી તે ઘણો બ્હીકણ સ્વભાવનો હતો. ત્હેને હમેશા એજ ડર રહેતો કે રખે કોઇ મ્હને પણ આગલા રાજાની પેઠે મારી નાંખે. એ ભયને લીધે એ સદા ચિન્તાતુર રહેતો તથા રાજકુટુમ્બના બીજા પુરૂષોનો વધ કરાવીને પોતાનો માર્ગ નિષ્કંટક કરવાનો યત્ન કરતો. આસામના મંત્રીઓ પણ લરા–રાજા જેવા દુર્બળ નૃપતિના પક્ષપાતી હતા, એટલે તેઓ

પણ ત્હેના કામમાં વિઘ્ન નહીં નાંખતાં, ઉલટી મદદ કરતા. એ વખતમાં આસામ રાજ્યમાં એવો કાયદો હતો કે, રાજકુટુંબમાં ઉત્પન્ન થયેલા કોઇ પણ બાળકના અંગમાં ખોડ ખાંપણ હોય તો તે રાજગાદીનો હકદાર ગણાશે નહીં. એટલા સારૂ લરા–રાજા રાજકુટુંબના મનુષ્યોમાંથી કોઇની હત્યા કરવા લાગ્યો તો કોઇના હાથ પગ કાપીને અપંગ બનાવવા લાગ્યો.

એ સમયમાં કુમારી જયમતીના સૌન્દર્ય અને સદ્‌ગુણની ખ્યાતિ ચારે તરફ પ્રસરી રહી હતી. લરા–રાજાએ ત્હેની સાથે લગ્ન કરવાની ઇચ્છા દર્શાવી. પરન્તુ તેજસ્વી જયમતી વીર નારી હતી. વીરતાનો મહિમા એ સારી પેઠે જાણતી હતી. મંત્રીઓના હાથમાં પુતળાની પેઠે નાચનારા, પોતાના સ્વાર્થ ખાતર બિલકુલ નામર્દાઈથી બન્ધુઓનો વધ કરનારા લરા–રાજા માટે ત્હેને ઘણોજ તિરસ્કાર ઉપજ્યો હતો. રાજાની રાણી બનીને રાજ્યસુખ અને વૈભવ ભોગવવાની લાલચમાં આવીને એ એવા કાયર રાજા સાથે પરણે એવી સ્ત્રી નહોતી. ત્હેણે લરા–રાજાને પરણવાની સાફ ના કહી, અને એ સમયમાં પ્રચલિત રિવાજ પ્રમાણે સ્વયંવર રચીને, રાજવંશમાં જન્મેલા ગદાપાણિ નામના એક વીર પુરૂષને વરમાળા પહેરાવી. ગદાપાણિનું શરીર હૃષ્ટપુષ્ટ અને કસરતથી કસાયેલું હતું. ત્હેની બુદ્ધિ પણ અસાધારણ હતી. તે પોતાની વીરતા તથા બુદ્ધિચાતુર્ય માટે ઘણોજ પ્રસિદ્ધ હતો. આસામના લોકો ત્હેને ઘણુંજ ચાહતા હતા. બ્હીકણ સ્વભાવના લરા–રાજાને માટે ગદાપાણિનાં વીરત્વ અને લોકપ્રિયતા અસહ્ય થઇ પડયાં. પહેલેથીજ ત્હેની ઇચ્છા ગદાપાણિની હત્યા કરવાની હતી, પણ જ્યારે જયમતીએ પોતાની સાથે લગ્ન

ઘણી ઘાતકી વર્તણુક ચલાવવા માંડી. પરન્તુ રાણી જયમતીએ એટલો બધો જુલમ શાન્તિપૂર્વક સહન કર્યો. સ્વામીની ખબર આપી દેઇને પોતાનો છુટકારો કરવાનો વિચાર હેના મનમાં એક ક્ષણને માટે પણ ઉત્પન્ન થયો નહીં. એક અબળા ઉપર આટલો બધો અત્યાચાર થઈ રહ્યો હતો; એ જોઇને રાજ્યનાં બધા સ્ત્રી પુરૂષોનાં હૃદય પીગળી ગયાં; પણ લરા–રાજાના પાષાણહૃદય ઉપર જરા પણ અસર થઇ નહીં. એ તો ઉલટો દિન પ્રતિદિન નિર્દોષ જયમતી ઉપર વધારે ને વધારે જુલમ કરતો ગયો. એ દુરાત્મા રાજાના હૃદયમા જરા પણ દયાનો સંચાર થયો નહીં. એમ કહેવાય છે કે, પત્નીના ઉપર જે અસહ્ય અત્યાચાર થઇ રહ્યો હતો હેના સમાચાર હેના પતિ ગદાપાણિ પાસે પહોચ્યા, હેને માટે હવે ગુપ્તવાસ અસહ્ય થઇ પડયો. પોતાના ગુપ્તવાસમાંથી નીકળીને એ ગુપ્ત વેશમા બીજા જોવા જનારા ભેગોજ રાણી જયમતીના કેદખાનામાં ગયો; અને સ્વામીના સમાચાર કહી દેવાનો હેને વારવાર આગ્રહ કર્યો. ગદાપાણિ ગુપ્ત વેશમાં આવ્યો હતો તોપણ પતિવ્રતા જયમતી તરતજ હેને ઓળખી ગઈ, પરન્તુ રખે કોઇ હેમને પકડી લે એ શંકાથી કહેવા લાગી 'મ્હારા સ્વામી ક્યાં છે તે હું જાણું છું. પણ જીવ જતાં સુધી હું એ સમાચાર કોઇને જણાવવાની નથી. આપ નાહક શા સારૂ મ્હને ખોટી સલાહ આપવા આવ્યા છો? હમને મ્હારા હિતૈષી બનાવીને કોણ તેડી લાવ્યું છે. હમે સ્વચ્છંદે જ્યાં પધારવુ હોય ત્યાં સિધાવો'. ગદાપાણિ પોતાની ધર્મપત્નીનો આ ઇશારો સ્હમજી ગયો અને હેની અદ્ભુત સ્વામીભક્તિ જોઇને વિસ્મય પામ્યો.

ત્હેને વિચાર થયો કે હું છતો થઇને આટલી બધી પતિવ્રતા પત્નીને અલિંગન દઉં, પણ બીજીજી ક્ષણે ત્હેને વિચાર આવ્યો કે એમ કર્યાથી એના જીવને ઉલટું દુઃખ થશે. પત્નીની દુર્દશા ત્હેનાથી વધારે વખત જોઈ શકાઈ નહીં અને તે ત્યાંથી ઉદાસ થઈને ચાલ્યો ગયો. સ્વામીનો પ્રાણ બચાવવા ખાતર પોતાનો પ્રાણ આપી દેવો એ ભારતની સ્ત્રીઓને માટે કાંઇ અઘરી વાત નથી. પરન્તુ જયમતીએ જે કષ્ટ ભોગવ્યું તે એકદમ પ્રાણ આપી દેવા કરતાં પણ અધિક હતું. દુષ્ટ લરા-રાજાએ જયમતીને એક ખીંટી સાથે બાંધી રાખીને પંદર સોળ દિવસ સુધી ચાબકા માર્યા કર્યા. જયમતીએ બધો માર જરા પણ વીલું મ્હોં કર્યા વગર સહન કર્યો. એ ઉપરથી જણાઇ આવે છે કે એનું માનસિક બળ કેટલું બધું હશે ?

ગદાપાણિ એક વખત ફરીથી ત્હેને મળવા આવ્યો હતો પણ જયમતીએ ત્હેને કહી દીધું કે 'ત્હમારા શરીરમાં જરા પણ દયા નથી કે શું ? ત્હમે મ્હારૂં અપમાન અને કષ્ટ જોવા અહિં સુધી આવ્યા છો ? જયમતીની એ વખતે અન્તિમ દશા આવી પહોંચી હતી. પત્નીની છેવટની ઈચ્છાને માન આપીને ગદાપાણિ પોતાના શોકને હૃદયમાં શમાવીને પાછો પલાયન કરી ગયો.

અત્યંત જુલમ અને અપમાન સહન કરીને સાધ્વી-શિરોમણિ રાણી જયમતી એ થોડા સમયમાંજ નશ્વર દેહનો ત્યાગ કરીને દિવ્ય ધામમાં ચાલી ગઇ. ક્રૂર રાજાનો પ્રાણ અસહાય રમણીના અશ્રુજળથી પીગળ્યો નહીં; પણ વિશ્વરાજ પરમેશ્વરની આગળ ત્હેનો કરૂણ ક્રન્દનધ્વનિ પહોંચ્યા વગર રહ્યો નહીં. ત્હેમણે સતી

ઘણી ઘાતકી વર્તણુક ચલાવવા માંડી. પરન્તુ રાણી જયમતીએ એટલો બધો જુલમ શાન્તિપૂર્વક સહન કર્યો. સ્વામીની ખબર આપી દેઈને પોતાનો છુટકારો કરવાનો વિચાર ત્હેના મનમાં એક ક્ષણને માટે પણ ઉત્પન્ન થયો નહીં. એક અબળા ઉપર આટલો બધો અત્યાચાર થઈ રહ્યો હતો; એ જોઈને રાજ્યનાં બધાં સ્ત્રી પુરૂષોનાં હૃદય પીગળી ગયાં; પણ લરા-રાજાના પાષાણહૃદય ઉપર જરા પણ અસર થઇ નહીં. એ તો ઉલટો દિન પ્રતિદિન નિર્દોષ જયમતી ઉપર વધારે ને વધારે જુલમ કરતો ગયો. એ દુરાત્મા રાજાના હૃદયમાં જરા પણ દયાનો સંચાર થયો નહીં. એમ કહેવાય છે કે, પત્નીના ઉપર જે અસહ્ય અત્યાચાર થઇ રહ્યો હતો ત્હેના સમાચાર ત્હેના પતિ ગદાપાણિ પાસે પહોંચ્યા, ત્હેને માટે હવે ગુપ્તવાસ અસહ્ય થઇ પડયો. પોતાના ગુપ્તવાસમાંથી નીકળીને એ ગુપ્ત વેશમાં ભીખ લેવા જનારા સેગોન્જ રાણી જયમતીના કેદખાનામાં ગયો; અને સ્વામીના સમાચાર કહી દેવાનો ત્હેને વારંવાર આગ્રહ કર્યો. ગદાપાણિ ગુપ્ત વેશમાં આવ્યો હતો તોપણ પતિવ્રતા જયમતી તરતજ ત્હેને ઓળખી ગઈ, પરન્તુ રખે કોઇ ત્હેમને પકડી લે એ શંકાથી કહેવા લાગી 'મ્હારા સ્વામી ક્યાં છે તે હું જાણું છું. પણ જીવ જતાં સુધી હું એ સમાચાર કોઇને જણાવવાની નથી. આપ નાહક શા સારૂ મ્હને ખોટી સલાહ આપવા આવ્યા છો? ત્હમને મ્હારા હિતૈષી બનાવીને કોણ લેઈ લાવ્યું છે. ત્હમે સ્વચ્છંદે જ્યાં પધારવું હોય ત્યાં સિધાવો'. ગદાપાણિ પોતાની ધર્મપત્નીનો આ ઇશારો સ્હમજી ગયો અને ત્હેની અદ્ભુત સ્વામીભક્તિ જોઇને વિસ્મય પામ્યો.

ત્હેને વિચાર થયો કે હું છતો થઇને આટલી બધી પતિવ્રતા પત્નીને અલિંગન દઉં, પણ બીજીજ ક્ષણે ત્હેને વિચાર આવ્યો કે એમ કર્યાથી એના જીવને ઉલટું દુઃખ થશે. પત્નીની દુર્દશા ત્હેનાથી વધારે વખત જોઈ શકાઈ નહીં અને તે ત્યાંથી ઉદાસ થઈને ચાલ્યો ગયો. સ્વામીનો પ્રાણ બચાવવા ખાતર પોતાનો પ્રાણ આપી દેવો એ ભારતની સ્ત્રીઓને માટે કાંઇ અઘરી વાત નથી. પરન્તુ જયમતીએ જે કષ્ટ ભોગવ્યું તે એકદમ પ્રાણ આપી દેવા કરતાં પણ અધિક હતું. દુષ્ટ લરા–રાજાએ જયમતીને એક ખીંટી સાથે બાંધી રાખીને પંદર સોળ દિવસ સુધી ચાબકા માર્યા કર્યા. જયમતીએ બધો માર જરા પણ વીલું મ્હોં કર્યા વગર સહન કર્યો. એ ઉપરથી જણાઇ આવે છે કે એનું માનસિક બળ કેટલું બધું હશે ?

ગદાપાણિ એક વખત ફરીથી ત્હેને મળવા આવ્યો હતો પણ જયમતીએ ત્હેને કહી દીધું કે 'ત્હમારા શરીરમાં જરા પણ દયા નથી કે શું ? ત્હમે મ્હારૂં અપમાન અને કષ્ટ જોવા અહિં સુધી આવ્યા છો ? જયમતીની એ વખતે અન્તિમ દશા આવી પહોંચી હતી. પત્નીની છેવટની ઈચ્છાને માન આપીને ગદાપાણિ પોતાના શોકને હૃદયમાં શમાવીને પાછો પલાયન કરી ગયો.

અત્યંત જુલમ અને અપમાન સહન કરીને સાધ્વી–શિરોમણિ રાણી જયમતી એ થોડા સમયમાંજ નશ્વર દેહનો ત્યાગ કરીને દિવ્ય ધામમાં ચાલી ગઇ. ક્રૂર રાજાનો પ્રાણ અસહાય રમણીના અશ્રુજળથી પીગળ્યો નહીં; પણ વિશ્વરાજ પરમેશ્વરની આગળ ત્હેનો કરૂણ ક્રન્દનધ્વનિ પહોંચ્યા વગર રહ્યો નહીં. ત્હેમણે સતી

કરવાની ના કહી ને ગદાપાણિ સાથે પાણિગ્રહણ કર્યું ત્યારે ત્હેના હૃદયમાં વેર લેવાની ઇચ્છા ઘણી પ્રબળ થઇ ગઈ. ત્હેણે ગદાપાણિની હત્યા કરવાનો નિશ્ચય કર્યો અને ત્હેના દુષ્ટ મન્ત્રીઓ પણ ત્હેના હિંસાનલમાં આહુતિ આપવા લાગ્યા.

રાજાના ક્રોધમાંથી બચવાનો બીજો કોઈ ઉપાય નહીં સૂઝયાથી, ગદાપાણિ બાળક પુત્ર અને પત્ની જયમતીને ઘેર આગળ રાખીને, પલાયન કરી ગયો, અને રાજાના ગુપ્તચરો અને સિપાઈઓથી બચવા માટે પર્વતોમાં ફરવા લાગ્યા. પરન્તુ રાજાએ ત્હેની પછાડી અસંખ્ય સિપાઈઓ અને સવારો મોકલ્યા હતા. એ દુશ્મનોના હુમલામાંથી બચવાને માટે ગદાપાણિને અનેક યુક્તિઓ વાપરવી પડી હતી. ઘણી વખત ત્હેણે અસાધારણ વીરતાનો પરિચય આપ્યો હતો. છંછેડાયલો સિંહ જેમ પોતાના શિકાર ઉપર તુટી પડે તેમ એ ઘણીએ વખત લગ-રાજાએ મોકલેલા સૈનિકો ઉપર તુટી પડતો. અને બહાદૂરીથી ત્હેમની સાથે ઝપાઝપી કરીને, એમની આખી ટુકડીનો વધ કરી નાખતો. આ પ્રમાણે દુશ્મનોનો સંહાર કરીને એ ન્હાસતો ન્હાસતો બ્રહ્મપુત્રા નદી આગળ આવી પહોચ્યો, તથા બ્રહ્મપુત્રા નદી ઓળંગીને ત્હેણે પોતાના પ્રાણની રક્ષા કરી. ભૂખ, ઉજાગરો, અને માનસિક ચિન્તાને લીધે ગદાપાણિ ઘણો દુર્બળ થઇ ગયો હતો એવી દશામાં ઘણા દિવસ સુધી પોતાનું રક્ષણ નહીં થાય એમ ધારીને એ નાગાપહાડના એક દુર્ગમ પ્રદેશમાં સંતાઇ રહ્યો. લરા-રાજાના નોકરોએ ગદાપાણિની ઘણી શોધ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. આથી લરા-રાજા ઘણોજ દિલગીર થયો અને બીજી કોઇ રીતે ગદાપાણિનું વેર લેવાનો ઉપાય શોધવા લાગ્યો.

આખરે ત્હેના કુટીલ મંત્રીઓએ સલાહ આપી કે જયમતીને રાજસભામાં બોલાવી મંગાવો અને ત્હેને ગદાપાણિના સમાચાર પૂછો. કારણકે સ્વામી ક્યાં છે? ત્હેની સ્ત્રીને અવશ્ય ખબર હોવી જોઇએ. જયમતી પોતાને વરી નહોતી એટલે ત્હેના ઉપર તો લરા-રાજાને પહેલેથીજ દ્વેષ હતો; અને આ નિમિત્તે ભર સભામાં બોલાવીને ત્હેનું અપમાન કરવાનો લાગ મળશે એમ ધારીને ત્હેણે મંત્રીઓની સલાહને ઘણાજ આનંદ પૂર્વક માન્ય રાખી. તરતજ ત્હેણે જયમતીને તેડી લાવવા સારૂ રાજ્યના સિપાહીઓ મોકલ્યા. રાજાના હુકમને માન આપીને જયમતી પણ વગર વિલંબે રાજસભામાં હાજર થઈ. ત્હેના મુખારવિંદ ઉપર તેજસ્વિતાની એક અપૂર્વ જ્યોતિ છવાઇ રહી હતી. ત્હેનો નિડર ચ્હેરો જોઈને બધા સ્તંભિત થઈ ગયા. લરા-રાજા પણ ત્હેના સતીત્વનું તેજ જોઇને ઘડીભરને માટે અંજાઇ ગયો, પણ ત્હેનો એ ભાવ ઘણીવાર સુધી સ્થાયી રહ્યો નહીં. બીજીજ ક્ષણે ત્હેણે લાલચોળ આંખ કરીને જયમતીને પૂછ્યું 'ત્હારો સ્વામી ક્યાં છે'? બીજી કોઇ સાધારણ સ્ત્રી હોત તો અસત્યનો આશ્રય લેત અને કહેત કે 'મ્હને ખબર નથી.' પરન્તુ જયમતી ખરેખરી વીર નારી હતી. ત્હેણે આવા આપત્તિના સમયે પણ જૂઠું બોલવાનું વ્યાજબી ગણ્યું નહીં. ત્હેણે ખરેખર વીર રમણીને છાજે એવી રીતે સ્પષ્ટ જવાબ આપ્યો કે 'મ્હારો સ્વામી કયા છે તે હું કહીશ નહીં'. રાજાના અમલદારોએ એ પહેલાં તો ત્હેને ઘણો ભય બતાવ્યો. પણ એમ છતાંએ જયમતીનો સંકલ્પ ગણો દૃઢ રહ્યો. ગમે તેટલો ભય બતાવ્યા છતાં પણ એ ચળી નહીં. આખરે ત્હેને કેદખાનામાં પૂરીને ત્હેની સાથે

ઘણી ઘાતકી વર્તણુક ચલાવવા માંડી. પરન્તુ રાણી જયમતીએ એટલો બધો જુલમ શાન્તિપૂર્વક સહન કર્યો. સ્વામીની ખબર આપી દેઇને પોતાનો છુટકારો કરવાનો વિચાર ત્હેના મનમાં એક ક્ષણને માટે પણ ઉત્પન્ન થયો નહીં. એક અબળા ઉપર આટલો બધો અત્યાચાર થઈ રહ્યો હતો; એ જોઇને રાજ્યનાં બધા સ્રી પુરૂષોનાં હૃદય પીગળી ગયા; પણ લરા-રાજાના પાષાણહૃદય ઉપર જરા પણ અસર થઇ નહીં. એ તો ઉલટો દિન પ્રતિદિન નિર્દોષ જયમતી ઉપર વધારે ને વધારે જુલમ કરતો ગયો. એ દુરાત્મા રાજાના હૃદયમા જરા પણ દયાનો સચાર થયો નહીં. એમ કહેવાય છે કે, પત્નીના ઉપર જે અસહ્ય અત્યાચાર થઇ રહ્યો હતો ત્હેના સમાચાર ત્હેના પતિ ગદાપાણિ પાસે પહોચ્યા, ત્હેને માટે હવે ગુપ્તવાસ અસહ્ય થઇ પડયો. પોતાના ગુપ્તવાસમાંથી નીકળીને એ ગુપ્ત વેશમાં બીજા જોવા જનારા ભેગોજ રાણી જયમતીના કેદખાનામાં ગયો; અને સ્વામીના સમાચાર કહી દેવાનો ત્હેને વારવાર આગ્રહ કર્યો. ગદાપાણિ ગુપ્ત વેશમાં આવ્યો હતો તોપણ પતિવ્રતા જયમતી તરતજ ત્હેને ઓળખી ગઈ, પરન્તુ રખે કોઇ ત્હેમને પકડી લે એ શંકાથી કહેવા લાગી 'મ્હારા સ્વામી ક્યાં છે તે હું જાણું છું. પણ જીવ જતા સુધી હું એ સમાચાર કોઇને જણાવવાની નથી. આપ નાહક શા સારૂ મ્હને ખોટી સલાહ આપવા આવ્યા છો? ત્હમને મ્હારા હિતૈષી બનાવીને કોણ તેડી લાવ્યું છે. ત્હમે સ્વચ્છંદે જ્યાં પધારવુ હોય ત્યાં સિધાવો'. ગદાપાણિ પોતાની ધર્મપત્નીનો આ ઇશારો સ્હમજી ગયો અને ત્હેની અદ્ભુત સ્વામીભક્તિ જોઇને વિસ્મય પામ્યો.

ત્હેને વિચાર થયો કે હું છતો થઈને આટલી બધી પતિવ્રતા પત્નીને અલિંગન દઉં, પણ બીજીજ ક્ષણે ત્હેને વિચાર આવ્યો કે એમ કર્યાથી એના જીવને ઉલટું દુઃખ થશે. પત્નીની દુર્દશા ત્હેનાથી વધારે વખત જોઈ શકાઈ નહીં અને તે ત્યાંથી ઉદાસ થઈને ચાલ્યો ગયો. સ્વામીનો પ્રાણ બચાવવા ખાતર પોતાનો પ્રાણ આપી દેવો એ ભારતની સ્ત્રીઓને માટે કાંઈ અઘરી વાત નથી. પરન્તુ જયમતીએ જે કષ્ટ ભોગવ્યું તે એકદમ પ્રાણ આપી દેવા કરતાં પણ અધિક હતું. દુષ્ટ લરા–રાજાએ જયમતીને એક ખીંટી સાથે બાંધી રાખીને પંદર સોળ દિવસ સુધી ચાબકા માર્યા કર્યાં. જયમતીએ બધો માર જરા પણ વીલું મ્હોં કર્યા વગર સહન કર્યો. એ ઉપરથી જણાઇ આવે છે કે એનું માનસિક બળ કેટલું બધું હશે?

ગદાપાણિ એક વખત ફરીથી ત્હેને મળવા આવ્યો હતો પણ જયમતીએ ત્હેને કહી દીધું કે 'ત્હમારા શરીરમાં જરા પણ દયા નથી કે શું? ત્હમે મ્હારૂં અપમાન અને કષ્ટ જોવા અહિં સુધી આવ્યા છો? જયમતીની એ વખતે અન્તિમ દશા આવી પહોંચી હતી. પત્નીની છેવટની ઇચ્છાને માન આપીને ગદાપાણિ પોતાના શોકને હૃદયમાં શમાવીને પાછો પલાયન કરી ગયો.

અત્યંત જુલમ અને અપમાન સહન કરીને સાધ્વી–શિરોમણિ રાણી જયમતી એ થોડા સમયમાંજ નશ્વર દેહનો ત્યાગ કરીને દિવ્ય ધામમાં ચાલી ગઈ. ક્રૂર રાજાનો પ્રાણ અસહાય રમણીના અશ્રુજળથી પીગળ્યો નહીં; પણ વિશ્વરાજ પરમેશ્વરની આગળ ત્હેનો કરૂણ ક્રન્દનધ્વનિ પહોંચ્યા વગર રહ્યો નહીં. ત્હેમણે સતી

જયમતીને તો પોતાની સેવામાં બોલાવી લીધી, પણ ત્હેના પતિ ગદાપાણિને રાજસિંહાસન ઉપર બિરાજમાન કરાવીને ત્હેમણે જયમતીની અન્તિમ ઇચ્છા પૂર્ણ કરી. લરા–રાજા અને ત્હેના નીચ મંત્રીઓની ખરાબ વર્તણુકથી પ્રજા ઘણોજ ત્રાસ પામી ગઇ. ત્હેમણે પ્રેમપૂર્વક ગદાપાણિને રાજધાનીમાં પાછા આવવાનું આમંત્રણ મોકલ્યું, તથા લરા–રાજાનો વધ કરીને ગદાપાણિને રાજ્યાભિષેક કર્યો. ત્હેના પુત્ર રૂદ્રસિંહના સમયમાં આસામ રાજ્યની ઘણીજ ઉન્નતિ થઈ, એ પુત્રે રાણી જયમતીના સ્મરણમાં 'જયસાગર' તળાવ બંધાવ્યું. એ તળાવ આજ દિન સુધી રૂદ્રસિંહ રાજાની માતૃભક્તિ અને જયમતીના પાતિવ્રત્ય ધર્મનું સ્મરણ કરાવે છે.

પ્રિય બ્હેનો! જયમતીની સાથે આસામના લરા–રાજાએ જે અમાનુષિક વર્તણુક ચલાવી હતી ત્હેનું ચિત્ર માનસ પટ ઉપર ચિતરવાનો પ્રયત્ન કરી જુઓ! જન્મથીજ રાજ્યના ઠાઠ માઠમાં લાડથી ઉછરેલી રૂપલાવણ્યવતી રમણીને બાંધીને ચાબકાઓનો પ્રહાર જોરથી થઇ રહ્યો છે, એ પ્રહાર પણ એક વાર કે બેવાર નહીં; લાગલાગટ બે અઠવાડિયા સુધી એવો અસહ્ય માર ભોગવવા કેટલી બધી માનસિક શક્તિની જરૂર પડી હશે? ત્હેની કલ્પના કરો. પતિપ્રેમનાં જે અસંખ્ય ઉદાહરણો ભારત વર્ષમાં મળી આવે છે ત્હેમાં જયમતીએ વધારો કર્યો છે, અને પતિવ્રતા સતી તરીકે ભારતનાં સ્ત્રી પુરૂષોની ભક્તિને પાત્ર બની છે

# ૨૯૯—૧૦૦. રાણી હાડીજી.

આગલા જીવનચરિત્રમાં આપણે જોઇ ગયા છીએ કે રૂપનગઢની રાજકુમારીના રક્ષણ સારૂ રાજા રાજસિંહ એક મ્હોટું લશ્કર લઇને રવાના થયો હતો. એ લશ્કરના એક ભાગની સરદારી ચૂડાવત સરદારને સોંપવામાં આવી હતી. ચૂડાવત ઉદેપુરના એક અગ્રગણ્ય જાગીરદાર હતા અને રાણાજીનો ત્હેમના ઉપર સારો વિશ્વાસ હતો.

મહારાણા તરફથી લશ્કર તૈયાર કરવાનો હુકમ મળતાં વારજ ચૂડાવતજી પોતાની રાજધાનીમાં આવ્યા અને બીજે દિવસે લ્હડાઇનો ડંકો વગડાવીને પોતાના યોદ્ધાઓને યુદ્ધને માટે તૈયાર થવાનો ઢંઢેરો પીટાવ્યો, પોતે પણ રણક્ષેત્રને માટે અસ્ત્રશસ્ત્ર તથા બખ્તર વગેરેથી સજ્જ થવા લાગ્યા. એટલામાં ત્હેમણે રાજમહેલના ઝરોખામાંથી પોતાની નવયૌવના રાણીને ક્રીડા કરતાં જોઇ. રાણીનું સુંદર મુખ જોતાં વારજ ત્હેમનો યુદ્ધમાં જવાનો ઉત્સાહ કાંઇક મંદ પડી ગયો; અને ત્હેમની મુખાકૃતિ ફીકી પડી ગઇ. એ ઉદાસ ચહેરે મહેલમાં ગયા. પરન્તુ એમની ચતુર રાણીએ તરતજ એમના મનની વાત જાણી લીધી. એ રાણી હાડા રાજપુતની કન્યા હતી અને તેથી હાડીજીના નામથી ઓળખાતી હતી. પતિને નિસ્તેજ થયેલા જોઇને એણે પૂછ્યું ' મહારાજ, આજે આમ કેમ? કાંઇ અશુભ સમાચાર તો નથી સાંભળ્યા? આપની કાન્તિ આમ એકદમ ફીકી કેમ પડી ગઇ. ઘણા ઉમંગથી ત્હમે યુદ્ધનો ડંકો વગડાવ્યો હતો, એ વખતે આપના મુખ ઉપર કેટલું બધું

તેજ પ્રકાશી રહ્યું હતું, અને એકાએક આ શું થઇ ગયું ? આપનો ઉત્સાહ અને ઉમંગ કયાં જતો રહ્યો ? આપે યુદ્ધનો ડંકો શા સારૂ વગડાવ્યો હતો ? શું કોઈ શત્રુ ચ્હડી આવ્યો છે ? એમ છે તો ત્હમારૂં મ્હોં ઉતરી કેમ ગયું ? યુદ્ધમાં જવાના સમાચારથી તો ક્ષત્રીના હૃદયમાં શૂરતાનો આવેશ આવે છે, પરન્તુ ત્હમે તો એથી ઉલટા ઢીલાઢચ થઇ ગયા છો. શું કારણ છે, તે મ્હને કહો તો વ્હાલા ! ત્હમને મ્હારા શપથ છે.

ચૂડાવતજીએ ઉત્તર આપ્યો 'રૂપનગઢના રાઠોડ રાજાની રાજકુમારીને દિલ્હીનો બાદશાહ બળાત્કારથી પરણવા માગે છે અને એ રાજકુમારી પોતાના મનથી આપણા રાણા રાજસિંહજીને વરી ચૂકી છે. એટલા માટે ત્હેનો ઉદ્ધાર કરવા સ્હવારેજ રાણાજી રૂપનગઢ પધારશે અને બાદશાહનો રસ્તો રોકવાનું કામ જે મેવાડી સેનાને સોંપવામાં આવ્યું છે ત્હેનો સેનાપતિ હું નીમાયો છું. ત્યાં આગળ ઘોર સંગ્રામ થશે, એ યુદ્ધમાંથી પાછા ફરવાની મ્હને આશા નથી. કારણ કે બાદશાહની સેનાના પ્રમાણમાં હમારી સેના ઘણી થોડી છે. મરવાથી હું જરાપણ બીહતો નથી. મનુષ્ય માત્રને મરવું તો અવશ્ય છેજ, તો પછી હું મોતથી ડરૂં તો મ્હારી માતાની કુખને કલંક લાગે મારા પૂર્વજ ચૂડાજીના પવિત્ર યશસ્વી ' નામને ડાઘ લાગી જાય. કોઇ અમર રહ્યું નથી અને હું રહેવાનો નથી, વ્હેલા મોડા જરૂર મરવુ છે, મ્હને મૃત્યુનો ભય નથી. મ્હને ચિન્તા કેવળ ત્હારીજ છે. તું હમણાંજ મ્હને પરણીને આવી છું. હજુ ત્હેં સંસારનો કાંઇ લ્હાવો લીધો નથી અને એટલા થોડાજ સમયમાં આજે હું મૃત્યુના મુખમાં જાઉ છું. ત્હારો વિચારજ મ્હને વ્યાકુળ કરી રહ્યો છે.

\

જે વખતે મ્હારૂં હૃદય ઘણું કોમળ થઈ ગયું મ્હારો બધો ઉત્સાહ મંદ પડી ગયો.'

એ સાંભળીને હાડી રાણીએ કહ્યું 'મહારાજ, ક્ષત્રી થઇને આપ આ કેવા શબ્દો બોલી રહ્યા છે. આપ રણક્ષેત્રમાં વિજય પ્રાપ્ત કરશો તો એના કરતાં વધારે ગૌરવનું કારણ મ્હારે માટે બીજું શું છે ? મૃત્યુનો વખત આવશે ત્યારે હાલતાં ચાલતાં, સુતાં બેસતાં ગમે ત્યારે અચાનક મોત આવીને આત્માને આ પિંજરામાંથી લઈ જશે. એ વખતે પણ સંસારનું સુખતો છોડવુંજ પડશે ને ? નસીબમાં મૃત્યુ નહીં લખાયું હોય તો તો રણક્ષેત્રમાંથી પણ સાજા તાજા આવશો અને ભાગ્યમાં મૃત્યુ લખાયું હશે તો ઘરમાં ગમે તેટલી સાવચેતી રાખીને બેસશો તો પણ નહીં બચો. માટે યુદ્ધમાં જતી વખતે સગાં સંબંધીઓનો મોહ કરવો, તથા સાંસારિક સુખોની વાસના મનમાં રાખવી એ રાજપુતને છાજતું નથી. કોઇ પણ વસ્તુમાં ધ્યાન રાખ્યા વગર રાણાજીએ સોંપેલું કાર્ય પાર પાડવા માટે રાજી ખુશીથી યુદ્ધમાં સિધાવો. માતાજીની સહાયતાથી આ યુદ્ધમાં વિજય મળશે પછી આખી જીંદગી ઘણુંએ સુખ ભોગવીશ, અને ન કરે નારાયણ, ત્હમે આ યુદ્ધમાં કામ આવી જશો તો પતિના મૃત્યુ પછી રાજપુતાણીનું જે કર્તવ્ય છે તે હું યથાર્થ રીતે કરીશ. રણક્ષેત્રમાં મરણ પામવાથી આપણે સ્વર્ગમાં અનન્તકાળ સુધી દાંપત્ય સુખ ભોગવીશું. માટે હે પ્રાણનાથ ! હર્ષપૂર્વક રણક્ષેત્રમાં પધારો અને શત્રુઓને હરાવ્યા વગર પાછા ન આવશો આપણી બન્નેની ભેટ અહિંયાં નહીં થાય તો સ્વર્ગમાં તો થશેજ. આપ મ્હારામાં જીવ રાખ્યા વગર શિઘ્રો-

દીપાને છાજે એવી રીતે રણક્ષેત્રમાં લ્હડીને યશ મેળવજો. પછીથી રાજપુતાણીનું કર્તવ્ય શું છે તે હું સારી પેઠે જાણું છું. હું આપની પાછળ મ્હારા ધર્મનું પાલન કરવામાં જરા પણ ત્રુટિ કે વિલંબ નહીં કરૂં.'

આ પ્રમાણે પતિપત્નીમાં ઘણી વાતો થતી રહી. ચૂડાવતજી હાડી રાણી પાસેથી વિદાય થવા લાગ્યા ત્યારે રાણીએ કહ્યું 'મહારાજ, વિજય મેળવીને વ્હેલા આવજો. આપ આપના કુળનો ધર્મ જાણો છો એટલે મ્હારે કાંઈ શિખામણ આપવાની જરૂર નથી, છતાં પણ એક વખત ફરીથી વિનંતિ કરૂં છું કે બીજી કોઇ પણ વાતમાં મન રાખ્યા વગર રણક્ષેત્રમાં શત્રુઓનો સંહાર કરવામાંજ ચિત્તને પરોવી રાખજો.

ચૂડાવત બોલ્યા 'હાડીજી! આ યુદ્ધમાં વિજયી થઇને પાછા આવવાની આશા તો ઘણી થોડી છે. મરવું એ તો નિશ્ચિત છે. શત્રુને પીઠ બતાવીને હું કદી પાછો આવવાનો નથી એ ખાત્રી રાખજે. ત્હારી સાથે આ છેવટનો મેળાપ છે. તું સ્હમજુ છે, તું પોતાની આબરૂ સાચવજે. અને હું યુદ્ધમાં કામ આવી જાઉં તો તું ત્હારી પ્રતિષ્ઠાનું રક્ષણ કરજે.' હાડીજીએ ઉત્તર આપ્યો, 'મહારાજ! આપ મ્હારી તરફથી નિશ્ચિન્ત રહેજો. આપ પોતાનો ધર્મ યથાર્થ પાલન કરજો, હું મ્હારૂં કર્તવ્ય કરતાં ચૂકીશ નહીં, એ બાબતની પક્કી ખાત્રી રાખજો.' આ પ્રમાણે ખાત્રી આપ્યા છતાં પણ ચૂડાવતજીને સંતોષ ન થયો. ત્હેમના મનમાં વારંવાર એજ શંકા ઉત્પન્ન થયા કરતી, કે 'હાડીજી મ્હારા મરી ગયા પછી સતી થશે કે નહીં? હું યુદ્ધમાં મરણ પામું, અને રાણી સતી થાય તો હું સ્વર્ગમાં જઇશ, અને

નિરંતર સુખે ભોગવીશ. પરન્તુ સંસારસુખ ભોગવ્યાથી હતભાગી રહેલી જવાન રાણી સતી થશે કે નહીં' એ એમના મનમાં મ્હોટી શંકા હતી. એથી કરીને એ રાણી પાસેથી વિદાય લઈને ચાલ્યા તો ખરા, પણ સીડીઓ ઉતરીને મેદાનમાં જતાં સુધીમાં બે ત્રણ વાર પોતાના વિશ્વાસુ સેવકો સાથે રાણીને એનોએજ સંદેશો કહેવરાવ્યો. ચતુર રાણી સ્હમજી ગઈ કે સ્વામીને પોતાના સતી થવાના વિષયમાં સંદેહ છે. એ જાણતી હતી કે જ્યાં સુધી સ્વામીનું ચિત્ત પોતાની તરફ છે ત્યાં સુધી એ રણક્ષેત્રમાં ખુલ્લા મનથી યુદ્ધ નહીં કરી શકે. એટલા માટે ત્હેણે એ સંદેશો લાવનાર સેવકને કહ્યું કે 'ઉભો રહે. હું મ્હારૂં શિર કાપી આપું છું. તે સ્વામીનાથની પાસે લઈ જઇને કહેજે કે હાડીજીતો પહેલેથીજ સતી થઈ ગઈ અને પ્રેમના ચિન્હ તરીકે ત્હમને આ ભેટ મોકલી છે તે લઈને આનંદપૂર્વક રણભૂમિમાં સિધાવો તથા વિજય મેળવીને મનોરથ સિદ્ધ કરો.' આટલું કહીને ત્હેણે એક તલવારથી પોતાનું માથું કાપી નાખ્યું. સેવક એ શિર લઇને ચૂડાવતજીની પાસે ગયો, અને રાણીની ઈચ્છા મૂજબ ત્હેનું શિર ચૂડાવતજીને સોંપ્યું. એ જોઇને ચુડાવતજીએ નિશ્ચિન્ત થઇને રણભૂમિ તરફ પ્રયાણ કર્યું.

---

## રત્ન—૧૦૧. જસવંતસિંહની રાણી.

---

જસવંતસિંહ મારવાડના રાજા હતા. ત્હેમની જે રાણીનો અત્રે ઉલ્લેખ થાય છે તે મેવાડના રાણાવંશની કન્યા હતી. એ વંશની મહત્તા અને તેજસ્વિતા ત્હેના હૃદયમાં પૂર્ણ રૂપે વર્તમાન હતાં.

જસવંતસિંહ પહેલેથીજ ઔરંગઝેબનો વિશેષ હિતૈષી મિત્ર હતો. બાદશાહ શાહજહાનને દારા, સૂજા, ઔરંગઝેબ અને મુરાદ એ ચાર પુત્રો હતા. પૃથ્વીમાં બધે સાધારણ રીતે એવો નિયમ હોય છે કે રાજાના મરી ગયા પછી ત્હેનો જ્યેષ્ઠ પુત્ર ગાદીએ બેસે છે. પણ મોગલોમાં એવો કોઇ સખ્ત નિયમ નહીં હોવાથી મોગલ બાદશાહના મૃત્યુ પછી વારંવાર ત્હેના પુત્રોમાં વિવાદ ઉભો થતો. જે ભાઇ બીજાઓને હરાવીને સિંહાસન ઉપર બેસતો તેજ શહેનશાહ થતો.

બાદશાહ શાહજહાંના પુત્રો પિતાના મૃત્યુકાળ સુધી પણ ધીરજ ખમી શકયા નહીં. ત્હેમણે પિતા જીવતો હતો એ વખતેજ પરસ્પર યુદ્ધ આરંભ્યું. યુદ્ધમાં અન્ય ભાઈઓનો નાશ કરીને ઔરંગઝેબ દિલ્હીના સિંહાસન ઉપર બેઠો.

મહારાજા જસવંતસિંહ ઔરંગઝેબનો મુખ્ય સાહયક હતો. વસ્તુતઃ સાહસ, બળ, બુદ્ધિ, રાજનૈતિક વિચક્ષણતા, વિદ્યાભિરૂચિ વગેરે વિષયોમાં જસવંતસિંહ ઘણોજ પ્રવીણ રાજા હતો. હિંદુ મુસલમાન બધા ત્હેમનું ઘણુ સન્માન રાખતા.

પરન્તુ મનુષ્ય ગમે તેટલો વીર હોય તોપણ કોઇક વખત તો યુદ્ધમાં પરાજય પામેજ છે. એવીજ રીતે એક વખત કોઇ યુદ્ધમાં જસવંતસિંહનો પરાજય થયો. જસવંતસિંહ પીઠ બતાવીને રાજધાનીમાં પાછા આવ્યા.

યુદ્ધક્ષેત્રમાંથી નાશી આવવા માટે રાણી ત્હેમના ઉપર મનમાંને મનમાં ઘણીજ ગુસ્સે થઇ. એક તો એ રાજપુતાણી હતી અને ત્હેમાં મેવાડના રાણાના કુળમાં ઉત્પન્ન થઇ હતી. રાજપુત સ્ત્રી પુરૂષના સઘળા દોષ માફ કરી શકે, પણ કાયરતા

અને ભીરૂતાનો અપરાધ કદી માફ કરી શકે નહીં. સ્વામી, પુત્ર, ભાઈ, એ બધાં ઘણાં સ્નેહ અને આદરની વસ્તુ છે, પણ રાજપુતાણી પોતાના ખરા અંતઃકરણથી એજ ઇચ્છે છે કે તેઓ યુદ્ધમાં મરણ પામે પણ કોઈ દિવસ પાછી પાની કરીને ઘરમાં જીવતા ન આવે. પ્રાણાધિક પુત્ર, સ્વામી કે ભાઇના રણક્ષેત્રમાં મરણ પામવાથી રાજપુતાણીના હૃદયમાં જરા પણ દુઃખ થતું નથી, પણ ત્હેને યુદ્ધમાંથી મર્યા કે માર્યા વગર પાછો આવેલો જોઇને રાજપુત રમણી ઘણીજ શરમાઇ જાય છે. એવા કાયરની સાથેના પોતાના સંબંધને લીધે પોતાના જીવતરને એ ધિક્કારે છે.

જસવંતસિંહ યુદ્ધમાંથી પાછો ફરીને જોધપુર પાછો ગયો ત્યારે રાણીએ દુર્ગનાં કમાડ બંધ કરાવી દીધાં અને ખબર કહેવરાવી કે 'મ્હારા સ્વામી જસવંતસિંહ કોઇ દિવસ યુદ્ધમાં પરાજીત થઈને પાછા ફરેજ નહીં. એ કાંતો વિજયના ડંકા સાથે ઘેર પાછા આવે, કાંતો રણક્ષેત્રમાં શત્રુના હાથે કામ આવે. આ બારણા આગળ આવનાર જસવંતસિંહ હોયજ નહીં, બીજો કોઈ કપટી માણસ એમનું નામ દઇને કિલ્લામાં પેસવા માગતો હશે. જસવંતસિંહની ગેરહાજરીમાં આ દુર્ગની માલિક હું છું. જસવંતસિંહનું નામ લઇને તથા જસવંતસિંહના જેવું રૂપ ધારણ કરીને જે ઠગારો મ્હારા ગઢમાં પ્રવેશ કરવા માગે છે, ત્હેને હું કદી પેસવા નહીં દઉં.'

તેજસ્વી પત્નીના આવા તિરસ્કારથી જસવંતસિંહની શરમનો પાર રહ્યો નહીં. પત્નીના ઉપર ત્હેમણે ખોટું લગાડયું નહીં; મનમાં ને મનમાં ત્હેને હજારો વાર ધન્યવાદ આપીને કહ્યું 'રાણી હું યુદ્ધમાંથી થાકીને થોડોક વખત વિસામો ખાવા અત્રે

આવ્યો છું. થોડી વાર થાક ખાઇને પાછો યુદ્ધમા જઇશ, વિજય નહીં મળે તો કદી હું પાછો નહીં ફરૂં.'

રાણીએ દુર્ગનાં દ્વાર ઉઘાડયાં રાજા જસવંતસિંહ જ્યારે જમવા બેઠા ત્યારે પોતે ધાતુનાં વાસણો રસોડામાં રાખ્યાં નહીં. રાજાએ ત્હેનું કારણ પૂછયું ત્યારે રાણીએ જણાવ્યું કે યુદ્ધક્ષેત્રમા લોઢાની તલવારનો ખખડાટ સાભળીને તો ત્હમે અહિં ન્હાશી આવ્યા. હવે અહિં પણ એની એજ ધાતુ જોવામાં આવે તો કોણ જાણે ક્યાંએ નાશી જાઓ. પોતાના સુકોમળ કરકમળ વડે રાણાને પંખો નાખતી વખતે ત્હેણે પોતાના હાથની હાથી દાંતની ચૂડીઓ વસ્ત્રથી ઢાકી દીધી. રાજાએ ત્હેનું કારણ પૂછવાથી ત્હેણે વ્યંગમાં જણાવ્યું કે રણક્ષેત્રમા જે મદમસ્ત પ્રબળ હાથીને જોઇને ત્હમે બ્હી ગયા તેજ હાથીના દાતની બનેલી ચૂડીઓ જોતા ત્હમારા મનમાં ક્ષોભ અને ભય ઉત્પન્ન થાય તેટલા સારૂં મ્હે ચૂડીઓ ઢાંકી દીધી છે આ પ્રમાણે, રાજાને અનેક પ્રકારે શરમાવીને, થોડીકજ વારમા તેજસ્વી રાણીએ યુદ્ધક્ષેત્રમાં મોકલ્યા ભારત-પ્રવાસી બર્નિયરે પોતાના પ્રવાસ વર્ણનમાં જસવંતસિંહની રાણીના આ કૃત્ય માટે ઘણુ વખાણ કર્યાં છે.

આ વખતે દિલ્હીના સિંહાસન ઉપર ઔરંગજેબ બાદશાહ બિરાજતો હતો. બાદશાહે પૃથ્વીસિંહને બોલાવીને ત્હેનું ઘણું સન્માન કર્યું તથા ત્હેના ઉપર પોતાની પ્રસન્નતા બતાવીને એક પોશાક બક્ષિસ આપ્યો. એ પોશાક પહેરીને પૃથ્વીસિંહ ઘેર પાછો આવ્યો એટલે તરતજ ત્હેના આખા શરીરમાં બળતરા થવા લાગી, એ બળતરાની વેદનામાં રાજપુત્રે આ નશ્વર દુનિયાનો ત્યાગ કર્યો એ પોશાકમાં ઝેર હતું.

ત્યાર પછી થોડા વખતમાં જસવંતસિંહના બીજા પુત્રોનું પણ મૃત્યુ થયું. પુત્રશોકથી નિરાશ થઈને દુઃખી જસવંતસિંહે પણ કાબુલમાં દેહત્યાગ કર્યો.

બીજી રાણીઓ જસવંતસિંહની સાથે સતી થઈ ગઈ. પણ આપણા આ ચરિત્રની નાયિકા, શિશોદીયણ રાણી એ વખતે ગર્ભવતી હોવાથી સતી થઈ શકી નહીં.

દુર્ગાદાસ નામનો એક પ્રસિદ્ધ રાઠોડ વીર જસવંતસિંહનો નોકર હતો. વિધવા રાણી અને નવા જન્મેલા બાળકને લઈને દુર્ગાદાસ દિલ્હી આવ્યો.

એ ન્હાના બાળકને પણ જીવતો રાખવાની બાદશાહની મરજી નહોતી. દુર્ગાદાસ રાણી અને બાળક અજીતસિંહને લઈને જોધપુર જવા તૈયાર થયો. ઔરંગઝેબે એમાં વાંધો લીધો.

બાદશાહનો વાંધો હોવા છતાં પણ દુર્ગાદાસે દિલ્હી છોડીને ચાલ્યા જવાનો વિચાર માંડી વાળ્યો નહીં. બાદશાહના સૈન્યે જસવંતસિંહના મહેલ ઉપર આક્રમણ કર્યું.

જસવંતસિંહની રાણીએ કહ્યું 'દુર્ગાદાસજી! સ્વામીના મૃત્યુ પછી જીવતી રહી છું તે આ બાળકની ખાતર. આજ આ આફતમાંથી મ્હારા સ્વામીના એકના એક વંશજ આ બાળકનો ઉદ્ધાર કરવો પડશે. એને જીવાડવા ખાતર, એને ઉછેરીને મ્હોટો કરવા ખાતરજ હું દેહ ધારણ કરી રહી છું.

'મહા પરાક્રમી જસવંતસિંહનો વંશ ઘાતકી બાદશાહને હાથે પૃથ્વીમાંની નિર્મૂળ થઈ જશે, એ મ્હારાથી સહન થતું નથી, સ્વામીના બીજા પુત્ર જીવતા હોત તો મ્હારે કાંઇ ચિન્તાનું કારણ નહોતું. આજ હસતે મ્હોંએ મ્હારે પોતાને હાથે બાળકને

મૃત્યુના મુખમાં સોંપીને સ્વામીનું ગૌરવ સાચવત, મ્હારા અ-મ્હાલા બાળકને શત્રુના હાથમાં તો હું કદી સોંપવાની નથી.'

પોતાના રાજ્યમાં વિશેષ શક્તિ અને પ્રતિભાશાળી અમલદારો હોય તો રાજા પોતાને ભાગ્યશાળી માને છે. રાજ્યનું રક્ષણ કરવા સારૂ તથા રાજ્યનો પ્રબંધ ચલાવવા સારૂ એવા અમલદારો ઘણા મદદરૂપ થઇ પડે છે. કોઇ પણ સ્હમજુ રાજા એવા અમલદારોથી છુટા પડવા માગતો નથી. પરન્તુ ઔરંગજેબની બુદ્ધિ અને સ્વભાવ એથી વિપરીત હતાં. એ આખી દુનિયામાં કોઇના ઉપર વિશ્વાસ રાખતો નહીં. પોતાના તાબાનો કોઈ અમલદાર કે સરદાર વધારે શક્તિવાળો નીવડે અથવા ત્હેની પ્રતિભાનો વધારે વિકાસ થયેલો જોવામાં આવે તો ઔરંગજેબને ત્હેના ઉપર ઇર્ષ્યા ઉત્પન્ન થતી, ત્હેને ભય રહેતો કે રખે એ કોઈ દિવસ મ્હારા વિરૂદ્ધ બંડ ન ઉઠાવે.

જસવંતસિંહનું બળ જેમ જેમ વધતું ગયું તેમ તેમ બાદશાહના હૃદયમાં ત્હેને માટે ઇર્ષ્યાનો અગ્નિ બળવા લાગ્યો. ખુલ્લી રીતે એવા બહાદુર રાજાને પોતાનો શત્રુ બનાવવાની ત્હેનામાં હિંમત નહોતી. પ્રપંચથી ગુપ્ત રીતે જસવંતનું અને ત્હેના વંશજોનું નિકંદન કહાડવાનો બાદશાહે નિશ્ચય કર્યો. એટલા માટે જ્યાં જ્યાં પ્રબળ શત્રુઓ સાથે યુદ્ધ કરવાનું કામ પડતું ત્યાં ત્યાં ઔરંગજેબ જસવંતસિંહનેજ મોકલતો. પણ જસવંતસિંહ દુશ્મનોને મારીને સહિસલામત પાછો આવતો.

આથી બાદશાહ વધારે ગભરાવા લાગ્યો. એક વખત કાબુલમાં ઘણો મ્હોટો બળવો થયો. એ બળવો શમાવવાને માટે બાદશાહે જસવંતસિંહને કાબુલ મોકલ્યો. જસવંતસિંહની

ગેરહાજરીનો લાભ લઇને ઔરંગજેબે ત્હેના જ્યેષ્ઠ પુત્ર પૃથ્વીસિંહની હત્યા કરી હતી. અને તેનાજ વિચારોમાં વૃદ્ધ જસવંતસિંહ મરણ પામ્યો. પણ તેણે પોતાનું વેર વાળવાનો ઉપાય દુર્ગાદાસને અને પોતાના બીજા સામંતોને ખાનગીમાં કહી રાખ્યો હતો. અને તેથીજ દુર્ગાદાસ પોતાના સ્વામીની અન્તિમ ઇચ્છા પૂર્ણ કરવા હામ ભીડી રહ્યો હતો.

રાણીનું વચન સાંભળીને દુર્ગાદાસે કહ્યું 'માજી, ત્હમે જરા પણ ફિકર રાખશો નહીં. મ્હારા દેહમાં જીવ છે ત્યાં સુધી હું મહારાજા અજીત અને ત્હમારૂં રક્ષણ કરીશ. શહેરની બધી સ્ત્રીઓને લઇને પલાયન કરી શકાય એમ નથી. એમને તો પોતાનું સન્માન સાચવવા સારૂ મરવુંજ પડશે. આપણે અજીતને લઇને મોગલોના લશ્કરને ભેદીને ચાલ્યાં જઇશું, ત્હમારે હિંમત રાખવી પડશે. હાથમાંથી તલવારને જરા પણ ઢીલી મુકતાં નહીં. જો પોતાનું રક્ષણ નહીંજ થાય એમ લાગે અને દુશ્મનોના હાથમાં સપડાવા વારો આવે તો પોતાને હાથે અજીતને મારીને પછી ત્હમે મરી જજો.'

રાણીએ કહ્યું 'એ બાબત ત્હમે કાંઈ ચિન્તા ન રાખશો; દુર્ગાદાસજી ! રાજપુતાણીને તલવાર પકડતાં આવડે છે અને કામ પડયે એ તલવાર પોતાના બાળકના ગળામાં તથા પોતાની છાતીમાં પણ મારતાં આવડે છે. હું જસવંતસિંહની રાણી છું. ત્હેનો એકનો એક પુત્ર આજ મ્હારા હાથમાં છે. જીવને જોખમે પણ હું એને દુશ્મનના હાથમાં સોંપવાની નથી.'

'રાજમહેલના એક વિશાળ દિવાનખાનામાં સળગી ઉઠે એવી ઘણી વસ્તુઓ ભરવામાં આવી. એ દિવાનખાનામાં નગર-

વાસી સ્ત્રીઓએ પ્રવેશ કર્યો એટલે એક જણે એમાં આગ મુકી દીધી. જોતજોતામાં પ્રચંડ અગ્નિ સળગી ઉઠયો, અને રાજપુત રમણીઓ પોતાનું સતીત્વ અખંડિત રાખીને સ્વર્ગમાં ચાલી ગઈ. અઢીસેં સેવકો સાથે રાણી અને અજીતને લઇને દુર્ગાદાસ મોગલોના લશ્કરમાં થઇને સહિસલામત ચાલ્યો ગયો.'

દુર્ગાદાસની સાથે રાણી તથા અજીતે મેવાડ જઇને મહારાણા રાજસિંહનું શરણ લીધું.

રાણાએ ત્હેમને અભયવચન આપીને ઉદયપુરમાં આબરૂભેર રહેવાની વિનંતિ કરી.

ત્હેમની કૃપાનો ઉપકાર માનતાં રાણીએ કહ્યું 'મહારાણા! અજીત હવે આપને શરણે આવ્યો છે. એના તરફથી હવે હું નિશ્ચિન્ત થઈ છું. પરન્તુ રૂપનગઢની રાજકુમારીનો ઉદ્ધાર કરીને તથા હમને આશ્રય આપીને આપે મોગલ બાદશાહને ઘણો છંછેડ્યો છે. તે વેર લીધા વગર છોડવાનો નથી. આપના ઉપર વેર લેવા ખાતર એ આખા રાજસ્થાનને એદાનમેદાન કરવા તૈયાર થશે. રાજસ્થાન ઉપર એવી આફત આવી પડી છે ત્યારે હું શું ઉદયપુરના દુર્ગમાં નિશ્ચિન્ત થઇને બેસી રહીશ ? આટલા દિવસ સુધી મ્હારૂં મુખ્ય કામ અજીતનું રક્ષણ કરવાનું હતું. આજે એને માટે હું નિશ્ચિન્ત થઈ છું. આજ મ્હારૂં કર્તવ્ય સમાપ્ત થયું છે. ત્હમારા આશ્રયમાં આવ્યાથી અજીત ઉપરનું વિઘ્ન ટળી ગયું છે હવે પછી મોગલોની સાથે થનારા યુદ્ધમાં દરેક રાજપુતે અને રાજપુતાણીએ જીવસટે લ્હડવાની જરૂર છે. એ મ્હોટું કર્તવ્ય હવે હું બજાવીશ. હું મારવાડની પ્રજાને ઉશ્કેરીને ત્હમારી સહાયતા કરવા ત્હેમને

મોકલીશ, આ મ્હોટી આફત વખતે રાજપુતો પરસ્પરનો કલહ ભૂલી જઇને ખરા રાજપુત સંતાન તરીકે રાજપુત જાતિનું ગૌરવ સાચવી રાખવા માટે એકત્રિત થઇને મોગલો સાથે લ્હડે એવો પ્રયત્ન કરીશ. ભાઈ, ત્હમે મ્હને ત્હમારા ચરણની રજ આપો; આશીર્વાદ આપો કે હું મ્હારા ઉદ્દેશમાં સફળ થાઉં.'

રાજસિંહે કહ્યું 'બ્હેન ત્હમે ખુશીથી જાઓ; ભગવાન એકલિંગ ત્હમને મદદ કરશે. શિશોદિયાની યોગ્ય પુત્રી ત્હમે છો. અજીતને માટે ત્હમારે કોઈ જાતની ચિંતા રાખવી નહીં. ઉદયપુરના કિલ્લાનો એક પત્થર પણ રહેશે ત્યાં સુધી અજીતનો કોઇ વાંકો વાળ કરી શકે એમ નથી.'

જસવંતસિંહની રાણી ત્યાંથી ચાલી ગઈ. અને એ તેજસ્વી રાણીની ઉશ્કેરણીથી મારવાડમાં જાગૃતી આવી રાજપુતાનાના ઘણા રાજપુત રાજાઓ રાજસિંહની મદદે આવ્યા.

શહાજાદા અકબર અને સેનાપતિ દિલીપખાંએ ગંજાવર સૈન્ય લઇને રાજસ્થાન ઉપર ચ્હડાઇ કરી.

રાજસિંહ ત્હેના બે વીરપુત્રો ભીમસિંહ અને જયસિંહ, તથા દુર્ગાદાસ રાઠોડ, ઘણા રાજપુત સૈનિકોને લઇને મોગલાના લશ્કરની ગતિને રોકવાને માટે ગોઠવાઇ ગયા. રાજપુતોની વીરતા અને રણકૌશલને લીધે મોગલ સૈન્યનો નાશ થયો શાહ-જાદો સપરિવાર રાજપુતોના હાથમા કેદ પકડાયો.

ઔરંગઝેબે ફરીથી સૈન્ય મોકલ્યું. ઘણા દિવસ સુધી યુદ્ધ ચાલ્યા કર્યું કેટલાક ઐતિહાસિકો કહે છે, ખદ બાદશાહ ઔરંગઝેબ કોઈ પહાડમા મરણતોલ થઇને પોતા..

પકડાયો અને બાદશાહની બેગમ પણ રાજપુતોના હાથમા

વાસી સ્ત્રીઓએ પ્રવેશ કર્યો એટલે એક જણે એમાં આગ મુકી દીધી. જોતજોતામાં પ્રચંડ અગ્નિ સળગી ઉઠયો, અને રાજપુત રમણીઓ પોતાનું સતીત્વ અખંડિત રાખીને સ્વર્ગમાં ચાલી ગઈ. અઢીસેં સેવકો સાથે રાણી અને અજીતને લઇને દુર્ગાદાસ મોગલોના લશ્કરમાં થઇને સહિસલામત ચાલ્યો ગયો.'

દુર્ગાદાસની સાથે રાણી તથા અજીતે મેવાડ જઇને મહારાણા રાજસિંહનું શરણ લીધું.

રાણાએ ત્હેમને અભયવચન આપીને ઉદયપુરમાં આબરૂભેર રહેવાની વિનંતિ કરી.

ત્હેમની કૃપાનો ઉપકાર માનતા રાણીએ કહ્યું 'મહારાણા! અજીત હવે આપને શરણે આવ્યો છે. એના તરફથી હવે હું નિશ્ચિન્ત થઈ છું. પરન્તુ રૂપનગઢની રાજકુમારીનો ઉદ્ધાર કરીને તથા હમને આશ્રય આપીને આપે મોગલ બાદશાહને ઘણો છ છેડયો છે તે વેર લીધા વગર છોડવાનો નથી. આપના ઉપર વેર લેવા ખાતર એ આખા રાજસ્થાનને ખેદાનમેદાન કરવા તૈયાર થશે. રાજસ્થાન ઉપર એવી આફત આવી પડી છે ત્યારે હું શુ ઉદયપુરના દુર્ગમા નિશ્ચિન્ત થઇને બેસી રહીશ ? આટલા દિવસ સુધી મ્હારૂં મુખ્ય કામ અજીતનું રક્ષણ કરવાનું હતું. આજે એને માટે હું નિશ્ચિન્ત થઈ છું. આજ મ્હારૂં કર્તવ્ય સમાપ્ત થયું છે. ત્હમારા આશ્રયમાં આવ્યાથી અજીત ઉપરનું વિઘ્ન ટળી ગયું છે હવે પછી મોગલોની સાથે થનારા યુદ્ધમાં દરેક રાજપુતે અને રાજપુતાણીએ જીવસટ્ટે લ્હડવાની જરૂર છે. એ મ્હોટું કર્તવ્ય હવે હું બજાવીશ હું મારવાડની પ્રજાને ઉશ્કેરીને ત્હમારી સહાયતા કરવા ત્હેમને

બાદશાહને શરણે ગયા હતા, ત્યારે ભારતના દક્ષિણ ભાગમાં પશ્ચિમી પર્વતોથી ઘેરાયલા પ્રદેશમાં, એક મહાશક્તિ ધીમે ધીમે બધાના હૃદયમાં ઉંડો વિસ્મય ઉત્પન્ન કરી રહી હતી. ધીમે ધીમે એ મહા પ્રતાપી પુરૂષના પરાક્રમથી મોગલ બાદશાહ કાંપી ઉઠ્યા, અને હેના એકલાનાજ ઉત્સાહ અને તેજસ્વિતાનો સ્રોત આખા આર્યાવર્તમાં વ્યાપી ગયો. એ મહાશક્તિ કોણ તે ઓળખાવવાની જરૂર છે કે? વીરત્વની પ્રદીપ્ત મૂર્તિ, સ્વતંત્રતાના અદ્વિતીય આશ્રયસ્તંભ, છત્રપતિ મહારાજા શિવાજીના નામથી આપણા દેશમાં કોઈ બાળક પણ અજાણ્યો છે કે?

એ વીર પુરૂષ, એ સ્વદેશઉદ્ધારક મહાત્માને જન્મ આપનાર રાજમાતા જીજાબાઇ હતાં.

સંતાનને મા જેવું સારૂં શિક્ષણ આપી શકે છે, મા જેવી રીતે ત્હેને સારે રસ્તે ચ્હડાવી શકે છે, ત્હેવું બીજા કોઇથી થઇ શકતું નથી. જે મનુષ્યમાં મહાન્ થવાની શક્તિ અને ઈચ્છા છે, તે મનુષ્યને માતાના શિક્ષણ અને માતાના ઉત્સાહથી જેટલી હિંમત મળે છે, તેટલી બીજા કશાથી મળતી નથી. માતા હસતે મ્હોએ ઉત્સાહ અને આશીર્વાદ આપતી સ્હામે ઉભી હોય ત્હેવે સમયે મનુષ્ય જેવો સાહસ કરીને વિપત્તિની સ્હામે ઝંપલાવે છે, ત્હેવો બીજી કોઇ વખતે ઝંપલાવતો નથી. પરાધીનતા, કાયરપણું વગેરે દોષો માટે ઘેર આવતાં માતા પાસેથી જેને ઠપકો મળે, તેના જેવો ભય કાયરતા અને હીનતા માટે બીજા કોઈનો રહેતો નથી.

ધર્મનિષ્ઠા, મહત્ત્વ અને તેજસ્વિતામાં જીજાબાઈ એક આદર્શ રમણી હતી. પોતાનો પુત્ર વીરત્વ, મહત્વ અને ધર્મ-

સપડાઈ. પરન્તુ વિપત્તિમાં આવી પડેલા શત્રુઓ સાથે હમેશાં રાજપુતો ઉદાર વ્યવહાર કરતા આવ્યા છે. ત્હેમણે દયા ખાઈને પોતાના કપટી શત્રુ ઔરંગજેબને ખોરાકીનો સામાન મોકલી આપ્યો અને આખરે ત્હેને છોડી પણ મુક્યો. બાદશાહની બેગમને પણ રાજસિંહે આબરૂભેર સ્વામીની પાસે મોકલી આપી.

## રત્ન—૧૦૨. અમાની.

એ શાહજાદી ઝેબ-ઉન્-નિસાની દાસી હતી. ઝેબ ઉન નિસાના સહવાસથી ત્હેને પણ વિદ્યાનો શોખ લાગ્યો હતો. ફારસી ભાષાનું ત્હેને સારૂં જ્ઞાન હતું. તે કવિતા પણ જોડી શકતી. પુષ્પોદ્યાનમાં ભ્રમણ કરતી વખતે દાસી અમાની શાહજાદી સાથે સુંદર પદ્યદ્વારા જ્ઞાનગોષ્ઠી કરતી. એ સુંદર ગોષ્ઠી ફારસી ભાષામાં હોવાથી ત્હેનો પરિચય ગુજરાતી વાંચકોને આપી શકાયો નથી ત્હેને માટે દિલગીર છીએ.

## રત્ન—૧૦૩. રાજમાતા જીજાબાઈ.

મોગલ સામ્રાજ્ય જ્યારે ઉન્નતિની ટોચે પહોંચ્યું હતું, ઔરંગજેબના કઠોર રાજ્યને લીધે જ્યારે ભારત વર્ષમાં ચારે દિશાના લોકોના હૃદયમાં ભય અને ત્રાસ વ્યાપી ગયો હતો, સ્વાધીનતાના પ્રધાન ઉપાસક તેજસ્વિતાના અદ્વિતીય અવલંબન સાહસના એકમાત્ર આશ્રય રૂપ રાજપુતો જ્યારે મોગલ

બાદશાહને શરણે ગયા હતા, ત્યારે ભારતના દક્ષિણ ભાગમાં પશ્ચિમી પર્વતોથી ઘેરાયલા પ્રદેશમાં, એક મહાશક્તિ ધીમે ધીમે બધાના હૃદયમાં ઉંડો વિસ્મય ઉત્પન્ન કરી રહી હતી. ધીમે ધીમે એ મહા પ્રતાપી પુરૂષના પરાક્રમથી મોગલ બાદશાહ કાંપી ઉઠયા, અને ત્હેના એકલાનાજ ઉત્સાહ અને તેજસ્વિતાનો સ્રોત આખા આર્યાવર્તમાં વ્યાપી ગયો. એ મહાશક્તિ કોણ તે ઓળખાવવાની જરૂર છે કે? વીરત્વની પ્રદીપ્ત મૂર્તિ, સ્વતંત્રતાના અદ્વિતીય આશ્રયસ્તંભ, છત્રપતિ મહારાજા શિવાજીના નામથી આપણા દેશમાં કોઈ બાળક પણ અજાણ્યો છે કે?

એ વીર પુરૂષ, એ સ્વદેશઉદ્ધારક મહાત્માને જન્મ આપનાર રાજમાતા જીજાબાઇ હતાં.

સંતાનને મા જેવું સારૂં શિક્ષણ આપી શકે છે, મા જેવી રીતે ત્હેને સારે રસ્તે ચ્હડાવી શકે છે, ત્હેવું બીજા કોઇથી થઇ શકતું નથી. જે મનુષ્યમાં મહાન્ થવાની શક્તિ અને ઈચ્છા છે, તે મનુષ્યને માતાના શિક્ષણ અને માતાના ઉત્સાહથી જેટલી હિંમત મળે છે, તેટલી બીજા કશાથી મળતી નથી. માતા હસતે મ્હોએ ઉત્સાહ અને આશીર્વાદ આપતી સ્હામે ઉભી હોય ત્હેવે સમયે મનુષ્ય જેવો સાહસ કરીને વિપત્તિની સ્હામે ઝંપલાવે છે, ત્હેવો બીજી કોઇ વખતે ઝંપલાવતો નથી. પરાધીનતા, કાયરપણું વગેરે દોષો માટે ઘેર આવતાં માતા પાસેથી જેને ઠપકો મળે, તેના જેવો ભય કાયરતા અને હીનતા માટે બીજા કોઈનો રહેતો નથી.

ધર્મનિષ્ઠા, મહત્ત્વ અને તેજસ્વિતામાં જીજાબાઈ એક આદર્શ રમણી હતી. પોતાનો પુત્ર વીરત્વ, મહત્ત્વ અને ધર્મ-

નિષ્ઠામા આદર્શ પુરૂષ નીવડે અને હિન્દુઓની ખોવાયલી પ્રતિષ્ઠા પાછી આણે એટલા માટે પુત્રને શિક્ષણ અને ઉત્સાહ આપવામા ત્હેમણે બાકી રાખી નહોતી. અને ત્હેને લીધેજ શિવાજી, શિવાજી બનવા પામ્યા હતા.

દક્ષિણ ભારત કદી એકી વખતે દીલ્હીના શહેનશાહના તાબામાં રહ્યુ નથી જ્યારે પઠાણ રાજાઓ દીલ્હીમા રાજ્ય કરતા હતા, ત્યારે દક્ષિણમા બે મુખ્ય રાજ્ય હતા. એક હિન્દુનું અને બીજું મુસલમાનોનું.

હિન્દુ રાજ્યનું, નામ વિજયનગર અને મુસલમાની રાજ્યનુ નામ બ્રાહ્મણી રાજ્ય.

ધીમે ધીમે બ્રાહ્મણી રાજ્યના પાંચ ભાગ થઈ ગયા. એ પાચ રાજ્યના મુસલમાન રાજાઓએ મળીને વિજયનગરના હિન્દુ રાજ્યનો નાશ કર્યો, ત્યાર પછી એ પાચ રાજ્યમાથી બેનો લોપ થઇને ત્રણ બાકી રહ્યા એ ત્રણના નામ અહમદનગર, બિજાપુર અને ગોવલકોંડા.

હિન્દુ રાજ્યનો નાશ થયા છતાં પણ હિન્દુની શક્તિ એકદમ નાશ પામી નહીં. મુસલમાન રાજાઓના તાબામા સેંકડો ન્હાના ન્હાના જમીનદારો, જાગીરદારો અને કિલ્લેદારો પોતપોતાની હદમાં રાજ્ય કરતા હતા. એ હિન્દુ જાગીરદાર વગેરેજ યુદ્ધ અને રાજ્યશાસનમાં અહમદનગર, બિજાપુર અને ગોવલકોંડાના મુસલમાન રાજાઓના મુખ્ય મદદગાર હતા

આટલી શક્તિ હોવા છતાં પણ એ હિન્દુઓ મુસલમાનોને તાબે હતા, ત્હેનું કારણ એ કે એ બધા હિન્દુ જાગીરદારો સાથે ...ળીને કદી સંપ કરી શકતા નહીં, અથવા ત્હેમાનો કોઈ એવો

મ્હોટો નીકળતો નહીં કે જે બધાને પોતાના તાબામાં રાખીને એક વિશાળ હિન્દુ રાજ્યની સ્થાપના કરે.

દાક્ષિણાત્યના પશ્ચિમ ભાગમાં મરાઠા દેશ છે. એ દેશમાં પણ અનેક મરાઠા જાગીરદાર અને કિલ્લેદારોમાંથી પણ કોઈ અહમદનગર તો કોઈ બિજાપુર અને કોઇ ગોવલકોંડાના સુલતાનના તાબામાં કામ કરતા. શિવાજીએ સૌથી પહેલાં પોતાની શક્તિના બળે આખી મરાઠા જાતિને પોતાના વાવટા તળે આણીને એક નૂતન શક્તિ વડે, હિન્દુ પ્રજાના જીવનમાં એક નૂતન ભાવનો સંચાર કર્યો. આ પ્રચંડ શક્તિના આઘાતથી ફક્ત દક્ષિણનીજ નહીં પણ આખા ભારતવર્ષની મુસલમાન શક્તિ તુટી ગઇ.

એ મહાશક્તિની જનની, એ નવગંગા પ્રવાહની પુણ્ય પવિત્ર ગોમુખી જીજાબાઈ શિંદખેડના દેશમુખ, લુકજી જાધવરાવ નામના કોઈ મરાઠા જાગીદારની કન્યા હતી.

લુકજી જાધવરાવ અહમદનગરના રાજદરબારમાં એક મ્હોટા અમલદાર હતા માલોજી ભોસલે નામનો એક ન્હાનો મરાઠા જમીનદાર ત્હેમના હાથ નીચે નોકરી કરતો હતો. એમ કહેવાય છે કે, અલ્લાઉદ્દીને જ્યારે ચિતોડને જીતી લીધું, ત્યારે ઉદેપુરના રાણાના વંશનો એક રાજપુત મરાઠાઓના દેશમાં ન્હાશી આવ્યો હતો માલોજી એજ રાજપુતનો વંશજ હતો.

એક વખતે હોલયાત્રા પ્રસંગે પાંચ વર્ષના પુત્ર શાહજીને લઇને માલોજી લુકજીને ઘેર આવ્યો, બાળક શાહજી અને જીજાબાઈ બન્ને ઘણાં ખૂબસુરત હતાં. આવા 'સુંદર છોકરો સાથે આવી સુંદર છોકરીનો વિવાહ થાય તો કેવું સુંદર જોડું બને એમ

ધારીને, લુકજીએ હસીને જીજાને પુછ્યું 'કેમ જીજા, આ છોકરા જોડે પરણીશ?'

જીજાએ કહ્યું 'હા, પરણીશ; એ મ્હારા વર' જીજાએ વરની સાથે પાછું રમવું શરૂ કર્યું.

ત્યાં બેઠેલા બધા હસી પડ્યા 'વાહ! વાહ! વરવહુનું જોડું તો ઠીક શોભ્યું!'

માલોજીનું કુળ ગમે તેટલું ઊંચું હશે પણ માનમરતબો અને ધનવૈભવમાં એ લુકજી કરતાં ઘણો ઉતરતો હતો. લુકજીની કન્યા સાથે પોતાના પુત્રનું સગપણ થાય એવી આશા રાખવી ત્હેને માટે મિથ્યા હતી, પરન્તુ આવો સરસ લાગ મળ્યાથી એણે ત્યાં બેઠેલા બધાને હસીને કહ્યું આપ સર્વે સાક્ષી છો. જીજા આજથી મ્હારી પુત્રવધૂ થઈ. લુકજી મ્હારા વેવાઈ થયા.

બીજે દિવસે ભોજનનું નિમંત્રણ આવ્યું, ત્યારે માલોજીએ લુકજીને કહેવરાવી મોકલ્યું, કે શાહજીની સાથે જીજાનો વિવાહ કરવાનું કબુલ કરશે તો હું લુકજીને ઘેર જમવા આવીશ, નહીં તો નહીં.

માલોજી મૂળે તો ગરીબ હતો, ત્હેમાં વળી હાલ તો લુકજીના હાથ નીચે નોકર હતો. ત્હેની તરફથી આવી બરોબરીઆના જેવી માગણી આવ્યાથી, લુકજીની સ્ત્રીનો પિત્તો ઉકળી આવ્યો અને ત્હેણે માલોજીને ખૂબ ગાળો ભાંડી. આ અપમાન અસહ્ય થયાથી માલોજી ત્હેમની નોકરી છોડી દઈને ખેતીનું કામ કરવા લાગ્યો.

થોડા સમય પછી માલોજીનું નસીબ ફર્યું. અને ત્હેને જમીનમાં દાટેલા સોના મ્હોરોના સાત ચરૂ મળી આવ્યા. એ સંબંધમાં દંત કથા એવી છે કેઃ-

એક દિવસ માલોજીએ સ્વપ્ન જોયું કે સાક્ષાત્ દેવી ભગવતી ત્હેની સન્મુખ આવી ઉભાં છે. અને કહે છે કે માલોજી ! હું ત્હારા ઉપર પ્રસન્ન થઇ છું. ત્હારા વંશજો રાજા થઇને ધર્મનું ગૌરવ સાચવશે. અહિંયા સાત કળશ સોના મ્હોરના દાટેલા છે. તે તું ખોદી લે અને એ ધનથી ભવિષ્યના રાજ્યની તૈયારી કર.

આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઇ ગયાં. માલોજીએ બીજે દિવસે સ્હવારે દેવીએ બતાવેલે સ્થાને ખોદયું અને સોનાના સાત ચરૂ કહાડયા. આ પ્રમાણે અઢળક ધન મળ્યાથી માલોજીએ ઘણા સવારોનું સૈન્ય એકઠું કર્યું.

તેના સાહસ અને બળની વાત હવે ચારે તરફ ફેલાઇ. ધીમે ધીમે અહમદનગરના રાજ્યમાં ત્હેને મ્હોટો અધિકાર મળ્યો.

લુકજીએ હવે ઈ. ૧૬૦૪ ના માર્ચમાં પોતાની કન્યા જીજાબાઇનો શાહજી સાથે વિવાહ કરી દીધો.

૨

કેટલાંક વર્ષ વીતી ગયાં. શાહજી હવે બાળક નથી, હવે તો એ પણ સાહસી, પરાક્રમી અને બળવાન યુવક થયો છે. અહમદનગરનું રાજ્ય દિવસે દિવસે નબળું પડતું જતું હોવાથી શાહજી દીલ્હીના શહેનશાહ પાસે નોકરી માગવા ગયો. ત્હેના ગુણોનાં વખાણ શાહજહાન બાદશાહ અગાઉથી સાંભળી ચૂકયો હતો. એટલે એણે આ ગુણવાન વીરયુવકને છ હજાર ઘોડેસવારનો નાયક નીમીને બે લાખ રૂપિયા ઈનામ આપ્યું.

થોડા સમય પછી અહમદનગરના રાજા બહાદુર શાહનું મૃત્યુ થયું. રાજ્યમાં ઘણી ગડબડ મચી. શાહજી બચપણથીજ અહમદનગર રાજ્યમા ઉછર્યો હતો. આગલી વયમાં એ રાજ્યનીજ હેણે નોકરી કરી હતી. એ રાજ્ય ઉપર આજે રાજાના મૃત્યુથી આફત આવી છે એ જોઇને હેનાથી બેસી રહેવાયુ નહીં એ દીલ્હીમા પોતાની નોકરીનું રાજીનામું આપીને તરતજ અહમદનગર પહોંચ્યો બહાદુર શાહની બેગમ શાહજીના આવ્યાંની ખબર સાંભળીને ચિન્તામાથી મુક્ત થઇ થોડા વખત પછી હેણે શાહજીને પોતાના રાજ્યનો કારભારી નીમ્યો અને બાળક પુત્રોના રક્ષણનો ભાર પણ હેને સોપ્યો

વૃદ્ધ લુકજી હજુ પણ અહમદનગરના રાજ્યમા પોતાની આગવી નોકરી ઉપર હતો. જે માલોજી એક દિવસ પોતાનાજ હાથ નીચે સાધારણ કારકુન હતો, હેનોજ છોકરો આજે રાજ્યમા કરતો કારવતો થઇ પડયો જમાઈ હોવા છતા પણ હેની આટલી બધી ઉન્નતિ લુકજીથી સહન થઇ શકી નહી. એણે દીલ્હીના બાદશાહ શાહજહા સાથે મસલહત ચલાવી અને પોતે સહાય કરવાનું વચન આપીને હેને અહમદનગર ઉપર ચ્હડાઇ કરવાને આગ્રહ કર્યો

દીલ્હીના બાદશાહો ઘણા સમયથી અહમદનગર જીતવાને યત્ન કરતા હતા. હવે એ રાજ્યનાજ એક માણસે ઘરભેદુ થઇને મદદ કરવાનું વચન આપ્યું, એટલે શાહજહાને સેનાપતિ મીરજુમ્લાને અહમદનગર ઉપર ચ્હડાઇ કરવા મોકલ્યો

શાહજી પરાજીત થયો. અહમદનગરની પડતી આવી, શાહજીએ જોયું કે હું રાજ્યનો મુખ્ય અમલદાર છું એટલા

માટે અદેખાઇને લીધે સસરાએ આ 'આપત્તિ આણી છે. હું પોતે રાજધામ છોડી દઇશ તો રાજ્યનું રક્ષણ થશે એવું વિચારીને એણે બિજાપુર રાજ્યમાં નોકરી સ્વીકારીને સપરિવાર અહમદનગરનો ત્યાગ કર્યો.

ત્હેને કેદ કરવા માટે લુકજી ત્હેના પછવાડી સૈન્ય લઇને ગયો.

શાહજીએ જોયું કે સપરિવાર લુકજીના હાથમાં સપડાવાથી મ્હારે માટે છુટવું મુશ્કેલ છે. જીજા લાખતોએ એની છોકરી છે. લુકજીને હાથે ત્હેને દુઃખ કે અપમાન થવાનો તો સંભવ નથી. એવો વિચાર કરીને એકસો સાથીઓને ગર્ભવતી જીજાબાઇના રક્ષણનો ભાર સોંપીને મ્હોટા દીકરા શંભાજી અને સૈન્યને લઇને શાહજી, ઉતાવળે પગલે પલાયન કરી ગયો, અને થોડા સમયમાં બિજાપુર પહોંચ્યો. થોડાજ સમયમાં જીજા કેદ પકડાઇ. લુકજીએ બંદીવાન કન્યાને શિવનારીના કિલ્લામાં મોકલી આપી.

દેવસેવા અને ધર્મમાં મૂળથીજ જીજાની ધાડી ભક્તિ હતી. હવે સ્વામી એકલી છોડીને ગયા હતા, પિતાએ પણ શત્રુની સ્ત્રી ગણીને ત્હેને કેદ કરી રાખી હતી; સંસારમાં હવે જીજાને માટે બીજું કાંઇ કામ રહ્યું નહોતું. એકાગ્રચિત્તે જીજાએ દુર્ગની અધિષ્ઠાત્રી દેવી શિવાઇ માતાની આરાધના તનમન ધનથી કરવા માંડી.

પરન્તુ સંસારનું સઘળું સુખ જતું રહે તોપણ સંતાન પ્રત્યેની મમતા સ્ત્રીના હૃદયમાંથી ઓછી થતી નથી. કેદીની દશામાં જીજાને સંસારનું બીજું કાંઈ બંધન નહોતું, એ વાત

ખરી, પણ ગર્ભમાંના બાળક પ્રત્યેનો પ્રેમ સદા ત્હેનું ધ્યાન એ તરફ ખેંચી રાખતો.

સાંસારિક સુખની કોઇ સાંકડી અને સ્વાર્થી લાલસા ત્હેને નહોતી. ઘર માંડીને સાંસારિક વૈભવથી સુખી થાઉં એ ઇચ્છા ત્હેણે કોઇ દિવસ મનમાં આણી નથી. એના મનમાં કેવળ એકજ વિચાર આવતો કે હિન્દુ ધર્મ અને હિન્દુ જાતિનો દિવસે દિવસે ભારતવર્ષમાંથી નાશ થતો જાય છે, માટે હું એક એવા વીર અને ધાર્મિક પુત્રને જન્મ આપું કે, એ પુત્ર ફરીથી ભારતની પ્રતિષ્ઠા અને ગૌરવ વધારે. એ ઉચ્ચ કામના, સુખ અને વૈભવની ઇચ્છાઓને દૂર કરીને, ઉદાર ચરિત જીજાના હૃદયમાં ઉભરાવા લાગી. એજ કામનાથી જીજાબાઈ હમેશાં એકાગ્રચિત્તે શિવાઈ દેવીની પૂજા અને પ્રાર્થના કરતી હતી.

દેવીના મંદિરમાં બેસીને બે હાથ જોડીને જીજા કહેતી કે, 'મા! સંસારમાં મ્હારે કાંઇ સુખ નથી. કોઈ સુખની હું આકાંક્ષા પણ રાખતી નથી. ગર્ભમાં જે બાળક છે તે બાળક ત્હમારો થાઓ. ત્હમારી દયા અને ત્હમારા પ્રતાપે એ ત્હમારી શક્તિ લઇને દુનિયામાં અવતરજો. એ પુત્ર પાસેથી હું કાંઇ મ્હારા અંગત ફાયદાની આશા રાખતી નથી. પુત્ર, પોતાના સુખ વૈભવ કે વિલાસની પણ હું વાસના કરતી નથી. ઇચ્છા માત્ર એટલીજ છે, કે એ પુત્ર સદા ત્હારોજ દાસ થઈને રહે અને ત્હારી સેવા કરીને માનવ જીવનનું સાર્થક કરે. મા! હું ત્હમારી રોજ જે ભક્તિ અને પૂજા કરૂં છું, તે ભક્તિ ત્હમારી કૃપાથી મ્હારા ગર્ભમાં રહેલા બાળકના હૃદયમાં સંચાર પામો! એ ભક્તિના આશીર્વાદરૂપે ત્હમારી વિશ્વપાલક શક્તિથી ત્હેનું

હૃદય પૂર્ણ થાઓ ! અને એ શક્તિથી ભારતમાં ધર્મ રાજ્યની સ્થાપના થાઓ. મ્હારી બીજી કોઇ કામના નથી. બીજી કોઈ પ્રાર્થના નથી. ત્હમારી દાસી નિત્ય એકજ વાસના, અને એકજ પ્રાર્થના માટે ત્હમારે બારણે આવીને પુકારે છે. દાસીની એ પ્રાર્થના સાંભળો, અને દાસીની એ ઇચ્છા માજી પૂર્ણ કરો.

'મા ! વીરપુત્ર, ધાર્મિક પુત્ર, જે પુત્રને હાથે દેવતાના તથા ધર્મના ગૌરવનું રક્ષણ થાય, એવા પુત્રને જન્મ આપવામાંજ નારીજીવનની સાર્થકતા છે. મ્હેં ઘણુ દુઃખ વેઠયું છે. ઘણું દુઃખ પડયા છતાં પણ એ દુઃખના નિવારણ માટે ત્હમારી પાસે પ્રાર્થના કરી નથી. ત્હમારી શક્તિ, ત્હમારો મહિમા, જગતમાં સ્થાપી શકે, એવો ધાર્મિક પુત્ર આપીને માતાજી, મ્હારૂં નારીજીવન સાર્થક કરો.'

આપણા દેશના તેમજ પશ્ચિમના વિદ્વાનોનું માનવું છે, કે ગર્ભાવસ્થામાં માતાની જેવી ભાવનાઓ, જેવા વિચારો અને જેવી ઇચ્છાઓ હોય છે, ત્હેવાજ સંસ્કાર પુત્ર ઉપર પડે છે. ગર્ભની સૂચના થઇ ત્યારથી યુદ્ધનો ભારે ગડગડાટ મચી રહ્યો હતો. પરન્તુ એ વીરાંગના જીજાનું વીર હૃદય એ યુદ્ધ કોલાહલમાં પણ ભયથી જરાએ ચમકયું નહોતું. ત્હેના હૃદયમાં ઉત્સાહ સિવાય બીજો કોઇ ભાવ ઉત્પન્ન થયો નહોતો. યુદ્ધ થઇ રહ્યા પછી બાકીના મહિના જીજાએ એકાગ્રચિત્તે શક્તિ સ્વરૂપ જગન્માતાની અર્ચના કરવામાં અને દેવીની પાસે વીર અને ધાર્મિક પુત્ર માગવામાં ગાળ્યા હતા; એટલે પુત્રના મનમાં સ્વાભાવિક રીતેજ વીરત્વ અને ધર્મનો ભાવ પ્રબળ થાય તો એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી. આવી પુંણ્યમય

સાધનાના ફળ રૂપે ઇ. ૧૬૨૭ ની ૧૦ મી એપ્રિલે જીજાબાઇએ એજ શિવનારી દુર્ગમાં, ઇચ્છાનુસાર દુર્લભ પુત્રરત્નને જન્મ આપ્યો. શિવાઇ દેવીના વરદાનથી, શિવાઇ દેવીના સેવકરૂપ પુત્ર જન્મ્યો એમ ધારીને જીજાએ પુત્રનું નામ 'શિવાજી' પાડ્યું.

૩.

શાહજીના તાબામાં અહમદનગર રાજ્યે આપેલી કેટલીક વડિલોપાર્જીત મિલ્કત હતી. લુકજીની ખટપટથી અહમદનગર છોડીને બિજાપુર જઇ વસવાના કસુરમાં ત્હેની સઘળી જાગીર છીનવી લેવામાં આવી હતી. શિવાજીના જન્મ પછી થોડે સમયે એમને એ જાગીર તો પાછી મળી, પણ બિજાપુર રાજ્યના સેનાપતિ તરીકે એમને રાતદિવસ ઘણા જરૂરના કામોમાં રોકાયલા રહેવું પડતું હોવાથી જાતે અહમદનગર જવાનું ત્હેનાથી બની શક્યું નહીં. દાદા કોંડદેવ નામના કોઇ હોંશિયાર ઉદાર અને ઉન્નત વિચારના બ્રાહ્મણના હાથમાં શાહજીએ પોતાની જાગીર, જમીન, તથા સ્ત્રીપુત્રના રક્ષણનો ભાર સોંપ્યો હતો. દાદાજીની દેખરેખ નીચે જીજાબાઇ અને શિવાજી શિવનારી દુર્ગમાં વાસ કરવા લાગ્યાં.

સાધનાના બળે ગર્ભાવસ્થામાં પુત્રના હૃદયમાં જીજાએ જે મહત્ત્વનું બીજારોપણ કર્યું હતું. તે મહત્ત્વ, ઘટતા શિક્ષણ અને પોતાની વર્તણુકના દાખલાથી અંકુરિત થઇને ખીલી નીકળે એટલા માટે જીજા ઘણીજ મહેનત અને કાળજીથી પુત્રને ઉછેરવા લાગી જે કામનાથી શિવાઇ દેવી પાસે પુત્ર માગ્યો હતો, તે કામના પુત્રના મહત્ત્વદ્વારા પૂર્ણ કરવી, એ જીજાના જીવનનું એક માત્ર વ્રત બન્યું. ભવાનીના વરદાનથી પુત્ર મળ્યો,

હવે એ પુત્ર ભવાનીના ચરણકમળમાં આત્મદાન કરીને ભવાનીના આશીર્વાદથી, ભવાનીનીજ શક્તિથી પ્રેરિત થઇને, ભારતવર્ષમાં હિન્દુનું ધર્મ રાજ્ય સ્થાપી શકે, એજ જીજાબાઈની સર્વોચ્ચ આકાંક્ષા હતી. એજ વિચારથી એણે પુત્રને દીક્ષિત કર્યો અને ત્હેને ઉપયોગી શિક્ષણ આપવાનો પણ આરંભ કર્યો.

શિવાજીમાં જ્ઞાનનો ઉદય થતાં વારજ ત્હેણે પુત્રને કહ્યું કે 'શિવા! ભવાની દેવીની પૂજા કરીને ત્હેમના વર અને આશીર્વાદથી તું જન્મ્યો છે. તું મ્હારા સુખને માટે અવતર્યો નથી. ત્હારા પિતાજીના કે અન્ય કોઇના સુખને માટે પણ નહીં. માતા ભવાનીએ ત્હેમના પોતાના કાર્યને માટે આ દાસીના ગર્ભમાં ત્હને જન્મ આપ્યો છે. તું મ્હારો નથી. ભવાનીનો છે. તું ત્હેમનું ધન છે. ત્હેમનું કાર્ય ત્હને સોંપી દેવા સારૂ ત્હેમણે ત્હને મ્હારા હાથમાં સોંપ્યો છે. એજ ત્હારી મા છે, એજ ત્હારી ઇષ્ટદેવી છે. ત્હેના ચરણકમળમાં મન અને પ્રાણને મૂકી દઇને, એ જે માર્ગે ચલાવે ત્યાં નિર્ભયપણે જજે એ ત્હને શક્તિ આપશે. ત્હારો ભય દૂર કરશે અને બધી વિપત્તિઓમાંથી ત્હારૂં રક્ષણ કરશે. નિર્ભયપણે તનમન ધન લગાડીને પાપમાં ડૂબતા ભારતમાં પાછું ભવાની માતાનું ધર્મરાજ્ય સ્થાપ. પ્રાચીન સમયમાં જે મહાપુરૂષો, જે મહાવીરો ભારતવર્ષમાં જન્મ ગ્રહણ કરીને દેવતા અને ધર્મનો મહિમા વધારી ગયા છે, ત્હેમના ગુણ, મહત્ત્વ અને કીર્તિનું સદા સ્મરણ કરજે. ત્હેમના જેવો થઇને આ હતભાગ્ય દેશ પાછો ગૌરવમય થઇ શકે એવો પ્રયત્ન ખરા મનથી કરજે. લક્ષ્મણ અને અર્જુનની પેઠે વીરત્વમાં, ધર્મમાં, અને પ્રતિજ્ઞામાં અટળ રહેજે.

રામ અને યુધિષ્ઠિરની પેઠે ધર્મ રાજ્યનો રાજ્યેશ્વર બનજે, અને પ્રજાના કલ્યાણને માટેજ રાજધર્મનું પાલન કરજે. મ્હારી એજ ઈચ્છા છે. એજ આશીર્વાદ છે. મ્હારો આ ઉપદેશ સદા મનમાં યાદ રાખજે. આ ધર્મ, આ વ્રત ગ્રહણ કરીને ત્હારા જીવનને ધન્ય કરજે, અને મ્હારૂં 'મા' નામ સાર્થક કરજે.'

દાદાજીએ શિવાજીને કેળવવાનું માથે લીધું હતું. એણે એને કાંઈ હિસાબ કિતાબ કે વ્યાકરણ અને ભૂગોળ શિખવ્યાં નહિતાં. પણ રામ, લક્ષ્મણ, ભીષ્મ, અર્જુન આદિ રામાયણ અને મહાભારતના વીર પુરૂષોનાં જીવનચરિત્ર ત્હેને વાંચી સંભળાવ્યાં હતાં. કયા ગુણોને લીધે એ મહાત્માઓ અક્ષય કીર્તિને પામ્યા હતા, ત્હેમના કર્મોને પ્રતાપે પ્રાચીન ભારત કેટલું મહાન હતું, કયા કયા દોષને લીધે ભારતની પડતી દશા આવી, હિન્દુઓના કુકર્મનું શું પરિણામ આવ્યું. ભારતની આજ કાલ કેવી હીનદશા છે, એ વગેરે વાતો દાદાજી દરરોજ વિસ્તારથી શિવાજીને સંભળાવતો હતો. વળી કયે રસ્તે ચાલવાથી કયા મહાન પુરૂષોનું અનુસરણ કરવાથી શિવાજી ભારતનું પ્રાચીન ગૌરવ પાછું લાવી શકે એનું ચિત્ર પણ તે બાળકની આંખો આગળ સચોટ રીતે રજુ કરતો. દાદાજીની આ વાતોથી શિવાજીને માએ આપેલા ઉપદેશની યથાર્થતાની ખાત્રી થઇ હતી અને ત્હેનો એકે એક શબ્દ પોતાના અંતઃકરણમાં કોતરી રાખ્યો હતો.

કેવળ કોઇ વાત જાણ્યાથીજ કામ ચાલતું નથી. શિક્ષણ પ્રમાણે સાધના જોઇએ. શિવાજીની પોતાની ઉત્કટ ઇચ્છા, માતાનો અમૃતમય ઉપદેશ, અને દાદાજીની સખ્ત દેખરેખ, એ

બધાને લીધે શિવાજી પોતાના રોજનાં આચરણોથી એ ઉપદેશોને અનુસરીને વર્તણુક રાખવાનુ શિખવા લાગ્યો. મનની પેઠે શરીરને પણ મજબૂત બનાવવા માટે એ જાતજાતની કસરત અને રમતોમાં મશગૂલ રહેવા લાગ્યો. ઘોડેસવારીમાં તથા હથિયાર ચલાવવામાં એ ઘણોજ પ્રવીણ થયો. આ પ્રમાણે માતા અને રક્ષક દાદાજીની દેખરેખ નીચે શિવાજીના હૃદયમાં ધર્મ ઉપર દૃઢ પ્રેમ ઉત્પન્ન થયો હતો તેવીજ રીતે એ ધર્મના રક્ષણ અને તેની પુનઃ સ્થાપનાને માટે વીરતા અને દૃઢ પ્રતિજ્ઞાનો પણ વિકાસ થવા લાગ્યો માતા જીજાબાઇની સાધના સફળ થવાનાં ચિન્હ જણાવા લાગ્યાં.

૪.

શિવાજી જેમ જેમ મ્હોટા થયા તેમ તેમ ત્હેમની ખાત્રી થતી ગઇ કે ભારતમાં સ્વતંત્ર હિન્દુ રાજ્ય સ્થાપ્યા વગર હિન્દુ ધર્મ અને હિન્દુ પ્રજાનું ગૌરવ સાચવી રાખવાનો બીજો કોઇ ઉપાય નથી. ધીમે ધીમે પોતાના તાબાના જાગીરદારો પાસેથી ધન અને માણસો લઇને એ કામને માટે ઉપયોગી સામગ્રી એકઠી કરવા લાગ્યા. શાહજી બિજાપુર રાજ્યની નોકરી અર્થે દૂર કર્ણાટક પ્રાન્તમાં રહેતો હતો. દાદાજી અને શિવાજીના હાથમાં બાપદાદાની જાગીરનો સંપૂર્ણ કારભાર હતો. એટલે જીવનનું વ્રત સાધવાને શિવાજીને કોઇ જાતની અડચણ કે વિઘ્ન નડયા નહીં.

સાંસારિક સુખભોગમાં જીજાની આસક્તિ નહોતી. જે મહાન્ વ્રતમા એણે પુત્રને દીક્ષિત કર્યો હતો, તે મહા વ્રતનું પાલન કરવામા પુત્રને મદદ આપવી એ ત્હેને મનથી જીવનનો મુખ્ય ધર્મ હતો. એટલે એ ઘણો વખત પુત્રની પાસેજ રહેતી.

સંસારમાં પતિની સેવા કરવી એ સ્ત્રીનો ધર્મ છે. પણ ત્હેના કરતાં પણ માતૃધર્મને મહત્–મત–પરાયણ જીજા વધારે અગત્યનો ગણતી. એ જાણતી હતી કે એના વગર સ્વામીને કોઇ પણ જાતની અડચણ પડવાની નથી. કારણ કે એની સપત્ની તુકાબાઈ સ્વામીની સાથેજ હતી. તુકાબાઈના હાથમાં સ્વામી-સેવા અને સ્વામીના ઘર સંસારનો ભાર સંતુષ્ટ ચિત્તે સોંપી દઈને મહા પ્રાણ જીજાબાઇ પુત્રના ઘરના વહીવટ ઉપર દેખરેખ રાખવા લાગી.

શિવાજી જ્યારે વીશ વર્ષનો થયો, ત્યારે દાદાજી ઘણો માંદો પડયો. દાદાજીને લીધે શિવાજીને કેટલી બધી મદદ મળી હતી, દાદાજી નહીં હોય તો ત્હેની ખોટ કોઇનાથી પણ પૂરાય એમ નથી. એ બધું જીજા જાણતી હતી. એટલા માટે પુત્ર અને પુત્રવધૂને લઈને જીજાબાઇ રાતદિવસ ત્હેની સેવા ચાવજત કરવા લાગી.

પરન્તુ વૃદ્ધ અને જીર્ણ શરીર રોગના સખ્ત હુમલા આગળ ટકી શકયું નહીં. દાદાજી સ્હમજ્યો કે મૃત્યુ પાસે આવ્યું છે. ત્હેણે રાજ્ય સ્થાપન, રાજ્ય પાલન, રાજ ધર્મ અને પ્રજા ધર્મ સંબંધી શિવાજીને ઘણો ઉપદેશ આપ્યો અને કહ્યું શિવાજી! હું જાઉં છું માટે દુઃખી અને નિરાશ થઇશ નહીં. બચપણથી મ્હેં ત્હને જે ઉપદેશ આપ્યા છે, તથા અત્યારે જે કાંઈ કહું છું, તે બધું યાદ રાખીશ અને તે પ્રમાણે મન વચન અને કર્મથી ચાલીશ તો હું મરી ગયા છતાં પણ ત્હારી નિકટજ છું. વળી ત્હારી માતુશ્રી જીવે છે. એ કાંઇ મ્હારા કરતાં ઓછી મદદ નહીં આપે. ઘર કામમાં, ધર્મ કાર્યમાં અને

રાજકાર્યમાં એમને ઈશ્વર જેવાં ગણજે. એમના આશીર્વાદ અને દેવી ભવાનીની કૃપાથી ત્હારૂં કદી અશુભ થશે નહીં.'

થોડા દિવસ પછી દાદાજીનું મૃત્યુ થયું. મરતે મરતે પણ એ શિવાજીને ઘણો ઉપદેશ આપતો ગયો. કહેવાય છે કે, સ્વામીનું મૃત્યુ થયાથી દાદાજીની સ્ત્રી એકદમ મૂર્છિત થઇ ગઇ અને એ મૂર્છામાંજ એના પ્રાણ ગયા.

૫.

દાદાજીના મૃત્યુ પછી જમીનદારી અને જાગીરનો કારભાર શિવાજીના હાથમાં આવ્યો. ઉમરે પહોંચેલા પુત્રના હાથમાં પૈતૃક સંપત્તિનો વહીવટ સોંપીને શાહજી બિજાપુર રાજ્યની નોકરીમાં કર્ણાટક નગરમાંજ રહ્યા.

દાદાજી હવે રહ્યા નહોતા; એટલે શિવાજીને કર્તવ્ય પક્ષમાં ચલાવનાર જીજાબાઇજ હતી. માતાના ઉપદેશ અને સલાહ મુજબ શિવાજીએ હવે સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપવાની તૈયારીઓ કરવાનો આરંભ કર્યો. માતાના ઉપર શિવાજીને એટલી બધી ભક્તિ હતી, તથા એની સૂક્ષ્મ બુદ્ધિ, પ્રવીણતા, અને રાજદ્વારી બાબતોની માહિતી ઉપર ત્હેમને એટલી બધી આસ્થા હતી કે, એ દિવસોમાં રાજ્યની સ્થાપનાની તૈયારીઓ કરવા માંડી ત્યારથી લઈને તે પોતાનું રાજ્ય સ્થપાઈ ગયું અને પોતે રાજા બની ચુકયો ત્યાં સુધી, જેટલા દિવસ જીજાબાઇ જીવતી રહી, તેટલા દિવસ માતાનો ઉપદેશ અને આશીર્વાદ લીધા વગર શિવાજી કોઇ કામમાં માથું મારતા નહીં. લ્હડાઈ અથવા બીજા કોઇ કામ પ્રસંગે શિવાજી બ્હાર ગામ જતા તો જીજાબાઇ ત્હેમના પ્રતિનિધિ તરિકે નવા રાજ્યનો વહીવટ ચલાવતી.

દક્ષિણમાં મવાલી નામના એક હલકી જાતના લોક હોય છે. એ મવાલી લોકો ઘણાજ દૃઢ, બળવાન, અને સહનશીલ હોય છે. એ લોકોની સાથે માયાળુપણે વર્તીને શિવાજીએ પહેલેથી એમનું એક સાહસી અને વિશ્વાસુ લશ્કર એકઠું કર્યું હતું. સ્વતંત્ર હિંદુ રાજ્યની સ્થાપનામાં એ લોકો સહાયતા કરશે એમ પોતાના સરદારોને ખાત્રી આપીને, મવાલીઓને ત્હેમના હાથમાં સોંપીને, પોતે ચારે તરફ રાજ્યનો વિસ્તાર કરવા અને કિલ્લાઓ ફતેહ કરવા નીકળી ગયા.

આથી બિજાપુરના સુલતાનના તાબાના કેટલાક જાગીરદારો અને કિલ્લેદારો સાથે ત્હેને પહેલાં લ્હડવું પડ્યું. ધીમે ધીમે એ વાત બાદશાહને કાને પણ પહોંચી. જોતજોતામાં શિવાજીએ કલ્યાણ અને કોંકણ પ્રાન્ત પોતાના કબજામાં લીધો.

સુલતાને જોયું કે પોતાના રાજ્યમાંથી શિવાજીએ એટલા બધા મુલક ઉપર કાબુ મેળવ્યો છે, કે થોડા વખતમાં એનું સૈન્ય દક્ષિણ હિંદુસ્તાનમાંથી મુસલમાનોનો એકદમ સંહાર કરી નાખશે. ક્રોધ અને ભયને લીધે કંઈક ઉપાય કરવાનો બાદશાહે શાહજીને હુકમ આપ્યો.

શાહજી પોતે પણ પુત્રની શક્તિનો આટલો બધો વિકાસ જોઈને વિસ્મય પામી ગયો હતો. એણે વિચાર્યું, કે પુત્ર પોતાની પ્રતિભાના બળ વડે જે કાંઈ કરી રહ્યો છે ત્હેમાંથી ત્હેને રોકવાની શક્તિ પોતાનામાં નથી. તેમજ ત્હેની એવી ઇચ્છા પણ નહોતી. પરન્તુ એ બાદશાહનો નોકર હતો, બાદશાહ ગુસ્સે થાય તો એને પાયમાલ કરી શકે, એ વિચારથી એને જરા બ્હીક લાગી. સુલતાનને એણે જણાવ્યું કે 'જહાંપનાહ !

શિવાજી હવે સ્વતંત્ર થયો છે. મ્હારી વડિલોપાર્જીત મિલ્કત બધી એના હાથમાં છે, અને 'હવે એ મ્હારૂં કહ્યું માનતો નથી.' વાત પણ ખરી હતી. શિવાજીએ આ બધી યોજનાઓમાં પિતાનો મત કોઈ દિવસ પૂછયો નહોતો.

પણ શાહજીની વાત ઉપર બાદશાહને વિશ્વાસ બેઠો નહીં. ત્હેણે યુક્તિપૂર્વક શાહજીને કેદ કર્યો અને પછી ઢંઢેરો પીટાવ્યો કે શિવાજી જો સત્વર પોતે જીતેલું રાજ્ય બિજાપુરને પાછું આપી દેશે નહીં તો બાદશાહ શાહજીને કેદખાનાની અંધારી ઓરડીમાં પૂરી રાખીને, આહાર અને હવા બંધ કરીને, ગુંગળાવી ગુંગળાવીને મારી નાંખશે.

આ દારૂણ સમાચાર સાંભળીને શિવાજી સંકડામણમાં આવી પડયા. એક તરફ શત્રુને હાથે પિતાજીને આ પ્રમાણે રીબાઇ રીબાઇને મરવાનો ભય હતો, બીજી તરફ હિન્દુ રાજ્ય સ્થાપન કરવાના જીવન વ્રતનો ત્યાગ કરવો એ શોક હતો. કોઇ પણ ઉપાય એ નક્કી કરી શકયા નહીં. આ સમાચાર સાંભળીને માતા ગભરાઈ જશે એમ ધારીને શિવાજીએ એ બાબતમાં માતાની સલાહ ન લેતાં પોતાની સ્ત્રીની સલાહ લીધી. શિવાજીની સુરા પત્ની સર્વ પ્રકારે એ મહાપુરૂષની સહધર્મિણી થવાને યોગ્યજ હતી. એણે કહ્યું 'ત્હમારે ગમે તે ઉપાય કરીને પિતાજીનું રક્ષણ કરવું જોઇએ. પણ બીજી તરફ એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે હિન્દુ ધર્મ અને હિન્દુ રાજ્યની પુનઃસ્થાપના કરવાનું જે પવિત્ર વ્રત આપે લીધું છે ત્હેમાં કોઇ પણ પ્રકારે વિઘ્ન ન આવે. જો વિષય ભોગને માટેજ ત્હમે રાજ્ય જીત્યું હોત તો તો હમણાં ને હમણાં એ રાજ્ય પાછું આપી

ઈને સસરાજીને છોડાવી લાવવાને હું સલાહ આપત. પણ આ રાજ્ય આપણા પોતાના સુખ વૈભવને માટે ત્હમે મેળવ્યું નથી. એ તો દેવતા, ગૌ-બ્રાહ્મણ અને ધર્મના રક્ષણને સારૂ છે. સગાન્હાલાંના રક્ષણનું કર્તવ્ય ગમે તેટલું મોટું ગણાતું હશે પણ ધર્મ કરતાં એ વધારે નથી. વડિલના રક્ષણ સારૂ આ રાજ્યનો ત્યાગ કરવાનો ત્હમને અધિકાર નથી. હું વધારે શું કહું? વિચાર કરો, અને કોઇ યુક્તિથી બાદશાહને છેતરીને, કે સપડાવીને, પિતાજીનો ઉદ્ધાર કરો. એમાં ભય રાખવાનું કામ નથી. માતા ભવાની ત્હમારી મદદે છે, ત્હમારા હાથમા એમણે પોતાનું ધર્મ રાજ્ય સોપ્યું છે. આ વિપત્તિને સમયે એજ ત્હમને રસ્તો સુઝાડશે.'

ધીમે ધીમે જીજાને કાને પણ આ સમાચાર પહોચ્યા જીજાએ પણ વહુની સલાહને ટેકો આપ્યો.

ચતુર શિવાજીએ ઘણો વિચાર કરીને એક યુક્તિ શોધી કહાડી અને એ યુક્તિથી શાહજીનો ઘણી સ્હેલાઇ છુટકારો થયો

ભારતના ન્હાના મ્હોટા રાજાઓ અને બાદશાહો દિલ્હીના શહેનશાહને ભારતવર્ષમા સૌથી મ્હોટા રાજા ગણીને ત્હેમનાથી બ્હીતા રહેતા. તથા હમેશા ત્હેમનું માન રાખતા. બીજી તરફ દિલ્હીના બાદશાહો પણ એજ ચાહતા હતા કે દક્ષિણ ભારતના સ્વતંત્ર રાજ્યો પોતાનું ઉપરીપણું સ્વીકારે એટલે એક તરફ બિજાપુરનો સુલતાન પણ દિલ્હીના શહેનશાહને સહજ વાતમા નારાજ કરવા ચાહતો નહોતો, અને બીજી તરફ દિલ્હીનો શહેનશાહ ગમે તે વાતમાં બિજાપુરનો પક્ષ લે એ પણ સંભવિત નહોતું; કારણ કે એ તો એને દબાવ્યા રાખવા માગતો હતો. ચતુર રાજનીતિજ્ઞ

વિધર્મી શત્રુને હાથે ઇષ્ટદેવીના મંદિરનો નાશ થયો, હિન્દુના દેવતા અને ધર્મનું આ પ્રમાણે અપમાન થયું, એ વિચાર હજાર વીંછીઓના ડંખની પેઠે ત્હેમના મર્મને વિંધી નાખવા લાગ્યો. દેશમાં હિન્દુઓ જીવતા છતાં હિન્દુઓના આગેવાન તરીકે ભવાનીનો વરપુત્ર, ભવાનીના ચરણમાં વેચાયલો દાસ પોતે જીવતાં છતાં, આજ ભવાની દેવીનું આટલું બધું અપમાન ! ધિક્કાર છે એ જીવનને ! ધિક્કાર છે હિન્દુઓના ધર્માભિમાનને ! ! આ અપમાનનો બદલો લેવા માટે હજારો હિન્દુઓએ પ્રાણ આપવા ન જોઈએ ? હિન્દુઓના હૃદયના ઉકળતા લોહીથી તર્પણ કર્યા વગર અપમાન પામેલા દેવતાઓનો ગુસ્સો, બીજા કશાથી શમી શકે ? આવા આવા વિચારના તરંગોથી શિવાજીના હૃદયમાં મહા પ્રલયનો કાલાગ્નિ સળગી ઉઠયો. એ અગ્નિની ઝાળ ત્હેના સાથીઓ અને સૈનિકોના હૃદયને પણ અડકી અને વેરનો એક પ્રચંડ અગ્નિ સળગવા લાગ્યો.

આ વૈરાગ્નિને છાતીમાં રાખીને બધા યુદ્ધ કરવા તૈયાર થયા. જતી વખતે શિવાજીએ જનની જીજાબાઈની પાસે જઈને ત્હેમને પગે લાગીને આશીર્વાદ માગ્યો.

જીજાએ કહ્યું 'જાઓ બેટા ! તું ભવાનીનો પુત્ર છે. ભવાનીની ચરણસેવાની ત્હેં દીક્ષા લીધી છે. ભવાનીની ઈચ્છાથી, અને ભવાનીના આશીર્વાદથી હિન્દુ દેવતા અને હિન્દુ ધર્મની રક્ષા કરવાનું ત્હેં વ્રત લીધું છે. ત્હારી સમક્ષ ત્હારા શત્રુઓએ ભવાની દેવીનું અને હિન્દુ ધર્મનું એટલું બધું અપમાન કર્યું છે, કે તું ત્હેનો બદલો નહીં લઇ શકે અને દેવતા તથા ધર્મની પુનઃ પ્રતિષ્ઠા નહીં કરી શકે તો મ્હારી સાધના વૃથા, ત્હારૂં

જીવનવ્રત વૃથા, ત્હારી શિક્ષા અને દીક્ષા વૃથા, ત્હારૂં જીવન વૃથા, અને ત્હારો રાજધર્મ વૃથા છે. જાઓ ! શિવા ! ભવાનીનો સેવક હોય તો જા અને ખરા દીલથી લ્હડ. પોતાનું લોહી આપીને સર્વસ્વનો ત્યાગ કરીને ભવાનીનું માન સાચવવા ખરેખર તૈયાર થઈશ તો ભવાનીના આશીર્વાદથી આ ધર્મ યુદ્ધમાં જરૂર ત્હારો વિજય થશે. જા બેટા ! ભવાનીને પગે લાગીને વીર રંગમાં નાચતો નાચતો રણક્ષેત્રમાં જા, દાનવોનું દલન કરનારી ત્રૈલોકયને ત્રાસ આપનારી ભવાનીની શક્તિ ત્હારા અને ત્હારા સાથીઓના શસ્ત્રોમાં સંચારિત થશે.'

શિવાજી યુદ્ધમાં ગયા.

શિવાજીની યુક્તિથી અફ્‌જલખાં માર્યો ગયો અને ત્હેના સૈન્યનો પણ નાશ થયો.

વિજયના ગૌરવ સાથે વીર શિવાજી માતાના ચરણમાં પડયા. હર્ષનાં આંસુ સાથે જીજાબાઇએ વિજયી પુત્રને તથા ત્હેના સાથીઓને પોતે વિજયમાળા પહેરાવીને શાબાશી આપી.

શિવાજીના વિજય તથા ત્હેના રાજ્યના વિસ્તારની બધી વાત શાહજીએ સાંભળી હતી, એને ઘણી ઇચ્છા હતી કે કુળના ગૌરવરૂપ, જાતિના ગૌરવરૂપ કે આખા દેશના ગૌરવસ્વરૂપ પુત્રને એક વાર નજરે જોઉં અને ભેટું. પણ ઘણા વિચાર કરીને એ ઇરાદો એને ઘણા વખત સુધી માંડી વાળવો પડયો હતો. બિજાપુરની નોકરી છોડી દઇને એ પુત્રની પાસે જવા માગતો નહોતો, કારણ કે એ જાણતો હતો, કે એના ગયાથી શિવાજીની સ્વતંત્રતામાં ફેર પડશે. તેમજ બિજાપુરની નોકરીમાં રહીને બિજાપુર રાજ્યના શત્રુરૂપ પુત્રને મળવા જવું, મળવાનું

તો કોરાણે રહ્યું, ત્હેની સાથે કોઈ પણ જાતનો સંબંધ રાખવો એ રાજાના મનમાં સંદેહ ઉત્પન્ન કરવા બરોબર હતું. એટલે શાહજી એ બાબતમાં ઘણું ચેતીને ચાલતો. ઉદારચરિત શાહજી એવી વિશ્વાસુ રીતે રાજકાર્ય ચલાવતો કે, બિજાપુરના રાજાએ એના ઉપર કોઈ પણ જાતનો સંદેહ ન આણતાં પાછલા વખતમાં ઘણાં વર્ષો સુધી કર્ણાટકનો શાસનકર્તા અને સેનાપતિ નીમ્યો હતો.

હવે શાહજીની મનોવાસના સિદ્ધ થવાનો પ્રસંગ આવી પહોચ્યો. બિજાપુરના સુલતાન શિવાજીની સાથે યુદ્ધ કરીને થાકી ગયા હતા ત્હેમની ઇચ્છાથી સંધિ કરવાનો પ્રસ્તાવ લઇને શાહજી શિવાજી પાસે ગયો.

ઘણા ઠાઠ સાથે શિવાજીએ પિતાનો આદરસત્કાર કર્યો. બિજાપુરની નોકરી છોડી દઈને પોતે મેળવેલા રાજ્યના રાજ્યેશ્વર થઇને અહિંજ રહેવાનો ત્હેણે પિતાને ઘણો આગ્રહ કર્યો. પરંતુ શાહજીએ એમ કરવાનુ કબુલ કર્યું નહીં અને કહ્યું કે 'સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપન કરવુ એ જે મહાવ્રત ત્હેં લીધું છે, ત્હેને યોગ્ય તુંજ છે, હું નથી.' થોડા દિવસ પુત્ર તથા પત્નીની સાથે રહીને આખરે બિજાપુરની સાથે હવેથી શત્રુતા ન રાખવાનો પુત્રને આગ્રહ કરીને એ પોતાની નોકરીએ બિજાપુર ગયો. પિતાનો આગ્રહ માનીને શિવાજીએ બિજાપુર રાજ્ય સાથે સંધિ કરી.

૧૭.

શાહજીને પ્રતાપે દુર્બળ બિજાપુરની સાથે શિવાજીનો વિવાદ મટી ગયો, પણ પ્રબળ મોગલ બાદશાહ સાથે હવે એનો ભીષણ અને લાંબો વિગ્રહ શરૂ થયો.

એ વખતે દિલ્હીના તખ્ત ઉપર ઔરંગઝેબ બિરાજતો હતો. શિવાજીને દબાવી દેવા માટે એણે શાયસ્તખાં નામના સરદારને દક્ષિણમાં મોકલ્યો. પણ શિવાજીની યુક્તિ અને બહાદુરીથી શાયસ્તખાં બિલકુલ પરાજય પામીને મહા મુશ્કેલીએ પાછો ન્હાશી ગયો.

આ ઘટના પછી થોડા સમયમાં શાહજીનું મૃત્યુ થયું. સ્વામીના મૃત્યુ સમાચાર સાંભળીને જીજાબાઇ સતી થવા તૈયાર થઈ. પણ સ્વામીની હયાતીમાજ પુત્રની ખાતર જે સ્વામીથી વિખુટી રહી હતી, જેણે મહાન્ કર્ત્તવ્યને માટે, સ્ત્રીઓને માટે અસાધ્ય કઠોર ત્યાગ બતાવ્યો હતો, તેજ સ્ત્રી આજે પતિના મૃત્યુસમાચાર સાંભળી શોકવિહ્વલ થઈ પોતાના કર્ત્તવ્યોનું બળિદાન આપવા તૈયાર થઇ. પણ ત્હેના જેવી ધર્મશીલ અને ત્યાગી સ્ત્રીએ આ સંસારમાં સાધવાનું ઉપયોગી કાર્ય સાધ્યા વગર પતિની સાથે બળી મરવું વ્યાજબી હતું ? પુત્રને હાથે ધર્મરાજ્ય સ્થપાવવું અને એ ધર્મરાજ્યના રક્ષણમા ત્હેને મદદ કરવી એ ત્હેના જીવનની એક માત્ર સાધના હતી, એક માત્ર વ્રત હતું; આજ સ્વામીના શોકથી બેબાકળી થઇને એ એ પવિત્ર વ્રત અને સાધનાનો ત્યાગ કરે તોપછી આટલા વર્ષની એની કઠોર તપસ્યાનું સાર્થક શું ? જે શક્તિને પ્રતાપે શિવાજીએ એટલું બધું મહત્ત્વ પ્રાપ્ત કર્યું હતું તે શક્તિના મૂળરૂપ જીજાબાઇ હતી એ શક્તિ ચાલી જાય તો શિવાજી કોને આધારે મોગલોના પ્રબળ સામર્થ્ય આગળ ટકી શકે ? શિવાજીએ તેમજ બીજા બધાઓએ જીજાબાઇને એ પ્રમાણે સ્હમજાવી. ઘણો વિચાર કર્યા પછી જીજાને ગળે પણ એ વાત

ઉતરી, એણે સતી થવાનો સંકલ્પ છાડી દીધો અને જીંદગી પર્યંત બ્રહ્મચારિણી વિધવા તરીકે રહીને પુત્રના વીરધર્મ અને રાજધર્મમાં સહાયતા આપવાનો નિશ્ચય કર્યો.

શિવાજીએ રાજ્યો જીતીને એક સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી હતી. રાજાની માફક પ્રજાના ઉપર શાસન ચલાવતા હતા પણ હજુ સુધી એમણે 'રાજા' નામ ધારણ કર્યું નહોતું. કારણ કે પિતા શાહજી જીવતા હતા, અને એ રાજ્ય સ્વીકારીને રાજા થવાને નાખુશ હતા; એટલે પિતાની હયાતીમાં પુત્ર રાજાની ઉપાધિ કેવી રીતે ધારણ કરી શકે? શિવાજી જેવા મહાપુરૂષ પિતાનું એવું અપમાન કરી શકયા નહીં. હવે પિતા સ્વર્ગવાસી થયા હતા, રાજ્યના લોકો પણ શિવાજીને રાજા કહેવા સારૂ ઘણા આતુર થઇ રહ્યા હતા. એટલે રાયગઢના કિલ્લામાં ઈ. સ. ૧૬૭૪ ના જુનની ૧૬ મીને દિને શિવાજી મહારાજ મ્હોટા સમારંભ સાથે રાજ્ય સિંહાસન ઉપર બિરાજ્યા. એજ દિવસથી એ મહારાજા છત્રપતિ શિવાજી કહેવાવા લાગ્યા. ત્હેમના નામના સિક્કા પણ ટંકશાળમાં પડવા લાગ્યા.

મોગલોની સાથે યુદ્ધ ચાલી રહ્યું હતું. શિવાજીએ વારંવાર રાજ્ય ઉપર ચ્હડાઈ કરીને સુરત વગેરે શહેરો લુંટયાં. ઔરંગજેબે અંબરાધીશ જયસિંહ અને દિલેરખાં નામના બે મુખ્ય સેનાપતિઓને શિવાજીની વિરૂદ્ધ લ્હડવા માટે મોકલ્યા.

હજાર તોએ જયસિંહ હિન્દુ રાજપુત હતો. શિવાજીની વીરતા જોઇને એ મુગ્ધ થઈ ગયો અને એક હિન્દુ રાજાનું ગૌરવ જોઇને એ પોતાને ગૌરવાન્વિત સ્હમજવા લાગ્યો. થોડો વખત યુદ્ધ થયા પછી ત્હેના પ્રયત્નથી શિવાજીએ જીતેલો

મુલક મોગલોને પાછો આપી દીધો અને ઔરંગજેબ સાથે સંધિ કરવા તૈયાર થયા. એ પણ નક્કી થયું કે થોડા વખત પછી શિવાજીએ દિલ્હી જઈને ઔરંગજેબની મુલાકાત લેવી.

પુત્ર શંભાજીને સાથે લઈને, શિવાજી મહારાજ દિલ્હી પધાર્યા. ત્હેમની ગેરહાજરીના સમયમાં રાજ્યનું કામ રાજમાતા જીજાબાઈના હાથમાં સોંપવામાં આવ્યું. કેટલાક વિશ્વાસુ અને પ્રવીણ અમલદારો ત્હેના હાથ નીચે નીમવામાં આવ્યા.

દિલ્હી પહોંચીને શિવાજીએ મોગલ દરબારમા ઔરંગજેબની મુલાકાત લીધી. ઔરંગજેબે ત્હેમનો બરોબર આદરસત્કાર કર્યો નહીં ત્રીજા વર્ગના ઉમરાવોમા શિવાજીને બેસવાનું આસન આપ્યુ. એ અપમાનથી દરબારમાંથી ઉઠીને શિવાજી ઘેર આવ્યા. બાદશાહના હુકમથી એ ઘરની ચારે તરફ મોગલ સિપાહીઓનો પહેરો બેસી ગયો. મોગલોની વિશ્વાસઘાતકતાથી શિવાજી કેદ પકડાયા

આ દારૂણ સમાચાર સાભળીને મરાઠાઓ સ્તબ્ધિત થઇ ગયા. જીજાબાઇએ ઇષ્ટદેવી ભવાનીની આરાધના કરીને કહ્યું મા, ત્હમારી ઇચ્છા ત્હમે જાણો શિવાજી મ્હારો નથી, ત્હમારો છે. એ ગમે તેવી વિપત્તિમા આવી પડે, પણ ત્હમારે જો ત્હમારા દાસની સેવાની જરૂર હશે, તો ત્હમે ગમે ત્યાંથી એને છોડાવશો. પણ મા હું દુર્બળ સ્ત્રી છું. શિવા મ્હારા જીવનનું સર્વસ્વ છે. આ ઘોર સંકટ સહન કરવાનું ત્હમે આ દાસીને બળ આપો શિવાજી મ્હારા હાથમા એના ધર્મરાજ્યનો કારભાર સોંપી ગયો. છે મ્હને શક્તિ આપો, કે, જેથી હું એની રાજ્યશક્તિ સાચવી રાખું. ત્હમારી કૃપાથી શિવાજી જ્યારે પાછો આવે ત્યારે એ

જોઇ શકે કે એના ઉપર આફત આવી પડવાથી, એના રાજ્યને કાંઈ અનિષ્ટ થયું નથી.'

દેવીના ધ્યાન અને આરાધનાથી જીજાના હૃદયમાં એક અપૂર્વ શક્તિનો સંચાર થયો. ધીરજ અને શાન્તિથી એણે રાજ્યના અમલદારોને બોલાવ્યા અને ત્હેમને ઉત્સાહ તથા ઉત્તેજન આપીને ત્હેમના મનમાંથી ભય અને ખેદ કહાડી નાખ્યા, અને રાજ્ય ઉપર આવી પડેલી આ આફતના સમયમાં, મહારાજા શિવાજીની ગેરહાજરીને લીધે, રાજ્યને કોઈ રીતે નુકશાન ન થાય ત્હેનો ઘણો સારો બન્દોબસ્ત કરી દીધો.

પણે શિવાજી દિલ્હીમાં કેદી હતા. એમણે જોયું કે કોઈ છળકપટ કર્યા વગર મોગલોના હાથમાંથી છુટાય એમ નથી. થોડા દિવસ એ એવી શાન્તિથી રહ્યા કે, જાણે કેદખાનામાં એમને ઘણું સુખ છે, અને એ દશામાં એમને એટલો સંતોષ છે કે છુટવાનો કાંઇ વિશેષ આગ્રહ નથી. ત્યાર પછી થોડે દિવસ સખ્ત મંદવાડનો ઢોંગ કર્યો, અને એ પીડા મટવા માટે બ્રાહ્મણોને ઘેર અને મન્દિરોમાં મ્હોટી છાબડીઓ ભરી ભરીને મીઠાઈ મોકલવી શરૂ કરી દરરોજ એવી કેટલીએ છાબડીઓ બહાર જતી, પહેરેગીરો ધીમે ધીમે બેદરકાર થઇ ગયા, અને મીઠાઈની ટોપલીઓ તપાસવી મૂકી દીધી. આખરે એક દિવસે શિવાજીએ પુત્ર શંભાજીને એક ટોપલીમાં બેસાડયો અને બીજી ટોપલીમાં પોતે બેઠા. પછીથી બે ટોપલીઓને ઉપર ઉપર મીઠાઇથી ઢાંકી દીધી. નોકરો એ ટોપલીઓ લઇને દિલ્હીની બહાર નીકળી ગયા. સંન્યાસીને વેશે શિવાજી અને ...

બંને નોકરો સાથે મથુરા આદિ તીર્થયાત્રા કરતા કરતા પાછા રાયગઢ પહોંચ્યા.

રાજ્યના નોકરો સંન્યાસી વેશધારી શિવાજી અને શંભાજી તથા હેમના અનુચરોને ઓળખી શક્યા નહીં. સંન્યાસીઓ અહિં શા માટે આવ્યા છે એમ પૂછવામાં આવ્યું હેના જવાબમાં શિવાજીએ કહ્યું કે 'હમે શિવાજીનાં જનની, આ કિલ્લાનાં શાસનકર્તા જીજાબાઈને મળવા માગીએ છીએ. હમારી ઇચ્છા હમે એમની આગળજ જાહેર કરીશું.'

જીજાએ સંન્યાસીઓને અંતઃપુરમાં લાવવાનો હુકમ આપ્યો. સંન્યાસીને આવતા જોઇ જીજાબાઇ હેમને પ્રણામ કરવા ઉઠી. એટલામાં સંન્યાસીરૂપ ધારી શિવાજીએજ હેમના ચરણમાં પડી જઇને પ્રણામ કર્યાં. જીજાબાઇ આશ્ચર્ય પામીને બોલી ઉઠી 'મહારાજ! મહારાજ! આ શું? આપ સંન્યાસી છો, મ્હને શા માટે દોષમાં નાખો છો? મ્હારા જીવનનું સર્વસ્વ શિવાજી હાલ કેદખાનામાં બંદીવાન છે. હેમાં વળી આપ મ્હારૂં વધારે અમંગળ શા માટે કરો છો?'

સંન્યાસીએ હસીને કહ્યું 'મા, મ્હને ઓળખ્યો નહીં? હુંજ હ્હારો શિવા, પાછો હ્હારા ખોળામાં આવી પહોંચ્યો.'

વિસ્મયચકિત નેત્રે જીજા સંન્યાસીની તરફ જોઇ રહી. ખરેખાત આ સંન્યાસી તો એનો શિવાજીજ છે! આટલા બધા દિવસથી આતુર ચિત્તે એ જે પ્રાર્થના કરી રહી હતી તે આમ એકદમ સફળ થઇ ગઇ, તેથી જીજાની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. એણે પુત્રને છાતી સરસો ચાંપ્યો. માતા અને પુત્રનાં આનંદાશ્રુ મળી ગયાં. બન્ને થોડી વાર સુધી નિર્વાક્ અને નિઃશબ્દ

અવસ્થામાં પરસ્પર 'દૃઢ આલિંગનમાં બંધાઈ રહ્યાં. પછી શિવાજીએ ફરીથી માતાના ચરણને પ્રણામ કરીને, પોતાના ન્હાશી આવવાની વાત સવિસ્તર કહી સંભળાવી.

આખા રાજ્યમાં શિવાજીના ન્હાશી આવ્યાના સમાચાર ફેલાઈ ગયા. ઘેર ઘેર આનંદ ઉત્સવ શરૂ થયો.

૮.

શિવાજીના ન્હાશી આવ્યા પછી ઔરંગઝેબે ત્હેનું દમન કરવા સારૂ પોતાના અનેક પ્રસિદ્ધ સેનાપતિઓને દક્ષિણમાં મોકલ્યા. પણ કોઈનાથી શિવાજીના રાજ્યને જીતી શકાયું નહીં. ઉલટા શિવાજી મહારાજ નવા નવા કિલ્લાઓ સર કરીને પોતાનું રાજ્ય વધારવા લાગ્યા. કેટલોક સમય પછી ગર્ગભટ્ટ નામના એક પ્રસિદ્ધ કાશીનિવાસી સુયોગ્ય બ્રાહ્મણ પંડિત શિવાજીને મળવા આવ્યા. શિવાજીએ રાજાની ઉપાધિ ધારણ કરીને રાજ્ય કરવું શરૂ કરી દીધું હતું એ વાત ખરી, પણ હજુ સુધી શાસ્ત્રની વિધિ પ્રમાણે ત્હેમનો અભિષેક થયો નહોતો ગર્ગભટ્ટે ત્હેમને અભિષેક કરાવવાનો ઉપદેશ આપ્યો. એ ઉપદેશ અનુસાર, શિવાજીએ માતાની સલાહ લઈને, મ્હોટા સમારંભ સાથે અભિષેકની ક્રિયા કરાવી. ધર્મ અને શાસ્ત્રની વિધિ અનુસાર શિવાજી રાજા બનવાથી જીજાબાઇના જીવનની સાધના આજ પૂર્ણ થઈ. ત્હેના જીવનનું લક્ષ્ય આજ સધાઇ ચૂક્યું. આ પ્રમાણે આ જીંદગીની સઘળી વાંચ્છનાઓ પૂર્ણ કરીને, થોડા દિવસ પછી, વૃદ્ધ વયે પુત્ર પૌત્રાદિકની સમક્ષ પુણ્યમયી, પ્રાતઃસ્મરણીય, રત્નપ્રસવિની જીજાબાઇએ સ્વર્ગારોહણ કર્યું.

જનનીની સાધનાથી ઘડાયેલા શિવાજી મહારાજના હૃદયમાં જીજાબાઇને લીધે કેટલું મહત્ત્વ આવ્યું હતું, તથા જીજાબાઇ કેટલી ધીરજ અને કર્તવ્ય બુદ્ધિવાળી સ્રી હતી, તે બતાવવા એ એક ઉદાહરણ આપીને હમે આ સંક્ષિપ્ત આખ્યાન સમાપ્ત કરીશું

શિવાજી મહારાજની આગેવાની નીચે જ્યારે મરાઠા જાતિનો અભ્યુદય થયો, ત્યારે દેશમાં અનેક સંસાર ત્યાગી સાધુ પુરૂષોનો આવિર્ભાવ થયો હતો હિન્દુઓમાં જાતીય શક્તિનો સંચાર થાય, એજ ઉદ્દેશથી હિન્દુઓને જાગૃત કરવાનું મહાવ્રત કેટલાક સન્યાસીઓએ લીધું હતું મહાત્મા રામદાસ સ્વામી એ સમયના સન્યાસીઓમાં અગ્રગણ્ય હતા શિવાજીએ એમનીજ પાસે મંત્રદીક્ષા લીધી

સન્યાસીના જીવનનિર્વાહનુ સાધન ભિક્ષા હોય છે એ તો સૌ કોઈ જાણે છે શિષ્ય રાજા હોય તો પણ ખરા સન્યાસીઓ ત્હેની પાસેથી કોઇ કિંમતી ભેટ કે દક્ષિણા લેતા નથી ભિક્ષા માગતા માગતા એક સમયે રામદાસ સ્વામી શિવાજીની રાજધાનીમા આવી પહોચ્યા દીક્ષાગુરૂ ભિક્ષાર્થીરૂપે ઉભા છે એ જોઈ શિવાજી મહારાજે એમનુ આખુ રાજ્ય સ્વામીજીને ભિક્ષા તરીકે અર્પણ કરી દીધું. સ્વામીએ કહ્યુ 'શિવા! આ શું કરે છે? રાજ્યને લઇને હું શું કરૂં? ત્હારૂં રાજ્ય તું પાછું લે હું તો સંન્યાસી છું, રોજનુ અન્ન રોજ ભિક્ષા માગીને ખાઉ છુ. આજનુ કાલ સંઘરી રાખવાનો હમારો ધર્મ નહીં માટે તું તો મ્હને આજનું ભોજન માત્ર આપ'

શિવાજીએ સમર્પણ કરી ચૂકેલું રાજ્ય પાછું લેવાનું મંજુર કર્યું નહીં. બલકે સંસારનો ત્યાગ કરીને સ્વામીના શિષ્ય થવાની ઈચ્છા જણાવી. હિન્દુઓમાં સ્વતંત્ર રાજ્ય સ્થપાય એ રામદાસના સંન્યાસીજીવનનું મુખ્ય વ્રત હતું. એ જાતીય ભાવ જાગ્રત થયો હતો. શિવાજી એના અધિષ્ઠાતા હતા, પણ શિવાજી પોતેજ જો સંસારનો ત્યાગ કરીને સંન્યાસી થઈ જાય તો એ નવી શક્તિ બિલકુલ છિન્નભિન્ન થઇ જાય.

આ તરફ શિવાજી મહારાજને સંકલ્પમાંથી ડગાવવા એ પણ સ્હેલું કામ નહોતું. ઘણો વિચાર કરીને રામદાસ સ્વામીએ કહ્યું 'ઘણું સારૂં, શિવા! ત્હારૂં રાજ્ય મ્હેં સ્વીકાર્યું. તું મ્હારો શિષ્ય છે, હું ત્હને આજ્ઞા આપું છું કે મ્હારા કારભારી તરીકે તું આ રાજ્ય ચલાવ.'

હવે શિવાજીથી કાંઇ વાધો લેવાયો નહીં. ભોગલાલસાનો બિલકુલ ત્યાગ કરીને, એ નિષ્કામ ગૃહસ્થ અને રાજાની પેઠે ઘરસંસાર અને રાજ્ય ચલાવવા લાગ્યા.

વળી તુકારામ નામના એક બીજા અખ્યાત ધર્માત્મા ભક્ત સાધુ પુરૂષનો એ સમયમાં મરાઠા દેશમાં આવિર્ભાવ થયો. એમનામાં કવિત્વ શક્તિ પણ ઘણી પ્રબળ હતી. પોતાનાં રચેલાં અનેક ભજન કીર્તનો એ ગદ્‌ગદ્‌ સ્વરે ગાતા. એ સાંભળીને ઘણા લોકો મુગ્ધ થઇ જઇને ત્હેમના શિષ્ય બનતા.

તુકારામની ઘણી પ્રશંસા સાંભળીને શિવાજીએ ત્હેમને રાજધાનીમાં બોલાવ્યા પણ સાધુ પુરૂષે પોતાનો એકાંત આશ્રમ છોડીને ત્યાં જવાની ના કહી. શિવાજી જાતે એમની કુટીરમાં પહોંચ્યા. તુકારામનાં ભજન કીર્તન તથા ધર્મોપદેશથી શિવા-

મજબૂત કરવાનો યત્ન કર્યો હતો. ઘણી સૂક્ષ્મ, રાજનૈતિ વિચક્ષણતાને લીધે શિવાજી મહારાજ એ પણ સમજી ગયા હત કે, જાતિગત કે ધર્મગત દ્વેષ અને વિરોધ ભૂલી જઇને બિજાપુર અને ગોવલકાંડાના રાજ્યો સાથે ગાઢી દોસ્તી બાંધવાની જરૂર છે. એ બંને રાજ્યો મુસલમાન હોવા છતાં પણ ઔરંગજેબને ત્હેમની સાથે દોસ્તી નહોતી. હિંદુ શિવાજીની પેઠે એમનું રાજ્ય-પણ પડાવી લેવાની એની ઇચ્છા હતી. એટલે ઔરંગજેબનો ડર શિવાજી મહારાજ જેટલોજ આ રાજ્યોને પણ હતો. દુશ્મનનો દુશ્મન પણ દોસ્ત ગણાય છે. એ ન્યાયે ગોવલકાંડા અને બિજાપુરના રાજાઓ આ સામાન્ય આફતમાં સંપ અને પરસ્પર મદદ કરવાથી શું લાભ થશે તે સ્હમજી શક્યા. આગલી દુશ્મનાઈ ભૂલી જઇને ત્હેમણે શિવાજી સાથે સંપ કર્યો. બધી જાતનાં યુદ્ધ અને વિગ્રહમાં એ ત્રણે રાજ્યોએ એક બીજાને મદદ કરવી, એ સરતે શિવાજી સાથે ગોવલકાંડા અને બિજાપુરના રાજાઓની સંધિ થઇ.

વાર માફી આપ્યા છતાં પણ શંભાજીની ચાલ ચલણ સુધરી નહીં. આખરે શિવાજીએ લાચાર થઈને કેટલાક સમય સુધી પુત્રને કેદમાં રાખ્યો. શિવાજીના મૃત્યુ સમયે પણ શંભાજી બંદીવાનની અવસ્થામાં હતો.

અસ્તુ ! મૃત્યુકાળે શિવાજી કહેતા ગયા, કે રાજ્યના બે ભાગ કરીને દક્ષિણ ભાગ શંભાજીને અને ઉત્તર ભાગ પોતાના બીજા છોકરા રાજારામને આપવા. પરન્તુ શંભાજી પોતાની આ વ્યવસ્થા માન્ય નહીં રાખે અને ત્હેની દુશ્ચરિતતાને લીધે રાજ્યના ઉપર કોઈ દિવસ મ્હોટી આફત આવી પડશે એ પણ શિવાજી મહારાજ સારી પેઠે જાણતા હતા. ત્હેમણે એ પણ કહ્યું હતું કે શંભાજી અને ઔરંગજેબ એ બન્ને મરાઠા રાજ્યને માટે એક સરખા શત્રુ છે. માટે મન્ત્રીઓ અને સેનાપતિ એકસપ કરીને જીવસટ્ટે પણ રાજ્યનું રક્ષણ કરવાની ચેષ્ટા કરશે તો રાજ્ય બધી વિપત્તિઓમાંથી બચી શકશે.

શિવાજીના મૃત્યુ પછી મંત્રીઓએ વિચાર કરી જોયો કે, શંભાજી તો પોતાની ખરાબ ચાલ ચલણને લીધે રાજ્યનું રક્ષણ કરવા સંપૂર્ણ રીતે અયોગ્ય છે. રાજ્યના ભાગ કરી આપીશું તોપણ વિરોધ ઉભો થશે. વિરોધનું અવશ્ય એ ફળ મળવાનું કે રાજ્ય છિન્ન ભિન્ન થઈ જઈને આખરે નાશ પામશે. બીજી તરફ રાજારામ હજુ બાળક હતો. એટલે મન્ત્રીઓએ કેટલોક વખત સુધી રાજ્યની લગામ પોતાનાજ હાથમાં રાખવાનું વ્યાજબી વિચાર્યું. ત્હેમણે એ પણ વિચાર્યું હતું કે રાજારામને પોતાની દેખરેખ નીચે ઉછેરીને, ત્હેને ઉંચા પ્રકારની રાજનીતિ શિખવીને પુખ્ત ઉંમરે રાયગઢના સિંહાસન ઉપર બેસાડીશું.

રઘુનાથે કહ્યું:-મહારાજ ! આ વાર્તાલાપ કરવાનો સમય નથી. આપ ઘોડા ઉપર બેસીને દિલ્હીમાંથી ચાલ્યા જાઓ

બને જણા સાધુના વેશમાં મથુરા અને જગન્નાથ થઇને મહારાષ્ટ્રમાં પહોંચ્યા. ત્યાર પછી રઘુનાથે શિવાજીની સાથે રહીને બીજા કિલ્લાઓ સર કરવામાં ઘણું પરાક્રમ બતાવ્યું. મ્હેની વીરતા અને સ્વામીભક્તિથી પ્રસન્ન થઇને શિવાજીએ મ્હેને કિલ્લેદાર બનાવ્યો.

આ અરસામાં શિવાજીને ચન્દ્રરાવનાં કુકૃત્યોની ખાત્રી થઇ ગઇ હતી, મ્હેમણે મ્હેને ફાસીની સજાનો હુકમ આપ્યો પણ ઉદારચરિત રઘુનાથે શિવાજી મહારાજને પગે પડીને કહ્યું કે 'આખર પણ એ મ્હારો બનેવી છે મ્હારી બ્હેનના સૌભાગ્ય ખાતર એને આપ ક્ષમા કરો' શિવાજીએ રઘુનાથની ઉદારતાથી વિસ્મય પામીને ચદ્રરાવને ક્ષમા આપીને પોતાના રાજ્યમાથી કહાડી મૂક્યો.

હવે આટલા સમયમાં સરયૂની શી દશા થઇ હતી તે આપણે જોઇએ. રઘુનાથ નિમકહરામ ઠરેલો હોવાથી, સરયૂ બાળાને બીજા કોઇ યુવક સાથે પરણાવવાનો જનાર્દન દેવે નિશ્ચય કર્યો. પરન્તુ સરયૂએ કહ્યું કે હું તો રઘુનાથસિંહ વગર બીજા કોઇને પરણવાની નથી.' પરંતુ જનાર્દન દેવે મ્હેની વિનંતિ ઉપર ધ્યાન ન આપ્યું અને પરાણે લગ્ન કરી દેવાનો નિશ્ચય કર્યો, ત્યારે સરયૂ બાળાએ મ્હેમના ઘરમાંથી ન્હાશી જઇને એક જમીનદારના ઘરમાં આશ્રય લીધો, અને ત્યાં રહી રાત-દિવસ રઘુનાથનું ધ્યાન ધરવા લાગી ત્યાર પછી થોડા સમયમાં

રઘુનાથસિંહની નિર્દોષતા સિદ્ધ થઇ ગઇ. શિવાજીના રાજ્યમાં એને સારો હોદ્દો પણ મળ્યો. એ સમાચાર સાંભળતાં વારજ સરયૂના હર્ષનો પાર રહ્યો નહીં. જનાર્દનદેવે પણ પોતાની ભૂલ માટે, પશ્ચાત્તાપ કર્યો, અને પુત્રીને પાછી બોલાવીને, ઘણા ઠાઠ સાથે રઘુનાથસિંહ સાથે ત્હેનું લગ્ન કરાવી દીધું. રઘુનાથસિંહ અને સરયૂ બાળા ઘણાં વર્ષો સુધી પરમસુખમાં રહ્યાં.

# ૨૯૯—૧૦૮. દાઉદખાંની પત્ની

ગુજરાતનો સૂબો દાઉદખાં ઘણો વીરપુરૂષ હતો. પોતાની વીરતા પ્રગટ કરવામાં એ સદા તલ્લીન રહેતો હતો. એક સમયે હિજરી સન ૧૧૩૦ માં એ અમીર ઉલઉમરા હુસેનઅલીખાંના સૈન્ય સાથે યુદ્ધ કરતાં માર્યો ગયો. એની સ્ત્રી ઘણી પતિવ્રતા હતી. પતિના મરી ગયા પછી જીવતી રહેવું એ ત્હેને માટે અસહ્ય થઇ પડયું. દાઉદખાંના મૃત્યુ સમયે એ સન્નારી સગર્ભા હતી. પતિનો ઉત્તરાધિકારી બાળક—સાત માસનો ગર્ભ ત્હેના ઉદરમાં હતો. છતાં પણ એ સ્ત્રીએ પોતાના સંકલ્પને પાર ઉતારવા એક યુક્તિ શોધી કહાડી. પતિએ સ્નેહના ચિન્હ તરીકે આપેલા એક તીક્ષ્ણ છરા વડે પેટ ફાડીને બાળકને સહીસલામત બહાર કહાડીને સગાંસંબંધીઓને સ્વાધીન કર્યું. તથા પોતે એ ક્ષણે પતિનું અનુગમન કર્યું.

## રત્ન—૧૦૯. સહજોબાઈ.

એ મહાત્મા *ચરણદાસજીની ચેલી અને ત્હેમનીજ ન્યાતના હરિપ્રસાદ નામના ગૃહસ્થની કન્યા હતી. ચરણદાસજીના સત્સંગને લીધેજ એને પણ ભગવદ્‌ભક્તિનો રંગ લાગ્યો હતો અને એ રસમાં ડૂબી જઈને એણે પોતાના ગુરૂની પેઠે પ્રેમરસભીની કવિતા લખી છે. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય તથા સદુપદેશના એણે ઘણા ગ્રન્થ લખ્યા છે.

## રત્ન—૧૧૦. વ્રજદાસી રાણી બાંકાવતજી.

એ જયપુર રાજ્યમાં લિવાણ ગામના કછવાહા રાજા આનંદરામજી ઉદેરામોતની પુત્રી હતી. ત્હેનું નામ મજકુંવરબાઈ હતું અને સાસરામા એટલે કે કિશનગઢ રાજ્યમાં એ બાંકાવતજી નામથી ઓળખાતી હતી; કારણ કે લિવાણના રાજા આમેરના સુપ્રસિદ્ધ મહારાજા માનસિંહજીના કાકા ભગવાનદાસજીના વંશજ છે. અકબર બાદશાહ રાજા ભગવાનદાસજીને બાંકા કચવાહા કહીને બોલાવતા હતા. તે ઉપરથી ત્હેમના વંશજો બાંકાવત કહેવાય છે, અને એ કુટુંબની છોકરીઓ સાસરે ગયા પછી બાંકાવતજીના નામથી ઓળખાય છે.

* ચરણદાસજીનો જન્મ રાજ્ય અલવરમા મેવાત જીલ્લામા દેહરા-ગામમા ભાદરવા સુદ ૩ મંગળવારને દિને સંવત ૧૭૬૯મા થયો હતો.

બાંકાવત વ્રજકુંવરીનો વિવાહ વૈશાખ સુદી ૧૧ સંવત ૧૭૭૯ ને દિને કિશનગઢના મહારાજા રાજસિંહજી સાથે વૃન્દાવનમાં થયો હતો. મથુરાથી જાન ગઈ હતી. વ્રજકુંવરી રાજસિંહની બીજી વારની રાણી હતી. પણ પહેલી રાણી ચાવડજી ત્હેનું લગ્ન થતાં પહેલાં એક વર્ષ અગાઉથી મરી ગઈ હતી એટલે ત્હેનો આદરસત્કાર પટરાણી જેવોજ થયો. બાંકાવતજીને બે સંતાન થયાં હતાં. એક મહારાજ કુમાર વીરસિંહ અને બીજાં સુંદરકુંવરીબાઈ.

વીરસિંહજીને જાગીરમાં રલાવતા ગામ મળ્યું હતું, જ્યાં એમના વંશજ હજુ રાજ્ય કરે છે, અને સુંદરકુંવરબાઈનો વિવાહ કોટડાના મહારાજા ખીચી બલવંતસિંહજી સાથે થયો હતો.

મહારાણી બાંકાવતજીને કવિતાનો ઘણો શોખ હતો. પોતે પણ કવિતા બનાવતી હતી અને કવિતામાં પોતાનું ઉપનામ 'વ્રજદાસી' લખતી હતી. કૃષ્ણ ભગવાન્ ઉપર એની ઘણી ભક્તિ હતી. એ ભક્તિને લીધે એણે શ્રીમદ્ભાગવતનું છંદોબદ્ધ ભાષાંતર હિન્દી ભાષામાં કર્યું હતું, જે વ્રજદાસી ભાગવતના નામથી પ્રસિદ્ધ છે અને ભક્ત લોકો ત્હેનો નિત્ય પાઠ કરે છે. જોધપુરમાં એ ગ્રન્થ રામસ્નેહી સાધુ આરતરામજીના પુસ્તકાલયમાં છે.

એનો સમય સંવત ૧૭૭૯ નો ગણાય છે.

## ર૯૧—૧૧૧. રૂપમંજરી.

બંગાળાના વર્ધમાન જીલ્લામાં કલાઈઝુંટી નામક ગામમાં ઇ. સ. ૧૭૭૪ માં આ સન્નારીનો જન્મ થયો હતો. ત્હેના

પિતાનું નામ નારાયણદાસ અને માતાનું નામ સુધામુખી હતું. નારાયણદાસ ઘણો વિદ્વાન પુરૂષ હતો. એને કોઇ પુત્ર નહોતો તેથી રૂપમંજરીનેજ પુત્ર પ્રમાણે લાડ લડાવ્યાં હતા.

બાલ્યાવસ્થાથીજ પોતાની એકની એક કન્યાને ભણાવવા ગણાવવાનું નારાયણદાસે શરૂ કરી દીધું હતું. રૂપમંજરીની બુદ્ધિ પણ પિતાની પેઠે ઘણી તીવ્ર હતી. થોડાજ સમયમાં એ વાચતાં લખતાં શિખી ગઇ. જેટલા ટુંકા સમયમાં રૂપમંજરી વાંચતા લખતાં શિખી ગઇ તેટલા સમયમાં ઘણા થોડા બાળકો એટલો અભ્યાસ કરે છે. ત્હેની તીવ્ર બુદ્ધિ જોઇને લોકોએ ત્હેને વ્યાકરણ ભણાવવાનો આગ્રહ કર્યો. નારાયણદાસે લોકોની સલાહ મૂજબ ત્હેને વ્યાકરણ ભણાવવુ શરૂ કર્યું. થોડા દિવસમા ત્હેને વ્યાકરણ શાસ્ત્રનો પણ સારો અભ્યાસ થઇ ગયો.

બહાદુરપુરમાં વદનચન્દ્ર તર્કાલંકાર નામનો એક સારો વિદ્વાન રહેતો હતો. નારાયણદાસે રૂપમંજરીને ત્હેની પાસે શબ્દ-શાસ્ત્રનો અભ્યાસ કરવા મોકલી. ત્યા એ વિદ્યાભ્યાસ કરી રહી હતી એવામાં ત્હેના પિતા નારાયણદાસનો દેહાન્ત થઇ ગયો, એટલે રૂપમંજરીને અભ્યાસ છોડી દઇને પોતાને ગામ આવવું પડયું. ઘર આગળ પિતાની યથાવિધિ ઉત્તરક્રિયા કર્યા પછી, એ પખસર ગામ ગઇ અને ત્યાં પુહિત ગોલાનન્દ તર્કાલંકાર પાસે કાવ્ય ભણવા લાગી કાવ્યમા ત્હેણે ઘણી સારી પ્રવીણતા મેળવી, ત્યાર પછી વૈદક વિદ્યા તરફ ત્હેની દૃષ્ટિ ગઈ, એ શાસ્ત્રનો પણ થોડો ઘણો અભ્યાસ કર્યો.

રૂપમંજરીની બુદ્ધિ બચપણથીજ ઘણી તીવ્ર હતી આગળ ઉપર એ ઘણી બુદ્ધિમતી અને વિદુષી નારી નીવડી, વ્યાપારી

અને વ્યવહાર સંબંધી હિસાબ કિતાબ પણ એ સારી પેઠે જાણતી હતી. લોકો એને વિદ્યાલંકાર અને તર્કાલંકાર નામથી બોલાવતા હતા.

એ ઘણી સુશીલ, સરલ, નમ્ર અને નીતિવાળી હતી. હેનો ધર્મ વૈષ્ણવ ધર્મ હતો. શરીરની આકૃતિ મધ્યમ હતી, વિવાહના બધનમાં પડવું હેણે યોગ્ય નહોતું ધાર્યું. આખી જીંદગી સુધી એ કુમારીજ રહી હતી, અને બ્રહ્મચારિણીના ધર્મનું હેણે પૂરેપૂરૂં પાલન કર્યું હતું. પોશાક પણ તે પુરૂષના જેવો પહેરતી હતી, ધોતીઉં તથા પહેરણ પહેરતી અને માથું મુંડાવેલું રાખતી. બહાર જતી વખતે માથા ઉપર દુપટ્ટો બાંધતી હતી.

હેનું આખું જીવન વિદ્યાભ્યાસમાંજ વ્યતીત થયું હતું. ઘણા લોકોએ હેની પાસે વ્યાકરણ, ચરક, નિદાન અને કાવ્યશાસ્ત્ર આદિ અઘરા વિષયોનો અભ્યાસ કર્યો હતો. માનક ગામના કવિરાજ ભોલાનાથે વૈદકનું શિક્ષણ હેનીજ પાસેથી લીધું હતું. હેના હસ્તાક્ષર ઘણાજ સુંદર અને ઘાટદાર હતા. વિદ્યાર્થીઓને ભણાવીને તથા વૈદકનો ધધો ચલાવીને એ પોતાનું ગુજરાન કરતી એ પ્રાન્તમાં એ બધા શાસ્ત્રોમા અદ્વિતીય ગણાતી હતી.

વિદ્યા સંપાદન કરવામાં એની જેટલી રૂચિ હતી તેટલીજ પુણ્ય કાર્ય તરફ હતી. ૯૨ થી ૯૬ વર્ષની પાકી વયે હેણે કાશી, ગયા, પ્રયાગ, મથુરા, વૃન્દાવન આદિ તીર્થોની યાત્રા કરી હતી. પૂરૂં ૧૦૨ વર્ષનું આયુષ્ય ભોગવીને ઇ. ૧૮૭૬ માં એ સ્વર્ગવાસ પામી હતી. સ્ત્રીઓમાં એના જેવી વિદુષી અને દીર્ઘ જીવી ઘણી થોડી થઇ ગઇ છે.

---

# ૨૯૧—૧૧૨. સાહેબકુંવરી.

પંજાબમાં પતિયાલા નામનું એક રાજ્ય છે. પંજાબમાં જમ્બૂ અને કાશ્મીરથી ઉતરતો નંબર એ રાજ્યનો છે. એ ઘણું મ્હોટું રાજ્ય છે અને એના રાજાને ૧૭ તોપોની સલામીનું માન છે. પંજાબના રાજામહારાજાઓના દરબારમાં ત્હેમની ખાસ બેઠક છે.

એ રાજ્યમાં સાહેબસિંહ નામના એક રાજા થઇ ગયા છે. ત્હેમનામાં રાજ્ય ચલાવવાની યોગ્યતા નહોતી. પરન્તુ એમની બ્હેન સાહેબકુંવરી ઘણીજ યોગ્ય અને ચતુર હતી. પોતાના ભાઇને રાજ્યનો કારોબાર ચલાવવા માટે અયોગ્ય જોઇને બાઇ સાહેબકુંવરી પોતાના પતિની આજ્ઞાથી પતિયાલામાં રહીને રાજ્યનો વહિવટ પોતે ચલાવવા લાગી. રાણી સાહેબકુંવરીના સુપ્રબંધથી રાજ્યની દશા ઘણી સુધરી ગઇ. સર્વ પ્રકારે રાજ્યની ઉન્નતિ થઇ અને પ્રજા પણ સુખશાન્તિમાં રહેવા લાગી.

કોઇ પણ ગુણમાં સાહેબકુંવરી પુરૂષો કરતાં ઉતરે એવી નહોતી. ત્હેમનામાં રાજ્યનો પ્રબંધ કરવાની જેવી યોગ્યતા હતી તેટલીજ યુદ્ધકુશળતા અને વીરતા પણ હતી. એક વાર પોતાના પતિ સરદાર જયમલસિંહને એમના કાકાના છોકરા ફતેહસિંહે કેદ કર્યા અને ત્હેમના રાજ્યને પોતાના કબજામાં લઇ લીધું. રાણી સાહેબકુંવરીને કાને આ વાત પહોંચી એટલે એ તરત ફોજ લઇને ફતેહગઢ પહોંચી અને સરદાર ફતેહસિંહને હરાવીને ત્હેની કેદમાંથી પતિને છોડાવ્યા તથા એમનું રાજ્ય એમને પાછું અપાવ્યું.

સંવત ૧૭૯૪માં મરાઠાઓની સેનાએ પતિયાલા ઉપર ચ્હડાઇ કરી કેટલાએક શિખ સરદારોને એ લોકોએ પોતાને સ્વાધીન કર્યા હતા અને હવે પતિયાલાને પણ શરણે આવવાની ખબર મોકલી હતી. મરાઠાઓ જાણતા હતા કે પતિયાલાનો રાજ્યપ્રબંધ એક સ્ત્રીના હાથમાં છે એટલે એને વશ કરવામાં શી વાર લાગવાની છે? પણ પતિયાલાની સ્થિતિ તો જૂદાજ પ્રકારની હતી. પરતંત્ર થવાના સમાચાર સાંભળતાં વારજ રાણી સાહેબકુંવરીનું હૃદય ક્રોધથી બળી જવા લાગ્યું. ત્હેણે તરતજ યુદ્ધની તૈયારી કરી અને સાત હજાર સૈનિકોને મરાઠાઓની સાથે લ્હડવા માટે મોકલ્યા, અંબાલાની પાસે મરદાનપુરના મેદાનમાં યુદ્ધ થયું. એ સમયે મરાઠાઓ પણ વીરતા, પરાક્રમ અને યુદ્ધનિપુણતામાં એક્કાજ હતા. પતિયાલાની શિખ સેના એ વખતે યુદ્ધકળાથી અજાણી હતી, એટલે પ્રવીણ મરાઠાઓ આગળ ટકી રહેવું ત્હેમને માટે અઘરૂં થઇ પડયું. રાણીને કાને આ સમાચાર ગયા એટલે પોતે તરત યુદ્ધક્ષેત્રમાં આવી પતિયાલાની સેના પીઠ દેખાડવાની તૈયારીમાં હતી એટલામાં રાણી હાથમાં તલવાર લઇને રથમાંથી કુદી પડીને પોતાના સૈનિકોને કહેવા લાગી 'પતિયાલાના યોદ્ધાઓ! યુદ્ધમાં પીઠ બતાવવી એ મ્હોટી નામર્દાઇ છે. એવી નામર્દાઇ કરતાં તો લ્હડાઇમાં યુદ્ધ કરતાં કરતાં મરવું એજ વધારે સારૂં છે. યુદ્ધમાં મરી જવાના ભયથી આજે ત્હમે નાશી જશો પણ પછીથી કોઈ દિવસ મરવું નહીં પડે? મરવું તો એક દિવસ જરૂર છે તો પછી વીર પુરૂષોની પેઠે લ્હડીને રણભૂમિમાં શા માટે નથી મરતા કે મર્યા પછી પણ ત્હમારાં વખાણ થાય. આ શરીરમાં

પ્રાણ છે ત્યાં સુધી હું યુદ્ધ કરવાને તૈયાર છું. યુદ્ધ ભૂમિમાથી હું એક ડગલું પણ પાછી નહીં હઠું. ત્હમે બધા નાશી જ્યો અને હું મરી જઇશ તોપણ ત્હમે શું મ્હોં દેખાડશો. હું ત્હમારા રાજાની બ્હેન છું એટલે ત્હમારી પણ બ્હેન છું. ચાલો ભાઇઓ, બ્હેનની વારે ધાઓ.'

રાણીનું આ ઉશ્કેરનારૂં ભાષણ સાંભળીને પ્રત્યેક સૈનિકે દૃઢ પ્રતિજ્ઞા કરી કે 'મરી જઇશ તોપણ આ યુદ્ધભૂમિમાથી પાછો નહીં હઠું.' ઘોર યુદ્ધ થયું, શિખોની સેના ઘણી મરી ગઈ તોપણ જે થોડા યોદ્ધાઓ હતા તે વીરતાથી લ્હડતા રહ્યા રાણીની દૃઢતા જોઇને કોઈ યુદ્ધમાથી પાછુ હઠયું નહીં. જ્યારે રાત પડી ત્યારે કેટલાક લોકોએ સલાહ આપી કે હવે સેના થોડી રહી ગઇ છે અને એટલી થોડી સેનાથી જીત થવાનો સભવ બિલકુલ નથી માટે પતિયાલા પાછા જઇને નવા સિપાહીઓ લાવવાનો બદોબસ્ત કરો. રાણીએ એ લોકોની સલાહ ન માની અને કહ્યું કે આજ રાતેજ મરાઠાઓ ઉપર હુમલો કરો અને જીવસટ્ટે લ્હડો. આખરે એજ પ્રમાણે શિખ લોકોએ પ્રબળ વેગથી મરાઠાઓ ઉપર આક્રમણ કર્યું અને ત્હેમને હરાવીને જીત મેળવી.

ઈ. સ. ૧૭૯૬ મા રાજા નાહનની પ્રજાએ બળવો કર્યો રાણી પોતાની થોડી સેના લઇને નાહન પહોચી અને ત્રણ મહિના ત્યાં રહીને બળવાખોરોને ઠેકાણે આણ્યા. નાહનના રાજાએ પણ રાણીની વીરતાની પ્રશંસા કરી, અને વિદાય થતી વખતે ઘણી કીંમતી ભેટ આપી.

ઇ સ. ૧૭૯૮ માં જ્યૉર્જ ટોમ્સ નામનો ફ્રેંચ અમલદાર

હાંસી હિસાર ઉપર કબજો કરતો કરતો ઘણી મ્હોટી પાયદળ, સેના, એક હજાર ઘોડેસ્વાર તથા ૫૦ તોપો લઇને શિખોના રાજ્ય તરફ આવ્યો. એણે ઝીંદ રાજ્યને ઘેરો ઘાલ્યો, બધા શિખ સરદારોની ફોજો ટોમ્સની સેના સાથે લ્હડી પણ એમને ફતેહ મળી નહીં. આખરે રાણી સાહેબકુંવરી પોતાના વીર સૈનિકો સાથે યુદ્ધભૂમિમાં પહોંચી અને વિકટ યુદ્ધ કરીને ટોમ્સની સેનાને એવી હંફાવી મૂકી કે ત્હેને લાચાર થઇને જેલમની તરફ હઠવું પડયું. બીજી શિખ સેનાએ ત્હેમને પાછા હઠતા જોઇને ત્હેમના ઉપર હુમલો કર્યો. પણ ટોમ્સની સેનાએ પાછા વળીને શિખ સેના ઉપર તોપોની એવી વૃષ્ટિ કરી કે ત્હેમને ગભરાઇને આમ તેમ નાશી જવું પડયું. આ પરાજયથી સાહસ હીન થઇને શિખ લોકોને ટોમ્સ સાથે સંધિ કરવી પડી. યાદ રાખવું જોઇએ કે આ નાશી જનારી સેનામાં રાણી સાહેબકુંવરીના સિપાહીઓ સામિલ નહોતા.

આ યુદ્ધ કરીને રાણી પતિયાલા પાછી ગઈ. હવે રાજ્યને કોઈ બહારના શત્રુનો ભય ન રહ્યો ત્યારે રાજા સાહેબસિંહના સ્વાર્થી સલાહકારોએ રાજાને ભંભેર્યો અને રાણીની વિરૂદ્ધ રાજાના મનમાં એવા વિચાર ઠસાવી દીધા કે એ બેવકુફ રાજા પોતાની બ્હેનના બધા ઉપકાર વિસરી ગયો અને ત્હેના ઉપર ખોટો આરોપ મૂકીને જાહેર કર્યું કે મ્હને સાહેબકુંવરી તરફથી મ્હારા પ્રાણનો ભય છે.

રાણી સાહેબકુંવરી ભાઈની દાનત ફરી ગએલી જોઇને પતિયાલા છોડીને પોતાની જાગીરમાં જઇને રહેવા લાગી. ત્યાં આગળ ત્હેણે એક મજબૂત કિલ્લો બંધાવ્યો. રાજાએ ત્યાં

રાણીને ન રહેવા દીધી. હુકમ મોકલ્યો કે કિલ્લો ખાલી કરીને પતિના રાજ્યમાં ચાલી જા. રાણી પતિની પાસે જવામાં તો ઘણી ખુશ હતી પણ અપ્રતિષ્ઠા સાથે જવું ત્હેને ઘણું કારસું લાગ્યું. ત્હેણે પતિયાલા જવાનો વિચાર કર્યો. રસ્તામાં એક વિશ્વાસપાત્ર પુરૂષે ત્હેને સમજાવી કે રાજાનું ચિત્ત ચગડોળે ચ્હડયું છે, એવી દશામાં પતિયાલા જવું એ વ્યાજબી નથી. રાણી પાછી પોતાના કિલ્લામાં આવી, રાજાએ ગુસ્સે થઇને પોતાની બ્હેન સાથે લ્હડવાની તૈયારી કરી પણ મંત્રીઓએ સલાહ આપી કે સાહેબકુંવરીબાઇએ મ્હોટા જબરદસ્ત મરાઠાઓ અને ફીરંગીઓને હંફાવ્યા છે તો ત્હમે શી ગણત્રીમાં છો. રાજાએ એમની સલાહ માનીને બ્હેનની જોડે સંપ કર્યો અને કહ્યું કે પતિયાલામાં પહેલાંની માફકજ ત્હમારૂં માન સાચવવામાં આવશે. રાણી ભાઈની વાત ખરી માનીને ત્યાં ગઈ એટલે ભાઇએ ત્હેને ઢાધનના કિલ્લામાં કેદ કરી દીધી ત્યાં ઘણો વખત કેદ રહ્યા પછી એ પોતાના નોકરના વેશમાં બહાર નીકળી ગઇ અને ભેરયાંમાં જઇને રહેવા લાગી ત્યાં આગળ રાણીના શુભચિંતક નોકરોથી ડરી જઇને રાજાએ ત્હેને હેરાન કરી નહીં.

જ્યાં સુધી જીવતી રહી ત્યાં સુધી રાણીએ પોતાની જાગીરનો બંદોબસ્ત ઘણી સારી રીતે કર્યો અને પતિયાલા રાજ્ય સાથે જરા પણ સંબંધ ન રાખ્યો. રાણી ઘણી પતિપરાયણ હતી, પરન્તુ રાજકાજને માટે ઘણું પતિયાલામા રહેવું પડયું તેથી પતિપત્ની ઘણા થોડા દિવસ ભેગાં રહ્યા. ઈ. સ. ૧૭૯૯ મા રાણી સાહેબકુંવરીનું મૃત્યુ થયું એમ કહેવાય છે. ભાઈની

કૃતઘ્નતાને લીધે એના ચિત્તને એવો ઉંડો ઘા લાગ્યો હતો કે એ ચિંતામાં ને ચિંતામાંજ એ મરી ગઈ. બ્હેનના મરી ગયા પછી પતિયાલાના રાજાને પણ પોતાના પાછલા અન્યાયને માટે ઘણોજ પશ્ચાત્તાપ થયો. પણ પાછળથી પસ્તાયે શું થાય ?

## ૨૯ન—૧૧૩. તાઈબાઈ.

થોડાં વર્ષ પહેલાં મુંબાઈ ઇલાકામાં કરાડપ્રાન્ત ભવાનરાવ પન્ન પ્રતિનિધિના તાબામાં હતો. ભવાનરાવના મૃત્યુ પછી એ પ્રાન્ત ત્હેમના પુત્ર પરશુરામ પન્નના હાથમાં આવ્યો. પરશુરામ પન્નને ત્રણ સ્ત્રીઓ હતી. ત્હેમાંની એક જાતની ઘાંચણ હતી. પણ એ સૌથી વધારે પતિવ્રતા અને સદ્‌ગુણી હતી. ત્હેનું નામ તાઇબાઈ હતું. પિતાના મૃત્યુ પછી રાજ્યનો કારભાર પરશુરામ પન્નના હાથમાં આવ્યો, ત્યારે રાણીઓ ઘણી પ્રસન્ન થઇ અને પરશુરામપન્ન પોતે પણ ઘણા ફુલાઇ ગયા. શામાટે ન ફુલાય ? સાધારણ મનુષ્યને પોતાના ઘરનો અધિકાર મળી જાય છે તો એ ખુશ થઇ જાય છે તો પરશુરામ પન્નને તો આખા પ્રાન્તનો અધિકાર મળ્યો હતો. પરંતુ પોતાને મળેલા કામને પૂર્ણપણે નીભાવવાની અને ચલાવવાની મનુષ્યમાં શક્તિ હોય છે ત્યારેજ ત્હેનું પૂર્ણ સુખ અનુભવાય છે. રાજ્યકારભાર ચલાવવો એ કાંઇ સ્હેલું કામ નથી. એને માટે તો ઘણી વિદ્વત્તા અને ચતુરાઇની જરૂર પડે છે. પરશુરામ પન્નમાં રાજ્ય ચલાવવાની કોઇ યોગ્યતા નહોતી, એ ઘણોજ દુરાચારી હતો, તેથી લોકો ત્હેની ઘણી ઘૃણા કરતા હતા. તાઇબાઇ પતિના બધા દોષો જાણતી હતી

અને તેથી રાજ્યની લગામ પોતાના હાથમાં રહે એ તેને પસંદ નહોતું. જે દિવસે ભવાનરાવ પન્નનો સ્વર્ગવાસ થયો તે દિવસે બીજી બે રાણીઓ તો પોતાના પતિના હાથમાં રાજ્ય આવ્યાથી ઘણી ખુશ થઈ, પણ તાઇબાઇના મનમાં તો નવો ભય ઉત્પન્ન થયો કે રખેને પતિની અશક્તિને લીધે રાજ્યમાં કોઈ જાતનો ઉપદ્રવ મચે.

પોતાથી બનતું ત્યાં સુધી તાઇબાઇ પતિને ઘણું સમજાવતી અને દુ:ખી પ્રજા ઉપર દયા અને ન્યાય કરવાની શિખામણ આપતી રહેતી. પરંતુ પરશુરામ પન્ન એ સોના જેવી શિખામણોને એક કાનેથી સાંભળીને બીજે કાનેથી કહાડી નાંખતા. જ્યાં સુધી એ તાઇબાઇની પાસે રહેતો ત્યાં સુધી તો એના આચરણ ઠીક રહેતાં, પણ ત્હેનાથી દૂર જતાવારજ એ પાછો જેવોને તેવો તોફાની અને દુષ્ટ બની જતો.

આ પ્રમાણે ઘણો જુલમ વેઠવાથી પ્રજા પરશુરામ પન્ન ઉપર ઘણીજ નાખુશ થઇ ગઈ, અને તાઇબાઇએ ઘણુંએ સ્હમજાવ્યા છતાં પણ તે શાન્ત થઈ નહિ, અને પરશુરામના ઉપર ચ્હડાઇ કરવા તૈયાર થઇ. પરશુરામની માતાએ જ્યારે આ દશા જોઇ, ત્યારે એમણે રાજ્યનો વહીવટ પોતાના હાથમાં લેવાનો નિશ્ચય કર્યો. પરન્તુ પરશુરામે એમ કરવા દીધું નહીં. લાચારીએ માતાએ બાજીરાવ પેશ્વાની મદદ લીધી.

હવે રાજ્યનો વહીવટ માતાના હાથમાં આવી ગયો. અને પરશુરામ મ્હોં તાકતો રહી ગયો. પણ આટલાથી એ સંતોષ પકડીને બેશી રહ્યો નહીં. એણે સતારાના રાજાની મદદથી બાજીરાવ પેશ્વા ઉપર ચ્હડાઇ કરી. પણ પરિણામ એ આવ્યું

કે રાજ્ય ઉપર પોતાનો કબજો કરવાને બદલે, પોતેજ પેશ્વાના ખજામાં સપડાઈને કેદ પકડાયો.

આ અરસામાં તાઈબાઈએ થોડુંક લશ્કર એકઠું કર્યું અને મસુરના કિલ્લા ઉપર હુમલો કરીને પતિને પેશ્વાના પ્રતિનિધિ બાપૂ ગોખલેના હાથમાંથી છોડાવી લીધો. એટલેથી એ સંતોષ પામીને બેસી ન રહી. એ જાણતી હતી કે પેશ્વા જેવી જબરદસ્ત સત્તા સાથે યુદ્ધ કરવાથી પોતાનું કાંઈ વળવાનું નથી, પણ પરતંત્ર અવસ્થામાં રહીને, પેશ્વાએ આપેલું અન્ન ખાવું, એ ત્હેના જેવી વીર સ્ત્રીથી કેવી રીતે સહન થાય? એટલા માટે એણે બાસોટાનો કિલ્લો પોતાના કબજામાં લઈ લીધો.

એક સ્ત્રીને હાથે હાર ખાધાથી બાપૂ ગોખલે ઘણો શરમાઈ ગયો. એ કલંક ધોઈ નાંખવા માટે ત્હેણે સૈન્ય સાથે બાસોટાના કિલ્લા ઉપર છાપો માર્યો. છાપો તો માર્યો પણ કિલ્લાની અંદર પેસવાનો લાગ મળ્યો નહીં. જે બાપૂ ગોખલેએ ટીપૂ અને હૈદર જેવા શુરવીરોને દબાવી દીધા હતા તેજ બાપૂ ગોખલે એક સ્ત્રીથી રક્ષિત થયેલા બાસોટાના કિલ્લાની બહાર આઠ મહિના સૂધી તંબુ ઠોકીને પડયો રહ્યો, પરન્તુ ઘણોએ પ્રયત્ન કર્યાં છતાં એ કિલ્લાને તોડી શકયો નહીં. આ વખતે બાપૂ ગોખલેને ઘણીજ શરમ આવતી હતી. લોકો એની પાર વિનાની નિંદા કરતા હતા, અને જ્યાં એ જતો ત્યાં ન્હાનાં ન્હાનાં છોકરાઓ પણ તાળીઓ પાડીને ત્હેની મશ્કરી કરતા, કે ‘ગોખલે સાહેબ આવે છે. જોજો ભાઈઓ ક્હીં આપણને પકડી ન જાય. આઠ આઠ મહિના થયાં તાઈબાઈને પકડી નથી શકયા ત્હેનો બદલો ક્હીં આપણા ઉપર ન લે.’

આ પ્રમાણે રોજ ગોખલેને બાળકોનાં મ્હેણાં સાંખવાં પડતાં; આથી બળતામાં ઘી હોમાતું પણ એ લાચાર હતો. તાઈબાઈની બહાદૂરી અને કાર્યકુશળતા આગળ એનું કાંઈ ચાલતું નહીં. તાઈબાઇ કિલ્લાની અંદર પોતાના લશ્કરને સદા તૈયાર રાખતી અને લ્હડાઈની વાટ જોયા કરતી. એ પોતાના સીપાહીઓ સાથે ઘણી માયાળુપણે વર્તતી તેઓ પણ એને પોતાની માતાની સમાન ગણતા અને એનો હુકમ મળતાંની વારજ પોતાના પ્રાણની જરાપણ પરવા ન કરતાં સળગતી આગમાં પણ પડવા તૈયાર થતા. મનુષ્યના ક્રોધ આગળ તો મનુષ્ય પોતાનું રક્ષણ કરી શકે છે. પણ દૈવી કોપ આગળ કોઇનું કાંઈ ચાલતું નથી. બિચારી તાઈબાઈને એ ખબર નહોતી કે કિલ્લામાં પોતે સુરક્ષિત છે તોપણ વગર લ્હડાઈએ, યુદ્ધમાં હાર્યા વગર શત્રુના હાથમાં સપડાવું પડશે. પરન્તુ જ્યારે મનુષ્યની પડતી આવે છે ત્યારે અણધારી આફતો ગમે ત્યાંથી આવી પડે છે તાઇબાઈના જીવનમાં પણ એજ પ્રમાણે બન્યું. જે ખાઈ મનુષ્યોના પ્રાણ બચાવવાને માટે ભરવામાં આવી હતી તેજ ખાઈ મનુષ્યોનો સંહાર કરનારી થઇ પડી. દૈવકોપથી અનાજની ભરેલી એ ખાઇમાં કોઈ પ્રકારે આગ લાગી અને બધું અનાજ બળીને રાખ થઈ ગયુ. જે અન્ન ખાઇને આઠ મહિના સુધી જરા પણ ગભરાયા વગર તાઈબાઈનું લશ્કર દુશ્મનોની સ્હામે ટકી શક્યું હતું, તે અન્ન આમ એકાએક બળી જવાથી તાઈબાઇના લશ્કરના દુઃખનો પાર રહ્યો નહીં. ભૂખને લીધે તેઓ નિર્બળ થઇ ગયા. બહાર ગોખલેને એ વાતની ખબર પડી એટલે એણે દુશ્મનોની નબળાઇનો લાભ

લઈને કિલ્લા ઉપર ચ્હડાઇ કરી. ચાર દિવસથી બિલકુલ ભૂખ્યા હોવા છતાં પણ તાઈબાઇના સિપાહીઓ ખૂબ લ્હડયા અને પેશ્વાના અનેક સિપાહીઓને ભોંયભેગા કરી દીધા, પરન્તુ આખરે ભૂખને લીધે એમનું કાંઈ ચાલ્યું નહીં. પેશ્વાના સૈનિકો તાઇબાઇને કેદ પકડીને બાપૂ ગોખલેની પાસે લઈ ગયા. બાપૂ ગોખલેએ ત્હેને બાજીરાવની આગળ રજુ કરી. બાજીરાવે એ સન્નારીની ઘણી પ્રશંસા કરી અને ત્હેને એક જુદા સ્થાનમાં આબરૂભેર રાખીને ત્હેના ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપ્યો.

આ ચરિત્રમાં તાઇબાઇની પતિભક્તિ તથા ત્હેની બહાદૂરી વખાણવા લાયક છે.

# રત્ન—૧૧૪. ઉધમબાઈ.

ઉધમબાઈ મહમ્મદશાહ બાદશાહની રાણી હતી. એનો જન્મ સન ૧૧૪૦ હિજરીમાં થયો હતો. અહમદશાહ ભારતવર્ષનો બાદશાહ થયો તે વખતે ત્હેણે પોતાની બુદ્ધિમાન માતાને નવાબબાઇની ઉપાધિથી વિભૂષિત કરી હતી. ત્હેની ભલામણ ઉપરથી જાવેદખાં ખ્વાજાસરાહને નવાબ બહાદૂરનો ખિતાબ આપવામાં આવ્યો હતો. ઉધમબાઇ ઘણી સદાચારી અને પરોપકારી રમણી હતી. પાછલી વયમાં તે નવાબ કુદ્સિયા સાહેબાઝમાનીના નામથી પ્રસિદ્ધ થઇ છે. ત્હેણે હિજરી સન ૧૧૬૪ માં કિલ્લા શાહજહાંબાદની પાસે એક સુંદર મસજીદ બંધાવી હતી, જે સોનેરી મસજીદ નામથી વિખ્યાત છે.

# રત્ન—૧૧૫. વીરાં.

વીરાંનાં બનાવેલાં પદ જોધપુરના પુસ્તકાલયમાં એકજ પદ્યસંગ્રહમાં જોધપુરના મહારાજા શ્રી વખતસિંહજીના પદોની સાથે મળી આવે છે. એ મહારાજા સાથે એને કોઇ જાતનો સંબંધ હતો કે નહીં તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. એનાં પદ પણ મહારાજાના પદની પેઠે કૃષ્ણભક્તિથી પરિપૂર્ણ છે વીરાં સંવત ૧૮૦૦ માં સતી થઇ હતી.

# રત્ન—૧૧૬. ચૌબેલોકનાથજીની પત્ની.

બૂદીના રાવરાજા શ્રી બુધસિંહજીના દરબારમાં કવિરાજ લોકનાથજી બિરાજતા હતા. રાવરાજા બુધસિંહજી સંવત્ ૧૭૫૨ થી સંવત્ ૧૮૦૫ સુધી વિદ્યમાન હતા. ત્હેમના કવિરાજ લોકનાથજી ન્યાતે ચૌબે બ્રાહ્મણ હતા અને કવિતા સારી લખતા હતા. ત્હેમની ધર્મપત્ની પણ પતિના સહવાસથી કવિતા કરતા શિખી ગઇ હતી. એની કવિતા ઘણી સુંદર, સરળ અને સરસ થતી હતી.

એક સમયે કવિરાજા લોકનાથજી રાવરાજા બુધસિંહની સાથે દિલ્હી ગયા હતા. પાછળથી ત્હેમની પત્નીને સમાચાર મળ્યા કે દિલ્હીના બાદશાહે રાવરાજાજીને અટક પાર જવાનો હુકમ આપ્યો છે, અને કવિરાજજી પણ સાથે જશે. અટક નદીની પાર જવાથી ધર્મભ્રષ્ટ થવાય છે એવું એ સમયના

લોકોનું માનવું હતું. એટલે કવિરાજાની પત્નીએ કવિરાજાને એક પત્ર લખી મોકલ્યો. એમાં જે કવિત લખ્યું હતું તે રાવરાજાજીને પણ ઘણું પસંદ આવ્યું.

કવિત.

મૈંતો યહ જાનીહી કિ લોકનાથ પાય પતિ
સંગહી રહૌંગી અરધંગ જૈસે ગિરિજા ॥
એતે પૈ વિલક્ષન હવૈ ઉત્તરગમન કીનો
કૈસે કૈ મિટત યે વિયોગ બિધિસિરિજા ॥
અબ તો જરૂર તુમ્હેં અરજ કરેહી બને
વેહ દ્વિજ જાનિ ફરમાય હૈકિ ફિરિજા ॥
જો પૈં તુમ સ્વામી આજ અટક ઉલ્લંઘ જૈહો
પાતી માહિ કૈસે લિખૂં મિશ્ર મીરમિરિજા ॥ ૧ ॥

## ૨૮૫—૧૧૭. આનંદમયી.

આનંદમયી દેવી બંગાળા પ્રાન્તમાં ફરિદપુર જીલ્લામાં જપસા ગામના રહેવાશી પ્રસિદ્ધ કવિ અને સાધક લાલા રામગતિરાયની કન્યા તથા પયગ્રામના પંડિત કવીન્દ્ર અયોધ્યારામની પત્ની હતી. ત્હેનો જન્મ. ઈ. સ. ૧૭૫૨ માં થયો હતો.

આનંદમયીએ પિતાની પાસે સંસ્કૃત અને બંગાળી ભાષાનો અભ્યાસ કર્યો હતો; અને ધર્મશાસ્ત્રમાં વિશેષ પ્રવીણતા મેળવી હતી. એક વિદુષી સ્ત્રી તરીકે ત્હેણે ઘણી સારી ખ્યાતિ મેળવી હતી.

આનંદમયીની વિદ્વત્તા સંબંધી એએક કથા પ્રચલિત છે. રાજનગરવાસી સુપ્રસિદ્ધ કૃષ્ણદેવ વિદ્યાવાગીશના પુત્ર હરિ વિદ્યાલંકારે આનંદમયીને એક શિવપૂજા પદ્ધતિ લખી આપી હતી; વિદ્યાલંકાર મહાશયની રચનામાં ભૂલ હતી; આનંદમયીએ બધી ભૂલો જોઇને વિદ્યાલંકારના પિતા વિદ્યાવાગીશ મહાશયને ઠપકા સાથે લખી મોકલ્યું કે પુત્રના વિદ્યાભ્યાસ ઉપર ત્હમે બિલકુલ કાળજી રાખતા નથી સંસ્કૃત ભાષામાં વિશેષ પ્રવીણતા ન હોત તો એવા વિદ્વાનની રચનામાં એ એ ભૂલો બતાવી શકત નહીં. એક સમયે રાજા રાજવલ્લભે પંડિત રામગતિ પા: 'અગ્નિષ્ટોમ' યજ્ઞનું પ્રમાણ તથા એ યજ્ઞકુંડની આકૃતિનું વર્ણન પૂછાવ્યું રામગતિ (આનંદમયીના પિતા, એ વખતે પુરશ્ચરણ કરી રહ્યા હતા, એટલે એ નવા કામમા હાથ ઘાલી શક્યા નહીં. કન્યાની પારદર્શિતા સંબંધે એમને પૂરી ખાત્રી હતી એટલે એમણે એ કામ એને સોપ્યું. એ વખતે આનંદ મયીએ યજ્ઞનું પ્રમાણ વગેરે લખી આપીને રાજાને મોકલી દીધું. રામગતિ એ વખતના ઘણા મ્હોટા પંડિત હતા. ત્હેમણે નિર્ણય કરેલું અગ્નિષ્ટોમ યજ્ઞનું પ્રમાણ વગેરે સૌથી શુદ્ધ હશે, એમ ધારીને ત્હેની પાસે ખાસ માણસ મોકલ્યુ હતું, પણ ત્હેમણે તો એ કામ પોતે ન કરતાં પોતાની કન્યા પાસે કરાવ્યું, પરંતુ એની ગણત્રી એટલી ખરી હતી કે રાજાની સભાના બધા પંડિતોએ, જરા પણ વાધો કહાડયા વગર ત્હેનો સ્વીકાર કર્યો. એ ઉપરથી જણાઈ આવે છે કે આનંદમયીનું શાસ્ત્રજ્ઞાન ત્હેના પિતા કરતાં કોઇ રીતે ઓછું નહોતું; તથા એના જ્ઞાન વિષે રાજસભાના કોઇ પંડિતને પણ ત્હેની વિદ્વત્તા માટે સંશય નહોતો.

આનંદમયી ફક્ત લખતાં વાંચતાં શિખીને બેશી રહી નહોતી; એ નાના પ્રકારનાં ખંડ કાવ્ય રચીને પોતાની માતૃભાષાને અલંકૃત કરી ગઇ છે. ત્હેના એક પીતરાઈ કાકા લાલા જયનારાયણરાય કવિ હતા. એમ કહેવાય છે કે એમણે રચેલા 'હરિલીલા' ગ્રન્થમાં આનંદમયીની ઘણી રચના સામીલ છે. આનંદમયીની રચનામાં ઠેકાણે ઠેકાણે ઘણું પાંડિત્ય અને આડંબર જણાઇ આવે છે. સંસ્કૃત ભાષામાં એ વિશેષ પ્રવીણ હતી એ ત્હેની રચનામાં કરેલી સંસ્કૃત શબ્દોની પસંદગી ઉપરથી સારી પેઠે સ્હમજી શકાય છે. 'હરિલીલા' ઉપરાંત જયનારાયણ રચિત ચંડી કાવ્યમાં પણ આનંદમયીની રચનાને ઘણું સ્થાન મળ્યું છે; આનંદમયીએ કવિતામાં રચેલો 'ઉમાનો વિવાહ' ઘણો પ્રસિદ્ધ છે. હજુ પણ ઘણી સ્રીઓ ત્હેને કંઠસ્થ કરી રાખે છે.

આનંદમયીના પિતા પચાસ વર્ષની વય પછી પ્રથમ કાલીઘાટ અને પાછળથી કાશી તીર્થમાં વાસ કરીને ઈશ્વરભજનમાં સમય ગાળતા હતા. નેવુ વર્ષની વયે કાશી ધામમાં ત્હેમનો સ્વર્ગવાસ થયો હતો. એ વખતે ત્હેમની સ્રી, આનંદમયીની માતા કાત્યાયની દેવી પતિની સાથે સતી થઇ ગઇ હતી.

ઇ. સ. ૧૭૯૧ માં અયોધ્યારામ નામના એક ગૃહસ્થ સાથે આનંદમયીનું લગ્ન થયું હતું. અયોધ્યારામ એક હોંશિયાર વૈદ્ય તથા ફારસી અને સંસ્કૃત ભાષાના વિદ્વાન્ હતા.

આનંદમયી ઘણીજ વિનયશીલ અને ધર્મપરાયણ સ્રી હતી. પતિ ઉપર ત્હેની અચળ ભક્તિ હતી. પતિના મૃત્યુ સમયે એ પિયરમાં હતી. ખબર મળતાં વારજ એણે પતિની પાવડીઓ હૃદય ઉપર ધારણ કરી, ને જનની કાત્યાયની દેવીની પેઠે સળગતી ચિતામાં પડીને સતી થઈ ગઈ.

આનંદમયીને ચાર પુત્ર અને એક કન્યા, સંતાન હતાં. ત્હેના ત્રીજા પુત્ર, ગિરિશચન્દ્ર સેનના દૌહિત્ર શ્રી પંચાનનરાય કવિ ચિંતામણિ હાલ ભવાનીપુરમાં વૈદનો ધંધો કરે છે.

## રત્ન—૧૧૮. ગંગામણિ.

આનંદમયીદેવીની ફોઈની છોકરીનું નામ ગંગામણિ હતું. એ પણ વિદુષી હતી. ન્હાની ન્હાની કવિતાઓ તથા વિવાહ વખતે ગાવા લાયક ગીત એણે ઘણાં રચ્યાં છે. એ સુંદર ગીતો આજદિન સુધી બંગાળી મહિલાઓ વિવાહ પ્રસંગે ગાતી હતી. ત્હેણે રચેલો 'સીતાજીનો વિવાહ' ઘણો પ્રસિદ્ધ છે. ત્હેના પિતાનું નામ લાલા રામપ્રસાદરાય હતું. પયગ્રામનિવાસી પ્રભાકર વંશી પ્રાણકૃષ્ણસેન સાથે ત્હેનું લગ્ન થયું હતું. ગંગામણિના ગર્ભમા ત્રણ પુત્ર અને ત્રણ કન્યાએ જન્મ ધારણ કર્યો હતો. ત્હેની વચલી કન્યાનું લગ્ન રાજા રાજવલ્લભના પૌત્ર રામકાનાઈ સાથે થયું હતું. ગંગામણિનો વંશ હવે લોપ થયો છે, પણ ત્હેનાં કાવ્યોએ હજુ સુધી ત્હેનું નામ અમર રાખ્યું છે.

## રત્ન—૧૧૯. ગૌરીબાઈ.

ગુજરાતી બ્હેનો ! જે સન્નારીનું ચરિત્ર અત્રે હમે ત્હમને સંભળાવવા માગીએ છીએ એ આપણા ગુજરાતના રત્નભંડારમાંનું એક અમૂલ્ય રત્ન હતું. ગૌરીબાઇનો જન્મ ગીરપુર અથવા

ડુંગરપુર નામના શહેરમાં સંવત ૧૮૧૫માં નાગર જ્ઞાતિમાં થયો હતો. બચપણથીજ એ ઘણી શાણી છોકરી હતી. વારે ઘડીએ રોઇને તથા તોફાન કરીને માતપિતાને કષ્ટ આપતી નહોતી.

ગૌરીબાઈની ઉમર પાંચ છ વર્ષની થઈ ત્યારે ત્હેના પિતાએ ત્હેનું લગ્ન કરી દીધું. પાંચ વર્ષની બાલિકા લગ્નમાં શું સ્હમજે પરન્તુ બાળલગ્નના દુષ્ટ રિવાજે નાગર જેવી ચતુર અને ધર્મશાસ્ત્રનું રહસ્ય સ્હમજનારી જ્ઞાતિમાં પણ પૂરેપૂરો પગપેસારો કર્યો હતો. નિર્દોષ બાલિકા ગૌરીબાઈને પણ બાળલગ્નના ભોગ થવું પડયું. લગ્ન થઈ ગયા પછી આઠજ દિવસમાં ત્હેના પતિનો દેહાન્ત થઇ ગયો. હાય દૈવ ! કેવું કષ્ટ ! પાંચ વર્ષની બાલિકા ઉપર કેટલો બધો કોપ ! સુકુમાર પુષ્પ ઉપર કેવો સખ્ત વજ્રઘાત !!

પાંચ વર્ષની વય સુધી તો ગૌરીએ રમતગમતમાં પોતાનો સમય ગાળ્યો હતો. હવે પતિના મૃત્યુથી એ બધી નિર્દોષ રમતગમતનો પણ અંત આવ્યો. એ કોમળ કન્યાને સમજાવવામાં આવ્યું કે ત્હારા સંસાર સુખનો સૂર્ય સદાને માટે અસ્ત પામી ગયો છે. રમતગમત, હસવું કુદવું, સારૂં ખાવું પીવું એ બધું ત્હારે માટે નિષિદ્ધ છે. જે રંગબેરંગી સાળુઓ તું ત્હારી બીજી બ્હેનપણીઓને પહેરતાં જોઇશ તે પહેરવાનો અધિકાર ત્હને હવે રહ્યો નથી. નાપિતનો કઠોર હાથ કુદરતે આપેલા સુંદર લાંબા કેશને પણ ત્હારા મસ્તક ઉપર નહીં રહેવા દે. જે મંગળ અનુષ્ઠાનોમાં અત્યાર સુધી કુમારિકા તરિકે ત્હારો પ્રથમ આદરસત્કાર થતો હતો તેજ મંગળ અનુષ્ઠાનોમાં ત્હારૂં દર્શન પણ અપશુકનસૂચક મનાશે.

પાંચ વર્ષની ગૌરી આ બધો ઉપદેશ સ્હમજી શકી હશે કે કેમ ? એ તો પ્રભુ જાણે. પરન્તુ ત્હેના હૃદયમાં એટલી તો ખાત્રી થઇ ગઈ કે મ્હારા જીવનમાં કોઈ અદ્‌ભૂત ફેરફાર થઇ ગયો છે. પોતાની ચારે તરફ ત્હેને શૂન્યતા દેખાવા લાગી. ત્હેના સુંદર મુખકમળ ઉપરનું હાસ્ય સદાને માટે ચાલ્યું ગયું. પાંચ વર્ષની બાલિકા સંસારમાં પ્રવેશ કરવા પામ્યા પહેલાંજ સંસારથી વિરક્ત બની ગઈ.

ગૌરીબાઇનો પિતા ઘણો સ્હમજુ અને વિદ્વાન્ હતો. ત્હેણે ગૌરીબાઇને વિદ્યાભ્યાસ કરાવવો શરૂ કર્યો. લખતાં વાંચતાં શિખવ્યા પછી ત્હેણે ગૌરીબાઇને ગીતા આદિ ધર્મગ્રન્થોનો પાઠ કરતાં શિખવ્યું. ગૌરીબાઇને પણ વાંચવા લખવાનો ઘણોજ શોખ ઉત્પન્ન થયો. ૧૩ વર્ષની વયે તો એણે ઘરની બહાર જવું પણ છોડી દીધું. ઘરના ખુણામાં એ એકાન્તવાસ સેવવા લાગી, વયની સાથે ત્હેના સદ્‌ગુણોનો પણ વિકાસ થવા લાગ્યો. ધીમે ધીમે ત્હેની વિદ્વત્તા અને સદ્‌ગુણોની પ્રશંસા આખા શહેરમાં ફેલાઇ ગઇ અને ગામની અન્ય સ્ત્રીઓ ત્હેનાં દર્શન કરવા સારૂ આવવા લાગી.

તેર વર્ષની ઉમરમાં ગૌરીબાઇએ યોગાભ્યાસમાં પોતાનું ચિત્ત પરોવ્યું હતું, એ વિષયમાં ત્હેનો અભ્યાસ એટલો બધો વધી ગયો હતો કે તે સમાધિ લગાડી શકતી હતી. ત્હેના જ્ઞાન તથા યોગની સિદ્ધિઓથી બધાં આશ્ચર્યચકિત થઇ જવા લાગ્યાં. સૂર્યનો તીવ્ર પ્રકાશ જેમ વાદળાંથી છુપાયેલો રહી શકતો નથી, તેમ ગૌરીબાઇના સદ્‌ગુણોની પ્રશંસા પણ ત્હેના ઘરના ખુણામાં બેસી રહ્યાથી બંધ ન રહી, ત્હેના સદ્‌ગુણોની

પ્રશંસા આખરે એ ગામના રાજાના કાન સુધી પહોંચી, એ પોતે ત્હેનાં દર્શન કરવા સારૂ ત્હેને ઘેર પહોંચ્યા. ત્હેના ચમત્કાર, ત્હેની તીવ્ર બુદ્ધિ, ત્હેની સમાધિ, ત્હેનો સરળ સ્વભાવ તથા ત્હેના અમૂલ્ય ઉપદેશથી રાજા શિવસિંહ ઘણોજ પ્રસન્ન થઇ ગયો, અને મુક્ત કંઠથી ગૌરીબાઇની સ્તુતિ કરવા લાગ્યો. એટલુંજ નહીં પણ ત્હેણે ગૌરીબાઇને માટે હજારો રૂપિયાનું ખર્ચ કરીને એક મ્હોટું મંદિર અને તળાવ બંધાવી આપ્યાં, તથા એ બન્ને વાનાં ગૌરીબાઇને સમર્પણ કરીને એમાં રહેવાની પ્રાર્થના કરી.

માઘ સુદી ૬ ને સં. ૧૮૩૮ ને દિને ગૌરીબાઇએ એ મંદિરમાં પોતાના ઇષ્ટદેવની સ્થાપના કરી અને ૨૩ વર્ષની વયથી ઘરબાર છોડીને એ મંદિરમાંજ રહેવા લાગી. ત્હેના ઉપદેશથી રાજાએ મંદિરની પાસે એક ધર્મશાળા બંધાવી આપી, તથા સદાવ્રતનો પણ પૂરેપૂરો બંદોબસ્ત કર્યો. હવે સેંકડો સાધુસંત તથા વટેમાર્ગુઓ ત્યાં આવીને આશ્રય લેવા લાગ્યા. દૂર દેશાવરથી હવે લોકો ગૌરીબાઇનાં દર્શન કરવા આવવા લાગ્યા અને ત્યાં મ્હોટી ભીડ જામવા લાગી. બધા જાત્રાળુઓ ગૌરીબાઇનો મધુર ઉપદેશ સાંભળીને કૃતાર્થ થઇને ઘેર પાછા જતા. એ હમેશાં એક એકાન્ત ઓરડીમાં બેસીને પ્રભુના ચરણકમળોનું ધ્યાન તથા ત્હેમના ગુણાનુવાદ ગાયા કરતી હતી.

ગૌરીબાઇનો ઉપદેશ એવો દાખલાદલીલ સાથે થતો હતો, તથા એની વાણી એવી મધુર અને સરળ હતી કે મૂર્ખ મનુષ્યો પણ ત્હેના ઉપદેશથી અલભ્ય જ્ઞાન મેળવીને જીવન સફળ કરતા હતા.

એક દિવસ સાધુઓની એક મ્હોટી જમાત આવીને એ ધર્મશાળામાં ઉતરી. એ જમાતમાં એક સાધુ ઘણો વિદ્વાન અને યોગી હતો. ગૌરીબાઇને જોઇને એ પ્રસન્ન થઇને બોલ્યો. "બેટા ! હું ત્હારાથી ઘણો પ્રસન્ન થયો છું. તું મીરાંબાઇનો અવતાર છે. એ જન્મમાં જ્ઞાનની થોડીક કસર રહી ગઇ હતી તે પૂરી કરવા ત્હારે ફરીથી આ અવતાર લેવો પડયો છે.

એટલું કહીને સાધુ મહાશય બાઇને એકાન્ત સ્થાનમાં લઇ ગયા અને બ્રહ્મજ્ઞાન, આત્મજ્ઞાન તથા યોગવિદ્યાનો પૂરો ઉપદેશ આપીને બોલ્યા. 'બસ, હવે વધારે વિલંબ નથી, તું હવે જ્ઞાન અને યોગમાર્ગમાં પ્રવીણ થઇ ગઈ છું.' સાધુએ ગૌરીબાઇને બાલમુકુન્દજીની મૂર્તિ આપી તથા ત્હેના માથા ઉપર હાથ મૂકીને આશીર્વાદ દઇને અન્તર્ધાન થઈ ગયા. લોકોને એથી ઘણો વિસ્મય ઉપજ્યો અને તેઓ ગૌરીબાઈની પ્રશંસા કરવા લાગ્યા.

એ દિવસથી ગૌરીબાઈ સમાધિમાં વધારે લીન રહેવા લાગી. એમ કહેવાય છે કે ધીમે ધીમે એને સમાધિનો એટલો બધો અભ્યાસ થઇ ગયો કે એ પંદર દિવસ સુધી ખાવું પીવું છોડી દઇને શ્વાસ રૂંધીને સમાધિમાં બેસી રહેતી. જ્યારે એ સમાધિમાં બેસતી હતી ત્યારે લોકો એને એક ઓરડીમાં કુશાસનપર બિરાજેલી છોડી જઇને બહારથી તાળું વાસી દેતા. કોઇ મનુષ્ય એની પાસે જઇ શકતું નહીં. સમાધિ છુટયા પછી બધા સેવકો ત્હેને બહાર લાવતા અને ગરમ પાણીથી સ્નાન કરાવીને પૂજન કરતા. થોડાકજ દિવસોમાં ગૌરીબાઇને વચનસિદ્ધિ પ્રાપ્ત થઈ ગઈ, અર્થાત્ કે એના મ્હોંમાંથી જે શબ્દો નીકળતા તે સત્ય

નીવડતા. લોકોની ભક્તિ ત્હેના ઉપર ઘણીજ વધી ગઈ અને બધા ત્હેને સાક્ષાત માતા ભગવતીના જેવી ગણવા લાગ્યા. સમાધિ ચઢાવવાનો અભ્યાસ કરવા માંડયો ત્યારથી એ કેવળ અચ્છેર દૂધ ઉપરજ રહેતી હતી.

સંવત ૧૮૬૦ સુધી આ પ્રમાણે થતું રહ્યું. આખરે ત્હેણે જોયું કે દર્શન કરવા સારૂ લોકોના આવ્યા ગયાથી ઘણી ભીડ-ભાડ રહે છે અને દૈનિક કર્મ કરવામાં અડચણ પડે છે. તેથી યાત્રા કરવા જવાનો સંકલ્પ કર્યો અને ડુંગરપુરમાંથી પ્રયાણ કર્યું રસ્તામાં એ જયપુર શહેરમાં ઉતરી. ત્યાંના રાજાએ ત્હેનો ઘણો આદરસત્કાર કર્યો તથા પાંચ મ્હોરો ભેટ કરી અને જયપુરમાંજ વસવાની પ્રાર્થના કરી; પરન્તુ ગૌરીબાઇએ ત્હેમની એ પ્રાર્થનાનો સ્વીકાર ન કર્યો તથા એ સોનામહોરો પણ પાછી આપી. જયપુર મહારાજના ઘણાજ આગ્રહને વશ થઇને એ પાચ મહોરો તો એને પાછી સ્વીકારવીજ પડી, પણ એમાંથી એકે પૈસો પણ એણે પોતાના ઉપયોગમાં લીધો નહીં. બધા પૈસા બ્રાહ્મણોમાં વ્હેંચી દીધા. ત્યાંથી એ મથુરા, વૃન્દાવન આદિ તીર્થોમાં ફરતી ફરતી કાશીમાં જઈ પહોંચી અને ગંગાના કિનારે એક ઝુંપડી બાંધીને ત્યાં રહેવા લાગી.

બનારસના રાજા સુન્દરસિંહ ઘણા ધાર્મિક અને સાધુસંતોના ભક્ત હતા. ગૌરીબાઇના કાશીમાં પધાર્યાના સમાચાર સાંભળતાં વારજ એ ત્યાં પહોચ્યા અને પચાસ હજાર રૂપિયા ગૌરીબાઇને ભેટ કર્યા તથા ત્હેની ઘણી સ્તુતિ કરી.

ગૌરીબાઇ ત્યાંથી ચાલીને ગયાં, જગન્નાથપુરી અને રામે-શ્વરની યાત્રા કરતી કરતી પાછી બનારસ પહોચી અને થોડા

દિવસ ત્યાંજ રહી. એ અરસામાં પણ એ દરરોજ સમાધિ ચ્હડાવતી હતી.

ગૌરીબાઈની પૂરી કૃપા ત્હેના એક ભાણેજની કન્યા ચતુરીબાઈ ઉપર હતી. ચતુરીબાઇને પણ ગૌરીબાઇનો સત્સંગ પૂરો લાગ્યો હતો. ત્હેની વૃત્તિ સાંસારિક કામો ઉપરથી બિલકુલ ઉઠી ગઈ હતી. તે ગૌરીબાઇના ચરિત્રનું ધ્યાનપૂર્વક અવલોકન કરતી હતી અને ત્હેનેજ પગલે ચાલતી હતી. મૃત્યુકાળ પાસે આવ્યો ત્યારે ગૌરીબાઇને એ વાતની ખબર યોગબળથી પહેલેથીજ પડી ગઇ હતી. ગૌરીબાઇના સદુપદેશથી ચતુરીબાઈનું હૃદય એટલું બધું દૃઢ થઈ ગયું હતું કે એ સાંસારિક સુખ વૈભવોને તુચ્છ ગણીને ધિક્કારતી હતી. ઘરબાર, માતપિતા, ભાઇ બ્હેન વગેરે સૌ કોઇને તિલાંજલિ આપીને ગૌરીબાઇના પવિત્ર માર્ગ ઉપર ચાલવાનોજ ત્હેણે નિશ્ચય કર્યો હતો. ગૌરીબાઇએ ત્હેને યોગમાર્ગમાં પ્રવીણ બનાવી દીધી હતી.

સાધુ પાસેથી પોતાને મળેલી મૂર્તિ પણ ગૌરીબાઇએ અંત સમયે ચતુરીબાઇને આપી હતી અને ત્હેની અંતઃકરણપૂર્વક સેવા કરવાનો ઉપદેશ આપ્યો હતો.

ચૈત્ર સુદી ૯ ને સંવત ૧૮૬૫ ને દિને મધ્યાહ્ન કાળે રઘુપતિરામના જન્મોત્સવની આખા શહેરમાં ધામધુમ થઇ રહી હતી, એ સમયે ગૌરીબાઇએ નશ્વર દેહનો ત્યાગ કર્યો. મૃત્યુસમયે ત્હેની વય પૂરાં પચાસ વર્ષની હતી.

ગૌરીબાઇને કવિતા રચવાનો સારો અભ્યાસ હતો. "એનાં ૬૫૨ પદોની હસ્તલિખિત પ્રત છે, પણ ત્હેમાંનાં જુજ છપાએલાં છે. કૃષ્ણ બાળલીલા અને શિવ સ્તુતિનાં કેટલાંક પદ છે અને

ઘણાંક તો બ્રહ્મજ્ઞાનનાં છે. પ્રાચીન ગુજરાતીમાં વેદાંતિ કવિ અખો શ્રેષ્ઠ છે. ત્હેનાં કાવ્યો પેઠેજ ગૌરીબાઇનાં બ્રહ્મજ્ઞાનનાં કાવ્યોનો અર્થ સરળતાથી સ્હમજી શકાય તેવો નથી. શુદ્ધ બ્રહ્મજ્ઞાનનાં પદમાં કવિતાની ઉર્મિ કાંઇક ઓછી છે. અદ્વૈત મતનું પ્રતિપાદન કરેલું છે અને ઉપદેશ પણ છે. બીજા કાવ્યોમાં ત્હેની ભાષા સંસ્કારી છે, અને કેટલાંક કવિતામય સુંદર વાકયો એવાં છે કે બીજી સ્ત્રી કવિઓમાં નજરે પડતા નથી. 'વનેશ્વર વિશ્વમાં વિલાસ્યા, જેમ ફુલનમેં બાસ.' 'ચંદમેં તું ચૈતન્ય, સૂરજમેં તું તેજ.' 'ગવરી ભેટી બ્રહ્મસનાતન, જેમ સાગરમાં ગંગ;' વગેરે. એનાં કાવ્યનાં ઉદાહરણ તરીકે એક લઈએ.–

હરિનામ બિનારે ઔર બોલના કયા,
હરિ કથા બિના ઔર સુનના ક્યા;
સુખ સાગર સામબીઓ ત્યાગી,
કૂપ ડાબમેં ડોલના કયા.
ઘટ ગિરધર ગિરધારી પાયા,
બાહેર દ્રીગ અબ ખોલના કયા.,
આત્મા અખંડ આવે ન જાવે,
જન્મ નહિં તો ફિર મરના કયા.
ગવરી બ્રહ્મ સકલ મેં જાન્યા,
જાન્યા તો જદ બોલના કયા.

બાળપણમા વૈધવ્ય પ્રાપ્ત થયું તથાપિ ગૌરીબાઈએ પોતાનું જીવન એળે ન ગાળતાં ત્હેનું સાર્થક કર્યું છે, અને પોતાનું નામ કરી ગઇ છે. ગુજરાતી સ્ત્રી કવિઓમાં એ સર્વથી સંસ્કારી હતી. અને ત્હેનું જ્ઞાન પણ સર્વથી ચઢીયાતું હતું.*

*(અ. સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ રચિત ગુજરાતની સ્ત્રી કવીઓ વિષયક નિબંધ)

## રત્ન—૧૨૦. દાઈ કોયલ.

એ હિજરી સન ૧૧૭૯ માં મરણ પામેલા બંગાળાના સુબેદાર સૌલતજંગના પુત્ર શૌકતજંગની દાઈ હતી. એ ઘણીજ બુદ્ધિમાન અને રાજનીતિમાં પ્રવીણ સ્ત્રી હતી, ત્હેની અપૂર્વ બુદ્ધિને લીધે સૌલતજંગે ત્હેને 'દાના અનકા' (બુદ્ધિમાન ધાત્રી) નો ખિતાબ આપ્યો હતો. સૌલતજંગના મૃત્યુ પછી ત્હેનો પુત્ર શૌકતજંગ ગાદી ઉપર બેઠો. પણ ત્હેનામાં રાજ્ય કરવા જેટલી હોંશિયારી નહોતી. એના વખતમાં રાજ્યની વ્યવસ્થા ઘણી બગડી ગઇ, અને ત્હેની પૂરી બરબાદી થવાનાં ચિહ્ન જણાવા લાગ્યાં. પણ આ આપત્તિની સમયે ધાત્રી કોયલે પુત્ર સમાન શૌકતજંગને ઘણી અમૂલ્ય મદદ આપી, ઇતિહાસકાર લખે છે કે દાઈ કોયલના બુદ્ધિચાતુર્યને લીધેજ એ રાજ્ય કાયમ રહ્યું હતું.

## રત્ન—૧૨૧. નીરકી કુમારી.

મારવાડના રાજા જસવંતસિંહનો પુત્ર અજીતસિંહ હતો. અજીતસિંહનો પુત્ર રાજા રામસિંહ હતો, એક વખત રામસિંહને પોતાના કાકા બખ્તસિંહ સાથે તુમુલ યુદ્ધ ઉપસ્થિત થયું. મારવાડના સરદારોમાંથી કેટલાક રામસિંહના પક્ષમાં અને કેટલાક બખ્તસિંહના પક્ષમાં જતા રહ્યા.

મેહત્રીનો સરદાર રાજાના પક્ષમાં હતો. એ સરદારને એક મહાવીર તેજસ્વી પુત્ર હતો. યુદ્ધનું તેડું આવતાં વારજ મેહત્રી

સરદાર પોતાના અનુચરો અને સૈનિકોને એકઠા કરીને યુદ્ધ-યાત્રાની તૈયારી કરવા લાગ્યો. પણ ત્હેનો વીર પુત્ર એ વખતે ત્યાં હાજર નહોતો. એ નીરકીના સરદારની કન્યાને પરણવા માટે ત્યાં ગયો હતો.

વરકન્યા ચોરીમાં બેઠાં હતાં. પુરોહિત વરકન્યાને હસ્ત મેળાપ કરાવીને મંત્રો ભણી રહ્યો હતો, એજ વખતે યુદ્ધનુ આમંત્રણ નીરકી પહોંચ્યું.

વિદ્રોહી કાકાએ પોતાના રાજાની વિરૂદ્ધ યુદ્ધ આરંભ્યું છે, અને રાજભક્ત સરદારો રામસિંહને મદદ કરવા સારૂ વગર વિલંબે યુદ્ધ ક્ષેત્રમા જશે, એ ખબર ત્હેને એ વખતે પહોંચ્યા.

યુદ્ધ ઉપસ્થિત છે, વિપત્તિમા આવી પડેલો રાજા સરદારોની મદદ માગે છે, વીર મેહત્રીકુમાર ઘણોજ અધીરો થઈ ગયો. વીર યુવક વિવાહના આસન ઉપર બિરાજ્યો હતો, સ્હામેજ તરતની પરણેલી સ્ત્રી હતી. પરન્તુ વીર યુવકનું ધ્યાન તે તરફ નહોતું. યુદ્ધ ઉપસ્થિત છે, રાજાનુ આમંત્રણ છે, પિતાજી તથા બીજા સગા સબંધીઓ રાજાની મદદે જાય છે એટલે હું વિવાહના આનંદમા નિશ્ચિન્ત કેવી રીતે બેશી રહું ? બધા બખતર પહેરીને ઢાલ તરવાર બાધીને, ઘોડેસ્વાર થઇને યુદ્ધમાં જઇ રહ્યા છે, અને હું કોમળ વરરાજાના વેશમા વરાસન ઉપર કોમળ રમણીનો હાથ પકડીને કેવી રીતે બેશી રહું ? એવા એવા વિચારો એના મનમાં આવવા લાગ્યા વિવાહની ક્રિયા સમાપ્ત થઇ રહ્યા પછી ત્હેણે પોતાનો ઘોડો મંગાવ્યો અને વિવાહની ચોરીમાથી વરરાજાના વેશમાં એ પાધરો પિતાના સૈન્યને જઈ મળવા માટે ઘોડેસ્વાર થઇને ચાલ્યો.

સસરાએ, ગોરે, તથા બીજા સંબંધીઓએ નવી પત્નીની ખાતર એક દિવસ રોકાઇને જવાનો ઘણો આગ્રહ કર્યો. પણ એણે જરા પણ વિલંબ કરવાનું યોગ્ય ધાર્યું નહીં. જતી વખતે તરૂણ પત્નીના સ્હામું જોઈને કહ્યું 'વ્હાલી, ત્હારી સાથે નામનોજ વિવાહ થયો. પત્ની તરીકે ત્હારી સાથે એકવાર પણ વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો નહીં. હું રાજપુત વીર છું, પત્નીની સાથે વાતચીત કરવાના લોભમાં ક્ષણભરને માટે પણ લ્હડાઈમાં જવાનું મુલતવી રાખી શકું એમ નથી. ઈશ્વરેચ્છા હશે તો આ જીવનમાં મળીશું. તું રાજપુત બાળા છે. જરાપણ ખોટું લગાડીશ નહીં. ઉદાર મનથી મ્હને વિદાય આપ. કદાચ મ્હારૂં મોત પણ થાય, આ જીવનમાં આપણે એકબીજાને જોવા ન પણ પામીએ તો તેથી દિલગીર થતી નહીં. બીજા જન્મમાં આપણે પાછાં જરૂર મળીશું. આપણું આ લગ્ન આ જન્મને માટે નથી, પણ આવતા જન્મને માટે છે એમ ધારજે.'

કુમારીએ કહ્યું "ત્હમે રાજપુત વીર છો તેમ હું પણ રાજપુતનીજ કન્યા છું અને ત્હમારા જેવા વીર રાજપુતની સહધર્મિણી થઇ છું. વીરધર્મ શો છે? તે હું સારી પેઠે સ્હમજું છું. પાર્થિવ સુખોને માટે વીર ધર્મની વિરૂદ્ધ આચરણ હું કદી નહીં કરૂં. ત્હમે બેલાશક જાઓ. મ્હારો વિચાર આણશો નહીં. મ્હારી કાંઇ પણ ચિન્તા કર્યા વગર મુક્તહસ્તે દુશ્મનોનાં શિર કાપી નાંખજો. આજના આ બનાવથી નિરાશ થવાનું કાંઈ પણ પ્રયોજન નથી. કદાચ ભવિષ્યમાં આપની સાથે મેળાપ નહીં પણ થાય તો એ દુઃખ હું આપના વીરત્વ અને આપના ત્યાગનું સ્મરણ કરીને, સ્હેલાઈથી સહન કરીશ. ત્હમારી અનુગામિની થઇને પરલોકમાં હું ત્હમને આવી મળીશ.

મેહત્રી કુમારે તરતજ ઘોડો મારી મૂકયો, ત્હેના પિતા પોતાના સૈન્ય સાથે યુદ્ધમાં જવાને તૈયાર થઇને બેઠા હતા તે જગ્યા ત્યાંથી એંશી ગાઉ દૂર હતી. બે રાત અને એક દિવસમાં એંશી ગાઉનો રસ્તો કાપીને વીરયુવક યુદ્ધમાં સામીલ થયો. વરરાજાના વેશમાં ત્હેને યુદ્ધક્ષેત્રમાં આવેલો જોઇ એ બધા આશ્ચર્ય પામી ગયા. કાનમાં ઉજ્વળ મોતી, ગળામાં સુવર્ણનો હાર, એવા વેશમાં એંશી કોસ રસ્તો કાપીને આવવા માટે ભાટ કવિએ ત્હેનાં ઘણું વખાણ કર્યાં.

( ૨ )

સ્વામીના ચાલી આવ્યા પછી નીરકીકુમારી પણ પિયરમાં રહી શકી નહીં. તરતજ ત્હેણે પોતાને સાસરે વળાવવાનો માતપિતાને આગ્રહ કર્યો.

યુદ્ધનું શું પરિણામ આવ્યું છે તે જાણ્યા વગર, એવા લાંબા રસ્તે કન્યાને મોકલવાની ત્હેના માતપિતાને ઇચ્છા નહોતી. માતાએ ત્હેને ઘણું સ્હમજાવી. પણ ત્હેણે માતાને જવાબ આપ્યો કે 'મા, હવે મ્હારાથી અહિંયાં કેવી રીતે રહેવાય? સ્વામી તો યુદ્ધમાં ગયા છે અને હું નિશ્ચિંત કેવી રીતે બેસી રહું? હું તો જવાની. જો એક દિવસ પણ ત્હેમને જીવતા જોઇશ, તો મ્હારો આ જન્મારો સાર્થક થશે. કદાપિ ત્હેમનું મૃત્યુ થશે તોપણ ત્યાં હોવાથી હું એકજ ચિતામાં ત્હેમની સાથે બળી શકીશ. આ જીવનમાં ફક્ત એટલાજ સુખની આશા બાકી છે. મ્હને અહિંયાં રાખી મેલીને મ્હારી એટલી આશા પણ પૂર્ણ નહીં થવા દો?'

માતાએ હવે આનાકાની કરી નહીં: નીરકી સરદારે વમર

વિલંબે કન્યાને સાસરે વળાવી. નીરકી કન્યાએ સાસરે પહોંચતાં વારજ શું જોયું ? જોયું કે ચિતા તૈયાર છે. અને ત્હેના ઉપર સ્વામીનો મૃતદેહ સુવાડવામાં આવ્યો છે. એક વાર પણ સ્વામીને જીવતા જોવાની આશામાં બિચારી અહિં સુધી આવી હતી, પણ ક્રૂર કાળે ત્હેની એ આશા પણ સફળ થવા દીધી નહીં, ક્ષણભરને માટે પતિને જોયા હોત, તો એ આ જીવનનું સાર્થક સ્હમજત; પણ વિધાતાએ ત્હેને એટલા જરા સરખા સુખથી પણ વંચિત રાખી. નીરકી કુમારીએ એ વખતે સ્વામીના મૃત દેહની તરફ જોઇને કહ્યું 'પ્રભુ! આ જીવનમાં તો ત્હમને મળી શકી નહીં. પરલોક સન્મુખ છે ત્યાં આપણને મળતાં કોણ રોકી શકનાર છે?'

એમ કહીને સુરસ્ત્રીઓના ચરણની રજ લઇને નવવધૂ નીરકીકુમારી સ્વામીને આલિંગન દઇને સળગતી ચિતામાં સ્વામીની સાથેજ સુઈ ગઇ.

આંસુ ભરી આંખે સગાઓએ ચિતામાં આગ મૂકી.

વર-વહુનું પ્રથમ આણું ચિતામાંજ થયું. અગ્નિદેવે એ શય્યામાંજ વરવહુના પવિત્ર દેહને ભસ્મરૂપ બનાવી દીધા.

---

## રત્ન–૧૨૨. શ્રેષ્ઠિકન્યા અસામાન્યા.

### ( ૧ )

આ કુલીન યુવતીનો જન્મ બંગાળા પ્રાન્તમાં એક શ્રીમંત જગતશેઠના ઘરમાં થયો હતો. એ વખતે નવાબ સુરાજઉદ્દૌલાનું રાજ્ય હતું. એ વીસ વર્ષનો તરુણ હતો. એના પહેલાં એનો

દાદો અલીવર્દીખાન રાજ્ય કરતો હતો. અલીવર્દીખાને પૌત્રને પુષ્કળ લાડમાં ઉછેર્યો હતો; અને એ લાડને લીધે બાળક સુરાજઉદ્દૌલા ઘણોજ બગડી ગયો હતો. ગાદી ઉપર બેઠા પછી એ પોતાના દુર્વ્યસની સોબતીઓની સંગતમાં ઘણી જાતનાં કુકૃત્યો કરવા લાગ્યો. એ બદમાશો પોળોમાં ફરતા અને કુલીન સ્ત્રીઓનું પાતિવ્રત્ય ભ્રષ્ટ કરતા, કુંવારી કન્યાઓનું ત્હેમના માબાપના દેખતાં હરણ કરી જતા. વિવાહિતા યુવતીઓની ત્હેમના પતિઓના દેખતાં લાજ લૂંટતા અને આ પ્રમાણે અનેક પ્રકારનો અત્યાચાર કરતા. આથી અન્તમાં ઘણો ગભરાટ ફેલાયો. બંગાળાના રાજ્યમાં બધે અંધેર ફેલાયું. પણ સુરાજઉદ્દૌલાએ પોતાની કુટેવ છોડી નહીં. હવે તો એણે પોતાના અમીર ઉમરાવોની સ્ત્રીઓની પણ જબરદસ્તીથી આબરૂ લેવાનું કામ શરૂ કર્યું.

એ વખતમાં મુર્શિદાબાદમાં ઘણા મ્હોટા મ્હોટા શાહુકારો રહેતા હતા. એ લોકો જગતશેઠ કહેવાતા. હાલના સમયના રોકફેલર તથા રોથચાઈલ્ડ અને એન્ડ્રુ કાર્નેગી માફક એ લોકો દેશદેશાવરમાં ગંજાવર વેપાર ચલાવતા અને કરોડો રૂપિયાનું સ્વામિત્વ ભોગવતા. મ્હોટા મ્હોટા રાજાઓ અને જમીનદારો પણ ત્હેમની પાસેથી કરજ લેતા. ન્હાના મ્હોટા રાજાઓ ત્હેમના કરજદાર હોય એમાં તો નવાઇ શી, પણ ખુદ દીલ્હીનો બાદશાહ પણ રૂપિયા ઉધાર લેવાને માટે તેમને બારણે આવીને ઉભો રહેતો. ત્હેમના આ અઢળક ધનને લીધે રાજદરબારમાં જગત્શેઠોનું ઘણું માન હતું.

સુરાજઉદ્દૌલાના રાજ્યમાં મુર્શિદાબાદ નગરમાં મહેતાબચંદ

પણ મહા મહેનતે નવાબ ત્હેના હાથમાંથી સટકીને જીવ લઇને ન્હાસી ગયો. પરન્તુ એ વણિકને હાથે પોતાનું જે અત્યંત અપમાન થયું હતું, ત્હેનો ઘા ત્હેના હૃદયમાં કદી રૂઝાયો નહીં.

એ સદા અસામાન્યાના પતિનો ઘાટ ઘડવાના પ્રપંચમાં રહેવા લાગ્યો. કેટલાક દિવસ પછી એક દહાડો લાગ સાધીને ખુલ્લા રસ્તામાં ત્હેનું ખૂન કરાવ્યું. એ નિર્દય નવાબ પોતાના શત્રુનું કેવળ ખૂન કરાવીનેજ બેસી રહ્યો નહીં, પણ એણે પોતાના સીપાહીઓને એવો હુકમ આપ્યો કે અસામાન્યાના પતિનું માથું એના ધડથી જુદું કરીને, એક ચાંદીના ટાટમા મૂકીને અસામાન્યા પાસે ભેટ તરીકે મોકલવુ. ખૂનીએ નવાબની આજ્ઞા પ્રમાણે તરતજ અમલ કર્યો. આ વખતે અસામાન્યાના હૃદયની શી અવસ્થા થઇ હશે ? ત્હેનું વર્ણન કરવું ઘણુંજ અઘરૂં છે. ભય, ક્રોધ અને તિરસ્કાર આદિ મનોવિકારોને લીધે ત્હેનું અંતઃકરણ ઘણું મુંઝાવા લાગ્યું. પોતાના પ્રિયપતિનું શિર ધડથી વેગળું થએલું જોતાંવારજ તે અભાગી અબળા મૂર્છિત થઇ ગઇ અને દિનપ્રતિદિન ત્હેનો શોક વધતો જવાથી ત્હેનામા ઉન્માદ અને બુદ્ધિભ્રંશનાં લક્ષણ જણાવા લાગ્યાં.

( ૨ )

રૈયત, જાગીરદારો અને શેઠશાહુકારો સાથે આ પ્રમાણે જુલમ અને અનાચાર કરીને સુરાજઉદ્દૌલા લાંબા કાળ સુધી બંગાળાની ગાદીએ ટકી રહે એ અસંભવિત હતું. સુરાજઉદ્દૌલા પોતાના દુરાચારનું ફળ ઘણું જલદી ભોગવવા લાગ્યો. બંગાળામા સરદારોનું પ્રાબલ્ય મૂળથીજ ઘણું અધિક હતું. જ્યારે એમણે પોતાના નવાબની મતિ આટલી બધી ભ્રષ્ટ થએલી જોઈ ત્યારે

નામનો એક પ્રસિદ્ધ શેઠ રહેતો, હતો. ત્હેને અસામાન્યા નામની એક ઘણીજ સુંદર કન્યા હતી. એનું સૌંદર્ય અનુપમ હતું. દુર્ભાગ્યે નવાબ સુરાજઉદ્દૌલાની પાપી દૃષ્ટિ ત્હેના ઉપર પડી. ત્હેના સૌન્દર્યથી એ તરતજ મુગ્ધ થઇ ગયો. પણ મહેતાબચંદ આખા હિન્દુસ્તાનમાં એક પ્રતિષ્ઠિત અને વગવસીલાવાળો શાહુકાર હતો, એટલે ખુલ્લી રીતે ત્હેનું હરણ કરવાની સુરાજ્ઉદ્દૌલાની હિંમત ચાલી નહીં. પરન્તુ સ્ત્રીના સૌન્દર્યમાં મુગ્ધ થઇ ગયા પછી કામી મનુષ્યને હાથે કેવાં કેવા હાસ્યાસ્પદ કૃત્યો થઈ શકે છે તેનું ઠેકાણું નથી. અસામાન્યાનું સૌન્દર્ય જોવાથી નવાબ એટલો બધો અધીરો થઈ ગયો કે, એણે એક દિવસે સ્ત્રીનો વેશ લીધો અને એ વેશમા જે મહેલમા અસામાન્યા રહેતી હતી ત્યા પ્રવેશ કર્યો. ત્હેણે સ્ત્રીવેશ ધારણ કરેલો હોવાથી ઠેઠ અતઃપુરમાં જતા ત્હેને કાંઈ અડચણ પડી નહીં. પહેલાં તો અસામાન્યાનું સૌન્દર્ય જોઇનેજ સતોષ માનવાનો ત્હેનો કદી વિચાર હશે, પણ જ્યારે એ પાસે ગયો, અને ત્હેના મનોહારી રૂપનું પ્રત્યક્ષ અવલોકન કર્યું, ત્યારે તેને ભાન રહ્યું નહીં. પોતે જગત્શેઠના ઘરમા છે એ વાત એ બિલકુલ વિસરી ગયો અને અસામાન્યાને આલિંગન આપવા તૈયાર થયો. એને પોતાની સ્હામો ધસી આવતો જોઇનેજ અસામાન્યા ગભરાઇ ગઇ અને પોતાના પતિ પાસે જઇને એ ભયંકર બનાવની ખબર આપી. એ ખબર સાંભળતાંજ, ત્હેના પતિના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તે તરત એ સ્ત્રીવેશધારી નવાબને પકડવા દોડયો. નવાબ એને જોઇને નાઠો પણ અસામાન્યાના પતિએ ત્હેને પકડી પાડીને એકદનો ખૂબ માર માર્યો. નવાબને એ જાનથીજ મારી નાખત,

પણ મહા મહેનતે નવાબ ત્હેના હાથમાંથી સટકીને જીવ લઈને ન્હાસી ગયો. પરન્તુ એ વણિકને હાથે પોતાનું જે અત્યંત અપમાન થયું હતું, ત્હેનો ઘા ત્હેના હૃદયમાં કદી રૂઝાયો નહીં.

એ સદા અસામાન્યાના પતિનો ઘાટ ઘડવાના પ્રપંચમાં રહેવા લાગ્યો. કેટલાક દિવસ પછી એક દહાડો લાગ સાધીને ખુલ્લા રસ્તામાં ત્હેનું ખૂન કરાવ્યું. એ નિર્દય નવાબ પોતાના શત્રુનું કેવળ ખૂન કરાવીનેજ બેસી રહ્યો નહીં, પણ એણે પોતાના સીપાહીઓને એવો હુકમ આપ્યો કે અસામાન્યાના પતિનું માથું એના ધડથી જુદું કરીને, એક ચાંદીના ટાટમાં મૂકીને અસામાન્યા પાસે ભેટ તરીકે મોકલવું. ખૂનીએ નવાબની આજ્ઞા પ્રમાણે તરતજ અમલ કર્યો. આ વખતે અસામાન્યાના હૃદયની શી અવસ્થા થઇ હશે? ત્હેનું વર્ણન કરવું ઘણુંજ અઘરૂં છે. ભય, ક્રોધ અને તિરસ્કાર આદિ મનોવિકારોને લીધે ત્હેનું અંતઃકરણ ઘણું મુંઝાવા લાગ્યું. પોતાના પ્રિયપતિનું શિર ધડથી વેગળું થએલું જોતાંવારજ તે અભાગી અબળા મૂર્છિત થઈ ગઈ અને દિનપ્રતિદિન ત્હેનો શોક વધતો જવાથી ત્હેનામાં ઉન્માદ અને બુદ્ધિભ્રંશનાં લક્ષણ જણાવા લાગ્યાં.

( ૨ )

રૈયત, જાગીરદારો અને શેઠશાહુકારો સાથે આ પ્રમાણે જુલમ અને અનાચાર કરીને સુરાજઉદ્દૌલા લાંબો કાળ સુધી બંગાળાની ગાદીએ ટકી રહે એ અસંભવિત હતું. સુરાજઉદ્દૌલા પોતાના દુરાચારનું ફળ ઘણું જલદી ભોગવવા લાગ્યો. બંગાળામાં સરદારોનું પ્રાબલ્ય મૂળથીજ ઘણું અધિક હતું. જ્યારે એમણે પોતાના નવાબની મતિ આટલી બધી ભ્રષ્ટ થએલી જોઈ ત્યારે

એમણે એના જુલમથી ત્રાસ પામીને અંગ્રેજ લોકોની મદદ માગી અને ત્હેમની સહાયતાથી સુરાજઉદ્દૌલાને પદભ્રષ્ટ કરીને ત્હેની જગ્યાએ મીરજાફરને ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો. પ્લાસીની લ્હડાઈમાં પરાજય પામીને સુરાજઉદ્દૌલાએ ત્યાંથી ન્હાશી જવાનો પ્રયત્ન કર્યો, પણ મીરજાફરના લોકોએ ત્હેને ભાગળગલા આગળ પકડયો અને મુર્શિદાબાદ આણ્યો. ત્યાં આગળ મીરજાફરના પુત્ર મિરાનના હુકમથી મહમ્મદબેગ નામના સૈનિકે ત્હેનો શિરચ્છેદ કર્યો. ત્હેનું છિન્નવિચ્છિન્ન થઈ ગયેલું શરીર એક હાથી ઉપર મૂકીને એક ઘોર અપરાધી મનુષ્યની પેઠે દફનાવવા માટે સ્મશાનમાં મોકલી દેવામાં આવ્યું.

આ બધો સમય જગતશેઠની કન્યા અસામાન્યા ભ્રમિષ્ટ સ્થિતિમાં હતી. એ કદી બહેરા માણસની પેઠે, તો કદી મુંગા માણસની પેઠે, તો કદી ન્હાના બાળકની પેઠે ચાળા કરતી. ઘણી વાર તે ગ્રનુનમાં આવી જતી. ટુંકામાં ત્હેની ઘેલછા ઘણી વધતી જતી હતી ત્હેના પિતાએ ત્હેને સાજી કરવા માટે ઘણા વૈદ્યોના અને હકીમોના ઉપચાર કર્યા, ભુવા જતીઓને બોલાવીને ઘણાએ જન્ત્રમંત્ર કરાવ્યા કે ભૂતપિશાચ વળગ્યું હોય તો ચાલ્યું જાય. પણ બધું ફોગટ નીવડયું. સુરાજઉદ્દૌલાનું ખૂન થયાના સમાચાર જ્યારે જાણવામાં આવ્યા ત્યારે ત્હેની દફનક્રિયા જોવાને માટે અસામાન્યને મોકલવી એવી સૂચના કેટલાક ગૃહસ્થોએ ત્હેના પિતાને કરી. એમણે એમ ધાર્યું હતું કે પોતાના પ્રિય પતિના ખૂની નરાધમ નવાબ સુરાજઉદ્દૌલાની આવી દુર્દશા જોયાથી કદાચ ત્હેના મનનું સમાધાન થશે. એ સૂચના પ્રમાણે એનો પિતા એ ભયંકર દેખાવ

દેખાડવા ત્હેને કબરસ્તાનમાં લઈ ગયો. ચમત્કાર એવો બન્યો કે એ દેખાવ જોતાં વારજ લગભગ અઢી વર્ષથી ચિત્તભ્રમના રોગથી પીડાતી અસામાન્યા એકદમ શુદ્ધિમાં આવી ગઇ. તે ઘણી વાર સુધી એ લોહીલવાણું થયેલા નવાબના શબ તરફ એકી નજરે જોતી રહી, અને ત્યાર પછી પોતાની દાસીના મ્હાસું જોઇને પૂછવા લાગી 'આ કોણ છે? શા અપરાધને માટે એનું શરીર આ પ્રમાણે છિન્નવિચ્છિન્ન કરી નાખવામાં આવ્યું છે?' દાસીએ ઉત્તર આપ્યો 'બાઇસાહેબ, એ તો આપના પ્રિયપતિનું ખૂન કરનાર દુષ્ટ નવાબ સુરાજઉદ્દૌલાનું શબ અહિંયાં દફનાવવા માટે આણવામાં આવ્યું છે. જેણે આપને માટે પોતાના ચિત્તમાં દુષ્ટ વિચાર રાખ્યો હતો તે નવાબ સુરાજઉદ્દૌલાને પરમેશ્વરે ત્હેના પાપોની યોગ્ય સજા ભોગવવા આ સ્મશાનમાં આણ્યો છે.' દાસીનો કહેવાનો મતલબ એ એકદમ સ્હમજી નહીં. પણ થોડીવાર પછી ત્હેના અંતઃકરણમાં એકદમ કોઇ એવો પ્રકાશ પડયો કે તે જોરથી બોલી ઉઠી 'ઠીક! ઠીક!! ઘણું સારૂં થયું! હવે મ્હને ઘેર પાછી લઇ જા.'

અસામાન્યાની આજ્ઞા પ્રમાણે સેવકો ત્હેને ઘેર પાછી લઇ ગયા. ત્હેની વૃત્તિમાં હવે જમીન આસમાનનો ફેરફાર જણાવા લાગ્યો, ત્હેની પહેલાંની ઘેલછા બિલકુલ ચાલી ગઈ. અને એનો જીવ ઘણો આનંદમાં રહેવા લાગ્યો. પરન્તુ એ મનમાં ને મનમાં કાંઇ વિચાર કર્યો કરતી. ઘણી વાર એ કહેતી કે 'મ્હારે જે કરવાનું હતું તે પરમેશ્વરે કર્યું. મ્હારૂં કર્તવ્ય એમણે બજાવ્યું; એટલા માટે પરમેશ્વરનું જે કર્તવ્ય હતું તે

મ્હારે કરવું જોઇએ.' ત્હેના આ શબ્દોનો ભાવાર્થ કોઇ કળી શક્યું નહીં. અને જ્યારે એ લોકો એનો ભાવાર્થ સ્હમજી શક્યા ત્યારે એ બધું નિરર્થક હતું, કારણ કે ઘરનાં બધાં આણસોની નજરને ચૂકવીને અસામાન્યા કોણ જાણે ક્યાંની ક્યાં ન્હાશી ગઈ હતી.

( ૩ )

એની પછાડી ઘણા લોકો ગયા પણ કોઇને ત્હેનો પત્તો લાગ્યો નહીં. એ મધ્ય રાત્રિએ ઘરમાંથી નીકળીને ન્હાશી ગઇ હતી. પોતે ક્યાં જાય છે ત્હેની એને પોતાનેજ ખબર નહોતી. ત્હેના મનમાં એવો વિચાર આવ્યો હતો કે 'મ્હારા પતિનું ખૂન કરનાર નવાબને મ્હારે હાથે સજા થવી જોઇતી હતી, ત્હેના દુરાચારનો બદલો મ્હારે લેવો જોઇતો હતો, ત્હેના પાપી દેહને મ્હારે ઘાયલ કરવો જોઇતો હતો, પરન્તુ એ બધી વાત મ્હારે બદલે પરમેશ્વરે પોતે કરી વસ્તુત. પરમ દયાસાગર પરમેશ્વરની ફરજ તો ત્હેનું રક્ષણ કરવાની હતી. કારણ કે એ દુરાચારી અને મૂઢ હોવાથી પ્રભુએ ત્હેના ઉપર દયા લાવીને ત્હેનું ભલું કરવું જોઇતું હતું. પરન્તુ જ્યારે પ્રભુએ એ કામ કર્યું નથી, ત્યારે મ્હારે એમજ સ્હમજવું જોઇએ કે એમણે એ કામ મ્હારે સારૂ રાખી મૂક્યું છે. બસ એજ ખરી વાત છે હવે હું એ કામ કરવા તૈયાર થઇશ.' આવો વિચાર આણીને અસામાન્યા એકદમ ઘર છોડીને ચાલી ગઇ. પણ વાંચકોને વિચાર આવશે કે, એ તો સુરાજઉદ્દોલાનું હવે શું ભલું કરવાની હતી. એ તો હવે મરી જઇને કબરસ્તાનમાં સુતો છે, ત્હેનો દેહ તો હવે માટીમાં મળી જવા માંડયો છે, તો અસામાન્યા

'હવે કોનું કલ્યાણ કરવાની હતી; પરન્તુ એણે વિચાર્યું હતું કે જેમનું કલ્યાણ કર્યાથી સુરાજઉદ્દોલાનુંજ કલ્યાણ કર્યા બરોબર ગણાય એવા મનુષ્યો જરૂર જગતમાં હશે. માટે એવા મનુષ્યોને ખોળી કહાડીને ત્હેમનું પોતાનાથી બને તેટલું ભલું કરવાનો અસામાન્યાએ નિશ્ચય કર્યો.

એ પહેલાં તો ભાગળગલા ગઈ. ત્યાં ગયા પછી ત્હેણે જે હકીકત સાંભળી તેથી એને આનંદ થયો. સુરાજઉદ્દોલા જે વખતે મુર્શિદાબાદ છોડીને ન્હાશી ગયો હતો, તે વખતે ત્હેના હજારો સેવકો અને મિત્રોમાંથી ફક્ત એકજ પ્રાણી ત્હેની દુઃખી દશાનું ભાગી બન્યું હતું. એ પ્રાણી બીજું કોઈજ નહીં પણ સુરાજે પોતાની આખી જીંદગીમાં તિરસ્કાર કરેલી ત્હેની સહધર્મિણી બેગમ મહેરૂન્નિસા હતી. સુરાજે ત્હેનું નામ 'ગુલ' પાડ્યું હતું, એ દુષ્ટે પોતાના દુરાચારને લીધે એ બિચારીને ઘણીજ તરછોડી કહાડી હતી, પરન્તુ ગુલે આખર સુધી ત્હેનો સાથ છોડ્યો નહીં એ આ વખતે કેવળ સોળ વર્ષની તરૂણી હતી અને આજ સુધી દુઃખ એ શુ તે એણે જાણ્યું નહોતું, પણ પતિના સંકટ સમયે એ એની સાથે પહાડો અને કોતરોમાં ન્હાસતી ફરવાને તૈયાર થઈ. અધુરામાં પૂરૂં આ વખતે એ ગર્ભાવસ્થામાં હતી, પણ એણે પતિભક્તિની ખાતર કોઈ પણ જાતની હાડમારીનો વિચાર કર્યો નહીં. ભાગળગલા આગળ આવતા ત્હેને પ્રસવ થયો અને ત્હેણે એક સુંદર કન્યારત્નને જન્મ આપ્યો. એ પ્રસંગે સુરાજઉદ્દોલાને ત્યાં આગળ થોડા દિવસ રહેવું પડ્યું, ત્યાં આગળજ શત્રુઓએ ત્હેને પકડી પાડ્યો, અને ત્યાંજ ત્હેનું મૃત્યુ થયું. એ નરાધમને તો એની યોગ્ય

સજા મળી પણ ગરીબ બિચારી ગુલની દશા કેવી કરુણાજનક ! એક વખતે જે સુંદરી આખા બંગાળ, બિહાર અને ઉડિસાના નવાબની બેગમ તરીકે રાજમહેલોમાં અત્યંત સુખ અને વૈભવમાં નિવાસ કરતી હતી હેને આજે એક ગરીબ સ્ત્રીનું શરણ લેવું પડયું. એ ગરીબ સ્ત્રીને ત્યાં એ દોઢેક મહિના સુધી રહી. પેલી તરફ અસામાન્યાને જ્યારે ખબર પડી કે સુરાજનું મૃત્યુ થયું છે અને ગુલ બેગમ નિરાધાર છે ત્યારે એ હેની શોધમાં લાગી. અને શોધતાં શોધતાં ગુલ જે સ્ત્રીને ત્યાં રહેતી હતી ત્યાં આવી પહોંચી. ગુલને જ્યારે ખબર પડી કે કોઇ સ્ત્રી એની શોધ કરે છે ત્યારે એને વહેમ પડયો કે રખે આ પણ એના દુશ્મનોનું કંઇ તરકટ હોય અને તેઓ વિશ્વાસઘાત કરીને એની એકની એક બાળકીનો પણ પ્રાણ લઇ લે. આટલા સારૂ એ અસામાન્યાને મળ્યા વગર છાની માની દીલ્હી તરફ જવા ન્હાશી આવી. હેનો વિચાર એવો હતો કે દીલ્હી જઇને મહાન મોગલ શહેનશાહના ચરણોમાં આ બાળકીને મૂકવી અને હેના પાલનપોષણને માટે કાંઇક બંદોબસ્ત કરાવવો.

અરધી ગાંડા જેવી, જગત્શેઠની કન્યા અસામાન્યા, પોતાની ધુનમાં ને ધુનમાંજ ગુલબેગમની પછાડી ચાલી. ગુલને ખબર પડી કે કોઇ એની પાછળ પડયું છે. એ બિચારીને શી ખબર કે અસામાન્યાનો ઉદ્દેશ કેવો ઉત્તમ હતો. આખરે ન્હાસતાં ન્હાસતાં એ ગંગા નદીને કિનારે આવી પહોંચી અને ત્યાં અસામાન્યાએ હેને પકડી પાડી. આજ એના પતિના મૃત્યુને ત્રણ વર્ષ થયાં હતાં. આ ત્રણ વર્ષ સુધી એ પોતાને અસામાન્યાથી બચાવવાને માટે છાનીમાની ગામેગામ ન્હાસ્યા કરતી હતી. અસામાન્યા

ત્હેનાં પગલાં જોતી જોતી એની પછાડી જતી. આજે ત્રણ વર્ષે એ ત્હેની પાસે આવી પહોંચી. આજે ઘણું તોફાન હતું. પુષ્કળ વંટોળીઓ ચાલી રહ્યો હતો. મ્હોટાં મ્હોટાં વૃક્ષો થડ સહિત ઉખડીને ઉડી જતાં, ઘરનાં ઘર ઉડી જતાં. ગંગા નદીનો પ્રવાહ પૂર્ણ વેગમાં ખળખળ કરતો વહેતો હતો. જે સમયે માણસો અને પશુઓ આ વટોળીઆ અને તોફાનમાંથી બચી જવાને યત્ન કરી રહ્યા હતા, તે સમયે ગુલ નદીના કિનારા તરફ ખસી જતી હતી. ગાંડી અસામાન્યા એનાથી ઘણે દૂર નહોતી. એ એની તરફ દોડી આવતી અને મ્હોટે અવાજે કહેતી કે 'બ્હેન ઉભી રહે' પણ આવા ગભીર તોફાન આડે એનો સ્વર ગભરાયલી ગુલના સાંભળવામાં આવ્યો નહીં.

( ૪ )

નદી કિનારે આવતાં ત્હેણે એક હોડી જોઇ. પોતાના હાથમાંથી એક કિંમતી વીંટી એ નાવિકને આપીને ગંગાપાર જવાની ગુલે ગોઠવણ કરી. પેલી તરફ અસામાન્યાએ જોયું કે આવા તોફાનમાં ગુલ પોતાની કન્યા સાથે, હોડીમાં બેસીને ચાલી જાય છે, થોડીવારમાં તો હોડી ત્હેની દૃષ્ટિમાથી દેખાતી બંધ પડી. જેનું કલ્યાણ કરવાના ઉદ્દેશથી એ આટલા વર્ષ સુધી ગમે તેટલું દુઃખ વેઠીને રખડતી રહી, તે આખરે હોડીમાં બેશીને ચાલી ગઇ. થોડીવારમાં ત્હેણે એક ચીસીચારી સાંભળી. અને અસામાન્યાની ખાત્રી થઇ કે હોડી ડૂબી ગઇ છે અને આ ચીસ તે ગુલબેગમની ડૂબતી વખતની ચીસ છે. તરતજ એ નદીમાં કુદી પડી, અને તરતી તરતી જે સ્થળે નૌકા ડુબી ગઇ હતી ત્યાં પહોંચી ગઇ. એણે ગુલના વાળ

પાણીમાં જોયા એટલે એ ચોટલો જોરથી ખેંચીને ગુલબેગમને બહાર ખેંચી કહાડી બાળકી હજુ ગુલની સોડમાંજ હતી. એણે એની પાસેથી બાળકીને પોતાના હાથમાં લેવાનો યત્ન કર્યો પણ એ દશામાં પણ ગુલ પોતાની પ્રાણાધાર કન્યાથી છૂટી પડી નહીં. અસામાન્યા તરવામા ઘણીજ કુશળ હતી એટલે એ મા દીકરી બંનેને લઇને સહિસલામત કિનારે આવી પહોંચી. એમને કિનારે પહોંચતાં ત્રણ કલાક થયા, ગુલ તે વખતે અધમુઇ થઇ ગઇ હતી. અસામાન્યા ત્હેને એક ઝુંપડામાં લઈ ગઇ અને ત્હેને બચાવવા ઘણોએ પ્રયત્ન કર્યો, પણ અફસોસ કે નવાબ સુરાજઉદ્દૌલાની પવિત્ર અને પતિવ્રતા બેગમ એ ઘાતમાંથી બચવા પામી નહીં. ઘણી મુશ્કેલીએ અસામાન્યા ગુલની કન્યાનો પ્રાણ બચાવી શકી, પણ એની બોલવાની શક્તિ ચાલી ગઇ.

અસામાન્યાનું પાછળનું વૃત્તાંત જાણવામા નથી આવ્યું. સંભવ છે કે એ ઘણું મનોરંજક પણ નહીં હોય, પોતાના શત્રુની કન્યાને લઇને તે પૂર્વ બંગાળાના કોઇ ભાગમાં ઘણો વખત સુધી રહી હતી. એ ભાગના લાખો લોકો હજુ પણ ત્હેને એક દેવી તરીકે પૂજે છે.

દૃઢ નિશ્ચયનું ફળ એવું હોય છે. અસામાન્યાનો નિશ્ચય હતો કે સુરાજઉદ્દૌલાના કુટુંબનું કલ્યાણ કરવું તો આખરે એને એવો પ્રસંગ મળી આવ્યો અને એ સ્વર્ગસ્થ નવાબની એક માત્ર કન્યાને પોતાનાજ બાળકની પેઠે ઉછેરીને કેળવવાને એ ભાગ્યશાળી થઇ.



## ૨૯ન—૧૨૩. રસિકબિહારી.

કિશનગઢના મહારાજ સાવંતસિંહ જે નાગરીદાસના ઉપનામથી કવિતા લખતા હતા, ત્હેમની એ દાસી હતી. એનું નામ તો બનીઠની હતું. એ પણ કવિતા લખતી હતી અને કવિતામાં પોતાનું નામ રસિકબિહારી રાખતી હતી. મહારાજાએ ત્હેને પોતાની પાસવાન બનાવી હતી. એ સદા મહારાજાની સેવામાં રહેતી હતી અને તેમના દેહાંતના થોડાક દિવસ પછી આષાઢ સુદિ ૧૫ સંવત ૧૮૨૨ ને રોજ ત્હેનું મૃત્યુ થયું હતું ત્હેના બનાવેલા પદ 'નાગર સમુચ્ચય' નામના ગ્રન્થના અન્તમાં છપાયા છે.

## ૨૯ન—૧૨૪. બહુબેગમ.

એ મહમ્મદશાહ બાદશાહની પુત્રી અને અવધના બાદશાહ સુજા ઉદ્દૌલાની પત્ની હતી. સુજા ઉદ્દૌલા ત્હેનું ઘણું માન રાખતો હતો. સુજા ઉદ્દૌલા ઘણો ઉડાઉ રાજા હતો. એક વખતે ત્હેને નાણાંની ભીડ પડી ત્યારે બેગમ પાસે મદદ માંગી. બેગમે એ વખતે ૩૪ લાખ રૂપિયા રોકડા અને ૩૬ લાખના કિંમતી દાગીના પોતાના સંગ્રહમાંથી આપ્યા. એ વૈભવના દિવસોમાં દસહજાર પ્યાદા અને સ્વાર તથા સેંકડો હાથી ઘોડા બેગમના તાબામાં રહેતા હતા. એક લાખ કરતાં વધારે મનુષ્યોનું બેગમ દ્વારા પાલનપોષણ થતું હતું. બેગમ પોતાના સર્વ નોકરો ઉપર

પાણીમાં જોયા એટલે એ ચોટલો જોરથી ખેંચીને ગુલબેગમને બહાર ખેંચી કહાડી બાળકી હજુ ગુલની સોડમાંજ હતી. એણે એની પાસેથી બાળકીને પોતાના હાથમાં લેવાનો યત્ન કર્યો પણ એ દશામાં પણ ગુલ પોતાની પ્રાણાધાર કન્યાથી છૂટી પડી નહીં. અસામાન્યા તરવામાં ઘણીજ કુશળ હતી એટલે એ મા દીકરી બંનેને લઇને સહિસલામત કિનારે આવી પહોચી. એમને કિનારે પહોંચતાં ત્રણ કલાક થયા, ગુલ તે વખતે અધમુઇ થઇ ગઇ હતી. અસામાન્યા ત્હેને એક ઝુંપડામાં લઈ ગઇ અને ત્હેને બચાવવા ઘણોએ પ્રયત્ન કર્યો, પણ અફસોસ કે નવાબ સુરાજઉદ્દૌલાની પવિત્ર અને પતિવ્રતા બેગમ એ ઘાતમાથી બચવા પામી નહીં. ઘણી મુશ્કેલીએ અસામાન્યા ગુલની કન્યાનો પ્રાણ બચાવી શકી, પણ એની બોલવાની શક્તિ ચાલી ગઇ.

અસામાન્યાનું પાછળનું વૃત્તાંત જાણવામા નથી આવ્યું. સંભવ છે કે એ ઘણું મનોરંજક પણ નહીં હોય, પોતાના શત્રુની કન્યાને લઇને તે પૂર્વ બંગાળાના કોઇ ભાગમાં ઘણો વખત સુધી રહી હતી. એ ભાગના લાખો લોકો હજુ પણ ત્હેને એક દેવી તરીકે પૂજે છે.

દૃઢ નિશ્ચયનું ફળ એવું હોય છે. અસામાન્યાનો નિશ્ચય હતો કે સુરાજઉદ્દૌલાના કુટુંબનું કલ્યાણ કરવું તો આખરે એને એવો પ્રસંગ મળી આવ્યો અને એ સ્વર્ગસ્થ નવાબની એક માત્ર કન્યાને પોતાનાજ બાળકની પેઠે ઉછેરીને કેળવવાને એ ભાગ્યશાળી થઇ.



## રત્ન—૧૨૩. રસિકબિહારી.

કિશનગઢના મહારાજા સાવંતસિંહ જે નાગરીદાસના ઉપનામથી કવિતા લખતા હતા, હેમની એ દાસી હતી. એનું નામ તો બનીઠની હતું. એ પણ કવિતા લખતી હતી અને કવિતામાં પોતાનું નામ રસિકબિહારી રાખતી હતી. મહારાજાએ હેને પોતાની પાસવાન બનાવી હતી. એ સદા મહારાજાની સેવામાં રહેતી હતી અને તેમના દેહાંતના થોડાક દિવસ પછી આષાઢ સુદિ ૧૫ સંવત ૧૮૨૨ ને રોજ હેનું મૃત્યુ થયું હતું હેના બનાવેલા પદ 'નાગર સમુચ્ચય' નામના ગ્રન્થના અન્તમાં છપાયા છે.

## રત્ન—૧૨૪. બહુબેગમ.

એ મહમ્મદશાહ બાદશાહની પુત્રી અને અવધના બાદશાહ સુજા ઉદ્દૌલાની પત્ની હતી. સુજા ઉદ્દૌલા હેનું ઘણું માન રાખતો હતો. સુજા ઉદ્દૌલા ઘણો ઉડાઉ રાજા હતો. એક વખતે હેને નાણાંની ભીડ પડી ત્યારે બેગમ પાસે મદદ માંગી. બેગમે એ વખતે ૩૪ લાખ રૂપિયા રોકડા અને ૩૬ લાખના કિંમતી દાગીના પોતાના સંગ્રહમાંથી આપ્યા. એ વૈભવના દિવસોમાં દસહજાર પ્યાદા અને સવાર તથા સેંકડો હાથી ઘોડા બેગમના તાબામાં રહેતા હતા. એક લાખ કરતાં વધારે મનુષ્યોનું બેગમદ્વારા પાલનપોષણ થતું હતું. બેગમ પોતાના સર્વ નોકરો ઉપર

માતા જેવો સ્નેહ રાખતી હતી. સુજા ઉદ્દૌલાના મૃત્યુ પછી બહુબેગમનો પુત્ર આસફઉદ્દૌલા ગાદીએ બેઠો. પરન્તુ ત્હેનો રાજ્યપ્રબંધ સારો નહોતો. અમલદારો મરજી માફક વર્તીને લોકોમાં ત્રાસ ફેલાવતા હતા. આસફઉદ્દૌલાનું મૃત્યુ થયા પછી બહુબેગમે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી અને પોતાના વિશ્વાસુ અમલદાર દારાબઅલીખાંની મદદથી રાજ્યમાં સુખશાન્તિનો પ્રસાર કર્યો. બહુબેગમને શંકા હતી કે ત્હેનો સાવકો પુત્ર યમીનઉદ્દૌલા ત્હેના મૃત્યુ પછી કાંઇ ઉપદ્રવ મચાવશે તેટલા સારૂં ત્હેણે એક વસીહતનામું કરીને અંગ્રેજ સરકારને સોંપ્યું હતું. એ વસીહતનામામાં ત્હેણે ત્રણ લાખ રૂપિયા એક કબર બાંધવા સારૂ, તથા એક લાખ રૂપિયા ધાર્મિક ક્રિયાઓ સારૂ જુદા કહાડયા હતા. તથા બાર હજાર રૂપિયાની વાર્ષિક આવકવાળી જાગીર પોતાની કબરે કુરાન શરીફ વાંચનારાઓને માટે આપતી ગઈ હતી, એ મકબરો ત્હેના મૃત્યુ પછી દારાબઅલીખાંએ બંધાવવો શરૂ કર્યો હતો પણ હજુ સુધી પૂરો થવા પામ્યો નથી. ત્હેની અન્તિમ ઇચ્છા પ્રમાણે એ મકબરો બાંધવામાં આવ્યો હોત તો હિંદુસ્તાનમાં જોવા લાયક સ્થાનોમાં એક સુંદર સ્થાનની વૃદ્ધિ થાત.



## રત્ન—૧૨૫. અહલ્યાબાઈ.

મરાઠા રાજ્યમાં જ્યારે પેશ્વાઓ શક્તિશાળી થયાં હતા, ત્યારે ગુજરાતથી ઓરિસા પર્યન્ત સમસ્ત મધ્ય ભારતમાં મરાઠા રાજ્ય વિસ્તાર પામ્યું હતું, એ વાત હમે આગળ

જણાવી ગયા છીએ. એ રાજ્યની પશ્ચિમ સીમામાં આપણા ગુજરાત પ્રાન્તમાં વડોદરામાં પિલાજી ગાયકવાડે અને પૂર્વ દિશામાં મધ્ય પ્રાન્તમાં આવેલા નાગપુર જીલ્લામાં રાઘોજી ભોંસલેએ પોતપોતાનાં જુદાં રાજ્ય સ્થાપ્યાં હતાં. એ બે પ્રબળ મરાઠા સરદારો પ્રથમ તો પેશ્વાના હરીફ હતા, પણ પછીથી એમણે પેશ્વાનું ઉપરીપણું સ્વીકારવું પડયું હતું.

વડોદરા અને નાગપુરની વચમાંના પ્રદેશમાં બીજો પેશ્વા બાજીરાવ રાજ્ય કરતો હતો. મલ્હારરાવ હોલકર અને રાણોજી સિંધિયા નામના ત્હેના બે વિશ્વાસુ સેનાપતિ હતા. બાજીરાવે પોતાના અધિકારમાંના વિશાળ રાજ્યમાંનો પશ્ચિમ ભાગ ઇન્દોરનો પ્રદેશ મલ્હારરાવ હોલકરને અને પૂર્વ ભાગ ગ્વાલિયરનો પ્રદેશ રાણોજી સિન્ધિયાને બક્ષિસ આપ્યો. બાજીરાવના તાબામાં રહીને એ બે સરદારો પોતપોતાના પ્રદેશ ઉપર રાજ્ય કરવા લાગ્યા, અને એ રાજ્યની આવકમાંથીજ પોતાના સૈન્યનું ખર્ચ નીભાવવા લાગ્યા.

એટલે હવે મરાઠા રાજ્યના પાંચ ભાગ થઇ ગયા. દક્ષિણ ભારતના પશ્ચિમી અખાતવાળો આદિ મરાઠા દેશ પેશ્વાના હાથમાં રહ્યો, કેવળ કોલ્હાપુર અને સતારા શિવાજી મહારાજના બે વંશજોના હાથમાં હતાં. ગુજરાતથી ઉડિસા સુધીનો મુલક વડોદરા, ઇંદોર ગ્વાલિયર, અને નાગપુર એ પ્રમાણે ચાર રાજ્યમાં વ્હેંચાઇ ગયો.

પેશ્વા બાજીરાવ અને બાલાજી બાજીરાવના રાજ્યમાં વડોદરામાં દામાજીરાવ ગાયકવાડ, ઇંદોરમાં મલ્હારરાવ હોલકર, ગ્વાલિયરમાં રાણોજી સિંધિયા અને નાગપુરમાં રાઘોજી ભોંસલે

રાજ્ય કરતા હતા. એ સઘળા પેશ્વાને સર્વોપરિ રાજા માનતા હતા ખરા, પણ પોતાના રાજ્યમાં સ્વતંત્ર રાજા પેઠે રાજ્ય કરતા. બધાની પાસે જંગી સૈન્ય હતું. એ સૈન્ય લઇને બધા પોતપોતાની મરજી પ્રમાણે યુદ્ધ કરતા.

મોગલ સામ્રાજ્ય શક્તિહીન થતું જતું હતું, એ જીર્ણ સામ્રાજ્યને તોડી નાંખીને ત્હેને સ્થાને ભારત વર્ષમાં મરાઠા રાજ્યની સ્થાપના કરવાનો ઉચ્ચ સંકલ્પ બાજીરાવના મનમાં ઉત્પન્ન થયો. એ સંકલ્પની સિદ્ધિને માટે ત્હેમણે પણ પોતાના સેનાપતિઓને ચારે તરફ વિજય કરવા માટે મોકલવાનો આરંભ કર્યો. મધ્યભારત મરાઠાઓના કબજામાં આવ્યું અને ઉત્તર ભારતના ઘણા રાજાઓ મરાઠાને ખંડણી આપવા લાગ્યા. બાજીરાવના મૃત્યુ પછી ત્હેનો પુત્ર ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ પણ પિતાના બતાવેલા માર્ગે ચાલ્યો. મરાઠા રાજાઓ અને સેનાપતિઓ આખા ઉત્તરભારતમાં ફેલાઇ ગયા. પેશ્વાના ભાઇ રાઘોજીએ એક વખત દીલ્હી સુધી પોતાનો અધિકાર જમાવીને બાદશાહને પોતાની ઇચ્છા મૂજબ રાજ્ય કરવાની ફરજ પાડી, અને પંજાબ જીતી લઇને ત્યાં એક મરાઠા શાસનકર્તા નીમ્યો.

આ બે વર્ષમાં પેશ્વાના પિતરાઇ ભાઇ અને મુખ્ય સેનાપતિ સદાશિવરાવ ભાઉએ પેશ્વાના પુત્ર વિશ્વાસરાવને લઇને દીલ્હી ઉપર કબજો કર્યો તથા એ શહેરને લુંટ્યું. વિશ્વાસરાવને ભારતના શહેનશાહ બનાવવાનો ત્હેણે મનમાં વિચાર કર્યો હતો. પણ ત્હેની વિરૂદ્ધમાં એક પ્રબળ શત્રુ હતો. એ શત્રુનું દમન કર્યા વગર એને રાજા તરીકે બહાર પાડવાનું કામ એણે મુલ્તવી રાખ્યું.

એ પ્રબળ શત્રુ બીજો કોઈ નહીં પણ અફગાન-રાજ અહમદશાહ દુરાની હતો. એ અતિશય પરાક્રમી હતો અને છ વખત હિંદુસ્તાન ઉપર ચડાઇ કરીને ત્હેણે દીલ્હી અને આસપાસનો પ્રદેશ લૂંટયો હતો. મરાઠાઓની સાથે પણ કદી કદી એને ખટપટ થતી.

મોગલ સામ્રાજ્યમાં તો એ વખતે કાંઇ પાણી નહોતું એમ કહીએ તો ચાલે, ત્હેના તાબાના જુદા જુદા પ્રાંતના સુબાઓ પોતપોતાના પ્રાન્તના રાજા થઇ પડયા હતા. હિંદુસ્તાનના મુસલમાન સુબાઓ અને રાજાઓ મરાઠાના ભયમાં અત્યંત બ્હીતા હતા. એ લોકો જોતા હતા કે ભારતમાં મુસલમાન મોગલોના રાજ્યને ઠેકાણે મરાઠાઓનું રાજ્ય સ્થપાતું જાય છે.

હમણાં તો તેઓ મરાઠાઓને ફક્ત ખંડણીજ ભરતા હતા. પણ તેઓ જો દીલ્હીનું સામ્રાજ્ય પોતાના હાથમાં લે તો પછી એ લોકોને સર્વ પ્રકારે એમના તાબેદાર થઇને રહેવું પડશે એ ભયથી, મરાઠાઓની શક્તિ તોડી પાડવા માટે, એ લોકો બધા સંપ કરીને પરાક્રમી અફગાનશાહ અહમદશાહ દુરાનીની સાથે મળી ગયા.

ઇ. સ. ૧૭૫૧ માં દીલ્હીની પાસે પાણીપતના મેદાનમાં મરાઠા અને મુસલમાનો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. મરાઠાઓની હાર થઇ. સદાશિવ અને વિશ્વાસરાવ માર્યા ગયા.

ત્યાર પછી મરાઠાઓની શક્તિ ઘણી દુર્બળ થઇ ગઇ. પેશ્વા બાલાજી બાજીરાવે નિરાશ હૃદયે પ્રાણત્યાગ કર્યો. બીજા મરાઠા રાજાઓ ઉપર પેશ્વાનું ઉપરીપણું નામનુંજ રહી ગયું. મરાઠા સામ્રાજ્ય પાંચ જુદા જુદા રાજ્યમાં વહેંચાઈ ગયું.

એ યુદ્ધ પછી મુસલમાનોનો સંપ પણ પાછો ઢીલો પડી ગયો. ઉત્તર હિન્દુસ્તાનમાં પણ ભિન્ન ભિન્ન રાજ્ય સ્થપાયાં. દીલ્હીના બાદશાહનું ઉપરીપણું ફક્ત નામનુંજ રહી ગયું.

ઈન્દોરના રાજા મલ્હારરાવ હોલકરની કથા હમે આગળ કહી ગયા છીએ. એ પ્રથમ હોલ નામના એક ન્હાના ગામના સાધારણ ભરવાડ હતા. હોલ ગામના નામ ઉપરથી એ હોલકર કહેવાયા.

મલ્હારરાવની ચાર પાંચ વર્ષની ઉમરમાં એમના પિતા ખુન્દજીનું મૃત્યુ થયું. એમના મૃત્યુ પછી એમનાં સગાંવ્હાલાંઓએ એમની નિરાધાર વિધવાને ઘણું દુઃખ દેવા માંડયું, એટલે એ એકલી પોતાના બાળકને લઇને પોતાના ભાઇ નારાયણજીની પાસે ચાલી ગઈ. એ વખતે નારાયણજી ખાનદેશમાં ટાલાન્દા નામના એક ગામમાં રહેતા હતા. ત્યાં એમની થોડીક જમીન હતી અને કોઈ મરાઠા સરદારને ત્યાં ઘોડેસ્વારોના નાયકનું કામ કરતા હતા. પોતાની જાતિના રિવાજ મુજબ એમણે ભાણેજને પશુઓને ચરાવવાના કામમાં નિયુક્ત કર્યો. દંતકથા એવી છે કે, એક સમયે બાળક મલ્હારરાવ એક વૃક્ષની નીચે સુઈ રહ્યા હતા. સૂર્યનાં કિરણો ત્હેના ઉપર પ્રકાશ નાખી રહ્યાં હતાં. એવામાં એક ઝેરી સાપ ત્યાં આવ્યો અને પોતાની ફણાની છાયા બાળકના મ્હોં ઉપર કરવા લાગ્યો. મલ્હારરાવની આંખ ઉઘડી એટલે એ સાપ કાંઇ પણ અનિષ્ટ કર્યાં વગર ત્યાંથી ચાલ્યો ગયો. આ વાત ધીમે ધીમે ત્હેના મામા નારાયણજીને કાને પહોંચી, એટલે એમણે બાળકને ભાગ્યશાળી ગણીને ઢોર ચરાવવાના કામમાંથી એને છોડાવીને પોતાની સાથે સવારોમાં દાખલ કરાવ્યો. મામાની સાથે રહ્યા પછી થોડાજ સમયમાં આ

ભાગ્યશાળી બાળકના ભાગ્યરૂપી સૂર્યનાં કિરણો રોજ નવીન પ્રકાશથી પ્રકાશવા લાગ્યા. મલ્હારરાવ રોજ નવીન ઉત્સાહ અને ખંતથી પોતાનું કામ કરવા લાગ્યા, અને સહનશીલતા, શૌર્ય આદિ ગુણોનો પણ એમનામાં સંચાર થયો. એમના આ લક્ષણો જોઇને મામાને ખાત્રી થઈ કે આ બાળક ભવિષ્યમા જરૂર નામ કહાડશે; તેથી એ મલ્હારરાવની ઉન્નતિને માટે યથાસાધ્ય પ્રયત્ન કરવા લાગ્યા. એ વખતે ભારતવર્ષમાં આજ કાલની પેઠે શાન્તિનું રાજ્ય નહોતું. હમેશા કઈને કઈ લ્હડાઈ થયા કરતી હતી, અને ત્હેને લીધે બળવાન અને યુદ્ધકુશળ પુરૂષોની સદા જરૂર રહેતી હતી કોઈ એક યુદ્ધમા મલ્હારરાવે નિઝામ-ઉલ-મુલ્કના સુપ્રસિદ્ધ સેનાપતિને રણમા હરાવીને ઠાર કર્યો, તેથી એમની વીરતાની કીર્તિ ચારે તરફ ફેલાઈ ગઇ. મરાઠાઓમાં પોતાના સગા ભાણેજને પોતાની કન્યા પરણાવવાનો ચાલ છે. એ ચાલ મુજબ નારાયણદાસે પોતાની કન્યાનું લગ્ન મલ્હારરાવ સાથે કરી દીધુ અને પોતાની મિલ્કતના વારસ પણ એમને બનાવ્યા એમની બહાદૂરીની પ્રશસા સાભળીને બાજીરાવ પેશ્વાએ ત્હેમને ઘણા આદરસત્કાર સાથે પોતાને ત્યા બોલાવ્યા અને પાચસો સવારોના નાયકની જગ્યા ઉપર તેમની નિમણુક કરી પછી તો દિનપ્રતિદિન બળ, છળ અને રાજનીતિની ચતુરાઈ બતાવીને મલ્હારરાવ ઉંચા ને ઉંચા હોદ્દા પામતા ગયા ઇ સ. ૧૭૨૮ મા પેશ્વાએ નર્મદાના ઉત્તર કિનારાના બાર ગામ મલ્હારરાવને આપી દીધા અને પછી ઈ સ. ૧૭૩૧ મા બીજા પણ સિત્તેર ગામ આપ્યાં. એ સમયમા માળવામા મરાઠા અને મુસલમાનો વચ્ચે ઝગડો ચાલી રહ્યો હતો, એ યુદ્ધમાં મલ્હાર-

શવે એવું યુદ્ધકૌશલ્ય બતાવ્યું કે પેશ્વાએ ત્હેમને માળવા પ્રાન્તના પૂર્ણ અધિકારી બનાવી દીધા. મુસલમાનો ઉપર વિજય મેળવ્યા પછી પેશ્વા બાજીરાવે સૈનિક ખર્ચના નિર્વાહને ચારૂ મલ્હારરાવને ઈંદોરનું રાજ્ય જાગીરમાં આપ્યું. ત્યારથીજ ઈંદોર હોલકરની રાજધાની બન્યું.

જે બાળક એક સમયે બકરાં ઘેટાં ચરાવતો હતો, અને જેઠનો તાપ તથા શ્રાવણ ભાદરવાના મુસળધાર વરસાદને પોતાના માથા ઉપર ઝીલતો હતો, તેજ બાળકના મસ્તક ઉપર આજ રાજછત્ર અને ચામર ઢોળાવા લાગ્યાં. ઈશ્વર! ત્હારો મહિમા અપરપાર છે તું ચાહે તો પરમાણુનો પર્વત અને પર્વતનો પરમાણુ બનાવી શકે છે

ઘણા ગરીબ અને સામાન્ય કુટુંબમાં જન્મ લેવા છતા પણ પોતાના ભુજાબળને પ્રતાપે મલ્હારરાવે, ભારતવર્ષના મુખ્ય વીરપુરૂષોમાં પોતાની ગણત્રી કરાવીને, પૂર્ણ રાજ્યસુખ ભોગવીને, ૭૬ વર્ષની ઉમરમા આ સંસાર છોડીને પરલોક યાત્રા કરી. મલ્હારરાવની વાર્ષિક આવક ૭૬ લાખ રૂપિયાની હતી, તથા ૭૬ કરોડ રૂપિયા, એમના મૃત્યુ સમયે ખજાનામાં રોકડા હતા

૨.

એક દિવસ મલ્હારરાવ માળવા અને ગુજરાત પ્રાન્તમાં કોઈ બળવા શમાવીને વિજયી સૈન્ય સાથે પોતાના સ્વામી પેશ્વાને મળવા જતા હતા. રસ્તામાં પાથરડી નામનું એક ગામ હતું વિશ્રામને માટે એ લોકોએ ત્યાં મુકામ કર્યો. મલ્હારરાવ અને કેટલાક સેનાપતિઓ એક મંદિરમાં બેસીને ગામની નિશાળના

મહેતાજી સાથે આમની અવસ્થા સંબંધી વાત કરી રહ્યા હતા, એટલામાં એક ન્હાની છોકરી આવીને ત્યાં ઉભી રહી. કન્યા ઘણી સુંદર નહોતી, તોપણ ત્હેના મુખ ઉપર એક અપૂર્વ જ્યોતિ પ્રસરી રહી હતી અને ત્હેને લીધે એ દેવ–બાલિકા જેવી લાગતી. બધા મુગ્ધ થઈને કહેવા લાગ્યા 'વાહ ! આ છોકરી દેવી સાક્ષાત્ ભગવતી જેવી છે ! એ કોની છોકરી છે ?'

શિક્ષકે કહ્યું 'એ મ્હારી વિદ્યાર્થી છે. એનું નામ અહલ્યા છે. એ મ્હારા મિત્ર આનન્દરાવ સિંધિયાની કન્યા છે. આનંદરાવને ઘણા દિવસો સુધી કોઈ સંતાન નહોતું, આખરે એક સંન્યાસીના ઉપદેશથી સંતાનની ઇચ્છાએ કોલ્હાપુર ગયા અને જગદમ્બાની આરાધના કરી. આનંદરાવે સ્વપ્નમાં જોયું કે સાક્ષાત્ જગદમ્બાએ આવીને ત્હેમને કહ્યું કે 'હું ત્હારે ઘેર કન્યા થઇને જન્મીશ.' આનંદરાવની સ્ત્રીએ પણ સ્વપ્ન જોયું કે કોઇ દેવીએ ત્હેના કપાળમાં સિંદુરનો ચાંલ્લો કરીને ત્હેના ખોળામાં એક કન્યા આપી. ત્યાર પછી અહલ્યાનો જન્મ થયો. હમે તો એમજ માનીએ છીએ કે અહલ્યા ભગવતીનો અંશ લઇને જન્મી છે. બાળપણથીજ એ ઘણી બુદ્ધિમાન્, શાન્ત અને મીઠાબોલી છે. બધાં અહલ્યાને ઘણું ચાહે છે. એની ઉમર નવ વર્ષની છે, પણ એટલામાં તો એ ઘણું ભણી ગઇ છે. અહલ્યા જેને ઘેર જશે, ત્હેનું કુળ અહલ્યાના ચરિત્રથી પવિત્ર અને યશસ્વી થશે !

મલ્હારરાવે વિચાર કર્યો કે આવુ રત્ન તો પોતાને ઘેર આવવું જોઇએ. ત્હેમણે પોતાના પુત્ર ખંડેરાવ સાથે અહલ્યાનો વિવાહ કરી દીધો.

દરિદ્રકન્યા અહલ્યા રાજ—વધૂ બનીને રાજાને ઘેર આવી. પણ ગરીબ ઘરની વહુની પેઠે ઘરકામ તથા સાસુ સસરાની સેવા પોતાને હાથે કરતી, રાજાને દાસદાસીઓની ખોટ નહોતી. પણ અહલ્યા ઘરકામને માટે તથા સાસુ સસરાની સેવાચાકરી માટે દાસદાસીઓ ઉપર ભરોંસો રાખતી નહીં. પરોઢમાં સૌથી વ્હેલી ઉઠીને કામકાજ શરૂ કરતી અને આખો દિવસ એમાં ગુંથાયલી રહેતી. સાસુ સસરાના જમ્યા પછી પોતે સુઈ રહેતી.

અહલ્યાના સચ્ચરિત્રથી, તથા ત્હેની સેવા ચાકરીથી, સિંહના જેવા પરાક્રમી, રણવિજયી, તેજસ્વી મલ્હારરાવ પણ પુત્રવધૂને વશ થઈ ગયા. અહલ્યાની વિનંતિનો એ કદી પણ અસ્વીકાર કરી શકતા નહીં. માંદવાડની દશામા વૈદ્યો, મંત્રીઓ, અને એમની સ્ત્રી સુદ્ધાંત કોઇ એમને પોતાની મરજી માફક ઓસડ પીવડાવી શકતું નહીં, પણ અહલ્યાબાઇ જેટલું પાણી પાય તેટલુંજ એ પીતા.

બચપણથીજ અહલ્યાની ધર્મ ઉપર ઘણીજ શ્રદ્ધા હતી. ન્હાની વયમાથીજ ત્હેણે મંત્રદીક્ષા લઇને રીતસર પૂજાપાઠ કરવા માંડયાં હતાં. હજુ ન્હાની બાલિકા છે એમ ધારીને રખે સાસુ સસરા ત્હેની પૂજા બંધ કરાવે એટલા માટે ઘણા દિવસ સુધી એ છાનીમાની પૂજા પાઠ કરતી.

આ પ્રમાણે સાસુ સસરાની સેવામાં અને પૂજા પાઠમાં સાધ્વી અહલ્યાના જીવનનાં બીજાં નવ વર્ષ વીતી ગયાં. અહલ્યાને એક પુત્ર અને એક કન્યા જન્મ્યાં પણ આ અઢાર વર્ષની વયમાંજ અહલ્યાના સંસારસુખનો અન્ત આવ્યો, અહલ્યાના સ્વામી ખંડેરાવનું કોઈ યુદ્ધમાં મૃત્યુ થયું.

સ્વામીના મૃત્યુસમાચાર સાંભળીને અહલ્યા ચિતામાં આત્મવિસર્જન કરીને પતિની પાછળ જવા તૈયાર થઈ. પણ મલ્હારરાવે બાળકની માફક અહલ્યાના ખોળામાં માથું મૂકીને કહ્યું કે 'બેટા, તું મ્હારી છોકરી છે. મ્હને મૂકીને ક્યાં જાય છે? મ્હારો ખંડુ ચાલ્યો ગયો, હવે તું એની જગ્યાએ છે. મ્હારે મનથી તો તું એના કરતાં કોઈ રીતે ઓછી નથી આજ ત્હારા રુહાસું જોઈને હું ખંડુનું દુઃખ વિસરી જઈશ ખંડુ તો ચાલ્યો ગયો પણ મ્હારા સૂના ઘરની લક્ષ્મીસ્વરૂપ ત્હને મૂકતો ગયો છે. મ્હારા ઘરની કર્તાહર્તા તુંજ છે. તુંજ મ્હને રાજ્ય કરવામાં મદદ આપ. આ દુઃખસાગરમાં મ્હને એકલો મૂકીને તું ચાલી જઇશ નહીં.'

સસરાનો આ પ્રમાણેનો દયા ઉપજાવે એવો વિલાપ સાંભળીને અહલ્યા જેવી કુળવધૂ ત્હેમની અવગણના કરી શકે નહીં. સસરાને પ્રણામ કરીને ત્હેણે કહ્યું 'આપ મ્હારા ઈષ્ટ દેવતા સ્વરૂપ છો. આપની ખાતર જીંદગી સુધી વૈધવ્યનું દુઃખ સહન કરીશ. પરકાળમાં સ્વામી સાથે ક્યારે મેળાપ થશે તે ખબર નથી. પણ આલોકમાં કે પરલોકમાં જેટલું દુઃખ ખમવાનું નસિબમાં લખાયું હશે તેટલું ભોગવીશ, પણ આપની આજ્ઞાનું અપમાન કરીશ નહીં, સ્વામીસેવાથી હું વંચિત થઇ છું એ વાત ખરી, પણ હવે આપની અને સાસુજીની સેવા કરીને વૈધવ્ય જીવનનું સાર્થક કરીશ.'

અહલ્યાએ પતિની પાછળ સતી થવાનો વિચાર છોડી દીધો, સસરાએ પણ પોતાનું વચન રાખ્યું; રાજકાજમાં એ અહલ્યાની સલાહ લેવા લાગ્યા. ઉમર લાયક રાજકુમારને જેમ

રાજા હમેશાં સાથે રાખે છે તેમ અહલ્યાને સદા પોતાની સાથે રાખીને રાજના કામકાજની કેળવણી આપવા લાગ્યા. રાજ્યના આવક-ખર્ચની વ્યવસ્થા તથા બીજી કેટલીક આંતરિક વ્યવસ્થા ત્હેમણે અહલ્યાના હાથમાં સોંપી. અહલ્યા એવી દક્ષતાપૂર્વક કામ ચલાવવા લાગી કે, અહલ્યાની રાજનીતિ કુશળતા તથા રાજ્ય-શાસન-શક્તિ માટે મલ્હારરાવની ખાત્રી થઇ ગઇ. પોતે જ્યારે પાણીપતના યુદ્ધમાં ગયા ત્યારે રાજ્યનો સંપૂર્ણ કારભાર અહલ્યાને સોંપી ગયા હતા, પાછા આવીને ત્હેમણે જોયું કે એવા સંકટના સમયમાં પણ અહલ્યાએ રાજ્ય એવી સારી રીતે ચલાવ્યું હતું કે મલ્હારરાવના પોતાનાથી એવો બંદોબસ્ત રાખી શકાત કે નહીં એ સંદેહ છે. અહલ્યાને લીધે ખરેખર ખંડેરાવની ખોટ મલ્હારરાવને પૂરી પડી.

ત્યાર પછી ચાર પાંચ વર્ષ મલ્હારરાવ જીવતા રહ્યા. અહલ્યાના ઉપદેશ અને સલાહ વગર એ કોઇ કામ કરતા નહીં. મલ્હારરાવ ઘણા મિજાજી અને ક્રોધી સ્વભાવના હતા પણ અહલ્યા ઉપર ત્હેમને એટલી બધી શ્રદ્ધા હતી કે કોઇના ઉપર ગમે તેટલા ગુસ્સે થયા હોય પણ અહલ્યા જરા સમજાવે એટલે તરત શાન્ત થઈ જતા. મલ્હારરાવના જીવનના છેલ્લા ભાગમાં રાજ્યની અંદરખાનેની વ્યવસ્થા બધી અહલ્યાબાઇનાજ હાથમાં આવી હતી.

૩.

ઈ. સ. ૧૭૬૫ માં મલ્હારરાવનું મૃત્યુ થયા પછી અહલ્યાબાઇનો પુત્ર માલેરાવ ગાદીનો વારસ થયો. માલેરાવ ઘણોજ ઉચ્છૃંખલ સ્વભાવનો યુવક હતો, ત્હેની ઉચ્છૃંખળતા અને

દુશ્ચરિત્રતા એટલાં બધાં વધારે હતાં કે એના તોફાનની સંપૂર્ણ વાત સાંભળ્યા પછી એને મનુષ્ય નહીં પણ પશુ કહેવાનું મન થાય. વળી હેને દારૂ પીવાની લત લાગેલી હોવાથી હિતાહિતનું જ્ઞાન હેને મુદ્દલ નહોતું.

મદ્ય પીને એ મ્હોટા અમલદારોને સોટીએ સોટીએ મારતો. કોઇ સગુંવ્હાલું હેને સારી સલાહ આપવા જાય તો ચાકરો પાસે હેને ધક્કા મરાવીને કહડાવી મૂકતો. દેવસેવા અને બ્રાહ્મણસેવા અહલ્યાબાઇનાં મુખ્ય કર્મ હતાં, પણ માલેરાવ એ નિમંત્રિત બ્રાહ્મણોને ઘણા તિરસ્કારપૂર્વક, બહુજ ઘાતકી વર્તણૂક ચલાવીને પાછા મોકલતો. હેમનાં વસ્ત્રોમાં તથા જોડાઓમાં વીંછીઓ મૂકી દઇને એ વસ્ત્રો તથા જોડાઓનું બ્રાહ્મણોને દાન કરતો, કોઈ કોઈ વખત એક મ્હોટા કળસમા ઝેરી સાપ ભરીને એમાથી મરજીમાં આવે એટલા રૂપિયા કહાડી લેવા બ્રાહ્મણોને કહેતો, અને જ્યારે એમને એ ઝેરી જાનવરો ડંખ દેતાં ત્યારે પોતે ઘણું મલકાતો. આવો એ નિર્દય નીવડયો.

સસરાના વખતમાં અહલ્યાબાઇએ જેટલા સુખ અને આનંદમાં દિવસ ગાળ્યા હતા તેટલાજ દુઃખમાં હવે એનું આયુષ્ય વીતવા લાગ્યું. પુત્ર રાજ્યનો માલિક હતો. એને રોકવાનો હવે હેને કોઇ અધિકાર નહોતો. હવે શું કરવું ? આવો ઘાતકી પુત્ર મરી જાય તોપણ સારૂં એમ હેને થવા લાગ્યું.

માલેરાવનો પાપનો ઘડો પણ ભરાઈ ચૂકયો હતો. ખોટો શક લાવીને રાજમહેલના એક કારીગરને હેણે મારી નાખ્યો. પછી જ્યારે એને ખબર પડી કે એ નિર્દોષ હતો ત્યારે એના હૃદયમાં અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો. માલેરાવ જેવા માણસને

નરહત્યા માટે આટલો પશ્ચાત્તાપ થવો એ ઘણુજ આશ્ચર્યકારક હતું. પણ વિધાતાની ઇચ્છા શી હશે તે મનુષ્યથી કળી શકાતું નથી. એ પશ્ચાત્તાપને લીધે માલેરાવને સદા એવો ભ્રમ થયા કરતો કે એ મરી ગયેલા કારીગરનો પ્રેતાત્મા ત્હેને મારવા આવે છે એ ભ્રમને લીધે માલેરાવ જે કાંઈ બોલતો તે ત્હેના શરીરમાં આવેલો પ્રેતાત્મા બોલે છે એમ બધાને લાગતું

પુત્ર ગમે તેવો દુષ્ટ, અકર્મી, કે ઘાતકી હોય પણ માતા બિલકુલ સ્નેહશૂન્ય થઈ શકતી નથી પુત્રના રાક્ષસી કામો જોઇને અહલ્યાને કેટલી વખત એમ થઇ આવતું કે આના કરતા તો એ મરી જાય તો પણ સારૂ, પરન્તુ પુત્રની વેદના પોતાની આંખે જોયા પછી અહલ્યાબાઇથી એ દુ ખ સહન થઇ શક્યું નહીં રાતદિવસ એ પુત્રની પથારી આગળ બેસીને દેવીની માનતા માન્યા કરતી, અને બ્રાહ્મણો પાસે ઘણી જાતનાં ધર્મના અનુષ્ઠાન કરાવ્યા કરતી, તથા એ પ્રેતાત્માને સંતુષ્ટ કરવા માટે ઘણી માનતાઓ માનતી પણ કશાથી કાંઇ વળ્યુ નહીં માલેરાવની પીડા દિનપ્રતિદિન વધતીજ ગઈ, અને આખરે ત્હેનુ મૃત્યુ થયુ. સિંહાસનપર બેઠ પછી કેવળ છ મહિના સુધી માલેરાવ જીવ્યો

સહૃદય વાચક ! એકના એક પુત્રના મૃત્યુથી અહલ્યાબાઇને કેટલુ દુઃખ થયુ હશે ત્હેની કલ્પના ત્હમે પોતેજ કરી શકશો પ્રથમ તો પતિ ખંડેરાવના મૃત્યુથીજ ત્હેનુ મન સાંસારિક સુખથી વિરક્ત થઈ ગયુ હતું, ત્હેમા વળી સસરા મલ્હારરાવના મૃત્યુથી એ વધારે નિરાધાર બની ગઇ હતી કેવળ એક પુત્રનો આધાર હતો, તે પણ કપુત નીકળીને અકાળમોતે મર્યો આ બધા ઉપરાઉપરી બનેલા બનાવોએ અનાથ અબળા અહલ્યાબાઇના

હૃદયને ઘણોજ મ્હોટો ઘા પહોંચાડયો. સંસારમાં સ્ત્રીઓને માટે પુત્રવિયોગનું દુઃખ સૌથી મ્હોટું છે. એ શોક ભલભલા જ્ઞાની માણસોના હૃદયને પણ બાળી નાખે છે, પરન્તુ ધન્ય છે અહલ્યાબાઈને ! રાજ્ય અને પ્રજાના હિતની ખાતર પોતાનું સર્વ દુઃખ વિસારે પાડીને ત્હેણે રાજકાર્યમાં પોતાનું મન પરોવ્યું.

૪.

માલેરાવના મૃત્યુ પછી મલ્હારરાવની ગાદીનો કોઇ વારસ ન રહ્યો, એટલે લાચાર થઇને ઇ. સ. ૧૭૬૬ માં અહલ્યાબાઇએ રાજ્યનો સઘળો કારોબાર પોતાના હાથમાં લીધો.

મલ્હારરાવ હોલકર યુદ્ધવિગ્રહને લીધે ઘણું ખરૂં બહાર રહેતા હતા, તેથી ત્હેમણે બાજીરાવ પેશ્વાની ભિપારશથી ગંગાધર જસવન્ત નામના એક ગૃહસ્થને પોતાનો દિવાન બનાવ્યો હતો. ગંગાધર ઘણોજ સ્વાર્થી અને કુટિલ સ્વભાવનો મનુષ્ય હતો. એણે વિચાર્યું કે અહલ્યાબાઇ જેવી ચતુર, અને રાજનીતિમાં નિપુણ સ્ત્રી રાજ્યનો બધો કારોબાર પોતાના હાથમાં રાખશે, તો મ્હારો સ્વાર્થ સાધવામાં મ્હોટી આડખીલી રૂપ થઇ પડશે, અને ત્હેની આગળ મ્હારી એક પણ યુક્તિ નહીં ચાલે. એણે વિચાર્યું કે અહલ્યાબાઈ જો કોઇ નાદાન બાળકને દત્તક લે તો રાજ્યની સઘળી લગામ પાછી પોતાના હાથમાં રહે. આવા ઈરાદાથી એણે અહલ્યાબાઇને સ્હમજાવ્યું કે આપ સ્ત્રી છો. આપને રાજ્યકાજની જાતે સંભાળ રાખવા જતાં ઘણી અડચણ નડશે. વળી એથી કરીને આપની પાઠપૂજા અને ઈશ્વરભજનમાં પણ વિઘ્ન પડશે. માટે આપ આપના કુટુંબમાંથી કોઇ છોકરાને ખોળે લઇ ત્યો તો ઘણું સારૂં.

રઘુનાથ સૈન્ય લઇને ઇન્દોર તરફ ચાલ્યો ત્હેને રોકવાની શક્તિ ત્હેના ભત્રીજા પેશ્વામાં નહોતી. છતાં પણ એણે એ કાર્યમાં પોતાની સંમતિ આપી નહીં અને કાકા રઘુનાથરાવને જણાવ્યું કે 'ત્હમે આ મ્હોટી ભૂલ કરી રહ્યા છો. ત્હમારે આ કામમાં જરાપણ માથું મારવું જોઇએ નહીં.'

અહલ્યાબાઇને આ પ્રપંચની ખબર પડી. તેજસ્વિની રાણીએ તરતજ પોતાના મુખ્ય અમલદારોને બોલાવીને કહ્યું. 'આ રાજ્ય મ્હારા સસરાજીએ પોતાની શક્તિથી મેળવ્યું છે, અને પોતાનાજ બાહુબળથી ત્હેનું રક્ષણ કર્યું છે. પેશ્વાએ કાંઈ વગર મહેનતે બ્રાહ્મણને દાન આપી દે તેમ કાંઇ મ્હારા સસરાને આ રાજ્ય દાન આપ્યું નથી. મ્હારા સસરા પેશ્વાને પોતાના માલિક માનતા અને હું પણ ત્હેમને એવુંજ માન આપવા તૈયાર છું. પણ એટલા સારૂ, કાંઈ મ્હારા હાથમાંથી આ રાજ્ય છીનવી લેવાનો અધિકાર ત્હેમને નથી. હું દુર્બળ સ્ત્રી છું, એમ ધારીને મ્હારા પ્રપંચી, કૃતઘ્ની નોકરની મદદથી રઘુનાથ મ્હારૂં રાજ્ય છીનવી લેવાની ઇચ્છા રાખે છે, પણ એમણે પોતાના મનમાં સારી પેઠે સ્હમજી રાખવું જોઇએ કે અહલ્યાબાઇ કોઈ સાધારણ સ્ત્રી નથી. હું મલ્હારરાવની પુત્રવધૂ અને ઇન્દોરની રાણી છું. પોતાની શક્તિથી ઇન્દોરના રાજ્યનું રક્ષણ ન કરી શકું, તો મલ્હારરાવ જેવા પ્રવીણ રાજા પાસે રાજ્યશાસનનું જે શિક્ષણ મ્હેં મેળવ્યું છે તે મિથ્યા જાય. એમના આ રાજ્ય-સિંહાસન ઉપર મ્હારૂં બેસવું મિથ્યા જાય. આ રાજ્યનું રક્ષણ કરવું એ તો ઘણી સ્હેલી વાત છે. હું હાથમાં હથિયાર લઇને યુદ્ધ કરવા નીકળીશ તો પેશ્વાના રાજ્યસિંહાસનને પણ કંપાવી

નાખીશ. ત્હમે લોકો આવા પ્રપંચથી જરાપણ બ્હીશો નહીં સાહસ અને ઉત્સાહપૂર્વક બધા મ્હને મદદ કરજો. ખુદ બાજીરાવ મહારાજ પણ ઇન્દોરનું અપમાન નહોતા કરી શકતા તો આ રઘુનાથરાવ તે શા હિસાબમા ?

અમલદારોએ એક વાક્યે પ્રતિજ્ઞા લીધી કે હમે ત્હમારી તરફથી પેશ્વાની સ્હામે લ્હડીશું.

પરંતુ બુદ્ધિમતી અહલ્યા ફક્ત પોતાના સૈન્યને ભરોસેજ રહી નહીં. એણે વડોદરાના ગાયકવાડ, નાગપુરના ભોસલા, અને બીજા મરાઠા સામન્તો તથા સરદારોની પાસે મદદ માગી, ત્હેમના ઉપર ત્હેણે પત્ર લખ્યો કે —

'પેશ્વાની સાથે આપણા બધાનો એક સરખો સબંધ છે, આપણે ત્હેમને તાબે છીએ ખરા, પણ અન્યાયપૂર્વક આપણું રાજ્ય છીનવી લેવાનો ત્હેમને અધિકાર નથી. આજે મ્હારા ઉપર જે આફત આવી પડી છે તે કાલે તમારાપર પણ આવી પડે. આવે પ્રસગે પરસ્પર સહાય કરીને આપણો વ્યાજબી હક સાચવી રાખવો એ આપણી બધાની ફરજ છે આશા છે કે આ બાબત લક્ષ્યમા લઇને આપ આ વિપત્તિના પ્રસગમા મ્હને સહાયતા આપવાને ચૂકશો નહીં'

અહલ્યાની દલીલની સાર્થકતા સ્હમજીને તથા મલ્હારરાવનો ઉપકાર સભારીને બધા અહલ્યાબાઇની મદદ માટે સૈન્ય લઇને ઇંદોર તરફ ચાલ્યા.

હવે અહલ્યાબાઇના પોતાના સૈન્યને માટે એક કાબેલ સેનાપતિની જરૂર હતી, તુકોજી હોલ્કર નામનો એક સરદાર મલ્હારરાવનો પાસેનો સગો હતો. અહલ્યાબાઇએ ત્હેને બોલાવીને

શાસ્ત્રવિધિ પ્રમાણે પોતાના સૈન્યનો સેનાપતિ અને મુખ્ય અમલદાર નીમ્યો. તુકોજી પણ એ દિવસથી અહલ્યાબાઇને મા કહીને સંબોધવા લાગ્યો.

રાજ્યના રક્ષણને માટે જેટલી તૈયારી અહલ્યાબાઇએ કરી હતી, તે જોતાં બધાનો દૃઢ વિશ્વાસ હતો, કે જય એનોજ થશે. પણ કોમળ હૃદયની અહલ્યા મૂળથીજ નકામું લોહી વરસાવવાની વિરૂદ્ધ હતી, રક્તપાત કર્યા વગર રાજ્યનું રક્ષણ થાય તો ઘણું સારૂં. યુદ્ધ કરવાની ત્હેની ઇચ્છા નહોતી. એ જાણતી હતી કે પેશ્વા માધવરાવ ધર્મપરાયણ યુવક છે. ત્હેમની મરજીથી અને ત્હેમની મંજુરીથી રઘુનાથરાવ ચ્હડી આવતો હોય એ બનવા જોગ નથી. એ બધો વિચાર કરીને એણે પેશ્વાને એક પત્ર લખ્યો.

એ સાથે રઘુનાથરાવને પણ પત્ર લખ્યો કે 'આપ મ્હારૂં રાજ્ય છીનવી લેવા આવો છો હું પણ રાજ્યનું રક્ષણ કરવ માટે યુદ્ધની તૈયારી કરૂ છું. આપનો વંશ મૂળથીજ હમારે માટે પૂજ્ય છે પણ આપ હથિયાર ધારણ કરીને મ્હારા રાજ્યમા આવશો તો હથિયારથીજ આપનો સત્કાર કરવામાં આવશે. છતાં પણ એક વાતનું આપને સ્મરણ કરાવવા માગુ છું. આપ વીર પુરૂષ છો. હું અબળા છું, યુદ્ધમાં હારી જઇશ તોપણ મ્હારૂં અપમાન થવાનું નથી. પરન્તુ આપતો જીતશો તો એ ગૌરવની વાત નથી; અને હારશો તો શરમ અને અપમાન જરૂર ભોગવવાં પડશે. એવી અવસ્થામાં આપને યુદ્ધ કરવામાં શો લાભ છે? તે હું જાણતી નથી. ટુંકામાં એજ કે, પૂરો વિચાર કરીને આગળ વધજો.'

કામ પડયે પોતાના બરોબરીઆ અથવા પોતાનાથી વધારે બળવાન શત્રુ સાથે લ્હડવા જેટલી તૈયારી કરી રાખવી, છતાં પણ બને ત્યાં સુધી યુદ્ધ રોકવાને યત્ન કરવો, એજ ઉંચા પ્રકારની રાજનીતિ-કુશળતા છે. પશ્ચિમની સભ્ય અને બળવાન પ્રજાઓ આજે એ યુક્તિને લીધે ઘણીવાર આંહોમાંહી લોહીની નદીઓ વહેવરાવતાં રોકે છે. આપણા દેશમાં, ઘણાં વર્ષો પૂર્વે રાજનીતિજ્ઞ અહલ્યાબાઇએ એજ યુક્તિ વાપરીને, હજારો સૈનિકોના પ્રાણ બચાવ્યા હતા.

અહલ્યા પત્ર મોકલીને વાટ જોવા લાગી. એ જાણતી હતી કે રઘુનાથરાવ એવો દુષ્ટ છે કે જ્યાં સુધી એની ખાત્રી નહીં થાય કે સ્હામા પક્ષના લશ્કરની સંખ્યા આગળ આપણું કાંઇ વળે એમ નથી, ત્યાં સુધી એ પોતાનો મનસૂબો ફેરવશે નહીં. અહલ્યાબાઇ પણ ઘણા ઉત્સાહપૂર્વક લશ્કર એકઠું કરવા લાગી.

થોડા દિવસ પછી પેશ્વાનો જવાબ આવ્યો કે રઘુનાથરાવનાં આ ગેરવ્યાજબી યુદ્ધમાં હમારી મંજુરી નથી. અહલ્યાએ મલ્હારરાવની ગાદી સંભાળી લીધી છે. ત્હેમાં હમારે કોઈ જાતનો વાંધો નથી, એટલે હમે કદી પણ અહલ્યાનું રાજ્ય છીનવી લેવાનો વિચાર રાખતા નથી. જે કોઇ અન્યાયપૂર્વક અહલ્યાનું રાજ્ય છીનવી લેવા તૈયાર થાય ત્હેને અહલ્યા મરજી મૂજબ સજા કરી શકે એમ છે; પેશ્વાને એથી જરા પણ માઠું લાગશે નહીં.

પેશ્વાની તરફથી આવો ઉત્તર આવ્યાથી અહલ્યાબાઇનો ઉત્સાહ સોગણો વધી ગયો, અમલદારો પણ સ્હમજ્યા કે આ યુદ્ધમાં પેશ્વા મહારાજનો બિલકુલ હાથ નથી એટલે તેઓ પણ વગર સંકોચે, સંપૂર્ણ ઇચ્છાથી અહલ્યાબાઇને મદદ કરવા તૈયાર થયા.

તુકોજીની સરદારી નીચે અહલ્યાબાઈનું સઘળું લશ્કર સજ્જ થઈ ગયું, અહલ્યા પોતે પણ યુદ્ધનો પોશાક સજીને, કોમળ કરકમળમાં તલવાર લઈને, હાથી ઉપર સવાર થઈ અને સૈન્યની સાથે ચાલી.

સૈન્ય સાથે અહલ્યા અને તુકોજીએ સિપ્રા નદીની પાસે આવીને છાવણી નાખી. અહલ્યાબાઈને મદદ કરવા સારૂ બીજા રાજાઓ પણ પોતપોતાનાં લશ્કર લઈને આવ્યા.

રઘુનાથ સિપ્રા નદીને સ્હામે કિનારે, અહલ્યાની યુદ્ધ માટેની આવી ગંજાવર તૈયારી જોઈને સ્તંભિત થઈ ગયો. અત્યાર સુધી તો એ અહલ્યાના પત્રને ખાલી આડંબર અને ધમકીરૂપ સ્હમજતો હતો. આટલા થોડા સમયમાં આટલા બધા લશ્કર સાથે અહલ્યાબાઈ એની સાથે લ્હડવા આવશે. એવો એને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો.

પરાજયની શંકામાં ત્હેને પોતાની સઘળી દુરાશાઓ છોડી દેવાની ફરજ પડી. તુકોજીને ત્હેણે ખબર મોકલ્યા કે હું યુદ્ધ કરવા માટે આવ્યો નથી. પુત્રશોકાતુર અહલ્યાબાઈને દિલાસો આપવા આવ્યો છું. ત્હમે આટલું બધું સૈન્ય શું કામ સજાવી રાખ્યું છે?

તુકોજીએ ઉત્તર મોકલ્યો "માતાજી પ્રતિ આપની આટલી બધી કૃપા છે ત્હેને માટે હમે ઉપકૃત છીએ, પણ દિલાસો આપવા આપ પધાર્યા છો તો સાથે આટલું સૈન્ય લાવવાની શી જરૂર હતી?"

પોતાના સૈન્ય સામંતોને ઉજ્જૈન શહેરમાં રવાના કરી દઈને દશબાર નોકરો સાથે રઘુનાથરાવ તુકોજીના તંબુમાં ગયા.

તુકોજીએ પણ ત્હેમને માનપૂર્વક પ્રણામ કરીને, યોગ્ય રીતે આદરસત્કાર કર્યો.

અહલ્યાના પુત્ર માલેરાવની વાત કહાડીને રઘુનાથરાવ ઘણું રોયો, સાથે સાથે તુકોજીએ પણ આંસુ પાડયા.

પેશ્વાના કાકા રઘુનાથરાવને પરમ સન્માનયોગ્ય અતિથિ ગણીને અહલ્યા આદરપૂર્વક નિમંત્રણ આપીને ઈન્દોર લઈ આવી, રાજમહેલની પાસે સુસજ્જીત મહેલમાં ત્હેને ઉતારો આપ્યો એક મહિના સુધી રજવાડી ઠાઠ સાથે અહલ્યાબાઈએ ત્હેનો ઘણોજ આદરસત્કાર કર્યો. જે લોકો પોતાની મદદે આવ્યા હતા, ત્હેમને વિનયપૂર્વક ઉપકાર માનીને તથા કિંમતી ભેટો આપીને, અહલ્યાએ વિદાય કર્યા.

બળથી તો રઘુનાથ અહલ્યાનું રાજ્ય લઈ શકયો નહીં. હવે એ છળ પ્રપંચ અજમાવવા લાગ્યો.

પેશ્વા તરફ પેશ્વાના તાબાના રાજ્યોની શી ફરજ છે તે ત્હેણે સ્હમજાવી. પણ એ કોઇ પણ દલિલથી અહલ્યાબાઇની ખાત્રી કરી શકયો નહીં કે, સંપૂર્ણરૂપે પેશ્વાને તાબે રહીને એ નચાવે એમ નાચવું ધર્મસંગત છે.

હવે એણે અહલ્યાને દત્તકપુત્ર લેવાની સલાહ આપી. પણ અહલ્યાબાઈએ ત્હેની સઘળી દલીલોનું ખંડન કરીને કહ્યું, 'મ્હારા પુત્ર માલેરાવને કોઇ બાળક પુત્ર હોત તો એજ રાજ્યનો રાજા થાત એમાં તો કાંઇ સંદેહ છેજ નહીં. પણ કોઇ નવા બાળકને દત્તક બનાવ્યાથી એ મ્હોટો થયા પછી કેવી ચાલ-ચલણનો નીવડે તે કહી શકાય નહીં, એટલા માટે દત્તક લઇને ભવિષ્યમાં રાજ્યને માથે હું શું કામ આપદા વ્હોરી લઉં?

એના કરતા તો મ્હારા મૃત્યુ સમયે હોલકર વંશના કોઈ યોગ્ય પુરૂષના હાથમાં રાજ્ય સોંપી જઇશ એજ સારૂં છે એવા કોઈ માણસને પસંદ કરીને રાજકાજમા મ્હારી સાથે રાખીને એને કેળવવાની મ્હારી ઇચ્છા છે. અને હું ધારૂં છું કે રાજ્યના ભવિષ્યના કલ્યાણને માટે એજ શ્રેષ્ઠ ઉપાય છે.

રઘુનાથરાવ સ્હમજી ગયો કે અહલ્યાબાઈ આપણાથી છેતરાય એમ નથી એ ખામોશ ખાઇ ગયો.

અહલ્યાબાઇએ અગાઉથીજ પોતાનો ભવિષ્યનો વારસ પસંદ કરી રાખ્યો હતો. તુકોજી ત્હેના સસરાનો પાસેનો સગો અને રાજ્ય ચલાવવાને સર્વ રીતે યોગ્ય હતો.

યુદ્ધની અગાઉથીજ તુકોજી અહલ્યાના પુત્ર સમાન થઈ રહ્યો હતો હવે અહલ્યાએ એને પોતાના ભવિષ્યના ઉત્તરાધિકારી તરીકે રાજ્યશાસનમા પોતાનો સાથી બનાવ્યો, અને ગંગાધર યશવન્તને પણ માફી બક્ષીને, પરમક્ષમાશીલ અહલ્યાએ, ફરીથી કોઇ સારા હોદ્દા ઉપર નીમ્યો.

આ બનાવથી રાજસ્થાન અને ભારતવર્ષના બીજા બધા રાજાઓ સ્હમજી ગયા કે અહલ્યા કેટલી ઉત્તમ રાજનીતિ જાણનારી છે અહલ્યા ઉપર બધાની શ્રદ્ધા વધી ગઇ ઘણા ત્હેની સાથે મિત્રતા બાધવા તત્પર થયા અને ઘણાઓએ ત્હેણે રાજ્ય પોતાના અધિકારમા લીધુ તે નિમિત્તે પ્રસન્ન થઇને કિમતી ભેટ સાથે પોતાના રાજદૂત મોકલ્યા અહલ્યાએ ઘણાજ વિનય પૂર્વક એ રાજદૂતોનો સત્કાર કર્યો, અને ત્હેમનો ઉપકાર માનીને એ સર્વ રાજાઓ ઉપર મૂલ્યવાન ઉપહાર મોકલ્યા. આ પ્રમાણે ભારતવર્ષમાં ચારે તરફ અહલ્યાબાઇની કીર્તિ ફેલાવા લાગી

૫.

રાજ્યગાદીએ બેસીને રાજ્ય ચલાવવાનું ગૌરવ પ્રાપ્ત કરવાનો લોભ બધાને થાય છે. એ લોભને વશ થઇને કેટલાએ રાજાઓએ કેટલાં બધાં ખુન, કેટલી વિશ્વાસઘાતકતા, અને કેટલા બધા અનાચારોથી પૃથ્વીને કલંકિત કરી છે, ત્હેનું ઠેકાણું નથી. પણ રાજ્યગાદીએ બેઠેલી અહલ્યાબાઇ કોઇ દિવસ એવા લોભને વશ થઇ નથી. હિન્દુ રમણી તરીકે પૂજા-અર્ચના, અતિથિ અને બ્રાહ્મણ સેવા, પ્રજાને ધર્મ સાધવામાં સહાયતા, દુઃખીઓનાં દુઃખમોચન આદિ પરોપકારી કાર્યો કરવાં, તથા રાણી તરીકે પ્રજાના અભાવ દૂર કરવા, અને સર્વ પ્રકારે ત્હેમને સુખશાંતિમાં રાખીને ત્હેની ઉન્નતિ કરવી, એજ દેવી સ્વરૂપ અહલ્યાના હૃદયની મુખ્ય ઇચ્છા હતી. રાજ્યના કલ્યાણને માટે તથા પોતાના કુળનો માનમરતબો સાચવવા માટે, રાજ્ય ચલાવવામાં જેટલી ખટપટ કરવી પડતી. તેથી વધારે ખટપટમાં એ કદી પડતી નહીં.

નારી તરીકે તથા રાણી તરીકે જે જે કામો ત્હેને કરવા યોગ્ય લાગ્યાં હતાં, તે તે કામો પાર પાડવાને માટે ત્હેને વધારે ફુરસદની જરૂર હતી. જ્યારે એમની ખાત્રી થઈ કે તુકોજી રાજ્ય કામનો ઘણો બોજો ઉપાડી લેવાને યોગ્ય અને વિશ્વાસપાત્ર છે, ત્યારે ત્હેના હાથમાં યુદ્ધવિગ્રહ અને રાજ્યની અંદરની વ્યવસ્થાનું કામ સોંપ્યું.

અહલ્યાબાઇ સાધારણ રીતે તુકોજીના કામ ઉપર દેખરેખ રાખતી અને બાકીનો વખત ધર્માનુષ્ઠાન અને પ્રજાને સુખ તથા શાન્તિ આપે એવા ઉપાયો યોજવામાં ગાળતી. ૩૦ વર્ષ સુધી અહલ્યાએ રાજ્ય કર્યું. એ ત્રીસ વર્ષના અરસામાં કદી રાજ-ગૌરવથી ગૌરવાન્વિત થયેલી શક્તિશાળી તેજસ્વી રાણી રૂપે, તો કદી પ્રજાની સ્નેહાળ માતા અને કરૂણામયી દેવીરૂપે તો કદી વિપુલ ઐશ્વર્યની અધિકારિણી ધર્મપરાયણ હિન્દુ રમણી તરીકે, અને એ બધી અવસ્થામાં એ બધા ભિન્ન ભિન્ન કર્તવ્યોમાં કઠોર વ્રતધારિણી હિન્દુ વિધવા રૂપે ત્હેણે જે મહત્ત્વ બતાવ્યું છે ત્હેનું વિસ્તારપૂર્વક વર્ણન આ ટુંકા લેખમા થઇ શકે એમ નથી.

સ્ત્રીઓમાં દુર્લભ એવા અસંખ્ય ગુણોને લીધે અહલ્યાબાઇ ભારતવર્ષમા યશસ્વિની અને ભારતના હિન્દુ મુસલમાન રાજાઓની ખાસ શ્રદ્ધાને પાત્ર બની હતી, એ વખતે રાજાઓમાં હમેશા પરસ્પર લ્હડાઇઓ ચાલ્યા કરતી. પરન્તુ અહલ્યાબાઇના ઉપર સર્વ રાજાઓની એટલી બધી ભક્તિ હતી કે એના એવડા મ્હોટા રાજ્ય ઉપર કોઇએ ચ્હડાઇ કરી નહીં. ઉલટું બીજા શત્રુઓથી ત્હેનો બચાવ કરવાને સૌ કોઇ તૈયાર રહેતા અહલ્યા તરફનો પોતાનો બન્ધુભાવ પ્રગટ કરવાનો પ્રસગ મળતો ત્યારે બધા પોતાને ધન્ય ધન્ય સ્હમજતા બધાના મનમા અહલ્યાબાઇના કલ્યાણની તથા ત્હેના લાબા આયુષ્યની ઇચ્છા રહેતી

ભારતવર્ષમા એ વખતે સુલેહ શાન્તિનો જમાનો નહોતો, વારવાર થતા યુદ્ધવિગ્રહને લીધે કોઇ પણ રાજ્યની શાન્તિ સચવાતી નહીં. અને શાન્તિના અભાવે લૂટારાનો ઉપદ્રવ, અમલદારોનો ત્રાસ, રાજાઓને પોતાના રાજ્યના રક્ષણને માટે

જોઈતી ફુરસદનો અભાવ વગેરે કારણોને લીધે પ્રજા પણ ઘણોજ ત્રાસ પામતી. એ વખતમાં બધાં રાજ્યો ઉન્નતિ કરવાને બદલે ઉલટાં અધોદશાને પામતાં જતાં હતાં. પણ અહલ્યાબાઈની રાજનીતિને લીધે, પ્રજા ઉપર માતાના જેવા સ્નેહને લીધે તથા પ્રજાના કલ્યાણને માટે ત્હેણે કરેલાં અનેક સારાં કામોને લીધે, ચારે તરફ અંધાધુની હોવા છતાં પણ અહલ્યાના રાજ્યમાં સુખશાન્તિ અને સમૃદ્ધિની રેલમછેલ હતી. એટલા માટેજ આદર્શ રાણી અને આદર્શ હિન્દુ સ્ત્રી અહલ્યાબાઈ અપૂર્વ મહત્ત્વ વાળી દેવીરૂપે ભારતવર્ષમાં પૂજાઈ છે, હજુ પણ પૂજાય છે અને અનન્તકાળ સુધી પૂજાશે.

૬.

અહલ્યાબાઈ જરા પણ સમય નકામા ટોળટપ્પામાં ગુમાવતી નહીં. દરરોજનું કામ એ નિયમપૂર્વક કરતી. ત્રીસ વર્ષ સુધી એણે પોતે નક્કી કરેલા નિયમ પ્રમાણે રાજ્ય ચલાવ્યું હતું, સૂર્યોદય થતાં પહેલાં તારાઓ છતાં એ ઉઠીને સ્નાનસંધ્યા કરીને રામાયણ અને મહાભારતની કથા સાંભળતી. ત્યાર પછી એ પોતાને હાથે ભિક્ષુકોને ભિક્ષા આપતી. ત્યાર પછી બ્રાહ્મણો, પંડિતો અને અતિથિઓને પોતાની સ્હામે બેસાડીને જમાડતી અને ત્યાર પછી પોતે ઘણું સાદું ભોજન કરતી, ત્યાર પછી થોડોક સમય વિશ્રામ લઈને રાજસભામાં જતી સંધ્યાકાળ સુધી ત્યાં બેસીને પ્રજાની અરજીઓ સાંભળતી, મુકદ્દમાના ફેંસલા કરતી, અને રાજકારભારને લગતાં બીજાં કામકાજ કરતી. આવે વખતે ગરીબ નિરાધાર રૈયત પણ ત્હેની આગળ આવીને રૂબરૂ પોતાનાં દુઃખ રડતી.

સંધ્યાકાળે સભા બરખાસ્ત થયા પછી ત્રણ કલાક સુધી અહલ્યાબાઇ પૂજાપાઠ કરતી. ત્યાર બાદ રાજ્યને લગતાં જરૂરનાં કામોનો વિચાર કરતી. આ પ્રમાણે હેનો દિવસ પૂરો થતો. મોડી રાત્રે એ શયન કરવા જતી.

ઘણાઓ એમ કહે છે કે રાજાઓ પૂજાપાઠ અને ધર્મના કામકાજમાં વધારે ધ્યાન આપે તો રાજ્ય ચલાવવામાં વિઘ્ન આવે, પણ અહલ્યાના પ્રસંગમાં એવું બન્યું નથી. દરરોજ સ્હવાર સ્હાંજ મળીને છ કલાક એ ધાર્મિક અનુષ્ઠાનમાં ગાળતી, આઠ નવ કલાક કામ કરતી, અને બાકીનો સમય ભોજન તથા વિશ્રામમાં ગાળતી.

જેમને ખંતપૂર્વક કામ કરવાની ટેવ છે, જે લોકો નિયમપૂર્વક કામ કરી શકે છે, ત્હેમના જીવનનાં બધાં કામો સારી રીતે થઇ શકે છે. આ બાબતમાં અહલ્યાબાઇનું જીવનચરિત્ર આપણ સર્વને માટે અનુકરણ કરવા યોગ્ય છે.

પ્રજા તરફ રાજાનો જે ધર્મ છે ત્હેનાં બે મુખ્ય અંગ દયા તથા ન્યાય છે. આદર્શ રમણી અહલ્યામાં આ બન્ને સદ્‌ગુણો પૂર્ણપણે હતા. તે હમેશાં કહ્યા કરતી કે 'દેવતાએ મ્હારા હાથમાં જે રાજસત્તા આપી છે, તે સત્તાનો ઉપયોગ પ્રજાના કલ્યાણને માટે કરવાને હું પ્રભુ આગળ બંધાયલી છું.'

પ્રજા તરફની જવાબદારીનો આ ભાવ ત્હેના દરેક કાર્યમાં પ્રત્યક્ષ જણાઈ આવે છે.

એ દેશમાં મરાઠાઓનું રાજ્ય થયે ઝાઝો સમય થયો નહોતો. જમીનની માપણી કે જમાબંદીના નિયમો નક્કી કરવાની ફુરસદ આગલા રાજાઓને મળી નહોતી. એથી પ્રજાને

ઘણું દુઃખ પડતું, અહલ્યાબાઇએ રાણી થયા પછી થોડા વખતમાંજ રાજ્યની માપણી કરાવી અને જમાબંધીના ઉત્તમ નિયમો બાંધીને પ્રજાના હક્કનું પણ સારી રીતે રક્ષણ કર્યું. નિયમિત રીતે વેરો ઉઘરાવવાની ગોઠવણ કર્યા પછી પ્રજા સુખી રહે, પ્રજા ધનવાન અને વૈભવશાળી બને, ત્હેમના ઉપર કોઈ અમલદાર જુલમ ન કરે એ બાબતો ઉપર અહલ્યાબાઈનું ધ્યાન ઘણું રહેતું. પ્રજા તરફથી વેરો ઉઘરાવવામાં એક અમલદાર ઘણો જુલમ કરે છે એવી ખબર મળતાં ત્હેણે લખ્યું કે 'ત્હમે મહેસુલ વધારી નહીં શકો ત્હેની ફિકર નહીં. પણ ત્હમારા હાથ નીચેની રૈયત સુખી અને સંતુષ્ટ છે એ જાણી હું ઘણી પ્રસન્ન થઇશ.'

પ્રજાનું પાલન કરતી વખતે દયા, ન્યાય, અને ધર્મ તરફ ત્હેનું કેટલું ધ્યાન રહેતું તે નીચેના બનાવો ઉપરથી જણાઇ આવશે.

એક વખત એક ધનવાન શાહુકારનું મૃત્યુ થયું. ત્હેને કાંઇ સંતાન નહોતું. તુકોજીએ એની બધી મિલ્કત રાજ્યમાં લઇ લેવાનો વિચાર કર્યો. નાવારસી માલમિલ્કત રાજ્યમાં જવાનો રિવાજ કાંઇ એ વખતે નવો નહોતો, પણ એ શાહુકારની સ્ત્રીએ અહલ્યાબાઇ પાસે જઇને પતિની મિલ્કત પોતાને મળવા માટે પ્રાર્થના કરી. એની પ્રાર્થના કાંઇ ગેરવ્યાજબી નહોતી, તેમજ તુકોજીની વર્તણુક પણ એ વખતના રિવાજ મુજબ ગેરવ્યાજબી નહોતી તોપણ શાસ્ત્રોમાં કહેલા રાજધર્મની તો વિરૂદ્ધજ હતી. એટલા માટે અહલ્યાબાઇએ તુકોજીને લખી મોકલ્યું કે 'આવી નિર્દયતા અને કઠોરતાને મ્હારા રાજ્યમાં

સ્થાન મળવું ન જોઇએ' આ આજ્ઞા મળતાં વારજ તુકોજીએ લાચાર થઇને શાહુકારની મિલ્કત હેની સ્ત્રીના કબજામાં સોંપી. અહલ્યાબાઇના આ ઉદાર વ્યવહારથી ઇન્દોરની બધી પ્રજા એને ધન્યવાદ આપવા લાગી.

એક સમયે ત્હેના રાજ્યમાં બે ઘણા ધનવાન શેઠ મરી ગયાં, એમની બે વિધવાઓ સિવાય બીજું કોઈ વારસ નહોતું. એ વિધવાઓને કોઇ દત્તક પુત્ર લેવાની ઇચ્છા પણ નહોતી. ત્હેમનો વિચાર પોતાની બધી સંપત્તિ અહલ્યાબાઇને સોંપી દેવાની હતી, એ સંપત્તિનો સ્વીકાર કરવાથી અહલ્યાબાઇ દોષમાં પડે એમ નહોતું. પણ એણે એ ધન સ્વીકારવાની સાફ ના પાડીને કહ્યું કે 'ત્હમારા સ્વામીની મિલ્કત છે. ત્હમે ભોગવો હું એને લઇને શું કરૂં ?' વિધવાઓએ કહ્યું 'માજી! હમે વિધવા છીએ. હમારી ભોગવિલાસની ઇચ્છા નષ્ટ થઇ ગઇ છે. સ્વામી છતાં ઘણુંએ સુખ ભોગવ્યું. હવે હમારે તે મોજશોખ શા ? આ મિલ્કત લઇને હમે શું કરીશું ? પારકા છોકરાઓને દત્તક લઇશું, તો તેઓ આ સકમાઈની દૌલતને ગમે તેમ ઉડાવી દેશે, એટલા માટે કોઇને દત્તક લેવાની હમારી ઇચ્છા નથી. આપ રાણી છો. આપને હાથે ઘણાં સત્કર્મો થાય છે માટે આ મિલ્કત લઇને ત્હેને પણ કોઇ સારા કામમાં ખર્ચ કરજો.'

અહલ્યાબાઇએ ઉત્તર આપ્યો. 'હું રાણી છું' એટલે આખા રાજ્યમાં સત્કાર્ય અને પુણ્યદાન કરવાની હું એકલીજ અધિકારી છું, એવું તો નથી; ત્હમે પણ ઘણાં સત્કાર્યો કરી શકો છો. મ્હારે પોતાને પુણ્ય કરવા માટે મ્હારી પાસે પુષ્કળ ધન છે. ત્હમારૂં ધન મ્હારે શા માટે લેવું જોઇએ ?

ત્હમારા સ્વામીનાં મરણ નીપજ્યાથી એ સંપત્તિ ઉપર ? ત્હમારો અધિકાર છે. ત્હમારે મોજમઝા અને ભોગવિલાસ નથી કરવા એ ઘણી સારી વાત છે. ત્હમે સારાં પરોપકારના કામોમાં આ ધનને ખરચી નાખો અને એમ કરીને ત્હમારા પૈસાથી ત્હમે પુણ્ય મેળવો.'

અહલ્યાબાઇનો ઉપદેશ માનીને એ બે સ્ત્રીઓએ ઘણી જાતના પરોપકારમાં પોતાનો પૈસો ખરચ્યો

એવીજ રીતે એક બીજો ધનવાન નિઃસંતાન મરી ગયો ત્હેની વિધવાએ દત્તકપુત્ર લેવાની રજા માગી અને એના બદલામાં રાજ્યને ઘણું નજરાણું આપવાનું કહ્યું. પ્રધાને સલાહ આપી કે એવું નજરાણું લેવામાં કાંઇ પાપ નથી પણ અહલ્યાબાઇએ ઉત્તર આપ્યો કે 'શાસ્ત્ર પ્રમાણે એ વિધવાને દત્તકપુત્ર લેવાનો પૂરો અધિકાર છે. એ પોતાનો વ્યાજબી અધિકાર ભોગવે તેમાં મ્હારી મંજુરીની શી જરૂર છે? અને મંજુરીની પણ જરૂર હોય તો પણ ત્હેને માટે નજરાણું લેવાને મ્હને કોઈ હક્ક નથી, વિધવા એની મરજીમાં આવે ત્હેને દત્તક લે. હું બિલકુલ નજરાણું લઈશ નહીં.'

હાય! અહલ્યા જેવી ન્યાયપરાયણ રાણીઓ કેટલી થોડી થઇ છે!

રાજ્યની ઉન્નતિને માટે, લોકોની સગવડને માટે, દીન દુઃખીઓના સંકટ નિવારણ કરવા માટે, અને દેવસેવામાં કેટલું બધું ધન ખરચ્યું હતું તથા કેટલા બધા સારા નિયમો બાંધ્યા હતા ત્હેની ગણત્રી આ ટુંકા લેખમાં થાય એમ નથી.

રાજ્યમાં ઘણી જગ્યાએ ત્હેણે નવા કિલ્લા બંધાવ્યા હતા લોકોના અવરજવરમાં સગવડ કરવા સારૂ ઘણી સડકો બંધાવી

હતી, તથા નદીઓ ઉપર સુંદર ઘાટ બંધાવ્યા હતા. ઉંચા વિંધ્યાચળ ઉપર ચ્હડીને લોકોને જવું ઘણું અઘરૂં લાગતું હતું. તેટલા માટે લાખો રૂપિયાનો ખર્ચ કરીને પર્વત ઉપર એક સારો રસ્તો બનાવ્યો. લોકોને પાણીનું કષ્ટ નિવારણ કરવા સારૂ રાજ્યમાં હજારો તળાવ તથા કુવા ખોદાવ્યા. વટેમાર્ગુઓનું દુઃખ નિવારણ કરવા સારૂ રસ્તામાં વિસામા બનાવ્યા. પક્ષીઓ માળા બાંધીને સુખેથી રહે, તથા વટેમાર્ગુઓ છાયામાં બેશીને થાક ઉતારે, અને ફળ ખાય એટલા સારૂ રસ્તાની બે બાજુએ ફળનાં ઝાડ રોપાવ્યાં. દેવસેવાને માટે દેશમાં ઠેકાણે ઠેકાણે મંદિરોની સ્થાપના કરી. ગરમીની મોસમમાં, રસ્તાઓ ઉપર તથા ખેતરોની પાસે તૃષાતુર મુસાફરો અને ખેડુતોને માટે પાણીની પરબો બેસાડતી. દુકાળના સમયમાં દેશપરદેશમાં અન્નક્ષેત્ર ઉઘાડતી. દયામયી અહલ્યાનું દિલ કેવળ મનુષ્યોના દુઃખથીજ કાંપતું નહીં, પણ પક્ષીઓનું દુઃખ જોઇને પણ ત્હેનું હૃદય ખેદ પામતું. ઉન્હાળાના દહાડામાં, ખેતરોમાં ચરતાં પશુઓને પાણી પીવરાવવા સારૂ અહલ્યાના માણસો પાણીના ઘડા લઇને ખેતરોમાં ફરતા. માછલાં-ઓને ખાવા માટે નર્મદા નદીમાં લોટની ગોળીઓ નંખાવતી. પંખીઓને ખાવા માટે અનાજનાં અમુક ખેતરો જુદાં રાખ્યાં હતાં. થાકયો પાકયો માણસ, પશુપક્ષી, માછલાં બધાં અહલ્યાના દાનથી તૃપ્ત થતાં. બધાનો જીવ તૃપ્ત થયાથી તેઓ પણ ખરા અંતઃકરણથી અહલ્યાબાઇના આ લોક અને પરલોકના કલ્યાણ માટે ભગવાન પાસે પ્રાર્થના કરતા.

અહલ્યાનું દાન કેવળ પોતાના રાજ્યની સીમામાંજ બંધાઇ રહ્યું હતું એમ નહોતું. ભારતવર્ષમાં એવું કોઈ તીર્થ નથી કે

જ્યાં દેવસેવા માટે અહલ્યાબાઈએ કોઈ નવું મંદિર ન બંધાવ્યું હોય અથવા કોઈ જુના મંદિરનો પુનરૂદ્ધાર ન કર્યો હોય, અથવા તો એકાદ અન્નક્ષેત્ર કે જળાશય ન બંધાવ્યું હોય, ધર્મને માટે તો એ વગર સંકોચે ધન ખરચતી. દક્ષિણ ભારતમા ઘણાં તીર્થોમાં તો દરરોજ મંદિર ધોવા માટે અને દેવમૂર્તિને સ્નાન કરાવવા માટે, સેંકડો ગાઉથી અહલ્યાના માણસો ગંગાજળ લઈ જતા. ગયાનું વિષ્ણુપદ મંદિર તથા કાશીનું વિશ્વેશ્વરનું મંદિર એ બે અહલ્યાએ સુધરાવ્યાં છે. અહલ્યાનો બંધાવેલો એક ઘાટ પણ કાશીમાં છે. હિમાલયમા દુર્ગમ કેદારનાથ તીર્થમા ત્હેણે એક ધર્મશાળા બનાવી છે તથા એક કુંડ ખોદાવ્યો છે અહલ્યાબાઈની કીર્તિ હજુ પણ ઘણાં તીર્થોમાં જોવામાં આવે છે. અહલ્યાનું નામ સાંભળ્યું ન હોય તથા અહલ્યાનાં કીર્તિ સ્વરૂપ કામોને કોઇને કોઇ તીર્થમાં દેખ્યાં ન હોય એવો ભાગ્યેજ કોઇ હિન્દુ યાત્રાળુ હશે.

સુખથી ત્હેના રાજ્યમાં રહીને પોતપોતાનો ધર્મ પાળતા હતા.

અહલ્યા જાતે ઘણી સાદી હતી. ત્હેના જીવનમાં કોઇ પ્રકારનો આડંબર નહોતો. ત્હેને કોઇ જાતના ભોગવિલાસની લાલસા નહોતી. વિધવા થયા પછી કઠણ બ્રહ્મચર્યવ્રત પાળતી. કોઇ મીઠાઇ એણે કદી ખાધી નથી. રાજદરબારના કામ સિવાય કોઇ દિવસ કીંમતી વસ્ત્રાલંકાર પહેરતી નહીં. સારા બીછાના ઉપર કદી સૂતી નહીં અને વિલાસની કોઈ પણ વસ્તુને સ્પર્શ કરતી નહીં.

તે એટલી બધી વિનયી તથા નિરભિમાની હતી કે, પોતાનાં વખાણ એને કદી ગમતાં નહીં. પોતાની ખુશામત કરનારાઓને એ કદી આશ્રય આપતી નહીં. એ સંબંધે બે એક સુંદર દંત-કથાઓ પ્રચલિત છે.

— કોઇ બ્રાહ્મણે દક્ષિણાની લાલચમાં અહલ્યાબાઇની સ્તુતિમાં એક પુસ્તક લખ્યું. એ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે અહલ્યાબાઇનાં વખાણ હતાં. બ્રાહ્મણ એ પુસ્તક અહલ્યાબાઇને વાંચી સંભળાવવા આવ્યો હતો. અહલ્યાએ ઘણા કષ્ટપૂર્વક એ પુસ્તક સાંભળ્યા પછી બ્રાહ્મણને કહ્યું 'આપે નાહક આટલો બધો પરિશ્રમ કર્યો. હું તો ઘણી પાપી છું. આપનાં આ બધા વખાણ મ્હને છાજતાં નથી.' એમ કહીને અહલ્યાએ એ પુસ્તકને નર્મદામાં ફેંકાવી દીધું અને બ્રાહ્મણને કાંઇ પણ દક્ષિણા આપ્યા વગર વિદાય કર્યો.

૭.

રાજાઓએ જેવી રીતે દયા અને ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરવું જોઇએ, ત્હેવીજ રીતે રૂદ્રરૂપ ધારણ કરીને દુષ્ટોનું દમન કરવું જોઇએ. અને એ પ્રમાણે પાપી અને અત્યાચારીઓને સજા

પમાડીને પ્રજામાં શાંતિ ફેલાવવી જોઇએ. પ્રાચીન ધર્મશાસ્ત્રકારોએ ખરા રાજાનાં એજ લક્ષણો કહ્યાં છે. અહલ્યામાં આ બંને ગુણો પૂર્ણરૂપે હતા.

અહલ્યા કેટલી કોમળ પ્રકૃતિની સ્ત્રી હતી ત્હેનો પરિચય વાંચકોને આગળ મળી ચૂકયો છે. જે પ્રમાણે એ માતાના જેવા સ્નેહથી પ્રજાનું રક્ષણ કરતી હતી. ત્હેમના વ્યાજબી હક્ક સાચવતી હતી, તેજ પ્રમાણે દુષ્ટોનું દમન કરવાનો પ્રસંગ આવતાં તેજસ્વિતા અને દઢતાનો પરિચય આપતાં એ ચૂકતી નહીં.

મધ્ય હિંદુસ્તાન અને રાજપુતાનામાં ભીલ નામની અસભ્ય-જંગલી પહાડી જાતિ છે. એ લોકો ઘણા તોફાની હોય છે, એ લોકોને પોતાના કાબુ તળે લાવવા એ ઘણું મુશ્કેલ કામ છે. ભીલ લોકોના ગામમાંથી જે લોકો આવજા કરે ત્હેમની પાસેથી ભીલ લોકો એક વેરો ઉઘરાવતા હતા. એને ભીલકોડી કહેતા. ઘણાં વર્ષોથી ભીલકોડીનો રિવાજ ચાલ્યો આવતો હતો, એટલે અહલ્યાબાઇએ એમાં કાંઈ વાંધો લીધો નહીં. પણ ભીલો આ મનમાન્યો વેરો ઉઘરાવીનેજ બેસી રહેતા નહીં. તેઓ મુસાફરોને લૂંટી લેતા, અને ગરીબ નિર્દોષ રૈયતને ઘણું સતાવતા. આ બધો અત્યાચાર અહલ્યાથી સહન થયો નહીં. ભીલોને

ભીલ લોકો નરમ પડયા અને અહલ્યાબાઈ પાસે માફી માગવા લાગ્યા. અહલ્યાબાઇએ કાયદો કર્યો કે ભીલ લોકોએ જૂના રિવાજ પ્રમાણે 'ભીલ કોડી' ઉઘરાવવી પણ લૂંટફાટ ન કરવી. ખેતી અને મજુરી કરીને પોતાનો નિર્વાહ કરવો. એણે ભીલ લોકોને એ પણ કહી દીધું કે ત્હમારા ગામમાં કોઇ મુસાફર લુંટાશે તો ત્હેની જવાબદારી ત્હમારે માથે છે.

ભીલ લોકો ત્યારથી અહલ્યાબાઇના તાબેદાર થઇને રહ્યા.

અહલ્યાબાઈ નારી હોવા છતાં પણ, અત્યાચારી અમલદારોને વ્યાજબી સજા કરતાં જરા પણ બ્હીતી નહીં. જે શક્તિશાળી મ્હોટા અમલદારો ત્હેને રાજ્યના કામમાં મદદ આપતા ત્હેમના ઉપર એ પ્રસન્ન રહેતી; પરન્તુ ત્હેમને હાથે પણ જો કોઇ જુલમ થાય તો એમને સજા કરતાં ચૂકતી નહીં. એટલે સૂધી કે તુકોજી કે જે ત્હેમને પુત્રસમાન પ્રિય હતો અને જે ત્હેની ગાદીનો ભવિષ્યનો વારસ હતો, ત્હેના તરફથી પણ કોઇ કાયદાનું ઉલ્લંઘન થાય તો અહલ્યા તે સહન કરી શકતી નહીં.

શિવાજી ગોપાળ નામનો એક અમલદાર અહલ્યાબાઇની તરફથી પેશ્વાના દરબારમાં એલચી તરીકે રહેતો હતો. ત્હેના ગુણ અને કામકાજથી પ્રસન્ન થઇને પેશ્વાએ ત્હેને પોતાની નોકરીમાં રાખવા માગ્યો. તુકોજીએ પણ એ વાતને ટેકો આપ્યો પણ બેમાંથી કોઇએ અહલ્યાબાઇને એ બાબતની ખબર આપી નહીં. અહલ્યાનો હુકમ મેળવ્યા વગર શિવાજી ગોપાળ અહલ્યાનું કામ છોડી દઇને પેશ્વાની નોકરીમાં જોડાયો. અહલ્યાએ આ ખબર સાંભળતાંવારજ તુકોજીને બોલાવીને ખૂબ ધમકાવ્યો. તુકોજીએ અહલ્યાબાઇને પગે પડીને ક્ષમા માગી. ત્યાર પછી

કોઈ દિવસ એ અહલ્યાબાઇની સલાહ વગર મ્હોટું કામ કરવા સાહસ કરતો નહીં.

રાજા તરીકેની પોતાની પ્રતિષ્ઠા સંબંધી આટલી કાળ' ન હોય તો અમલદારોની રાજા ઉપરની ભક્તિ તથા રાજાનું ડર ઓછાં થઇ જાય છે. અને આ પ્રમાણે ભય તથા ભક્તિ ઓછી થઇ જવાથી ધીમે ધીમે અમલદારો સ્વેચ્છાચારી થ જાય છે. એથી રાજ્યનો પ્રબંધ બગડે છે અને પ્રજાની સુખશાંતિમ ઘણી ખલેલ પહોંચે છે.

સૂક્ષ્મ રાજનીતિ જાણનારી અહલ્યાબાઇ આ બધું સારી પેઠે સ્હમજતી હતી. એટલા માટેજ પોતાનું રાજગૌરવ સાચવી રાખવા એ હમેશાં પ્રયત્ન કરતી. બીજા રાજાઓ આગળ પોતાના રાજ્યનો મોભો સાચવી રાખવાને માટે પણ એવોજ પ્રયત્ન કરતી. એવે પ્રસંગે એનામાં તેજસ્વિતા વધારે જણાઇ આવતી.

પોતાના રાજ્યના પ્રથમ ભાગમાં રઘુનાથરાવ ચ્હડી આવ્યો તે વખતે અહલ્યાબાઇએ કેવી નિર્ભયતા અને ઉંડી બુદ્ધિ બતાવી હતી તે આપણે જોઇ ગયા છીએ. પાછલી વયમાં પોતાના રાજ્યના છેલ્લા અરસામાં એક યુદ્ધમાં ત્હેણે એવું પરાક્રમ બતાવ્યું હતું કે ત્હેને લીધે તે બધા રાજાઓની શ્રદ્ધા અને ભક્તિને પાત્ર બની હતી.

રાજપુતાનામાં જેપુરના રાજા પહેલાં મલ્હારરાવને અને ગીથી અહલ્યાબાઈને ખંડણી આપતા હતા. અહલ્યાના રાજ્યના છલ્લા ભાગમાં ચારપાંચ લાખ રૂપિયા ખંડણીના બાકી નીક- ા હતા. તુકોજીએ જ્યારે એ રૂપિયા માટે ઉઘરાણી કરી, રે તુકોજીના શત્રુ સિંધિયાના સેનાપતિએ છાનામાના જઇને

જેપુરના રાજાને ખંડણી ન આપવાની સલાહ આપી અને કહ્યું કે ખંડણીને માટે યુદ્ધ થશે તો હું ત્હમને મદદ કરીશ. એની સલાહ મૂજબ જેપુરના મહારાજાએ તુકોજીને કહેવરાવ્યું કે 'આપની માફક સિંધિયા મહારાજાની ખંડણી પણ હમારે આપવી બાકી છે, તેઓ પણ ઉતાવળ કરી રહ્યા છે. માટે ત્હમારા બેમાંથી જે વધારે જોરાવર હશે ત્હેને હું ખંડણી આપીશ.'

જેપુરના મહારાજાનો આ ઉત્તર સાંભળીને તુકોજીએ યુદ્ધની તૈયારી કરી. પણ એવામાં સિંધિયાના સેનાપતિએ ઓચિંતો હુમલો કર્યાથી તુકોજીની હાર થઇ. તુકોજી એક ગઢમાં ભરાઈ ગયા અને વધારે ધન અને સૈન્ય મોકલવા માટે અહલ્યાબાઇને ખબર મોકલ્યા.

તુકોજીના પરાજયના સમાચાર સાંભળીને ક્રોધ અને ક્ષોભ પૂર્વક અહલ્યાએ કહ્યું 'ધિક્કાર છે! વીરપુરૂષ થઇને તુકોજીએ હોલ્કરના રાજ્યને કલંક લગાડયું. તુકોજી મ્હને પુત્રસમાન વ્હાલો છે. પણ આજ ત્હેના પરાજયના સમાચાર સાંભળ્યા ત્હેના કરતા યુદ્ધમાં ત્હેના મૃત્યુના ખબર સાંભળ્યા હોત તો હું વધારે ખુશ થાત.' ત્હેણે શાન્ત થઇને તુકોજીને કહેવરાવ્યું કે 'હશે, થનાર હતું તે તો થઈ ચુકયું. તું ત્હ્યાં જઇને નિરાશ થઇશ નહીં જેટલું ખર્ચ થાય તેટલું કરજે. પણ હોલ્કરનું નામ રાખજે હવે તું વૃદ્ધ થતો જાય છે. ત્હારામાં જો યુદ્ધ કરવાની શક્તિ ન હોય તો મ્હને લખજે. હું વગર વિલંબે હથિયાર સજીને યુદ્ધમાં જઇશ. હું પણ વૃદ્ધ થઇ ગઈ છું, એ વાત ખરી, પણ હજુએ મ્હારામાં શક્તિ છે. શક્તિ હોવાથીજ હજુ પણ રાજ્ય ચલાવું છું.'

અહલ્યાના ઉત્તેજનથી તથા અહલ્યાએ મોકલેલા સૈન્યની મદદથી તુકોજીએ સિંધિયાના લશ્કરને હરાવ્યું. જેપુરના રાજાએ ખંડણી આપવામાં આનાકાની કરી નહીં. અહલ્યાનું રાજ્ય ગૌરવ અખંડિત રહ્યું.

અહલ્યાબાઇની રાજનૈતિક ચતુરતા અને કુશળતા સંબંધી પણ એક સુંદર વાત કહેવાય છે. ઇન્દોરના ખજાનામાં મલ્હારરાવના સમયથી ઘણું ધન સંઘરી રાખવામાં આવ્યું હતું. એ સંચિત ધનને અહલ્યાબાઇએ દેવસેવા અને પરોપકારના કામમાં ખર્ચવાનો સંકલ્પ કરી રાખ્યો હતો. રઘુનાથરાવ અહલ્યાબાઈ પાસેથી રાજ્ય છીનવી લેવામાં કેવી રીતે નિષ્ફળ નીવડયો. એ તો વાંચકો ઉપર જોઇ ગયા છે. હવે અહલ્યાબાઇના સંચિત ખજાનાની વાત સાંભળીને ફરીથી રઘુનાથરાવને લોભ થયો. કોઈ એક યુદ્ધના ખર્ચ નિમિત્તે રઘુનાથરાવે અહલ્યાબાઈ પાસેથી નાણા માગ્યાં. ઇન્દોર પેશ્વાના તાબાનું રાજ્ય હોવાથી રઘુનાથરાવનો આ દાવો કાંઇ ગેરવ્યાજબી પણ નહોતો.

પણ દેવસેવા અને લોક-સેવાને માટે સમર્પણ કરી દીધેલા ધનમાંથી રઘુનાથરાવના સ્વેચ્છાચારી યુદ્ધ માટે કાંઈ પણ આપવાની અહલ્યાબાઇને ઇચ્છા થઈ નહીં. તેણે કહેવરાવી દીધું કે 'ખજાનામાંનું બધું ધન દાન-ધર્મને માટે સમર્પણ કરી ચૂકી છું. આપને જો પૈસાની તાણ હોય તો, તો આપ પણ બ્રાહ્મણ છો, યથાવિધિ તુલસીપત્ર અને ગંગાજળ મૂકીને, મંત્ર ભણીને આપને જોઇએ એટલા ધનનું દાન કરવા હું તૈયાર છું.'

રઘુનાથરાવને ઘણો ગુસ્સો થયો. ઇન્દોરની રાણી અહલ્યા પેશ્વાને તાબે હતી, એ હકને લીધે એણે નાણાં માગ્યાં હતાં.

પેશ્વા બ્રાહ્મણ હતા એ વાત ખરી પણ એ કાંઈ ભિક્ષુક બ્રાહ્મણ નહોતા ભિક્ષુક તરીકે શુદ્રાણી અહલ્યા પાસેથી રઘુનાથરાવ દાન ગ્રહણ કરે ? ત્હેણે યુદ્ધને માટે તૈયાર થવાનું અહલ્યાને કહેવરાવી દીધુ અહલ્યાએ પણ જવાબ મોકલ્યો કે 'યુદ્ધમા પ્રાણ જાય, રાજ્ય જાય, સર્વસ્વ જાય તો ભલે એ બધુ ભોગવવા હું તૈયાર છું પણ ઇચ્છા કરીને પોતાને હાથે દેવસેવા અને પરોપકારને માટે સઘરી રાખેલા ધનમાથી એક કોડી નહીં આપું.'

યુદ્ધ કર્યા વગર કાર્ય સિદ્ધ થતું હોય ત્યા સુધી નકામી લોહીની નદીઓ વહેવરાવવી નહીં એવી અહલ્યાબાઇની મૂળથીજ નીતિ હતી આ વખતે પણ કુશળતા વાપરીને યુદ્ધ રોકવાની ત્હેણે યુક્તિ રચી રઘુનાથરાવ સૈન્ય સાથે આવી પહોચ્યો. અહલ્યા પણ વીરવેશમા સજ્જીત થઇને ઘોડા ઉપર બેઠી સાથે પાચસો દાસીઓને પણ ઘોડેસ્વાર બનાવી આ પ્રમાણે એ બધી વીર નારીઓ યુદ્ધક્ષેત્રમા આવી પહોચી. પરતુ રઘુનાથરાવનો હુકમ મળ્યા છતા પણ મરાઠા સરદારોએ સ્ત્રીઓની સાથે યુદ્ધ કરવાની ના કહી અહલ્યા જાણતી હતી કે એવુ થવાનુ છે, અને તેટલા સારૂજ એણે આવો ભાવ ભજવ્યો હતો રઘુનાથરાવે ગુસ્સે થઇને અહલ્યાબાઈને પૂછ્યું 'ત્હમારૂં લશ્કર ક્યા છે ?'

અહલ્યાએ જવાબ આપ્યો 'પેશ્વા સરકાર મ્હારા માલિક છે. ત્હેમની સાથે યુદ્ધ કરીને હુ રાજદ્રોહી થવા માગતી નથી પણ હોલ્કરના ખજાનામા ધર્મના કામો માટે જે ધન સઘરી રાખવામા આવ્યું છે તે હું આપી શકું એમ નથી. કોઈ લેવા આવશે તો જીવસટ્ટે પણ ત્હેનુ રક્ષણ કરીશ. આપની એ ધન

લેવાની ઇચ્છા હોય તો મ્હારી અને આ દાસીઓની હત્યા કરીને સુખેથી ધન લઈ જાઓ.

રઘુનાથ લાચાર બનીને થોડીવાર સુધી ચુપચાપ ઉભો રહ્યો. પછીથી એ મનમાં સ્હમજી ગયો કે અહલ્યાની યુક્તિ આગળ ત્હેનું કાંઇ ચાલે એમ નથી. આખરે, પોતાના કામ માટે પસ્તાવો કરીને તથા મીઠાં વચનોથી અહલ્યાબાઇને સંતોષ આપીને એ પાછો ફર્યો.

૮.

હવે ધીમે ધીમે મહાન્ રાણી અહલ્યાનું આયુષ્ય ખૂટવા લાગ્યું.

આદર્શ રમણી અને આદર્શ રાણી હોવા છતાં પણ અહલ્યાનું સાંસારિક જીવન ઘણું સુખી નીવડ્યું નહોતું. એક પુત્ર અને એક કન્યાને જન્મ આપ્યા પછી એ અઢાર વર્ષની કુમળી વયે વિધવા થઈ હતી પુત્ર માલેરાવ કેવો દુષ્ટ નીકળ્યો તે આપણે જોયું એવા ગાંડા ઘેલા પુત્રના અકાળમૃત્યુથી પણ ત્હેને બેહદ દુઃખ પહોંચ્યું હતું. કન્યા મુક્તાબાઇ યોગ્ય સ્વામીને પરણીને સુખે સાસરે રહેતી હતી મુક્તાબાઇને એક પુત્ર હતો. એ દૌહિત્રને પોતાની પાસે રાખીને અહલ્યા પાલનપોષણ કરવા લાગી.

પરન્તુ સંસારનું આટલું સુખ પણ ત્હેને છાજ્યું નહીં સંસારમા સ્નેહના મુખ્ય બંધનરૂપ એ એકનો એક દૌહિત્ર પણ અહલ્યાને મૂકીને આ દુનિયામાંથી ચાલ્યો ગયો. એના મૃત્યુ પછી એક વરસે મુક્તાબાઈ વિધવા થઇ. પતિ અને પુત્રહીન મુક્તાએ સંસારમાં રહેવાની ઇચ્છા કરી નહીં. ત્હેણે સતી થવાનો વિચાર કર્યો.

કન્યાને સતી થતી રોકવાને માટે અહલ્યાબાઈએ ઘણો આગ્રહ કર્યો. પણ મુક્તાએ કહ્યું 'મા, મ્હારે હવે સ્વામી નથી પુત્ર નથી કોને માટે સંસારમા રહુ ? કોને આધારે જીવન ગાળું ? ત્હમે પણ વૃદ્ધ થયાં છો ? ત્હમે હવે કેટલા કાળ કાઢવાનાં છો ? ત્હમારા ગયા પછી આ સંસારમાં મ્હારૂં કોઈ નહીં રહે અને એ વખતે મ્હારાથી જીંદગીનો ભાર સહન થશે નહીં. એના કરતા આજે હું સ્વામીનાથની સાથે જાઉં એજ સારૂ છે. એથી મ્હારા આ જીવનનું સાર્થક થશે. અને પરલોકમાં પ્રાણનાથના ચરણમાં મસ્તક મૂકીને જીવન સફળ કરીશ હું હવે જીવવાની નથી. નકામો આગ્રહ કરીને મ્હને દુઃખી કરશો નહીં.

લાચારીએ અહલ્યાબાઇએ કન્યાને સતી થવાની રજા આપી પોતાની આંખે કન્યાનું આત્મવિસર્જન જોવા એ સાથે ગઈ.

નર્મદાને કિનારે ચિતા તૈયાર થઇ. મુક્તાબાઈ માતાને તેમજ બીજાંઓને પ્રણામ કરીને ચિતા ઉપર ચ્હડી. જોતજોતામા મુક્તાના જીવતા કોમળ દેહને સ્વાહા કરતી ચિતાના અગ્નિનો ધુમાડો આકાશમા ઉડયો

કન્યાનું દુ ખ જોઇને અહલ્યાબાઈ ધીરજ રાખી શકી નહીં આર્ત્તનાદ કરીને એણે પણ ચિતામા ઝંપલાવ્યુ. મહા મહેનતે બે બ્રાહ્મણોએ ત્હેને બે તરફથી પકડી રાખી

જોતજોતામા આ કરૂણાજનક દૃશ્ય પૂરૂં થયું.

કન્યાને સતી થએલી જોઈને અહલ્યા નિરાશ હૃદયે ઘેર પાછી આવી. ત્રણ દિવસ સુધી આહારનિદ્રાનો ત્યાગ કરીને ભોય ઉપર પડી રહી.

શોક દુઃખ અને રાજકારભારના કામના બોજાને લીધે તથા કઠોર મત અને ઉપવાસોને લીધે ધીમે ધીમે અહલ્યાબાઈનું શરીર ભાંગી ગયું.

મૃત્યુ પાસે આવતું જોઇને એણે દરરોજ એક હજાર બ્રાહ્મણને ભોજન આપવાની તથા ગરીબ દુઃખીઓને અને આંધળાંપાંગળાને વસ્ત્ર તથા ભોજન આપવાની વ્યવસ્થા કરી. મૃત્યુને દિવસે બાર હજાર બ્રાહ્મણને ભોજન કરાવવાનો હુકમ આપ્યો.

આ પ્રમાણે ત્રીસ વર્ષ ધર્મની આજ્ઞા પ્રમાણે રાજ્ય કરીને, સાઠ વર્ષની વયે, મહા સેવિકા, તપસ્વિની રાણી અહલ્યા, અસંખ્ય મનુષ્યોના આશીર્વાદ લઇને સ્વર્ગમાં સિધાવી. ત્હેનું ઉત્તમ ઉદાહરણ આપણા દેશની સંપત્તિવાન બ્હેનોને પોતાના ધન તથા પ્રભાવનો સદુપયોગ કરવાને પ્રેરે એજ પ્રાર્થના છે.



## રત્ન—૧૨૬. ભીમાબાઈ હોલકર.

હોલકર કુટુંબનો મૂળ પુરૂષ મલ્હારરાવ હતો એ આપણે આગલા ચરિત્રમાં જોઈ ગયા છીએ. એ ઘણો શૂરવીર રાજા હતો. ઈ. સ ૧૭૬૫ માં ૭૬ વર્ષની વયે ત્હેનું મૃત્યુ થયું હતું. એને ખંડેરાવ નામનો એક પુત્ર હતો પરન્તુ તે પિતાની હયાતીમાંજ ગુજરી ગયો હતો. એટલે મલ્હારરાવની પછી ખંડેરાવની સ્ત્રી અહલ્યાબાઇ અને ત્હેનો પુત્ર માલેરાવ ગાદીનાં માલિક બન્યાં માલેરાવ પણ થોડા સમયમાંજ ગુજરી ગયો, અને રાજ્યનો સઘળો કારભાર અહલ્યાબાઇના હાથમાં આવ્યો. ત્હેણે રાજ્યનો

હમેશાં ત્હેનું નામ લખતી. રાધાકૃષ્ણની અચળ ભક્તિ તે કરતી. અવધૂતનાથ સાથે ઉત્તરમાં તેમજ દ્વારકાંની યાત્રા ત્હેણે કરી હતી. રામનાથના મંદિરમાં ત્હેનો વાસ હતો. ત્હેના જીવનનો પૂર્વ વૃત્તાંત જાણવામાં આવ્યો નથી. સંવત્ ૧૮૯૦ માં અવધૂતનાથની એ શિષ્યા થઇ ત્યારથી એની હકીકત જણાએલી છે. એને જોએલી એવા ઘણા મનુષ્યો વડોદરામાં છે એમ પ્રાચીન કાવ્યમાળાના પ્રસિદ્ધકાર કહે છે. ગુરૂ પાસે પુરાણ કથાઓ ત્હેણે સાંભળેલી. પોતે ભજન બનાવી સાજ સાથે સુંદર રીતે ગાતી ત્યારે લોકો મોહ પામતા.

એ બાઇની કવિતા ગુજરાતી કહી શકાય તેવી નથી. ત્હેમાં હિંદી, મરાઠી, અને ગુજરાતીનું એવું મિશ્રણ છે કે તે બધી ભાષા આવડનારજ સમજી શકે એમ છે. ભાગવતના પ્રસંગોપર ત્હેની કવિતાઓ છે. તે સિવાય ઘણાં નામાંકિત ભક્તોના ચરિત્ર પણ કાવ્યરૂપે ત્હેણે વર્ણવ્યાં છે. વળી પોતે યાત્રાઓ કરેલી તે યાત્રાનાં સ્થાનને ઉદ્દેશીને પણ કાવ્યો લખ્યાં છે. એ રીતે આ પુસ્તકમાં આવેલી ગુજરાતી કવિઓ કરતાં એનાં કાવ્યોમાં વિષયોની વિવિધતા વધારે છે. એનું જ્ઞાન વિશાળ અને કવિત્વશક્તિ સામાન્ય કરતાં ચઢીયાતા પ્રકારની છે. દીવાળીબાઇની પેઠે એનાં કાવ્યો વર્ણનાત્મક વધારે છે. બધી ગરબીઓની ચાલ ગુજરાતીમાં પ્રચલિત લીધી છે. એની કવિતામાં ભાષા કેવી વેળાઇ છે ત્હેના ઉદાહરણ તરીકે જોઇએ:—

"ધન્ય ધન્ય કૃષ્ણા થોરરે,
સુણો જગ્ત જનાચા સોરરે;
દેવા કરે સેવા - ધી ।ધરે

માતા યશોદા તણે કૃષ્ણ રાયારે;
જગમે કો હોય તેરા સાયારે.

આવી રીતે તમામ કાવ્યોમાં મિશ્ર ભાષા હોવાથી ગુજરાતી વાંચનારને તેમજ બધી ભાષા સ્હમજનારને પણ રસ ગ્રહણ કરવામાં કાંઇક ક્ષતિ થાય છે.



## ૨૮૯—૧૪૩. કૃષ્ણાકુમારી.

વાંચકો ! હવે આપણે ઓગણીસમા સૈકાના પ્રારંભમાં આવી પહોંચ્યા છીએ. સમયની બલિહારી ઓરજ છે. આજ નથી રહ્યું પ્હેલાંનું ગૌરવવાળું મેવાડ કે પ્રભાવશાળી દિલ્હી. બારમા સૈકાથી લાગલાગટ પાંચસેં છસેં વર્ષ સુધી પઠાણો અને મોગલો સાથે યુદ્ધ કર્યાથી મેવાડ આજ જીર્ણ અને દુર્બળ થઇ ગયું હતું. દીવો બુઝાઈ જતાં પહેલાં એક વખત ઘણો ઉજ્વળ પ્રકાશ પાડતો જાય છે, મરતાં પહેલાં જીવમાં એક વખત પ્રબળ વિકાસનાં લક્ષણ દીઠામાં આવે છે, તેમ રાજસિંહના સમયમાં મેવાડે અસાધારણ વીરતા બતાવીને આખા ભારતવર્ષને સ્તંભિત કરી દીધું હતું. પરન્તુ ત્યાર પછી વીર મેવાડનું જાણે એકદમ અધઃપતન થયું. રાજપુતો પણ શિથિલ થઇ ગયા.

રાજપુતોની પડતી આવી તે વખતે ભારતવર્ષમાં મરાઠાઓનો ચ્હડતો દહાડો હતો. ત્હેમણે ભારતવર્ષના હિંદુ અને મુસલમાન રાજાઓને ત્રાહે ત્રાહે પોકરાવીને પોતાનું રાજ્ય ભારતવર્ષના મ્હોટા ભાગ ઉપર સ્થાપ્યું હતું.

ભારત મૂળથીજ હતભાગી છે. એકપ્રજાત્વની ભાવનાનો અનુભવ ભારતે કોઇ દહાડો કર્યોજ નથી. પ્રાચીન ભારતમાં કૌરવોનું રાજ્ય હતું, પાંડવોનું રાજ્ય હતું, કાશીમાં રાજ્ય હતું, અને કોશલ વગેરે હજારો સ્થળોએ ન્હાનાં મ્હોટાં રાજ્યો હતાં; પરન્તુ એમણે એકદમ હિન્દુ રાજ્યની સ્થાપના કદી કરી નહોતી. હિન્દુઓના વિરોધી મુસલમાનોએ પરદેશથી આવીને હિંદુસ્તાન ઉપર અધિકાર જમાવ્યો. એ વખતના વીર ભારતવાસીઓએ ત્હેમને સુખે ઝંપીને બેસવા દીધા નહીં એ વાત ખરી, ત્હેમની વિરૂદ્ધ કદી રાજપુતો, તો કદી મરાઠાઓ, કદી શિખો તો કદી બીજી ન્હાની ન્હાની વીર જાતિઓએ ઉઠીને પોતપોતાની સ્વતંત્રતા માટે યત્ન કર્યો એ વાત પણ ખરી; પરન્તુ એ બધાએ મળીને આખા ભારતવર્ષમાં એક સંપી હિન્દુ સામ્રાજ્યની સ્થાપના કરી નહીં. રાજપુત પોતાના અભિમાનમાં તણાયા જતા હતા, મરાઠાઓ પોતાના રણકૌશલમાં મસ્ત હતા, શિખો પોતાનુંજ ગૌરવ ગાયા કરતા હતા, પણ રાજપુત, મરાઠા અને શિખ કદી એકત્રિત થયા નહીં. ભારતવર્ષના હિંદુ તરીકે ત્હેમણે એક બીજાને કદી આલિંગન દીધું નહીં. પરસ્પર વિરોધ અને વિચ્છેદથી દુર્બળ થઇને એ લોકો આખરે પાયમાલ થઇ ગયા. એ આપણા મ્હોટા સદ્‌ભાગ્યની વાત છે કે એમની પડતી દશા આવી તે સમયે ભારતમાં એક ન્યાયપરાયણ પ્રજાનાં પગલાં થયાં. આજ પ્રતાપી અંગ્રેજ સરકારના છત્ર તળે ભારતવર્ષ પૂર્ણ સુખ શાન્તિમાં જીવન ગાળે છે અને જે એકપ્રજાત્વની ભાવનાના અભાવનો આપણે શોક કરીએ છીએ તે પવિત્ર ભાવના ભારતવાસી બંધુઓના હૃદયમાં જાગૃત થતી આપણે જોઇએ

છીએ. એ ઘણાં સારાં ચિન્હો છે. હિંદુ, મુસલમાન, શિખ, યાહુદી, પારસી અને ખ્રિસ્તી આદિ ભિન્ન જાતીઓને એકત્ર થઇને દેશની ઉન્નતિને માટે પ્રયત્ન કરવાનો પ્રસંગ મળ્યો હોય તો તે પ્રતાપી બ્રિટિશ રાજ્યમાં મળ્યો છે.

મુસલમાનોના વારંવાર થયેલા હુમલાઓને લીધે રાજપુતો જે વખતે શક્તિહીન થઈ ગયા તે વખતે મરાઠાઓએ મ્હેમને પોતાના ભાઇ ગણીને મદદ આપી હોત, પોતાની નવયૌવનની શક્તિનો વૃદ્ધ રાજપુત જાતિના દેહમાં સંચાર કર્યો હોત, શિખ લોકોએ ઉત્તરમાંથી આવીને મદદને માટે પોતાનો હાથ લંબાવ્યો હોત, તો એ ત્રણે જાતિઓના સંગમથી ભારતવર્ષમા એક અપૂર્વ ત્રિવેણીસંગમ રચાત અને હિંદુઓની શક્તિ અચળ થઇને આજે દુનિયામાં હિંદુઓનું ગૌરવ વધારત; પરન્તુ વિધાતાની ઇચ્છા બીજાજ પ્રકારની હતી. એ ત્રણે ભાઇઓ કોઇ દિવસ મળ્યા નહીં. શિખો પોતાનાજ ઘરમાં બેસી રહ્યા, મરાઠાઓએ રાજપુત જાતિને પડયા ઉપર પાટું મારવામાંજ પોતાનું ગૌરવ માન્યું. રાજપુતો એ ઘા સહન કરી શકયા નહીં, અને પરિણામ શું થયું તે આપણે સર્વ અનુભવીએ છીએ.

રાજપુત જાતિની આ હીનતા, દુર્બળતા અને વિડંબનાના સમયમાં એક રાજપુત યુવતી, અપૂર્વ આત્મબિસર્જન કરીને રાજપુતોના મહત્વનું છેવટનું દૃષ્ટાન્ત બતાવીને આ ક્ષણભંગુર સંસારમાંથી વિદાય થઇ ગઈ છે એ યુવતી મેવાડના રાણા ભીમસિંહની કન્યા કૃષ્ણાકુમારી. કૃષ્ણાકુમારીની માતા આપણા અણહિલવાડાના પ્રાચીન ચાવડા વંશની કન્યા હતી.

રાણો ભીમસિંહ સં. ૧૮૩૪ ( ઇ. સ. ૧૭૭૮ ) માં આઠ

વર્ષની કુમળી વયે મેવાડની ગાદી ઉપર બેઠો હતો. એણે ૪૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું, પરન્તુ એના રાજ્યનો ઇતિહાસ તે રાજસ્થાનના દુર્દૈવનો ઇતિહાસ છે. રાણા ભીમસિંહમાં ત્હેના પૂર્વજોના જેટલી તેજસ્વિતા અને દૃઢતા નહોતી.

રાણા ભીમસિંહની કન્યા કૃષ્ણાકુમારી પરમ રૂપવતી યુવતી હતી. ત્હેના સૌન્દર્યને લીધે લોકો ત્હેને 'રાજસ્થાન-કુસુમ' કહેતા. રાજપુત કન્યાના સૌન્દર્યને લીધે રાજપુત રાજાઓને મૂળથીજ હજારો આફતો વ્હોરી લેવી પડી છે, કૃષ્ણાકુમારીના પ્રસંગમાં પણ એવુંજ બન્યું. એના સૌન્દર્યની ખાતર રાજસ્થાનમાં મ્હોટો આત્મવિગ્રહ ઉપસ્થિત થયો.

કૃષ્ણાકુમારીનો વિવાહ સંબંધ જોધપુરના મહારાજા ભીમસિંહ સાથે નક્કી થયો હતો, પણ લગ્ન થતાં પહેલાં ઇ. સ. ૧૮૦૪ માં મહારાજા ભીમસિંહનું મૃત્યુ થયું. ત્યાર પછી જયપુરના રાજા જસવન્તસિંહે કૃષ્ણાકુમારીનું માગુ કર્યું, અને મહારાણાએ તે સ્વીકાર પણ કર્યું. પરન્તુ મહારાજા ભીમસિંહના ન્હાના ભાઇ તથા ત્હેમની ગાદીના વારસ મહારાજા માનસિંહને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે એણે ઉદયપુરના મહારાણાને કહેવરાવ્યું કે કૃષ્ણાકુમારીનો વિવાહ જોધપુર રાજ્યના રાજા સાથે નક્કી થયો હતો. સંયોગવશ એ રાજા મરી ગયા તો હવે ત્હેના વારસ તરીકે કૃષ્ણાકુમારીનું લગ્ન મ્હારી સાથે થવું જોઇએ.

હમે ઉપર જણાવી ગયા છીએ કે એ સમયમાં મરાઠાઓનો અભ્યુદય થઇ રહ્યો હતો. ઉડિસ્સાથી તે ગુજરાત સુધી અને ગુજરાતથી તે હાલના મુંબઇ સુધીનો બધો પ્રદેશ મરાઠાઓના તાબામાં આવી ચૂકયો હતો. એ ઉપરાંત આખા ભારતવર્ષમાં

મરાઠાઓ મરજી પ્રમાણે લૂંટ મચાવતા અથવા રાજાઓ અને નવાબોને હરાવી હરાવીને ત્હેમની પાસેથી ચોથ ઉઘરાવતા. મરાઠા રાજ્ય એ વખતે પાંચ ભાગમાં વિભક્ત હતું. નાગપુરના ભોંસલા, ગ્વાલિયરના સિંધિયા, ઇન્દોરમાં હોલકર અને વડોદરામાં ગાયકવાડ રાજ્ય કરતા હતા. મરાઠા રાજ્યના સ્થાપક શિવાજીના વંશજો ઘણી હીન અવસ્થામાં સતારામાં અને કોલ્હાપુરમાં પેશ્વાના તાબેદાર જાગીરદારો પેઠે રાજ્ય કરતા હતા.

એ બધા મરાઠા રાજાઓ રાજપુતાનાના રાજ્યો ઉપર પણ ઘણીવાર ચ્હડાઇ કરતા. ત્હેમના પરાક્રમથી રાજપુત રાજાઓ ઘણા ભયભીત થઇ ગયા હતા. મરાઠા રાજા ગ્વાલિયરાધિપતિ સિંધિયાને જયપુરના રાજા જગતસિંહ સાથે ઘણી શત્રુતા હતી. પોતાનો દુશ્મન 'રાજસ્થાન કુસુમ'ને વરી જશે એ વિચાર સિંધિયા મહારાજને અસહ્ય થઈ પડ્યો. ત્હેણે રાણાને કહેવરાવી મોકલ્યું કે જગતસિંહને બદલે જોધપુરના રાજા માનસિંહને કન્યા પરણાવવી.

રાણાએ ત્હેની વિનંતિનો સ્વીકાર કર્યો નહીં. એને લીધે સિંધિયા ગુસ્સે થઇને ઉદયપુર ઉપર સૈન્ય સાથે ચ્હડી આવ્યો. મેવાડના હવે પહેલાના જેવા સારા દહાડા નહોતા. રાણામાં ત્હેના પૂર્વજોના જેવું પરાક્રમ નહોતું. ભીમસિંહથી આત્મરક્ષણ થઇ શક્યું નહીં એટલે લાચારીએ ત્હેણે સિંધિયાની આજ્ઞા માન્ય રાખી; જયપુર રાજ્યના દૂતને ત્હેણે વિદાય કરી દીધા.

જગતસિંહ આ અપમાન કેવી રીતે સહન કરી શકે? એણે પણ ઘણું મ્હોટુ સૈન્ય લઇને મેવાડ ઉપર ચ્હડાઇ કરી. બીજી તરફથી માનસિંહ પણ મ્હોટા સૈન્ય સાથે મેવાડ આવી પહોંચ્યો.

એમ કહેવાય છે કે મેવાડમાં આટલું બધું સૈન્ય ત્હેના ગૌરવના દિવસોમાં પણ કદી એકઠું થયું નહોતું.

સિંધિયા માનસિંહની મદદે હતો. સ્હામા પક્ષની બરોબરી કરવા માટે જગતસિંહે મીરખાં નામના એક લૂંટારા મુસલમાન સરદારની મદદ લીધી. મીરખાં હલકા સ્વભાવનો પ્રપંચી લૂંટારો હતો અને લૂંટમાંજ એણે ટોંકના રાજ્યની સ્થાપના કરી હતી. આ પ્રમાણે બન્ને પક્ષમાં મ્હોટું યુદ્ધ ઉપસ્થિત થયું.

મેવાડપતિ ઘણો દુર્બળ હતો. વિદેશી રાજાઓ સૈન્ય સાથે આવીને ત્હેના રાજ્યને પાયમાલ કરવા લાગ્યા હતા પરંતુ ત્હેમને અટકાવવા જેટલી શક્તિ ત્હેનામાં નહોતી. ધીમે ધીમે પ્રપંચી મીરખાં રાણાનો મુખ્ય સલાહકાર થઇ પડયો એણે રાણાને એવી નીચી સલાહ આપી કે 'કૃષ્ણાકુમારીને મારી નાખ્યા વગર આ આફતમાંથી મુક્ત થવાશે નહીં. કૃષ્ણાકુમારીને બેમાંથી ગમે ત્હેની સાથે પરણાવશો તો સ્હામા પક્ષવાળો મેવાડનો નાશ કરવા તત્પર થશે.' દુર્બળ ચિત્તના રાણાના મનમાં એ સલાહ સારી પેઠે ઉતરી ગઇ. કાયર પિતાએ પુત્રીનો વધ કરવાનો સંકલ્પ કર્યો. પરન્તુ આ અધમ કામ કરીને પોતાના હાથને કોણ દુષિત કરે ? મહારાણાએ પોતાના એક નિકટના સગા દોલતસિંહને એ કામ કરવાની વિનંતિ કરીને કહ્યું કે 'દોલતસિંહ મ્હને આશા છે કે ત્હમે આ વખતે મેવાડની આબરૂ રાખશો.' દોલતસિંહે એકદમ છંછેડાઇ જઇને કહ્યું 'એક નિર્દોષ બાલિકાનો વધ કરવાનું મ્હને કહેનારને ધિક્કાર છે! ધિક્કાર છે મ્હારા ત્રગપણને! હું તો એ ઘોર પાપ કદી કરવાનો નથી.' એણે ન માન્યું ત્યારે જેવનદાસ નામના એક બીજા સંબંધીને એ કામ

આપીને મહારાણાએ કહ્યું 'ઉદયપુરની પ્રતિષ્ઠા સાચવી રાખવા સારૂ રાજકુમારીનો વધ કરવો જરૂરનો છે. કોઇ સાધારણ પુરૂષથી એ કાર્ય થઇ શકવાનું નથી.' જોવનદાસે કૃષ્ણાકુમારીનો વધ કરવાનું કબૂલ કર્યું. એ દુષ્ટ ઇરાદાથી હાથમાં તલવાર લઇને એ કૃષ્ણાકુમારીના શયનગૃહમાં પહોચ્યો. એ વખતે નિર્દોષ કૃષ્ણા સુઇ રહી હતી. ત્હેની સરળતા તથા ત્હેનું સુંદર મુખારવિંદ જોઇને જોવનદાસના કઠોર હૃદયમાં પણ દયાનો સંચાર થયો. ત્હેના હાથમાંથી તલવાર પડી ગઇ. રોતો રોતો તે ઘેર પાછો ગયો.

ધીમે ધીમે આ કાવત્રાના સમાચાર અંતઃપુરમા પહોંચ્યા. શોક, દુઃખ અને ક્રોધથી આકુળવ્યાકુળ થઇને રાજકુમારીની માતા રૂદન કરવા લાગી. ત્હેની આસપાસ બેસીને બીજી સ્ત્રીઓ પણ રોવા લાગી.

પરંતુ જેના જીવની ખાતર એ બધાં આટલો બધો શોક કરી રહ્યાં હતાં, તે રાજકુમારી કૃષ્ણા તો જરા પણ દીલગીર થઇ નહીં. બધાંને રૂદન કરતાં જોઇને એને હસવું આવ્યું. ત્હેણે બધી સ્ત્રીઓને ધમકાવીને કહ્યું 'ત્હમે બધીઓ રૂઓ છો શા માટે ? ત્હમે શું રાજપુતાણીઓ નથી ? દેશરક્ષાને માટે એક રાજપુત બાળાને મરવાનું છે ત્હેમાં આટલો બધો વિલાપ શા સારૂ કરો છો ? રાજસ્થાનનું ગૌરવ હવે પહેલાં જેટલું રહ્યું નથી એ વાત સાચી, પણ શું હજુ પણ રાજપુતો એટલા બધા હીન થઇ ગયા છે કે દેશની ખાતર ત્હેમની કન્યા હસતે મ્હોએ મૃત્યુના મુખમા ન પડી શકે ? આજે કોઇ પરધર્મી શત્રુ ઉદયપુર ઉપર ચ્હડી આવ્યો હોત તો આપણે સર્વેને ચિતામા પડીને મરી જવું પડત ને ? એ મરણના પ્રમાણમાં મ્હારૂં આ મરણ કાંઇ

લેખામાં નથી. બ્હેનો ! ત્હમે આજે વિલાપ કરશો નહીં. ત્હમારા રૂદનથી તો મ્હને ત્હમારા ઉપર ધિક્કાર છુટે છે. રાજપુતોની પડતીના દિવસોમાં રાજપુતાણીઓએ મ્હોટું મન કરવું જોઇએ. મેવાડના એક પણ વીરનું રૂધિર પાડયા વગર, મ્હારા એકલીના મૃત્યુથી મેવાડની મહત્તા સચવાતી હોય તો હું ઘણી ખુશી સાથે મરવા તૈયાર છું.'

ત્હેની બધી સખીઓ શાંત થઇ ગઈ. ત્યાર પછી કૃષ્ણાકુમારીએ વિનયપૂર્વક માતાને પણ એવીજ રીતે શાંત કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ એ તેજસ્વી રાણી એમ સ્હમજી જાય એવી ન્હોતી. એણે ધીમે ધીમે પોતાનાં આંસુ લુછી નાખીને કહ્યું 'દીકરી ! તું જાણે છે હું શા માટે રોઉં છું ? હું ફક્ત ત્હારા જીવની ખાતરજ રોતી નથી, મ્હને શોક તો એ થાય છે કે મેવાડ ઉપર આવી પડેલી આ ભારે વિપત્તિને સમયે કોઇ વીરે તલવાર પકડી નહીં, કોઇએ લોહીનું એક ટીપું પડવા દીધું નહીં, અનાયાસે મ્હારી કોમળ નિર્દોષ બાલિકાનો ભોગ આપવા બધા તૈયાર થયા છે. કૃષ્ણા ! એ દુઃખ મ્હને ઘણુંજ સાલે છે. આજ રાણાજી ત્હેમના પૂર્વજોની પેઠે બહાદૂરીથી લ્હડયા હોત, મેવાડના વીરોના રક્તથી મેવાડની ભૂમિ રંગાઈ ગઇ હોત, મેવાડમાં આજે હથિયારોના ખડખડાટ અને વીર પુરૂષોના ટંકાર સાંભળ્યા હોત, તો બ્હેન હું ઘણી ખુશી સાથે ત્હને મ્હારા ખોળામાં બેસાડીને ચિતામાં પ્રવેશ કરત. પણ આજ તો મેવાડના બધા રાજપુતો તો કાયર થઇને પોતાના જીવ બચાવવાની યુક્તિ શોધી રહ્યા છે. એ હિચકારાઓ આજે મ્હારી કોમળ કળી કૃષ્ણાને અકાળ મૃત્યુના હાથમાં સોંપી દેવા બેઠા છે. મ્હને હવે ધીરજ કેમ રહે ? હાય ! હાય !'

માતાનો શોક સકારણ હતો. ત્હેનો વિલાપ જોઇને કૃષ્ણાના ચક્ષુમાં પણ અશ્રુ આવ્યાં. ત્હેણે કહ્યું 'મા! ત્હમે કહો છો એ બધી વાત ખરી છે. પણ ત્હેનો વિચાર કરવાનો આ અવસર નથી. મેવાડ હવે ડુબી ગયું છે, અને હવે ફરીથી ઉઠે એમ લાગતું નથી. પણ તેટલા સારૂ આજે મેવાડની સ્ત્રીઓએ પણ માતૃભક્તિને વિસરી જવી? મેવાડનું ગૌરવ ત્હેના વીરપુરૂષોને લીધે છે તેટલુંજ ત્હેની વીરાંગનાઓને લીધે છે. વીરપુરૂષો પોતાનો ધર્મ ભૂલી ગયા છે, માટે વીરાંગનાઓએ પણ વીરધર્મ ભૂલી જવો? વીરાંગનાના વીરધર્મપાલનથી કદાચ મેવાડ પુનઃ જાગૃત પણ થાય. મૃત્યુ સમયે હું જગદીશ્વરને એજ પ્રાર્થના કરીશ કે મ્હારા મૃત્યુથી મેવાડના પાપનું પ્રાયશ્ચિત્ત થજો! મ્હારા મૃત્યુના સમાચારથી મેવાડવાસીઓના પ્રાણમાં વીરધર્મની જાગૃતિ થજો!'

રાણી શાન્ત થઈ. કૃષ્ણાકુમારીની ઇચ્છા રાણાને જણાવવામાં આવી કે, આગ, તલવાર, વિષ અથવા કોઇ પણ ઉપાયથી રાજકુમારી મરવાને માટે તૈયાર છે.

વિષ આપીને કૃષ્ણાકુમારીને મારવાનો નિશ્ચય થયો. પુરૂષોના કઠણ હાથથી જે કામ ન થઇ શક્યું તે કામ કોમળ હૃદયની અબળાને સોંપવામાં આવ્યું. અંતઃપુરની દાસી સાથે વિષ મોકલવામાં આવ્યું. કૃષ્ણાકુમારી આંખ મીંચીને એકાગ્ર ચિત્તે જગદીશ્વરની પ્રાર્થના કરીને, પ્રસન્નતાથી એ વિષ પી ગઈ.

પરન્તુ રાજકુમારી ઉપર એ વિષની કાંઇ અસર થઇ નહીં.

બીજી વાર વિષનો પ્યાલો મોકલવામાં આવ્યો. કૃષ્ણાએ એ પણ પી લીધું. પરંતુ કાંઇ પણ અસર થઇ નહીં. હવે

રાણાએ ત્રીજી વાર ઘણુંજ સખ્ત ઝેર ઘોળીને મોકલી આપ્યું. કુમારીએ પ્રસન્નતાથી એ ત્રીજો પ્યાલો પણ પી લીધો. એ વિષ સત્વર હેના શરીરમાં વ્યાપી ગયું. જોત જોતામાં 'રાજસ્થાન-કુસુમ' કરમાઇ ગયું.

રાજકુમારીના મૃત્યુના સમાચારથી રાજસ્થાનમાં ચારે તરફ હાહાકાર વર્તી રહ્યો. બધા વીરપુરૂષો હેના મૃત્યુ માટે શોક પ્રકટ કરવા લાગ્યા. હેની અભાગી માતા પણ પુત્રીના મૃત્યુ પછી થોડા દિવસમાં મરણ પામી.

વિક્રમસંવત ૧૮૬૩ માં વીરબાળાના આત્મોત્સર્ગનો આ મહાન્ બનાવ બન્યો. સંસારમાં ધર્મશીલ સ્ત્રીઓ તો ઘણી થઇ ગઇ છે પણ આ અલ્પાવસ્થામાં આટલું સાહસ અને સદ્ગુણ બતાવનારી સ્ત્રી ભાગ્યેજ જોવામાં આવી છે. પિતાની આબરૂ અને દેશના રક્ષણ સારૂ સોળ વર્ષની અવસ્થામાં પ્રાણ સમર્પણ કરનાર વીરબાળા કૃષ્ણાકુમારીને ધન્ય છે!



## ૨૮૯–૧૪૩. રાણી ગૌરી લક્ષ્મીબાઈ.



રાજ્યની સારી પેઠે વ્યવસ્થા ચલાવવી હેના જેવું કઠિન કામ બીજું કોઈ નથી. રાજ્યશાસન કરવા માટે જે કર્તવ્ય-નિષ્ઠતા, કર્મદક્ષતા, ધર્મબુદ્ધિ અને વિચારશક્તિ આદિ ગુણોની જરૂર પડે છે, તે ગુણો ઘણાં થોડાં સ્ત્રી પુરૂષોમાં હોય છે. કોઇ સ્ત્રી જ્યારે રાજસિંહાસન ઉપર બિરાજમાન થાય છે ત્યારે હેને માટે રાજ્ય ચલાવવું વધારે અઘરૂં થઇ પડે છે, કારણ કે

માનવસમાજે સ્ત્રીજાતિને અનેક પ્રકારે પરવશ અવસ્થામાં રહેવા દીધી છે. હેની ઉન્નતિના માર્ગમાં અસંખ્ય વિઘ્નો ઉત્પન્ન કર્યાં છે, પરન્તુ એમ છતાં એ જ્યારે જ્યારે સ્ત્રીઓને રાજ્ય ચલાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, ત્યારે ત્યારે હેમણે એ કઠિન કર્તવ્ય ઘણીજ યોગ્યતા અને કુશળતાપૂર્વક પાર ઉતાર્યું છે. પ્રાચીન ભારતમાં અનેક ભારતીય સન્નારીઓએ રાજકર્ત્રી તરીકે ઉત્તમ ખ્યાતિ મેળવી છે. વર્તમાન સમયમાં ભારતીય સ્ત્રીઓની દશા ઉન્નત સ્થિતિમાં રહી નથી. હેમની માનસિક શક્તિઓનો પૂર્ણ વિકાસ થવાનો અવકાશ હેમને આપવામાં આવ્યો નથી. છતાં એ યુગમાં પણ બે ચાર મનસ્વી ભારત નારીઓ રાજ્યશાસનમાં જે આશ્ચર્યકારક શક્તિનો પરિચય આપી ગઇ છે તે જોઇને આપણા ચિત્તને આનંદ થયા વગર રહેતો નથી. એવી સન્નારીઓ હમેશાં જગતની આગળ નારી જાતિની શકિતની ઘોષણા કરતી રહેશે.

ભારતના દક્ષિણ–પશ્ચિમ ઉપસાગરમાં મલબાર પ્રદેશ આવેલો છે. એ દેશના રહેવાશી માલિયાલી કહેવાય છે. મલબાર કાંઠા ઉપર કોચિન અને ત્રાવણકોર નામના બે દેશી રાજ્ય આવેલાં છે. ત્રાવણકોરનું દેશી રાજ્ય ઘણું મ્હોટું અને સમૃદ્ધિશાળી છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં અંગ્રેજ સરકારનું ઉપરીપણું સ્થાપવામાં તથા મ્હૈસુરમાંથી મુસલમાનનું રાજ્ય કહાડી નાખવામાં એ રાજ્યે વિશેષ સાહાય્ય કરી છે.

ત્રાવણકોરના રાજ્યમાં સ્ત્રીઓ હજુ પણ ઘણી સ્વતંત્ર છે. ઉત્તર મદ્રાસના અશિક્ષિત જનસમાજનું એવું માનવું છે કે, મલબારમાં પુરૂષોની સંખ્યા થોડી છે. સ્ત્રીઓજ બધું કામકાજ

કરે છે. વારસામાં સ્ત્રીઓનો હક્ક મુખ્ય ગણાય છે. વિવાહમાં વરને પસંદ કરવાની ત્હેને સ્વતંત્રતા છે, એવા એવા કેટલાક રિવાજોને લીધે ત્હેમની એવી ભૂલભરેલી ધારણા થઇ ગઇ છે કે મલબારમાં બૈરીઓજ બૈરીઓ હશે. અહિંયાં મલબાર સંબંધી બેએક વાતો સંક્ષેપમાં કહીશું.

મલબારના હિન્દુઓમાં હિન્દુશાસ્ત્રસંમત વિવાહપદ્ધતિ પ્રચલિત નથી, નામ્બુન્દ્રી બ્રાહ્મણોમાં સૌથી મ્હોટો દિકરોજ લગ્ન કરી શકે છે. બીજા ન્હાના પુત્રો શૂદ્ર જાતિની સ્ત્રીઓ સાથે પતિપત્ની તરીકે વાસ કરે છે. સ્ત્રીપુરૂષ એક બીજાને પસંદ કરીને સગાં સંબંધીઓની સમક્ષ પોતાનો સંબંધ પ્રગટ કરે છે, પરન્તુ એ પ્રસંગે કાંઇ શાસ્ત્રાનુસાર સંસ્કાર કરવા પડતા નથી. નાયર રમણીઓ પોતાનું ઘર છોડી દઇને પતિને ઘેર જતી નથી. સાધારણ રીતે પુરૂષો પણ પોતાના પિતાને ઘેર વાસ કરે છે. પત્નીનું અડકેલું પાણી પણ સ્વામી ગ્રહણ કરતો નથી. ત્હેને ઘેર જઇને જમવાની વાત તો દૂરજ રહી. સ્વામી પત્નીને ઘેર રાતવાસો કરવા જાય છે અને સ્હવાર થતાં પાછો પોતાને ઘેર જાય છે. આ કારણને લીધે સંતાન સાથે ત્હેમના પિતાનો ઘણો થોડો સંબંધ હોય છે. માતાજ ત્હેમને ઉછેરે છે અને મોસાળમાંજ તેઓ પાલનપોષણ પામે છે. મલબારી કુટુંબોમાં સ્ત્રીનું પ્રધાનત્વ હોય છે. કોઇ પણ પુરૂષના ધનનો વારસ ત્હેનો પુત્ર નથી ગણાતો પણ ત્હેનો ભાણેજ ગણાય છે. એ રિવાજે મુજબ ઓગણીસમી સદીના પ્રારંભમાં ત્રાવણકોર રાજ્યના રાજા વાંચી બલરામ શર્માના ગુજરી ગયા પછી ગૌરી લક્ષ્મીબાઇ રાજ-સિંહાસનની અધિકારી બની હતી. મહારાજા બલરામ શર્મા

ઘણો અયોગ્ય રાજા હતો. ત્હેના વખતમાં રાજ્યનો બધો કારભાર અમલદારોના હાથમાં હતો. એ બધા અમલદારોએ રાજ્યની એટલી બધી દુર્દશા કરી હતી કે ઈસ્ટ ઈંડિયા કંપનીએ રાજાને જણાવી દીધું હતું કે છ મહિનાની અંદર આ અંધાધુની અને ખરાબ પ્રબંધ દૂર નહિ થાય તો રાજ્યના સંરક્ષણને સારૂ ત્હેનો વહિવટ હમારા હાથમાં લેવાની ફરજ પડશે. કંપનીનો આ અભિપ્રાય જાણ્યા પછી થોડા સમયમાંજ મહારાજા બલરામ શર્માનું મૃત્યુ થયું. ત્હેમનો કોઈ ભાણેજ જીવતો નહોતો. પરન્તુ ત્હેમની બેનની બે પુત્રીઓ હયાત હતી. એમનાં નામ ગૌરી લક્ષ્મીબાઇ અને પાર્વતીબાઇ હતાં. મ્હોટી ભાણેજ ગૌરી લક્ષ્મીબાઇને બળરામના રાજ્યની ગાદી મળી. એ વખતે એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે ગૌરી લક્ષ્મીબાઇને પુત્ર સંતાન જન્મશે ત્યારે એ સંતાનને રાજ્ય ગાદીએ બેસાડીને ગૌરી લક્ષ્મી રાજકાજથી ફારેગ થશે.

ગૌરી લક્ષ્મીબાઇ અને પાર્વતીબાઇ બન્ને બ્હેનો વિદુષી, બુદ્ધિમતી અને શિલ્પકળામાં નિપુણ હતી. બન્ને બ્હેનો ત્હેમના સદ્‌ગુણોને લીધે પ્રખ્યાત હતી. સિંહાસન ઉપર બેસતી વખતે ગૌરી લક્ષ્મીબાઇની વય વીસ વર્ષની હતી. પરન્તુ એ વયમાં ત્હેણે જેટલી ન્યાયબુદ્ધિ અને દૂરઅંદેશીનો પરિચય આપ્યો હતો તેટલી ન્યાયબુદ્ધિ અને દૂરઅંદેશી ઘણા થોડા મનુષ્યોમાં દીઠામાં આવે છે. ત્હેના એ બધા સદ્‌ગુણો જોઇને એ વખતનો ત્રાવણકોરનો રેસિડેન્ટ કર્નલ મૈકોલે ત્હેનો પક્ષપાતી થયો હતો. રાજ્યકુટુંબના ઘણા લોકો ગૌરી લક્ષ્મીબાઇના વિરોધી હતા, કારણ કે એક સ્ત્રીના હાથમાં રાજ્ય આવે એ ત્હેમનાથી ખમાતું

નહોતું. ત્હેમણે ત્હેની વિરૂદ્ધમાં ઘણા દાવા માંડયા હતા. પણ ઇસ્ટ ઇંડિયા કંપનીએ કર્નલ મેકોલેની સલાહ માનીને રાણી ગૌરી લક્ષ્મીબાઇનો હક્ક કાયમ રાખ્યો હતો. ગાદીના અધિકાર સંબંધી બધા ટંટાઓનો નીવેડો આવી ગયા પછી એક દિવસ શુભ મુહૂર્તમાં મ્હોટો સમારંભ રચીને ઘણા ઠાઠપૂર્વક રાણી ગૌરી લક્ષ્મીબાઇના રાજ્યાભિષેકની ક્રિયા થઇ. અભિષેકને દિવસે એક વિશાળ સુસજ્જીત મંડપમાં રાજ્યના મુખ્ય મુખ્ય અમલદારો તથા અંગ્રેજ અધિકારીઓ બિરાજ્યા હતા. કર્નલ મેકોલે સાહેબે એક છટાદાર ભાષણ કરીને ગૌરી લક્ષ્મીબાઇના સદ્‌ગુણોની ઘણી પ્રશંસા કરી તથા ત્હેને રાજ્યસિંહાસન ઉપર બેસવાની વિનંતિ કરી તથા 'ધર્મવર્ધિની' અને 'રાજરાજેશ્વરી' એવી બે ઉપાધિઓથી ત્હેને વિભૂષિત કરી. એ બે ઉપાધિઓ ત્રાવણકોર રાજ્યમાં વંશપરંપરાથી ચાલી આવે છે. એમાંની પહેલી ઉપાધિનો એક ઇતિહાસ પણ છે.

ત્રાવણકોરની રાજધાનીનું નામ 'ત્રિવેન્દ્રમ' અથવા અનન્તશયન છે. અનન્તશયન એટલે કે જે સ્થાને અનન્ત અર્થાત્ વિષ્ણુ શયન કરે છે તે. એ અનન્તને ત્રાવણકોર રાજ્યમા અનન્ત પદ્મનાભ નામથી ભજે છે. એમની 'આદિશેષ' નામની મૂર્તિ મહાનાગના મસ્તક ઉપર બિરાજેલી છે. એ અનન્ત પદ્મનાભ ત્રાવણકોર રાજ્યના કુળ દેવતા છે. ત્રાવણકોરના રાજા માર્તંડવર્માએ એ કુળદેવતાના ચરણમાં ઉત્સર્ગ કર્યો હતો. ત્યારથી ત્રાવણકોરના રાજાઓ પોતાને પદ્મનાભ ભગવાનના દાસાનુદાસ ગણે છે. એ દિવસથી ત્હેમણે 'ધર્મવર્ધન'ની ઉપાધિ ધારણ કરી છે. એ ઉપાધિ રાણી ગૌરી લક્ષ્મીબાઇને પણ ગાદી ઉપર બેસતાં વારજ મળી. ઉપાધિ સાથે ત્હેનું આખું નામ નીચે પ્રમાણે છે.

"શ્રી પદ્મનાભ સેવિની વાંચી ધર્મવર્ધિની રાજરાજેશ્વરી રાણી ગૌરી લક્ષ્મીબાઇ" સિંહાસન ઉપર બિરાજ્યા પછી । વડુથી રાણી ગૌરી લક્ષ્મીબાઇએ મલયાલી ભાષામાં મધુર સ્વરે નીચેનું ભાષણ આપ્યું.

"મ્હારા પૂર્વજોના આ રાજ્ય ઉપર શાસન ચલાવવાને માટે મ્હને આમંત્રણ કરવામાં આવશે એવી કલ્પના પણ મ્હારા મનમાં કદી ઉત્પન્ન થઇ નથી. મ્હારા મામાજીનું વય ફક્ત ૨૯ વર્ષનું હતું. એ વયમાં ભગવાને અકાળમૃત્યુ દ્વારા ત્હેમને આ પૃથ્વીમાંથી લઇ લીધા છે. મ્હારા મામાજી ત્હેમના મામાજીની માફક લાંબા સમય સુધી રાજ્ય ચલાવવા ભાગ્યશાળી નીવડયા નથી. એ કારણને લીધે ભગવાન પદ્મનાભની આજ્ઞા મ્હારે મસ્તક નમાવીને સ્વીકારવી પડી છે. આપ સર્વેએ સ્મરણ રાખવું જોઇએ કે હું કેવળ સ્ત્રી છું એટલુંજ નહીં પણ મ્હારી ઉમર પણ ઘણી ન્હાની છે. રાજકારભારનાં કર્તવ્ય તથા ત્હેની જવાબદારીઓનું મ્હને કાંઇ જ્ઞાન નથી. એક માત્ર ઇસ્ટ ઇંડિયા કંપની સિવાય મ્હારા એવા કોઇ બન્ધુ પણ નથી કે જેમના ઉપર હું વિશ્વાસ મૂકી શકું. એટલા માટે કર્નલ મેકોલેને મ્હારા ભાઇ તરીકે ગણીને મ્હારા કર્તવ્યનો ઘણો ભાર હું મુખ્યત્વે કરીને ત્હેમના ખભા ઉપર મૂકીશ.'

એવું કહેવાય છે કે એ વખતે હાજર રહેલા સરદારો અને અમલદારો રાણી ગૌરી લક્ષ્મીબાઇની વાણીની મીઠાશ, સ્વભાવની નિર્ભયતા, અને વિવેચન શક્તિની ગંભીરતા જોઇને મુગ્ધ થઇ ગયા હતા. રાણીનું એ પ્રથમ વ્યાખ્યાન સાંભળતાં વારજ ત્હેમની ખાત્રી થઇ ગઇ હતી કે આ સન્નારીના સમયમાં ત્રાવણકોરના

રાજ્યનો વહિવટ ઘણીજ સંતોષકારક રીતે ચાલશે, તથા પાછલા જમાનાની બધી અંધાધુની દૂર થઇ જશે.

કર્નલ મેકૉલે સાહેબ પણ એ ભાષણથી ઘણા સંતુષ્ટ થયા હતા અને રાણી ગૌરી લક્ષ્મીબાઇને રાજવહિવટમાં સર્વ પ્રકારની મદદ આપવાનું વચન આપ્યું હતું.

રાજ્ય ગાદી ઉપર બિરાજ્યા પછી જરા પણ વિલંબ વગર ગૌરી લક્ષ્મીબાઇએ રાજકાર્યમાં મન પરોવી દીધું અને રાજ્યના ન્હાના મ્હોટા દરેક વિષયની તપાસ કરીને ત્હેની ખરી સ્થિતિનું જ્ઞાન મેળવવા માંડ્યું. રાજ્ય ત્હેની અધઃપતિત દશામાથી ઉન્નત થઇને સારી સ્થિતિમાં આવે તેટલા સારૂ ત્હેણે ઘણા યત્નો કર્યા હતા. એ અનુભવ વગરની સ્ત્રી હતી છતાં પણ અમલદારોની વાત ઉપર અંધશ્રદ્ધા રાખીને ચાલતી નહીં. દરેક વિષયમાં જાતે તપાસ કરીને કામ કરતી. પોતાની તપાસ ઉપરથી સ્વતંત્ર વિચાર કરીને અભિપ્રાય બાંધતી અને એ અભિપ્રાય મુજબ કાર્ય કરતી. કર્નલ મેકૉલે ત્હેનો મુખ્ય સલાહકાર હતો, પરંતુ નવા કાયદા રચવાના કામમાં તથા જુના કાયદા સુધારવાના કામમાં ત્હેને રાણી ગૌરી લક્ષ્મીબાઇ તરફથી ઘણી મદદ મળતી હતી રાજ્યની ઉન્નતિને લગતા ઘણા ઉપયોગી કાયદાઓ તો રાણી ગૌરી લક્ષ્મીબાઇના મગજમાથીજ ઉત્પન્ન થયેલા હતા.

એ વખતમાં રાજ્યની અધમ અવસ્થા શા કારણથી થઇ હતી ત્હેનાં કારણોની તપાસ કરતા ગૌરી લક્ષ્મીબાઇને જણાયું કે દીવાન ઉમાનિખામ્બિની ભૂલોને લીધેજ એ બધી અવ્યવસ્થા ઉત્પન્ન થઇ છે ત્હેણે તરતજ દીવાનને નોકરી ઉપરથી કહાડી મૂક્યો. જુના વખતનો નોકર છે, એને કેમ કહાડી મૂકાય એવી

શંકા આણીને ત્હેને નોકરી ઉપર રહેવા દીધો નહીં.

ત્યાર પછી કોઇ યોગ્ય દીવાન ન મળવાથી રેસિડેન્ટ મેકોલે સાહેબનેજ પોતાના કામ ઉપરાંત દીવાનનું કામ કરવાનો આગ્રહ કર્યો. કર્નલ મેકોલે સાહેબે રાણીનો આગ્રહ માન્ય રાખ્યો અને દીવાનનું કામ પોતાના હાથમાં લીધું. ગૌરી લક્ષ્મીબાઇએ મેકોલે સાહેબને ત્હેમના કર્તવ્ય કર્મ સંબંધી નીચે મુજબ સૂચના લખી મોકલી.

'પહેલાં તો ત્હમે તપાસ કરજો કે અમલદાર લોકો ત્હેમનું કામ યોગ્ય રીતે કરે છે કે નહીં, બધા અમલદારો કાયદાઓનું પૂર્ણરૂપે પાલન કરે છે કે નહીં, અને ત્હેમના હાથ નીચેના નોકરો ઉપરીઓની આજ્ઞા પ્રમાણે વર્તે છે કે નહીં ? બીજું શાસન અને ન્યાય ખાતામાં એ ખાતાઓના અમલદારો પ્રચલિત કાયદા પ્રમાણે અમલ કરી રહ્યા છે કે નહીં ત્હેની તપાસ કરજો. ત્રીજું એ કે કોઇ અમલદાર કે કારકુનનો અપરાધ સાબીત થાય તો પહેલાં ત્હેને સાવધાન કરી દેજો અને તેમ છતાં એની ચાલચલણ સુધરે નહીં તો એને થોડી સજા કરજો. એ વાત હમેશાં ધ્યાનમાં રાખજો કે સજા કરવાનો ઉદ્દેશ અપરાધીને સુધારવાનો છે, અપરાધીનું અનિષ્ટ કરવાનો નથી. ચોથું હાલનું અને પહેલાંનું રાજ્યનું જે લ્હેણું બાકી છે તે વસુલ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.' મુખ્ય પ્રધાનને રાણીએ જે ઉત્તમ ઉપદેશો આપ્યા હતા તે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે રાણી ગૌરી લક્ષ્મીબાઇમાં કેટલું બધું પાણી હતું. ન્હાની ઉમરની સ્ત્રી હોવા છતાં પણ કર્નલ મેકોલે જેવા અંગ્રેજ અમલદારને ઉપદેશ આપવો એ સાધારણ હિંમતનું કામ નથી. બીજી કોઇ કાચીપોચી

સ્ત્રી હોત તો રેસિડેન્ટ સાહેબના હાથમાં પુતળું થઇને રહેત, પણ રાણી ગૌરી લક્ષ્મીબાઇ ઘણી સ્વતંત્ર પ્રકૃતિની સ્ત્રી હતી. માન અને મર્યાદા કેમ સાચવી રાખવાં એ ત્હેને સારી પેઠે આવડતું હતું.

કર્નલ મેકાલે પણ રાણીના વિશ્વાસને પાત્ર અમલદાર હતો. ત્હેણે પણ રાણીની આજ્ઞા મુજબ અમલ કરવાને પોતાનાથી બનતો યત્ન કર્યો હતો. રાજ્યનો કારભાર ચલાવવા માટે અમુક નિયમો બાંધી દીધા પછી એ નિયમો પ્રમાણે અમલ થાય છે કે નહીં તે જોવા માટે રાણી જાતે આખા રાજ્યમાં પ્રવાસ કરતી. આગલા દીવાનની નબળાઇને લીધે અમલદારો સ્વેચ્છાચારી થઈ ગયા હતા. વારેઘડીએ સાવધાન કર્યા છતાં પણ તેઓ કાયદાનો ભંગ કરીને પોતાનું કામ કર્યે જતા હતા. એ બધા અમલદારોને કહાડી મૂકીને રાજ્યને સુવ્યવસ્થિત કરવાનો મેકાલે સાહેબે આરંભ કર્યો.

રાણી ગૌરી લક્ષ્મીબાઇનો આગલો દીવાન ઉમાનિખાગ્નિ નોકરી ઉપરથી બરતરફ થયા પછી મેકાલે સાહેબ ઉપર ઘણી દાઝ રાખવા લાગ્યો અને ત્હેમને નુકસાન પહોંચાડવાનો યત્ન કરવા લાગ્યો. આખરે એ દુષ્ટે ગુપ્ત રીતે મેકાલે સાહેબને ઝેર આપવાનો પણ યત્ન કર્યો, પરન્તુ એ પ્રયત્નમાં એ સફળ થયો નહીં. ન્યાયપરાયણ રાણી ગૌરી લક્ષ્મીબાઇએ એ મુકદ્દમાની જાતે તપાસ કરી અને જુના દીવાનને જીંદગી સુધી કેદની સજા કરી.

ત્યાર પછી રાણી ગૌરી લક્ષ્મીબાઇએ રાજ્યની આર્થિક સ્થિતિ સુધારવા ઉપર ધ્યાન આપ્યું. એ વખતે હિસાબના

કાગળ પત્ર એવા ગુંચવાડા ભરેલા અને અધુરા હતા કે રાજ્યની આવક, ખર્ચ અને બચતનો કાંઇ પત્તો લાગતો નહોતો. રાજ્યનું લ્હેણું અને દેવું કેટલું છે તે તો દૈવને ખબર !! એ બધો હિસાબ શોધાવ્યો તો માલૂમ પડયું કે ઈસ્ટ ઇંડિયા કંપનીની મુંબઇ, કોચીન અને તિન્નિવલીની કોઠીઓનું રાજ્ય ઉપર ઘણું લ્હેણું નીકળે છે. એ લ્હેણું પણ ન્હાનું સુનું નહોતું. એટલું મ્હોટું દેવું કેવી રીતે ભરી દેવાશે એ બાબતની રાણીને ઘણી મ્હોટી ચિંતા ઉભી થઇ. બીજો કાંઈ ઉપાય નહીં સૂઝવાથી રાણી ગૌરી લક્ષ્મીબાઇએ એક નવો ઉપાય શોધી કહાડયો. પદ્મનાભના મંદિરમાં તથા બીજાં કેટલાંક સંપત્તિવાન મંદિરોમાં ઘણું ધન તીજોરીઓમાં એકઠું થઇને પડયું રહ્યું હતું. એ ધન કશા કામમાં આવતું નહોતું અને મંદિરોનો વહીવટ પણ સારી રીતે ચાલતો નહોતો. રાણીએ પોતાના અમલદારોના હાથમાં મંદિરનો વહીવટ સોંપીને અમુક વ્યાજ ઉપર મંદિરમાંથી નાણાં કરજે લેવાની સૂચના કરી. રાણીની બુદ્ધિમત્તા જોઇને કર્નલ મેકોલે ઘણાજ ખુશ થયા. રાજ્યના મુખ્ય અમલદારો પણ એ સૂચનાની ઉપયોગિતા સ્હમજી શક્યા. બધાની સહાનુભૂતિ મળવાથી રાણી ગૌરી લક્ષ્મીબાઇએ બધા મંદિરોના ટ્રસ્ટીઓની એક સભા બોલાવી અને સુલલિત ભાષામાં દાખલા દલીલો સહિત ત્હેમની આગળ પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો. ટ્રસ્ટીઓના ધ્યાનમાં રાણીની વાત ઉતરી ગઇ ને ત્હેમની ખાત્રી થઇ ગઇ કે રાણીની સૂચનાનુસાર ચાલ્યાથી રાજ્યને લાભ થશે એટલુંજ નહીં પણ મંદિરની ઉપજમાં પણ વધારો થસે. ટ્રસ્ટીઓએ આનંદપૂર્વક રાણીની સૂચના માન્ય રાખી અને

મંદિરોનો વહીવટ રાજ્યના અમલદારોના હાથમાં સોંપી દીધો. રાણીએ થોડાજ વખતમાં એક નવીન જગ્યા ઉભી કરી અને તે પદ ઉપર વ્યેંકટરાવ નામક એક પુરૂષને મંદિરોના સુપરિન્ટેન્ડન્ટ તરીકે નીમ્યો. એ અમલદાર ઘણો હોંશિયાર અને પ્રામાણિક હતો. ત્હેના પરિશ્રમથી રાજ્ય થોડા સમયમાંજ ઋણ-મુક્ત થયું.

ત્યાર પછી રાણીએ ન્યાયખાતા તરફ પોતાનું લક્ષ ખેંચ્યું. જાતે સંસ્કૃત ભાષામાં પારદર્શી હતી; મનુસંહિતા, પરાશર-સંહિતા વગેરે વ્યવસ્થાના ગ્રન્થો તથા ઇસ્ટ ઇંડિયા કંપનીના કાયદાઓ અને આધુનિક કાયદાના બીજાં પુસ્તકોના આધાર ઉપરથી ત્હેણે પોતાના રાજ્યને સારૂ એક નવું કાયદાનું પુસ્તક રચવાનો સંકલ્પ કર્યો. પણ પાછળથી ત્હેને માલૂમ પડ્યું કે એકલે હાથે એવું મ્હોટું કામ પાર ઉતારવું ઘણું કઠણ છે. એ સમયે રાણી વિવાહ કરવા યોગ્ય વયની થઈ હતી. ત્હેનું લગ્ન કરવા સારૂ પ્રયત્ન પણ થઈ રહ્યા હતા. શોધતાં શોધતાં એક ગામડા ગામમાં કોઇ બ્રાહ્મણ રાજવંશમાં રાણી ગૌરી લક્ષ્મીને યોગ્ય વર મળી આવ્યો. એ ઘણો વિદ્વાન, સુશીલ અને સદાચારી હોવાથી રાણીએ ત્હેને પતિ તરીકે પસંદ કર્યો. એ ન્યાય શાસ્ત્રમાં ઘણો વિદ્વાન્ હતો, ધર્મશાસ્ત્રમાં પણ ત્હેને ઘણી અભિજ્ઞતા હતી, એટલે રાણીને કાયદાનું પુસ્તક રચવાની ઘણા દિવસથી જે ઇચ્છા હતી તે ઇચ્છા પૂર્ણ થવાનો સંભવ જણાયો.

રાણી ગૌરી લક્ષ્મીબાઈ સાથે એ યુવકનાં યથાવિધિ લગ્ન થઇ ગયાં. રાજકુટુંબની સ્ત્રીઓ સાથે જે પુરૂષ લગ્ન કરે તે મલબારમાં 'કયેલ ખામ્બુરાન' ઉપાધિ પ્રાપ્ત કરે છે. એ 'કયેલ

ખામ્બુરાન ' ( અર્થાત્ રાણીનો સ્વામી ) ની સાહાય્યથી રાણીએ કાયદાનું પુસ્તક રચવાનું કામ આરંભ કર્યું અને ઘણો સખ્ત પરિશ્રમ કરીને ' સત્યવર્ધક ' નામનું એક પુસ્તક પ્રગટ કર્યું. ઇ. સ. ૧૮૧૨ થી ત્રાવણકોર રાજ્યમાં ત્હેના રચેલા પુસ્તક પ્રમાણે ન્યાયખાતાનું કામ ચાલવા લાગ્યું. લોકોને ન્યાય મેળવવાની સગવડ વધે એટલા સારૂ નવી નવી અદાલતો સ્થાપવામાં આવી. ધીમે ધીમે અંગ્રેજી, સંસ્કૃત અને મલબારી ભાષા સારી રીતે જાણતા હોય એવા હોંશિયાર લોકોને ન્યાયાધીશ નીમવામાં આવ્યા. રમણ મેનન નામના એક કોચીનવાસી વિદ્વાન્‌ને રાજ્યનાં મુખ્ય ન્યાયાધીશના પદ ઉપર નીમ્યો. રાજ્યમાં ગુલામગીરીનો રિવાજ હતો તે રાણીએ નવો કાયદો રચીને બિલકુલ બંધ કરી દીધો. બીજા ઘણા કષ્ટદાયક વેરાએ ઓછા કરી દીધા અને મીઠાના વેપારમાં ઘણી સગવડ કરી દીધી.

રાણી ગૌરી લક્ષ્મીબાઇ ઘણીજ ધર્મપરાયણ હતી. પદ્મનાભ દેવતા ઉપર ત્હેની અગાધ ભક્તિ હતી. ત્હેના પૂર્વજોએ સ્થાપેલાં દાન વગેરે ધર્મકાર્યો ત્હેણે ચાલુ રાખ્યાં હતાં. તે ઉપરાંત ત્હેણે પોતે દાનને માટે ઘણો સારો સ્થાયી પ્રબંધ કર્યો હતો. ' ધર્મવર્ધિની ' ઉપાધિનું સાર્થક કરવાનો ત્હેણે ઘણો પ્રયત્ન કર્યો હતો. પરન્તુ કર્નલ મેકાલે પાશ્ચાત્ય મનુષ્ય હતા. બ્રાહ્મણ-ભોજનમાં તથા અન્ન સત્રોની સ્થાપનામાં ધન ખરચવું એ ધનનો મિથ્યા વ્યય કરવા બરોબર છે એમ એ સાહેબને લાગતું હતું. એવી બાબતમાં કોઇ ત્હેમની આગળ ફરિયાદ કરવા આવતું તો મેકાલે સાહેબ ત્હેની અરજી ઉપર ધ્યાન આપતા નહીં. રાણી ગૌરી લક્ષ્મીબાઇને કાને આ વાત પહોંચી એટલે ત્હેણે ઘણી

દીવાનીર થઈને સાહેબને પત્ર લખ્યો કે 'હમારા દેશના પ્રાચીન ગૌરવ અને રીતરિવાજ સંબંધી આપને કાંઈક લખી જણાવવું મ્હારે માટે આવશ્ય નથી. પ્રાચીન પુરૂષોએ સ્થાપેલાં દાનાદિ અનુષ્ઠાન ત્હેમના ધર્મ વિશ્વાસને અનુસરતાં હતાં અને તે દ્વારા ત્હેમનું આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ થતું. એટલા સારૂ મ્હારો આપને ખાસ આગ્રહ છે કે દાન વગેરે કાર્યોને નિયમપૂર્વક ચાલુ રહેવા દેવાં જોઈએ. મ્હારા જાણવામાં આવ્યું છે કે, રામેશ્વરના તીર્થયાત્રીઓ તરફ પૂરતું ધ્યાન આપવામાં આવતું નથી. હું આશા રાખું છું કે, બીજા વિષયોની પેઠે આ વિષયમાં પણ આપ ખાસ ધ્યાન આપશો. કાગળપત્ર દ્વારાજ આપ ઘણું કામ કરી શકો એમ છો. આશા છે કે મ્હારી સૂચના ઉપર આપ ઘટતું ધ્યાન આપશો. હું એક સ્ત્રી છું, રાજ્યનો બધો કારભાર આપના હાથમાં મ્હેં સોંપ્યો છે, એટલે આશા રાખું છું કે આપ દાન વગેરે કાર્યોને યોગ્ય રીતે ચલાવીને રાજ્યનું કલ્યાણ સાધશો.'

રાણી કેટલી દૃઢતાથી રાજ્ય ચલાવતી હતી ત્હેનો પરિચય આ કાગળ વાંચ્યાથી મળી આવે છે. યુરોપિયન અમલદારના કામમાં ખામી હોય તો એ ખામી બતાવતાં રાણીને સંકોચ થતો નહીં.

ઈ. સ. ૧૮૧૩ માં રાણીને એક પુત્ર સંતાન જન્મ્યો. આખા રાજ્યમાં આનંદઉત્સવ મચી રહ્યો. એ બાળકનું નામ રામવર્મા પાડવામાં આવ્યું. ઈ. સ. ૧૮૧૪ માં શાસ્ત્રાનુસાર શુભ દિવસે રામવર્માનો ત્રાવણકોરના રાજા તરીકે અભિષેક થયો. અભિષેકને દિવસે એક દરબાર ભરવામાં આવ્યો. સુસજ્જિત

રાજકુમારને ખોળામાં લઈને રાણી રાજસભામાં ઉપસ્થિત થઇ. એ વખતે સભામાં એકઠા થયેલા દરબારીઓએ ત્હેને યથાયોગ્ય માન આપ્યા પછી રાણીએ નીચે લખેલું ભાષણ આપ્યું.

'નામદાર ઇસ્ટ ઇંડિયા કંપની ન્યાયધર્મનું રક્ષણ કરીને દેશ ઉપર રાજ્ય ચલાવે છે, એટલા સારૂ ભગવાન પદ્મનાભ ત્હેમની બધી ઇચ્છાઓ પૂર્ણ કરશે. પ્રભુ પદ્મનાભની કૃપાથી મ્હેં જે પુત્ર પ્રાપ્ત કર્યો છે તે પુત્રને આજે ઇસ્ટ ઇંડિયા કંપનીના હસ્તમાં સમર્પણ કરૂં છું. ત્હેનું રાજ્યોચિત રીતે પાલન અને શિક્ષણ કરવાનું કામ હું ઇસ્ટિ ઇંડિયા કંપનીને સોંપું છું એથી વધારે મ્હારે કાંઇ કહેવાનું નથી.'

એટલું કહીને ત્હેણે બાળક પુત્રને કર્નલ મેકાલેના હાથમા મૂક્યો. મેકાલે સાહેબે ઉભા થઇને જાહેર કર્યું કે 'આજથી રામવર્મા ત્રાવણકોર રાજ્યને। મહારાજા થયો છે અને જ્યાં સુધી એ બાળક પુખ્ત ઉમ્મરને। નહીં થાય ત્યાં સુધી રાણી ગૌરી લક્ષ્મીબાઇજ પહેલાંની માફક રાજમાતા તરીકે રાજ્ય ચલાવશે.'

ત્યાર પછી કર્નલ મેકાલે સાહેબે દીવાનપદને। ત્યાગ કર્યો.

એક વર્ષ પછી રાણી ગૌરી લક્ષ્મીબાઇને એક બીજું સંતાન ઉત્પન્ન થયું. પણ એ સંતાનના જન્મ પછી ત્હેની તબિયત બગડી ગઇ. ત્હેને। અન્તકાળ સમીપ આવી પહોંચ્યો. મૃત્યુ સમયે ત્હેણે પોતાના સ્વામીને અને બ્હેન પાર્વતીબાઇને પાસે બોલાવ્યાં તથા કહ્યું કે 'હું મ્હારા પ્રાણ સમાન આ બે બાળકોને ત્હમારા હાથમાં મૂકી જાઉં છું. ત્હેમે પ્રતિજ્ઞા કરો કે એ બે બાળકોને હમે પૂરતી કાળજીથી ઉછેરીશું, અને પાર્વતીબાઈ મ્હારી જગ્યાએ રાજ્યને। કારભાર ચલાવશે. ત્હમે એવી

પ્રતિજ્ઞા કરશો એટલે હું શાન્તિથી મરી શકીશ.' પાર્વતીબાઇને ત્હેણે કહ્યું 'પાર્વતી ! ત્હારે આ રાજ્યનો કારભાર ચલાવવો પડશે આ બન્ને બાળકોની મા થઇને ત્હારે રહેવું પડશે. મ્હારે માટે શોક કરીશ નહીં.'

ગૌરી લક્ષ્મીબાઇએ ચાર વર્ષ સુધી રાજ્ય કર્યું. એ અલ્પ સમયમા પણ ત્હેના ચરિત્રમા અપૂર્વ સદ્ગુણોનો પરિચય મળી આવ્યો હતો, અને ત્હેણે આખી પ્રજાની ખરા અંતઃકરણની પ્રીતિ સંપાદન કરી હતી.

ઘણા લોકો એમ માને છે કે સ્ત્રીઓ તો ઘરધંધા સિવાયના બીજા કામ કરીજ ન શકે બહારના કામ કરવા જેટલી બુદ્ધિ અને શક્તિ ત્હેમનામાં હોયજ નહીં, પરન્તુ રાણી ગૌરી લક્ષ્મી-બાઇનું ચરિત્ર એ દલીલના ખંડનરૂપ પ્રત્યક્ષ પ્રમાણ છે. ત્હેમને પોતાની સ્વાભાવિક ઇશ્વરદત્ત શક્તિઓને વિકાસ કરવાનો પ્રસંગ મળે તો તેઓ કોઇ પણ વિષયમા પુરૂષોથી પછાડી રહે એમ નથી. ત્હેમને બુદ્ધિનો વિકાસ કરવાનો અવકાશ અને અનુકૂળતા તથા કાર્યક્ષેત્રમા ઉતરવાનો પ્રસંગ આપો અને પછી જુઓ કે તેઓ કેવા કેવા ઉત્તમ કાર્યો કરી શકે છે



## રત્ન—૧૪૫. મૈનાબાઇ પવારિણ.

આ ધૈર્યશાળી સ્ત્રીનો જન્મ વડોદરામા એક ઘણા કુલીન કુટુંબમા થયો હતો. ત્હેણે પોતાના ધૈર્ય આદિ અસાધારણ ગુણોને લીધે ધારના પવાર કુટુંબની શોભામા વૃદ્ધિ કરી હતી.

ધારનું રાજ્ય હેની વર્તમાન સ્થિતિને માટે મૈનાબાઇને આભારી છે. એમ કહીએ તોપણ ચાલી શકે એમ છે.

મૈનાબાઈ વડોદરાના ગોવિંદરાવ ગાયકવાડની સ્ત્રી ગહિનાબાઈની ભત્રીજી અને ધારના આનંદરાવ પવારની પત્ની હતી. આનંદરાવ પવાર ગોવિંદરાવ ગાયકવાડનો દૌહિત્ર થતો હતો. સત્તર વર્ષનો થયો ત્યાં સુધી એ મોસાળમાંજ ઉછર્યો હતો. ત્યાર પછી એ ધાર રાજ્યમાં પોતાના પિતાની ગાદીએ બેસવા ગયો. પણ એ વખતે ત્યાંના દીવાન રંગરાવ આવડીકરે એ બાબતમાં વાંધો લીધો. પણ રંગરાવનું કાંઇ ચાલ્યું નહીં. હેને પોતાનો દુરાગ્રહ છોડવોજ પડયો. ધારની ગાદી આનંદરાવને પ્રાપ્ત થઈ.

આનંદરાવના વડોદરેથી પાછા ફર્યા પછી ધાર સંસ્થાન ઉપર દુર્દૈવનું ચક્ર ફરી વળ્યું. આસપાસનાં ઘણાં રાજ્યો હેને સતાવ્યા કરતાં હતાં. એમાં પણ સિંધિયા અને હોલકરે તો ધાર રાજ્યમાં ઘણીજ લૂંટ મચાવી હતી. આનંદરાવે પોતાના રાજ્યનું સંરક્ષણ કરવાને ઘણોએ પ્રયત્ન કર્યો પણ સફળ થયો નહીં. આખરે નિરાશ થઈ તે આશરે ઇ. સ. ૧૭૯૭ માં મરણ પામ્યો.

આનંદરાવનું મૃત્યું થયું તે સમયે મૈનાબાઇ સગર્ભા હતી. હેની ગાદીનું વારસ મૈનાબાઇના ગર્ભમાંના બાળક સિવાય બીજું કોઇ નહોતું. એટલે રાજ્યનો કારભાર પોતાના હાથમાં લેવાની મૈનાબાઇને ફરજ પડી. એ વખતે માજી યશવંતરાવનો એક દાસીપુત્ર જીવતો હતો. હેનું નામ મુરારીરાવ હતું. મૈનાબાઇના હાથમાં રાજ્યની લગામ રહે એ વાત એ મુરારીરાવને પસંદ પડી નહીં. એ રાતદિવસ હેના ઉપર દ્વેષ રાખવા લાગ્યો. હેણે

પોતાનો એક સ્વતંત્ર પક્ષ ઉભો કરીને મૈનાબાઈના કાર્યમાં વિઘ્ન નાખવાનો પ્રયત્ન આરંભ્યો. કેટલાક પ્રતિષ્ઠિત માણસો પણ ત્હેના પક્ષમાં સામીલ થયા એટલે એની સત્તા દિનપ્રતિદિન વધતી ગઈ. એની આજ્ઞા વગર પાંદડું પણ હાલતું નહીં. એ મુરારીરાવ ઘણા ક્રૂર સ્વભાવનો મનુષ્ય હતો.

એવા વિરોધી સંયોગોમાં પોતાના ગર્ભનું સંરક્ષણ કરવાના વિચારથી મૈનાબાઈએ ધાર છોડીને માંડવના કિલ્લામાં આશ્રય લીધો.

માંડવ ગયા પછી થોડા સમયમાંજ મૈનાબાઈએ એક પુત્ર-રત્નને જન્મ આપ્યો. પુત્ર જન્મ્યાથી એ વીર વિધવાના આનંદનો પાર રહ્યો નહીં. પોતાના રાજ્યને મુરારીરાવના ત્રાસ-માંથી મુક્ત કરવાની ત્હેનામાં હિંમત આવી. એને પેટે ગાદી વારસનો જન્મ થયો એટલે એના પક્ષના બીજા લોકોમાં પણ જોર આવ્યું. ધારનો કિલ્લેદાર મૂળથીજ ત્હેના પક્ષમાં હતો, અને વફાદારીથી ત્હેને મદદ આપી રહ્યો હતો. આ વખતે મૈનાબાઈના પક્ષકારોનું પ્રાબલ્ય એટલું બધું વધી પડયું કે મુરારીરાવને પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવા સારૂ છળકપટનો પ્રયોગ કરવો પડયો. મૈનાબાઈ ઘણી હિમ્મતવાળી સ્ત્રી હતી એ વાત ખરી, પણ સ્ત્રીના સરળ સ્વભાવ પ્રમાણે તે મુરારીરાવની મીઠી મીઠી વાતોમાં ભોળવાઈ ગઈ. મુરારીરાવના અભય વચન ઉપર વિશ્વાસ રાખીને એ પોતાના સુકુમાર બાળક સાથે ધાર આવી. પરન્તુ ત્યાં ગયા પછી મુરારીરાવે ત્હેને કિલ્લામાં નહીં જવા દેતાં નીચેના ગામમાંજ રહેવાની ફરજ પાડી. આ વખતે મુરારીરાવનું કપટ મૈનાબાઈના જાણ્યામાં આવ્યું. પરન્તુ હવે શું વળે ? મૈનાબાઈ એના ફંદામાંથી છુટવાનો પ્રયત્ન કરે તે

પહેલાં તો વિરોધીઓએ ત્હેના ઘરને ઘેરો ઘાલ્યો. એ લોકો ફક્ત ઘેરો ઘાલીનેજ બેસી રહ્યા નહીં. ત્હેમણે ઘરને આગ લગાડી દઇને મૈનાબાઈ, ત્હેનું આળક તથા ત્હેના અનુયાયીઓને જીવતાં બાળી મૂકવાનો પ્રયત્ન કર્યો.

પરન્તુ મૈનાબાઇ એવા પ્રપંચોથી ગભરાઈ જાય એવી સ્ત્રી નહોતી. એક તરફ ઘેરો ઘાલનારા લોકોની ગડબડ શરૂ થઈ એટલે બીજી તરફથી મૈનાબાઇએ ઘણી ઝડપથી પોતાના પુત્રને એક કણબીની સ્ત્રીને સોંપી દીધો તથા તે કણબણના પુત્રને પોતાની પાસે રાખી લીધો. ત્હેણે એ બાઇને કહ્યું હતું કે 'યુવરાજને ગુપચુપ કિલ્લામાં લઇ જઇને કિલ્લેદારજીને સોંપી દેજે' તે વિશ્વાસુ કણબણે સાવચેતીથી રાત્રીને સમયે એ કાર્ય પાર ઉતાર્યું. આ વાતની મુરારીરાવને ખબર પડી જતાં વારજ તે ક્રોધથી લાલચોળ થઇ ગયો અને મૈનાબાઇને ધમકી બતાવવા લાગ્યો કે 'હું આ પ્રપંચનો બદલો લીધા વગર રહીશ નહીં.'

પોતાનો પુત્ર કિલ્લામાં સહીસલામત પહોંચી ગયો છે એવી મૈનાબાઈને ખાત્રી હોવાથી ત્હેણે મુરારીરાવની ધમકી ઉપર જરા પણ લક્ષ આપ્યું નહીં, ત્હેણે મુરારીરાવને કહ્યું કે 'ત્હારાથી થાય તે કરી લેજે, મ્હને એમાં કાંઇ વાંધો નથી. પવારોની ગાદીનો માલિક, મ્હારો પ્રિયપુત્ર, ત્હારા કબજામાંથી બહાર જઇ ચૂક્યો છે એજ મ્હને મ્હોટા સંતોષની વાત છે.'

આ પ્રસંગે મૈનાબાઇએ પ્રગટ કરેલા ધૈર્ય અને સમય-સૂચકતાની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. મધ્ય હિન્દુસ્તાનનો ઇતિહાસ રચનાર માલકમ સાહેબ લખે છેઃ—

"ઇ. સ. ૧૮૧૮ ના ડિસેમ્બર મહિનામાં હું ધાર હતો,

ત્યારે મૈનાબાઇએ પોતે આ બાબતનો ઘણા આવેશ પૂર્વક ઉલ્લેખ કર્યો હતો. એ સાંભળીને હું ઘણો ખુશ થયો હતો.” એ કહેવા લાગી ‘બાપૂ રઘુનાથ વગેરે મંડળી ત્હમારી પાસેજ છે. ત્હેમને પૂછી જુઓ કે, જે ઘરમાં હું હતી તે ઘરને આગ લગાડવાની બિલકુલ તૈયારી થઇ ચૂકી હતી, એ વખતે એમણે મ્હને શું કહ્યું હતું? ત્હેમણે મ્હને ન્હાશી જવાની વિનતિ કરી હતી, પરન્તુ મ્હેં ઉત્તર આપ્યો હતો કે ન્હાશી જવા કરતાં અહિં રહેવામાજ મ્હારી વધારે આબરૂ છે. હું રાજકુટુંબની સ્ત્રી છું. મ્હારે ગમે ત્હેને ઘેર જઇને રહેવું એ વ્યાજબી નથી. માટે હું અહિંયાંજ રહીશ. મ્હારા શત્રુઓનો હેતુ સફળ થાય અને હું અહિંજ મારી જાઉં તોપણ મ્હારા સ્વર્ગવાસી પતિની સાથે સતી થયા જેટલો સંતોષ મ્હને થશે.’

મૈનાબાઇએ કિલ્લેદારને કહેવરાવી મોકલ્યું હતું કે ‘મ્હારી શી દશા થાય છે ત્હેની કાંઇ પણ ફિકર રાખ્યા વગર છેવટની ઘડી સુધી મ્હારા બાળકનું સંરક્ષણ કરજો.’

મૈનાબાઇનો પુત્ર અર્થાત્ ધારનો ગાદીવારસ પોતાના હાથ માંથી છટકી ગયો અને ત્હેની માતાએ પણ પોતાની ધમકીઓને ગણકારી નહીં એટલે મુરારીરાવે પોતાના પક્ષના માણસોને લઇને કિલ્લા ઉપર હુમલો કરવાનો યત્ન કર્યો. પણ એમાં એ ફાવી શક્યો નહીં. મૈનાબાઇએ આ પ્રસંગે પોતાના અને પોતાના રાજ્યના સંરક્ષણ સારૂ ઉદ્યોગ કરવામાં કાંઈ કચાશ રાખી નહોતી. આ અણીને વખતે ત્હેણે આસપાસના બધા રાજાઓ પાસે મદદ માગી ધારના રાજ્યને હેરાન કરવામાં સિંધિયા આગેવાન હતા, છતાં પણ આ વખતે ધારના ખરા ગાદીવારસનો નાશ

થવા ન પામે એટલા સારૂ મૈનાબાઇએ ત્હેમની પણ મદદ માગી. તેજ પ્રમાણે વડોદરાના રેસિડેન્ટ મારફતે અંગ્રેજ સરકારને પણ મદદ માટે વિનંતિ કરી, કે ત્હમે વચમાં પડીને રાજ્યનું રક્ષણ કરો. પરન્તુ એ વખતે એ કામમાં હાથ ઘાલવાનું સિંધિયા સરકારે કે અંગ્રેજ સરકારે યોગ્ય ન ધાર્યું. ત્હેમનો ઉદ્દેશ જુદોજ હતો. પરન્તુ મૈનાબાઈ ઉપર એક ઘણી મ્હોટી આપત્તિ આવી પડી હતી, અને એ આપત્તિમાંથી બચવાને મૈનાબાઈએ જરા પણ ધીરજ ખોયા વગર પ્રયત્ન કર્યો હતો. એ બિના ધ્યાનમાં લેતાં ત્હેના સગાંસંબંધીઓને વડોદરામાં ઘણી લાગણી થઈ આવી. ત્હેમણે મૈનાબાઇને મદદ કરવા સારૂ સખારામ ચિમનાજીની સરદારી નીચે એક સૈન્ય ધાર રવાના કર્યું.

મૈનાબાઇની કુમકે વડોદરાથી સૈન્ય આવી પહોચ્યું છે એ જોઇને મુરારીરાવના હાથપગ ઢીલા પડી ગયા અને એ ત્યાંથી અગિયારા ગણી ગયો. ગાયકવાડનો મુખ્ય ઉદ્દેશ મૈનાબાઇને મદદ કરવાનો તથા ધાર રાજ્યનો બચાવ કરવાનો હતો એ વાત ખરી, પણ ત્હેમનો અંદરખાનેનો વિચાર એવો હતો કે આવે વખતે મદદ આપ્યાથી ધાર સંસ્થાન આપણા પોતાના કબજામાં રહેશે. વળી એ સવારી લઇને આવનાર ચિમનાજીને પણ ધારમાં રહેવાથી ઘણો ફાયદો થાય એમ હતું. પરન્તુ વડોદરાવાળાઓનો એ હેતુ સફળ થયો નહીં. ધારનો કારભાર હાથમાં લીધા પછી સખારામ ચિમનાજીને પુષ્કળ કરજ કરવું પડયું. એ કરજ ચુકવતાં ચુકવતાં એ એકાએક મરણ પામ્યો અને ત્હેની જગ્યાએ ત્હેના હાથ નીચેનો બાપૂ રઘુનાથ નામનો એક અમલદાર

કામદાર નીમાયો. બાપૂ રઘુનાથને વડોદરા દરબારનો હેતુ સિદ્ધ કરતાં આવડયું નહીં. છતાં પણ મૈનાબાઇ અને બાપૂ રઘુનાથ બન્નેના સતત પ્રયત્નથી ધાર રાજ્યનું સંરક્ષણ થયું અને રાજ્યમાં ફરીથી સુલેહશાન્તિ પ્રસરી ગઇ.

અનેક પ્રકારના સંકટોની સ્હામે થઇને રાજ્યનું સંરક્ષણ કરતી વખતે મૈનાબાઇના ઉપર પ્રચંડ દુઃખનો ડુંગર તૂટી પડયો. જે પ્રિય પુત્રને વિપત્તિમાથી બચાવીને રાજ્યનો ઉપભોગ કરવા સારૂ ત્હેણે મહા મહેનતે બચાવી રાખ્યો હતો તેજ સુકુમાર બાળકને નિર્દય કાળે ઘણી બાલ્યાવસ્થામાં ગ્રસ્ત કરી લીધો મૈનાબાઇ પુત્રશોકની અસહ્ય વેદના ભોગવવા લાગી. પણ આવાં દુ:સહ્ય દુઃખનો ભાર શિર ઉપર ઉઠાવીને મૈનાબાઇએ દીર્ઘદષ્ટિથી રાજ્યનો કારભાર ચલાવવામાં જરા પણ બેપરવાઇ રાખી નહીં. ત્હેણે આસપાસના રાજારજવાડાની સંમતિથી તરતજ પોતાની બ્હેનના પુત્રને દત્તક લીધો; અને ત્હેનું નામ રામચન્દ્ર પવાર રાખીને રાજગાદી ઉપર બેસાડયો. રામચન્દ્ર પવાર ઉમરમાં પણ મૈનાબાઇના પુત્રની બરાબર હતો.

ત્યાર પછી નાના પ્રકારની ભાંજગડ થયા પછી, પરદેશી રાજકર્તાઓની સાથે સબંધ જોડાવાને લીધે, ધાર રાજ્યનું સદાને માટે સરક્ષણ થયું. પરંતુ એ સબંધ બંધાતા પહેલા કેટલાક વર્ષ સુધી મૈનાબાઇએ આખું રાજ્ય સંભાળીને તથા આસપાસના રાજ્યો ઉપર ચ્હડાઇ કરીને ધારનું રાજ્ય સારી રીતે ચલાવ્યું હતું. એ ઉત્તમ રાજપ્રબંધને લીધે ત્હેની કીર્તિમાં ઘણો વધારો થયો છે. ત્હેના ઉત્તમ રક્ષણને લીધેજ ધાર રાજ્ય આજ સારી દશામા છે. મૈનાબાઇ સંબધી માલકમ સાહેબના નીચે લખેલા

મનોરમ ઉદ્ગાર ધ્યાનમાં લેવા ચોગ્ય છે. હાલના સમયમાં (ધારમાં) રાજ્ય કરનારી શ્રી મૈનાબાઈ જો કે સંસારના સુખ દુઃખની ભિન્ન ભિન્ન સ્થિતિઓના અનુભવથી વૃદ્ધ થઇ ગૂઇ છે તોપણ વયમાં હજુ તે તરૂણ છે, અને તે અંગ્રેજ સરકારના ઉપકારનું ઘણીજ કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરે છે.

આ ધૈર્યશાળી સ્ત્રી યથાસમયે મરણ પામીને સંસારને ત્યાગ કરીને ગઇ, પણ ત્હેનું મનોરમ ચરિત્ર ધારના પવાર રાજાઓને માટે અભિમાન કરવા ચોગ્ય છે.

## ૨૯૧—૧૪૬. લક્ષ્મીદેવી.

એ મિથિલારાજ ચન્દ્રસિંહની રાણી હતી, લછિયા નામથી એ પરિચિત છે. એને વિદ્યાનો ઘણોજ શોખ હતો એટલા માટે પોતે મિથિલાદેશના ઘણા પંડિતોનું પ્રતિપાલન કરતી હતી. વિવાદચન્દ્ર વગેરે ગ્રન્થકારો તથા મિસરૂમિશ્ર અને મિતાક્ષર ટીકાના રચનાર બાલમભટ્ટ એનાજ આશ્રિત હતા. અને એને લીધેજ એમણે પ્રતિષ્ઠા મેળવી હતી. દર્શનશાસ્ત્રમાં લક્ષ્મીદેવી ઘણીજ પ્રવીણ હતી, દર્શનશાસ્ત્ર સંબંધી કૂટ પ્રશ્નોનો વાદવિવાદ એ પંડિતો સાથે ઘણીજ દક્ષતાપૂર્વક કરતી. એણે પોતે મિતાક્ષર-વ્યાખ્યાન નામની પ્રસિદ્ધ ટીકા મિતાક્ષર ગ્રન્થ ઉપર લખી છે. એ ગ્રન્થમાંથી ત્હેની વિદ્યા તથા બુદ્ધિનો વિલક્ષણ પરિચય મળી આવે છે.

# રત્ન—૧૪૭. મધુરવાણી.

---

તાંજોરના અધિપતિ રઘુનાથ રાજા ઘણા વિદ્યાનુરાગી હતા. અસખ્ય પડિતોને લઇને એ રાજસભામાં બેસતા અને હેમની સાથે ધર્મ અને કાવ્યની ચર્ચા કરતા પડિતો રોજ રોજ નવાં નવા કાવ્ય રચીને રાજાને સભળાવતા આ બધા પડિતોની સાથે અનેક વિદુષીઓ પણ રાજસભામા બિરાજીને હેમની શોભામાં વધારો કરતી હતી એ વિદુષીઓ પણ પડિતોની સાથે ધર્મ અને કાવ્યની ચર્ચામા સામિલ થતી, અને મહારાજને રોજ નવાં નવાં કાવ્યો સંભળાવતી એ બધી વિદુષી રમણીઓમાથી મધુરવાણીએ વિશેષ ખ્યાતિ મેળવી છે મહારાજા બધા સભા પડિતો કરતા એનું વધારે માન રાખતા તથા એની રચનાથી મુગ્ધ થઇ જતા.

એક દિવસ મહારાજા સેકડો વિદુષી રમણીઓની વચમા એ રાજસભામાં બેઠા હતા. કોઇ રમણી એમને રામાયણ સંભળાવતી હતી, કોઇ ધર્મ સંગીત સંભળાવતી હતી. એક વિદુષી એ દિવસે મહારાજાને ઉદ્દેશીને કવિતા રચી લાવી હતી, એમાં શ્રી રામચન્દ્રજીના ઉપર મહારાજની કેવી અચળ ભક્તિ છે હેનુ વર્ણન કરવામા આવ્યું હતું. કવિતામા જ્યા જ્યા રામચન્દ્રજીની સ્તુતિ હતી, રામચન્દ્રજીના ચરિત્રનું વ્યાખ્યાન હતું, તેટલો તેટલો અશ સાંભળતા રાજા તન્મય થઇ ગયા કવિતા પૂરી થઇ રહ્યા પછી એ બોલ્યા ' મ્હે આટલી બધી વાર રામચરિ઼ સાંભળ્યું છે, પણ એ સાંભળ્યાથી હું કોઇ દિવસ ધરાતો નથી

જેટલી વાર સાભળું છું તેટલી વાર એ નવુંજ લાગે છે, અને તેટલીજ વાર પુષ્કળ આનંદ મેળવું છું. મ્હારી સભાના પંડિતો અને વિદુષી મહિલાઓએ ઘણી વાર રામનામનું ગાન વિવિધ છંદોમાં રચીને મ્હને સંભળાવ્યું છે, પણ ત્હેમની રચનામાં જાણે એક જાતની ન્યૂનતા જણાય છે. જાણે કે એમાં કાંઇક રહી ગયું હોય એમ લાગે છે. રામચન્દ્રજીનું ગુણકીર્તન પૂર્ણરૂપે થયું હોય એમ જણાતું નથી. મ્હારી ઇચ્છા છે કે કોઇ એવું રામ-ચરિત્ર લખે કે એમાં એ અભાવ ન જણાય.'

રઘુનાથે સભા બોલાવીને એ કાર્ય સોંપવાનો વિચાર કર્યો, પણ કોઇ સ્ત્રી કે પુરૂષે એ મહાભારત કામ પોતાને માથે લેવાનું સાહસ કર્યું નહીં. મહારાજે ઉદાસ મને એ દિવસે સભા બરખાસ્ત કરી.

એ રાત્રે મહારાજે સ્વપ્ન જોયું કે સાક્ષાત્ રામચંદ્રજી ત્હેના ઓશિકા આગળ બેસીને કહી રહ્યા છે 'નરપતિ! ઉદાસ ન થઇશ. સરસ્વતી સમાન મધુરવાણી ત્હારી સભામાં છે, ત્હેના ગાનથી હું પણ સંતુષ્ટ છું. ત્હેનેજ તું રામાયણ રચવાનું કામ સોંપ. એજ સ્ત્રી એ કાર્યને માટે લાયક છે.'

બીજે દિવસે સ્હવારે મહારાજે મધુરવાણીને સ્વપ્નની વાત કહી. મધુરવાણીએ એ સાભળીને કહ્યું 'રાજાધિરાજ! શ્રી રામચંદ્રજીની આજ્ઞા મ્હારે શિરોધાર્ય છે એમનીજ સહાય છે તો આ કાર્ય કરવામાં મ્હારે કાંઇ વાંધો નથી. મ્હારી બધી ત્રુટીઓને અન્તર્યામી ક્ષમા કરશે.'

મધુરવાણીનું રચેલું એ રામાયણ તાલપત્ર ઉપર, બેંગલોરમાં માલેશ્વર વેદ વેદાન્ત મંદિરના પુસ્તકાલયમાં સાચવી રાખવામાં

આવ્યું છે. એનો સંપૂર્ણ અંશ મળી આવતો નથી. જેટલો ભાગ મળી આવ્યો છે તેટલામાં ચૌદ સર્ગ સુધી છે. એ ચૌદ સર્ગમાં નાના પ્રકારના છંદોમાં દોઢહજાર શ્લોક છે. પ્રારંભમાં ગ્રન્થકર્ત્રી દેવતાઓ પાસે તથા તાંજોરના રાજા રઘુનાથ પાસે આશીર્વાદ માગે છે; ત્યાર પછી વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, બાણભટ્ટ, માઘ વગેરે મહા કવિઓ માટેની પોતાની સન્માનવૃત્તિ પ્રગટ કરી છે. ત્યાર પછી સુલલિત ભાષામાં રઘુનાથ રાજાની રાજસભાનું વિવરણ છે. એ વર્ણન ઉપરથી ખબર પડે છે કે સેંકડો વિદુષી રમણીઓ રઘુનાથની રાજસભાને અલંકૃત કરતી હતી. અહિંયાં પ્રથમ સર્ગ સમાપ્ત થાય છે. ત્યાર પછી મૂળ રામાયણનો આરંભ થાય છે. એમાં રામાયણનું ક્રમ પુરઃસર વર્ણન છે.

મધુરવાણી ઘણીજ ગુણવતી સ્ત્રી હતી. એ ચમત્કાર વીણા નામનું વાજીંત્ર વગાડી શકતી. વ્હેની વીણાનો આલાપ સાંભળતાં મનમાં એવો વિચાર આવતો કે જાણે સ્વર્ગમાંથી સરસ્વતીદેવી પધારીને વીણાનો ઝંકાર કરી રહ્યાં છે. એ તેલંગી અને સંસ્કૃત બન્ને ભાષામાં વિશેષ પ્રવીણ હતી. એમ કહેવાય છે કે શ્લોક રચવાનો વ્હેને એટલો બધો અભ્યાસ હતો કે બાર મિનિટમાં એક શ્લોક રચતી હતી. વ્હેણે નૈષધકાવ્ય અને કુમારસંભવ પણ રચ્યાં છે. મધુરવાણી સંબંધી બીજી વધારે હકિકત મળી આવતી નથી. એ સત્તરમી શતાબ્દીમાં જીવિત હતી.



## ૨૯૫—૧૪૮. મોહનાંગિની.

એ દક્ષિણ દેશના કૃષ્ણરયાલુ નામના રાજાની કન્યા હતી. બાલ્યકાળમાં પિતાની પાસેથી એણે ઘણું સારૂં શિક્ષણ મેળવ્યું હતું. રાજા રામરયાલુની સાથે એનું લગ્ન થયું હતું. પરણ્યા પછી પણ એ પોતાનો ઘણો સમય ગ્રન્થો વાંચવામાં અને ભાષા શિખવામાં ગાળતી. બાલ્યકાળથીજ તે કવિતા રચતી હતી. પણ યૌવનાવસ્થામાં એ કાવ્યરચનાને માટે યશસ્વી થઇ. એણે 'મરીચિ–પરિણય' નામનું એક કાવ્ય રચ્યું છે. એ ગ્રંથે પંડિત-સમાજમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે. કહેવાય છે કે પિતાની રાજ-સભામાં એ પોતાની રચના વાંચીને સભાપંડિતોને મુગ્ધ કરતી હતી.

મોહનાંગિની પૂર્ણ યૌવનાવસ્થામાં વિધવા થઇ, અને સ્વામીની સાથેજ ચિતામાં ત્હેણે પ્રાણ વિસર્જન કર્યો.

## ૨૯૫—૧૪૯. ખગનિયાઁ.

અવધપ્રાન્તમાં ઉન્નાવ જીલ્લામાં ' રણજીતપુરવા ' નામનું એક ગામ છે. ત્યાં ખગનિયાઁ રહેતી હતી. એના બાપનું નામ વાસુ હતું. એ ન્યાતની ઘાંચણ હતી. એ કાંઇ વધારે ભણી ગણી નહોતી પણ સમસ્યાઓ સારી બનાવી જાણતી હતી. ત્હેની કેટલીક સમસ્યાઓ એવી ઉત્તમ બનતી હતી કે સારા સારા કવિઓ પણ ત્હેને પસંદ કરીને લખી જતા હતા.

જગતમાં ઘાંચણો તો ઘણીએ થઇ ગઇ છે, અને થશે, પણ એમાંથી એક ખગનિયાઁનું નામજ ચિરાયુ રહેશે. ત્હેણે

ઘણી સમસ્યાઓમાં પોતાના પિતાનો ઉલ્લેખ કરીને ત્હેનું નામ પણ અમર કર્યું છે.

વિદ્યાને લીધે ગમે તેવી હલકી જાતની સ્ત્રી પણ અક્ષય કીર્તિ મેળવી શકે છે.



## રત્ન—૧૫૦. અભયાર.

એ દાક્ષિણાત્ય બ્રાહ્મણ ભગવાન નામના એક પુરૂષની કન્યા હતી. એ કેટલી બધી વિદુષી હતી તે ત્હેના ચરિત્ર સંબધી નીચેની કથા ઉપરથી સ્હમજી શકાય છે. લોકો ત્હેને દેવી સરસ્વતીની કન્યા કહેતા હતા.

અભયારના ભાઇ બ્હેન બધાંએ સાહિત્ય જગતમા નામ કહાડયું હતું ત્હેના બધા ભાઇઓ પ્રતિભાશાળી કવિ તરીકે પ્રખ્યાત થયા હતા તથા ત્હેની બ્હેનોની પણ એ વિષયમા ઓછી ખ્યાતિ નહોતી. પરન્તુ એ બધામાં શ્રેષ્ઠ સ્થાન અભયારને મળ્યું હતું. જ્યોતિષવિજ્ઞાન, આયુર્વેદ અને ભૂગોળમા ત્હેનું જ્ઞાન અસીમ હતું. ત્હેણે ભૂગોળ સંબંધી એક ઉત્કૃષ્ટ ગ્રન્થ કવિતામાં રચ્યો હતો જ્યોતિષ અને વિજ્ઞાન સંબધી પણ કેટલાંક પુસ્તક રચ્યા હતાં. એ જીંદગી પર્યન્ત કુંવારી રહી હતી અને દેશના બધા પંડિતો ત્હેનો યશ ગાતા હતા

ત્હેને ઉપાબ્બા નામની એક ભગિની હતી, ત્હેણે પણ " નીલિપાટલ " નામનો એક ગ્રન્થ રચ્યો છે, અને ભદલી અને સુભૈરા નામની બીજી બે બ્હેનો ખંડકાવ્ય અને કવિતારચના કરીને યશસ્વી થઇ ગઇ છે.



# ૨૮૨–૧૫૧. નાચી.

દક્ષિણ દેશમાં એલેશ્વર ઉપાધ્યાય નામનો એક મહાપંડિત હતો. દર્શનશાસ્ત્ર, વિજ્ઞાન, આયુર્વેદ અને જ્યોતિષમાં ત્હેનું અસીમ જ્ઞાન હતું. ત્હેને નાચી નામની એક કન્યા હતી. નાચી અલ્પ વયમાં વિધવા થઇ હતી. ઉપાધ્યાય મહાશય એક શાળા કહાડીને દેશદેશાવરના વિદ્યાર્થીઓને ભણાવતા હતા. કન્યા નાચી જ્યારે વિધવા થઈ ત્યારે ત્હેમણે વિદ્યાર્થીઓની સાથે એને પણ ભણાવવું શરૂ કર્યું. નાચી એટલી બધી તેજ બુદ્ધિની નહોતી. કોઇ વિષય સ્હેલાઇથી શિખી જતી નહીં. એટલા માટે ત્હેના પિતા મનમાં ને મનમાં ઘણા દુ:ખી થતા. ઉપાધ્યાય મહાશયના ઘણા શિષ્યો પણ નાચીના જેવી મંદ બુદ્ધિવાળા હતાં. ત્હેમની બુદ્ધિ પ્રખર અને સ્મરણશક્તિ પ્રબળ કરવા માટે એલેશ્વર આયુર્વેદશાસ્ત્રનું મંથન કરવા લાગ્યા. જ્યોતિષ્મતી નામની ત્હેમણે એક વેલ ખોળી કહાડી. એ લતાના રસનું સેવન કરવાથી બુદ્ધિ તથા સ્મરણશક્તિ તીવ્ર થાય છે. એમ એમનું માનવું હતું. કહેવાય છે કે એલેશ્વર પંડિતે એ જ્યોતિષ્મતી–રસનું સેવન કરાવીને ઘણા વિદ્યાર્થીઓને બુદ્ધિવાન બનાવ્યા હતા. વધારે બુદ્ધિશાળી થવાની ઇચ્છાથી નાચીએ એક વખત છાનામાના ઘણા મ્હોટા પ્રમાણમાં એ રસ પી લીધો. એ રસ મ્હોટી માત્રામાં પીધાથી વિષતુલ્ય પરિણામ આવતું હતું. નાચીના દેહમાં અસહ્ય બળતરા થવા લાગી અને એ બળતરા સહન ન થવાથી એ એક કૂવામાં કૂદી પડી. એ અડધી બેભાન અવસ્થામાં

એ કૂવામાં આઠ કલાક સુધી પડી રહી. હેના પિતાને આ બનાવની ખબર નહોતી. હેમણે ચારે તરફ કન્યાની શોધ કરાવી. અને ક્યાંય પત્તો ન લાગ્યો ત્યારે 'નાચી, નાચી' કહીને રોવા લાગ્યો. આટલીવાર પાણીમાં ડૂબી રહેવાથી નાચીનું વિષ ઉતરી ગયું હતું. હેણે પિતાનો સ્વર સાંભળીને કૂવામાંથી જવાબ આપ્યો. પિતાએ આવીને હેને કૂવામાંથી બહાર કહાડી. ત્યાર પછી નાચીની મેધાશક્તિ ઘણીજ તીવ્ર થઇ ગઈ. થોડા દિવસોમાં હેણે બધાં શાસ્ત્રોનો અભ્યાસ કરી દીધો.

એ વખતે નાચીએ પોતે કવિતા રચવાનો આરંભ કર્યો; હેની કવિતાઓ ભાવ, માધુર્ય અને ભાષાચાતુર્યમાં ઉંચા પ્રકારની હતી ત્યાર પછી હેણે 'નાચી નાટક' નામનું એક પોતાનું જીવનચરિત્ર કાવ્યમાં લખ્યું, હેમાં હેના દુઃખી વૈધવ્ય જીવનનું કરૂણામય વર્ણન છે.

વૃદ્ધાવસ્થામાં નાચીએ તીર્થયાત્રા કરી હતી. એ વખતે અનેક શહેરોમાં પંડિતો સાથેના શાસ્ત્રાર્થમાં દિગ્વિજય કરીને એ પિતાને ઘેર પાછી આવી હતી.

---

## ૨૯–૧૫૨. ગિરધર કવિરાયની સ્ત્રી.

---

કવિરાય ગિરધર હિન્દી ભાષાનો જૂનો અને પ્રખ્યાત કવિ છે. હેના કુંડળિયા ઘણાજ પ્રસિદ્ધ છે. એ કવિરાયની સ્ત્રી પણ ઘણી ભણીગણી હતી. પતિના સહવાસથી એને પણ કવિતા બનાવવાનો શોખ લાગ્યો હતો. પતિનીજ શૈલી ઉપર એ પણ

કુંડલિયા બનાવતી હતી, ગિરધર કવિના કુંડલિયા સાથે એના કુંડલિયા પણ મળી ગયા છે. જે કુંડલિયાના આરંભમાં 'સાંઇ' શબ્દ આવે છે તે બધા એના છે. કેટલાકનું એવું માનવું છે કે કવિરાય ગિરધરે જેટલા કુંડલિયા બનાવવાનો સંકલ્પ કર્યો હતો તેટલા બનાવ્યા પહેલાંજ એ કરાલ કાળને વશ થયા. તેથી એમની સ્રીએ બાકીના કુંડલિયા બનાવીને પતિનો મનોરથ પૂરો કર્યો, ધન્ય છે એવી સ્રીને !

## રત્ન—૧૫૩. માધવી.

માધવી નીલાચળની રહેવાશી હતી. મહાપ્રભુ ચૈતન્યદેવ દક્ષિણમાં પ્રવાસ કરીને જ્યારે નીલાચળમાં આવી પહોંચ્યા, ત્યારે માધવીએ ત્હેમનાં દર્શન કર્યા અને એ દિવસથીજ ત્હેના મનમાં ભગવત્પ્રેમનો ઉદય થયો. ત્યારથી એ ઘણી ભક્ત બની. ચૈતન્યદેવ સંન્યાસ લીધા પછી સ્રીઓનું મ્હોં જોતા નહીં, એટલે માધવી ત્હેમની સન્મુખ જઇ શકતી નહીં, એ સંતાઇ રહીને કૃષ્ણપ્રેમમાં તલ્લીન થઇ ગયેલા ચૈતન્યદેવની મૂર્તિ જોતી તથા પોતે પણ ભગવદ્ભક્તિમા લીન થઇ જતી. ચૈતન્યદેવની પાસે જવાની રજા નહીં હોવાથી એને ઘણોજ ખેદ થતો એ ખેદ એણે કાવ્યદ્વારા પ્રગટ કર્યો છે.

'કલ્પતરૂ' નામના ગ્રન્થમા માધવી દેવીનાં અનેક પદ મળી આવે છે. એ પદની ભાષા તથા ભાવ ઘણા સુંદર છે.

માધવી દેવીનાં પદ ઐતિહાસિક તત્ત્વોથી પૂર્ણ છે નિત્યાનંદ મહાપ્રભુનો દાંત તૂટી જવાની વાત, જગદાનંદની નવ-

દીપયાત્રા, દોલલીલા વખતે શ્રી ગૌરાંગનું કીર્તન વગેરે વિષયો ત્હેના પદોમાં મળી આવે છે.

જગન્નાથજીના મંદિરનું દૈનિક વિવરણ લખી રાખવા માટે એક લેખકની જરૂર હતી; માધવીના હસ્તાક્ષર ઘણા સુંદર હોવાથી, તથા ત્હેની રચના, ચાતુર્ય અને પાંડિત્યથી મુગ્ધ થઇને રાજા પ્રતાપચન્દ્રે સ્ત્રી હોવા છતાં પણ ત્હેનીજ નીમણુક કરી. આ સન્માનજનક પદ ત્હેણે સારી રીતે નીભાવ્યું હતું.

## રત્ન—૧૫૪. સદુબા.

આ સતી ગુજરાતનું એક રત્ન હતું. ફાર્બસ સાહેબે રચેલા અને આપણા સુપ્રસિદ્ધ વૃદ્ધ સાક્ષર રા. રા. રણછોડભાઇ ઉદયરામે ભાષાન્તર કરેલા 'રાસમાળા' નામના ગ્રન્થને આધારે હમે એ સન્નારીનો વૃત્તાંત સંક્ષિપ્તમાં ઉતારીએ છીએ.

અસાઇની જીતમાં નેપોલિયન બાદશાહની સત્તા નરમ કરી નાખવામાં આવી ત્યાર પછીના વર્ષમાં અમદાવાદ શહેરમાં પેશ્વા અને ગાયકવાડ બન્નેની સત્તા ચાલતી હતી; અને તેઓની કચેરીઓ ભદ્રમાં અને હવેલીમાં હતી. એ સમયમાં ઘણા લોકોએ ચાડી ખાઇને ઉદરનિર્વાહ કરવાનો ધંધો માંડયો હતો. લોકો ત્હેમને ઘણાજ ધિક્કારતા અને તેઓ ચાડિયાના દૂષિત નામથી ઓળખાતા. એ ચાડિયાઓ સારા માણસોની વિરૂદ્ધ સરકારમાં ખોટી ખોટી વાતો કહી આવતા અને સરકાર એમનું કહ્યું માની એ સારા માણસોની આબરૂ બગાડતી. એ વખતની સરકારનો

ઉદ્દેશ લોકોનું સંરક્ષણ કરવાનો તથા ત્હેમને ન્યાય આપવાનો નહોતો, પણ ગમે તે પ્રકારે પોતાના ભંડાર ભરવાનો હતો.

એ વખતમાં ઉત્તમ નામનો ચાડિયો ઘણો ફાવી ગયો હતો. રાજદરબારમાં ત્હેનું ઘણું માન હતું અને ત્હેની વાત ઉપર સરકાર ઘણો વિશ્વાસ રાખતી. એ ઉત્તમ જાતનો વાણિયો હતો અને શાહપુરમાં રહેતો હતો.

આપણા આ ચરિત્રની વિષય સ્ત્રીરત્ન સદુબા બારોટ કુળમાં જન્મી હતી. ત્હેના પતિનું નામ હરિસિંહ હતું. સદુબા ઘણી સ્વરૂપવાન સ્ત્રી હતી. એક દિવસ ઉત્તમચંદ ચાડિયાની નજર સદુબાના ઉપર પડી ગઈ અને એ ત્હેનું સૌન્દર્ય જોઇને મુગ્ધ થઇ ગયો. ત્હેણે સદુબાનું શિયળ ભંગ કરવાની ઇચ્છાથી ત્હેને ઘણીએ લાલચો આપી, પણ સદુબા સાચી પતિવ્રતા સ્ત્રી હતી. ધન વૈભવની ત્હેણે જરા પણ પરવા કરી નહીં અને એવો દુષ્ટ વિચાર રાખવા માટે ઉત્તમચંદને ઘણો ઠપકો આપ્યો. પોતાની કામવાસના તૃપ્ત ન થવાથી ઉત્તમ ચાડિયાએ ત્હેનું વેર લેવાનો સંકલ્પ કર્યો. ત્હેણે સતી સદુબાના ઉપર વ્યભિચારનું જુઠું આળ મૂક્યું. ત્હેની વાત ઉપર વિશ્વાસ મૂકીને પેશ્વાના સિપાહીઓ સદુબાને પકડવા સારૂ આવ્યા. સદુબાએ જણાવ્યું કે 'હું નિર્દોષ છું. આ બધાં કારસ્તાન ચાડિયા ઉત્તમનાં છે.' પણ ત્હેનું કહ્યું કોઇએ માન્યું નહીં. પોલિસના માણસો ત્હેને સરકારની કચેરીમાં લઇ જવા લાગ્યા. આ પ્રમાણે સરકારી સિપાહીઓને હાથે પોતાનું અપમાન થતું જોઇને સદુબાએ પોતાના સ્વામીને કહ્યું 'ત્હમે જોઇ શું રહ્યા છો. આ વખતે ત્રાગુ કરીને મારી આબરૂ સાચવો.' ભાટચારણો ત્રાગુ કરવામાં અને ધરણું ધરવામાં ઘણા કુશળ અને નીડર હોય છે. હરિસિંહે

પોતાના એક કુમળા બાળકને મારી નાખ્યું, અને ભાટવાડામાં એક આંબાના ઝાડની ડાળીએ લટકાવ્યું. પરન્તુ પાષાણ હૃદયના ઉત્તમને આ નિર્દોષ બાળકના મૃત્યુથી પણ દયા ઉપજી નહીં. એ દુષ્ટે તો સદુબા ઉપરનો બળાત્કાર ચાલુજ રાખ્યો. સદુબાને બાંધીને લઇ જવાનો ત્હેણે સિપાહીઓને હુકમ આપ્યો. આથી સદુબાને ઘણોજ ક્રોધ ઉપજ્યો. ક્રોધના આવેશમાં ત્હેણે પોતાના ધણીને કહ્યું કે 'મ્હારા માથા ઉપર તલવાર ફેરવી દો.' તરતજ ત્હેના પતિએ ત્હેની વિનંતિને અમલમાં મૂકી. જોતજોતામાં સદુબાનું માથું ધડથી જુદું પડ્યું.

આ પ્રમાણે સદુબા ભાટણે પોતાના સુંદર દેહનો ભોગ આપીને શિયળનું રક્ષણ કર્યું. સદુબાના આ આત્મબલિદાનથી ત્હેના આડોશીપાડોશી અને જ્ઞાતિજનો ઉપર ઘણી સારી અસર થઇ. સદુબાના ઉપર થયેલા અત્યાચારનો બદલો લેવા સારૂ બધા ભાટ લોકો હથિયાર લઇને બહાર નીકળી પડ્યા. ઉત્તમચંદ ચાડિયો તો ત્હેમનાથી ડરી જઇને અગિયારાજ ગણી ગયો, પરન્તુ સરકારને આખરે ઉત્તમને પકડીને બહાર આણવો પડ્યો. સરકારે ઉત્તમને ગધેડા ઉપર બેસાડીને ગામમાં ફેરવવાની આજ્ઞા આપી. પણ ભાટ લોકોને એટલેથી સંતોષ થયો નહીં. ત્હેમણે ત્હેને ગધેડા ઉપરથી ઉતારી પાડીને પત્થરે પત્થરે એવો માર્યો કે ત્યાંને ત્યાંજ ત્હેનું મરણ નીપજ્યું.

જે સ્થળે સદુબા ભાટણ મરણ પામી હતી તે સ્થળે ભાટ લોકોએ દેરૂં ચણાવીને ત્હેમાં સદુબાદેવીની સ્થાપના કરી. ખરેખર ! સતીત્વની ખાતર આત્મબલિદાન આપનાર સ્ત્રી સર્વ કોઇની શ્રદ્ધાને પાત્રજ છે.



# ૨૮૯–૧૫૫. કૂદસિયા બેગમ.

હમારી વાંચક બ્હેનો ભોપાળના નામથી પરિચિત હશે. ભોપાળ મધ્ય હિંદુસ્તાનમાં એક મુસલમાની દેશી રાજ્ય છે. ત્યાં આગળ કેટલીક પેઢીઓ થયાં બેગમો રાજ્ય કરતી આવે છે. હાલ પણ ભોપાળના તખ્ત ઉપર એક સુશિક્ષિત, રાજનીતિજ્ઞ બેગમ બિરાજે છે. ભોપાળના મુસલમાન રાજવંશની સ્થાપના દોસ્તમહમદ નામના એક અફગાને કરી હતી. એ શખ્સ ઔરંગજેબ આલમગીરના દરબારમાં નોકર હતો. ઔરંગજેબે ત્હેને બરસિયા પ્રગણાનો સુબો નીમ્યો હતો. ઔરંગજેબના મૃત્યુ પછી મોગલ સામ્રાજ્યમાં જે અંતર કલહ તથા અંધાધુની શરૂ થયાં ત્હેનો લાભ લઇને, દોસ્તમહમદે અનેક યુક્તિ પ્રયુક્તિઓ વાપરીને ભોપાળ અને ત્હેની આસપાસના મુલક ઉપર પોતાની સ્વતંત્ર સત્તા જમાવી. ઇ. સ. ૧૭૨૩ માં ૬૬ વર્ષની વયે દોસ્તમહમદનું મૃત્યુ થયું. એ વખતે ત્હેના સગીર વયના પુત્ર સુલતાન મહમદખાનને અફગાનોએ ગાદી ઉપર બેસાડયો. પરંતુ દોસ્તમહમદખાનની રાખેલી સ્ત્રીનો એક પુત્ર યારમહમદ નામનો હતો. યારમહમદ સુલતાન મહમદખાન કરતાં વડો હતો. એટલે વડા દિકરા તરીકે ત્હેને ગાદી મળવી જોઇએ, એવી તકરાર ત્હેના પક્ષકારોએ રજુ કરી. આથી બાળક સુલતાન મહમદને ગાદી છોડી દેવી પડી. યાર મહમદખાન ગાદી ઉપર બેઠો. યાર મહમદખાનને ચાર પુત્ર હતા. ત્હેના મૃત્યુ પછી ત્હેનો વડો દિકરો ફૈજમહમદખાન ૧૧ વર્ષની બાળવયે ગાદીએ બેઠો. આ વખતે ત્હેના કાકા સુલતાન મહમદખાને ગાદીનો અધિકાર મેળવવા

ફરીથી યત્ન કર્યો. બન્ને પક્ષ વચ્ચે લ્હડાઇ ચાલી એમાં સુલતાન મહમદખાન હાર્યો, અને તેને ભોપાળની ગાદી ઉપરથી સદાને માટે પોતાનો તથા પોતાના વંશજોનો હક્ક ઉઠાવી લેવો પડયો. ત્હેના બદલામાં ત્હેને રહતગઢની જાગીર આપવામાં આવી.

આ વખતમાં બાજીરાવ પેશ્વા દિલ્હીથી પાછા ફરતી વખતે ભોપાળમાં આવ્યો, અને દિલ્હીના પાદશાહ તરફથી અફગાનોએ પચાવી પાડેલો મુલક માગ્યો. નવાબ ફૈજમહમદખાને ત્હેની સાથે સંધિ કરીને માળવાનો ઘણો પ્રદેશ પાછો આપ્યો.

ફૈઝમહમદખાન મંદબુદ્ધિનો રાજા હતો. ત્હેણે ભોપાળના નામ માત્રના રાજા તરીકે ૩૮ વર્ષ સુધી રાજ્ય કર્યું, તે નિઃસંતાન મરણ પામ્યો. ત્હેની પછી ત્હેનો ભાઈ યાસીમખાં ગાદીએ બેઠો. તે પણ થોડા દિવસ પછી મરણ પામ્યો. ત્યાર પછી ત્હેનો ભાઇ હયાત મહમદખાન ગાદીએ બેઠો. એ પણ ઘણો નિર્બળ રાજકર્તા હતો. એના સમયમાં બધી સત્તા પ્રધાનોના હાથમાં હતી. ૧૮ મી સદીના અન્તમાં ભોપાળ રાજ્યમાં પીંઢારાનાં ટોળાંએ લૂંટફાટ મચાવવા લાગ્યાં, તથા બીજી તરફથી રાઘોજી ભોંસલેએ ત્હેના ઉપર ચ્હડાઇ કરી; એવામાં નવાબના પિત્રાઈ ભાઇ શરીફ મહમદખાનનો પુત્ર વઝિર મહમદ જે કેટલાક કારણોને લીધે ભોપાળ છોડીને ન્હાશી ગયો હતો તે પાછો આવ્યો. તે ઘણો બહાદૂર યોધ્ધો હતો. ત્હેણે ભોપાળને મરાઠાઓ અને પીંઢારાઓના હાથમાં જતું બચાવ્યું. ભોપાળના વર્તમાન વંશનો સ્થાપક એજ બહાદૂર યુવક વઝિર મહમદ હતો. ઘણાં વર્ષો સુધી મરાઠાઓની સાથે લ્હડાઇ ચલાવીને ત્હેણે ભોપાળનો ખોવયેલો મુલક પાછો મેળવ્યો. એ વખતે ભોપાલના આગલા

નવાબ હૈયાત મહમદખાનનો પુત્ર ગોસમહમદખાન જીવતો હતો. વઝીર મહમદની સત્તા ભોપાળમાં જામતી જોઇને હેને વ્યાજબી ઇર્ષ્યા ઉત્પન્ન થઇ. હેણે જાણ્યું કે મ્હારા પૂર્વજોની ગાદી આખરે આ વઝિર મહમદ પચાવી પડશે અને હું રઝળતો રહી જઇશ. પોતાનામાં ઝાઝું પાણી નહીં હોવાથી હેણે સિંધિયા અને નાગપુરના ભોંસલાના સૈન્યને મદદે બોલાવ્યું તથા હેમને વાર્ષિક ખંડણી આપવાનું કબૂલ કર્યું. આ વખતથી ગોસમહમદ અંધકારમાં આવી ગયો. ઘણા વર્ષ સુધી નવાબની ઉપાધિ ધરાવીને એણે નામનું રાજ્ય કર્યું પણ ખરૂ જોતાં રાજ્યમાં હેની કાંઇ પણ સત્તા નહોતી.

ગોસમહમદે મરાઠાઓની મદદ માગી ત્યારે વઝિર મહમદને ઇ. સ. ૧૮૦૯ માં અંગ્રેજ સરકારની મદદ માગવાની ફરજ પડી. પરંતુ એ વખતે અંગ્રેજ સરકારે હેમના માહોમાંહેના ઝગડામાં વચ્ચે આવવાની ના પાડી. આથી વઝિર મહમદને આત્મરક્ષણની ખાતર પીંઢારા લૂંટારાઓ સાથે મળી જવુ પડ્યું. ૧૮૧૩ માં સિંધિયા અને રાઘોજી ભોંસલેએ સાથે મળીને હેના ઉપર ચ્હડાઇ કરી. પરંતુ બહાદૂર વઝિર મહમદે નવ મહિના સુધી વીરતાથી યુદ્ધ કરીને પોતાનો બચાવ કર્યો, અને મરાઠાઓને નીચે મ્હોંએ પાછા ફરવાની ફરજ પડી. બીજે વર્ષે રાઘોજી ભોંસલેએ ફરીથી ભોપાળ ઉપર ચ્હડાઈ કરવાની તૈયારી કરી. પણ આ વખતે અંગ્રેજ સરકારે પોતાની નીતિ બદલી હતી. રાઘોજી ભોંસલે ઉપરથી હેનો વિશ્વાસ ઓછો થઇ ગયો હતો, અને વઝિર મહમદને મદદ આપીશું તો એ પિંઢારાને દબાવી દેવામાં ઘણો કામ લાગશે એવી ખાત્રી થઇ હતી. એટલે આ વખતે હેમણે રાઘોજી ભોંસલેને ભોપાળ ઉપર ચ્હડાઇ કરતાં રોક્યો.

ઈ. સ. ૧૮૧૬ માં વઝિર મહમદનું મૃત્યુ થયું. વઝિર મહમદના વડા પુત્રનું નામ અમીર મહમદખાન હતું. પણ એ ખરાબ ચાલનો હોવાથી ત્હેના પિતાએ ત્હેનો ગાદી ઉપરનો હક્ક કહાડી નાખ્યો હતો, એટલે વઝિર મહમદના મૃત્યુ પછી ત્હેનો બીજો પુત્ર નઝરમહમદ ગાદીએ બેઠો. આ નઝરમહમદ આપણી ચરિત્ર નાયિકા **કુદસિયા** બેગમની સાથે પરણ્યો હતો. કુદસિયા બેગમ વઝિર મહેમદના હરીફ નવાબ ગોસમહમદની પુત્રી થતી હતી. આ પ્રમાણે આ લગ્નથી ભોપાળના બે વિરોધી પક્ષો ઘાડા સંબંધમાં આવ્યા. કુદસિયા બેગમને પતિ સાથે બારમો ચન્દ્રમા હતો. બન્નેની વચ્ચે હમેશાં લ્હડાઇ ચાલ્યાજ કરતી. કદી કુદસિયા બેગમનો પક્ષ સબળ થતો તો કદી ત્હેના પતિનો પક્ષ જોર પકડતો. આ પ્રમાણે ઘણા સમય સુધી ચાલવા દેવું અંગ્રેજ સરકારને વ્યાજબી ન લાગ્યું. ત્હેમણે વચમાં પડીને એવો તોડ કહાડયો કે કુદસિયા બેગમની પુત્રી સિકંદર બેગમને ગાદી આપવી. કુદસિયા બેગમે પણ એ વાત કબૂલ રાખી. સરકારે ખુશ થઇને ત્હેને બીજાં ૮૧૬ ગામ આપ્યાં. ત્હેની વાર્ષિક આવક ૪,૯૮,૬૪૨ હતી. એ આવક જીંદગી સુધી ત્હેને મળતી રહી. કુદસિયા બેગમે ૬ લાખ રૂપિયાનું ખર્ચ કરીને ભોપાળમાં વોટર વર્કસ–પાણીના નળનું કારખાનું બંધાવ્યું હતું. ત્યારથી ભોપાળની પ્રજાને પાણીનું અત્યંત સુખ થઇ ગયું. ભોપાળની જામામસજિદ પણ ત્હેણેજ બંધાવી હતી. એ મસજિદ હિજરી ૧૨૪૮ માં બંધાવવી શરૂ થઇ અને ૨૫ વર્ષમાં બંધાઇને તૈયાર થઇ. એ મસજિદમાં ત્હેને લગભગ ૫,૦૭,૫૧૯ રૂપિયા ખર્ચ થયા હતા.

# રત્ન—૨૫૬. સિકંદર બેગમ.

એ હિજરીસન ૧૨૩૩ માં જન્મ પામી હતી, ત્હેના પિતાનું નામ નઝરમહમ્મદખાન હતું. આગલા ચરિત્રમાં વર્ણવેલી કુદસિયા બેગમ સિકંદર બેગમની જનેતા હતી. હિજરીસન ૧૨૫૦ એટલે ઇ. સ. ૧૮૩૫ ની ૧૮ મી એપ્રિલે ત્હેનું લગ્ન જહાંગીર મહમદખાન સાથે થઇ ગયું. હિજરીસન ૧૨૫૩ માં ત્હેને ભોપાળની ગાદી મળી, પરન્તુ રાજ્યનો બધો વહિવટ ત્હેના પતિ નવાબ જહાંગીરખાનેજ કર્યો ઇ. સ ૧૮૪૪ ની ૯ મી ડીસેમ્બરે નવાબ જહાંગીરખાનનું મૃત્યુ થયું. ત્યાર પછી નવાબના વસિહતનામાની રૂએ નવાબની સિકંદર બેગમના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલી પુત્રી શાહજહાન બેગમ ગાદીએ બેઠી. પણ તે બે ત્રણ વર્ષના અમલમાં સિકંદર બેગમે એવી કુશળતાથી રાજ્ય ચલાવ્યું કે હિજરીસન ૧૨૬૩ માં સુપ્રીમ ગવર્નમેંટની મંજુરી અને શાહજહાંન બેગમની ઇચ્છાથી રાજ્યનો બધો વહિવટ સિકંદર બેગમના હાથમાં સોંપવામાં આવ્યો. સિકંદર બેગમ ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજ સરકારને વફાદાર રહી, અને ઘણા અંગ્રેજ સ્ત્રી પુરૂષોની જાત બચાવી, અને બળવાખોરોની સત્તા પોતાના રાજ્યની આસપાસ ન જામવા દીધી. ત્હેની એ સેવા અને મદદના બદલામાં અંગ્રેજ સરકારે ત્હેને રાજ્યના કારભારમાં સંપૂર્ણ સત્તા આપી દીધી, અને જ્યાં સુધી એ જીવે ત્યાં સુધી એજ રાજ્ય કરે એવો હુકમ કહાડયો. ઇ. સ. ૧૮૬૦ માં બરસિયા પ્રગણું ત્હેના રાજ્યમાં જોડી દેવામાં આવ્યું. સિકંદર

બેગમે પોતાના સમયમાં રાજ્યની ફોજની સ્થિતિ ઘણી સુધારી. દરેક કચેરીઓની સુવ્યવસ્થા કરી, અને કેટલાંક નવા ખાતાં ઉઘાડયાં. અને પ્રબંધને માટે રાજ્યને ત્રણ હિસ્સામાં વ્હેંચી નાખ્યું. અને દરેક વિભાગ માટે એક એક નાઝિમની નિમણુક કરી. પોતાના રાજ્યમાં એ ઘણી વખત પ્રવાસ કરતી હતી. ત્હેના પહેલાં રાજ્યને માટે ૨૩,૬૧,૮૪૧ રૂપિયાનું કરજ હતું, તે બધું ત્હેણે પોતાના સમયમાં ચુકવી આપ્યું. જુમામસજિદ જે મલિક મયિસુદીને હિજરીસન ૭૩૨ માં બંધાવી હતી, અને ઘણા લાંબા સમયથી ખંડેરની સ્થિતિમાં પડી રહી હતી, ત્હેનો સિકંદર બેગમે હિજરી ૧૨૮૧ માં પુનરૂદ્ધાર કર્યો મોતી મસજીદને પણ જામે મસજીદના નમૂના ઉપર બંધાવવાનુ એજ બેગમે શરૂ કર્યું હતું પણ અફસોસ કે જીંદગીએ યારી ન આપ્યાથી પૂરી કરાવી શકી નહીં.

ઇ. સ ૧૮૬૮ ના અકટોબર માસમાં હિજરીસન ૧૨૮૫ મા સિકંદર બેગમે આ દુનિયામાંથી કુચ કરી, અને ત્હેણેજ બના વેલા ફરહતઅફઝાં બાગમાં ત્હેને દફનાવવામાં આવી ત્હેની છેવટની ઇચ્છા મુજબ ત્હેની કબર ઉપર કોઇ ઘુમ્મટ બના વવામાં ન આવ્યો.

અંગ્રેજ અમલદારોએ તથા ઇતિહાસવેત્તાઓએ સિકંદર બેગમની રાજ્ય કરવાની પદ્ધતિનાં ઘણાં વખાણ કર્યાં છે વસુલાતી ખાતામાં ત્હેણે ઘણા સુધારા કર્યા હતા જાગીરદારોની સાથે પણ સારી વર્તણુક ચલાવીને ત્હેમની સ્થિતિ સુધારી હતી વેપારને એક હાથમાં આવી જતાં અટકાવ્યો હતો, તથા સ્વતંત્રપણે વેપાર ચલાવવાની પ્રજાને સગવડ કરી આપી હતી

ટંકશાળને ત્હેણે પોતાની ખાસ દેખરેખ નીચે રાખી હતી. પોલિસ ખાતાનું બંધારણ ફરીથી સુધારીને રચ્યું હતું. સિકંદર બેગમને અંગ્રેજ સરકાર તરફથી નાઈટ ગ્રાન્ડ કમાન્ડર ઑફ ધી મોસ્ટ એક્ઝાલ્ટેડ ઓર્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઇંડિયાનો ખિતાબ મળ્યો.

સિકંદર બેગમ ઘણા ઉદારસ્વભાવની સ્ત્રી હતી. ૧૮૫૭ ના બળવામાં પોતાને મદદ આપનારા સૈનિકોને જાગીરની બક્ષિસ આપી હતી.

૧૮૬૩ માં સિકંદર બેગમ મક્કા શરીફની યાત્રા કરવા ગઇ હતી. જતી વખતે ત્હેણે આજ્ઞા આપી હતી કે હું પાછી ફરૂં ત્યાં સુધી અંગ્રેજ સરકારે કોઇ નવા હુકમ મ્હારા રાજ્યમાં જારી કરવા નહીં. અંગ્રેજ સરકારે પણ ત્હેને ખાત્રી આપી હતી કે ત્હમારી ગેરહાજરીમાં ભોપાળની પ્રજાને હાનિ પહોચે તથા ત્હમે કરેલા સુપ્રબંધમાં વિક્ષેપ પડે એવું કોઇ કાર્ય હમારા તરફથી કરવામાં આવશે નહીં, તથા ત્હમારી ગેરહાજરીમાં ત્હમારી પુત્રી શાહજહાં બેગમનું સારી રીતે રક્ષણ કરવામાં આવશે.

## રત્ન—૧૫૭. શાહજહાન બેગમ.

આ રમણી ભોપાળના નવાબ જહાંગીર મહમદખાંની પુત્રી હતી. આગલા ચરિત્રમાં વર્ણવેલી રાજનીતિનિપુણ રમણી સિકંદર બેગમના ગર્ભમાં ત્હેણે જન્મ લીધો હતો. ઇ. ૧૮૩૮ માં સિકંદર બેગમ પોતાના પતિથી રીસાઇને માતા કુદસિયા બેગમની પાસે ઇસલામ નગરના કિલ્લામાં વસતી હતી, એ

અરસામાં શાહજહાન બેગમનો જન્મ થયો હતો. એ હિજરી ૧૨૬૩ માં ગાદી ઉપર બેઠી પણ રાજ્યનો વહિવટ ત્હેની પોતાની ઇચ્છા તથા અંગ્રેજ સરકારના હુકમ મુજબ ત્હેની માતા સિકંદર બેગમના હાથમાંજ રહ્યો. ઇ. સ. ૧૮૫૫ ના જુલાઇ માસમાં બક્ષીબકી મહમદખાન નામના પુરૂષ સાથે ત્હેનું લગ્ન થયું. એ રાજવંશનો પુરૂષ નહોતો, પરન્તુ રાજકુટુંબમાં ત્હેને યોગ્ય બીજો કોઇ વર નહીં હોવાથી શાહજહાન બેગમને ત્હેની સાથે લગ્ન કરવું પડયું. પહેલાંના વખતમાં ભોપાળમાં એવો રિવાજ હતો કે લગ્ન કર્યા પછી બેગમનો સ્વામી આખા રાજ્યનો માલિક થઇ જતો, પરન્તુ એથી કરીને ઘણું ખરૂં પતિપત્નીમાં વાદવિવાદ અને ઉંચાં મનજ રહેતાં. શાહજહાન બેગમ તથા ત્હેની માતા સિકંદર બેગમને એ રિવાજનો ઘણો કડવો અનુભવ થઇ ચૂકયો હતો એટલે ત્હેમણે અંગ્રેજ સરકારને વિનંતિ કરીને એ કાયદો તદ્દન કહાડી નંખાવ્યો. ત્યારથી બેગમોના પતિને રાજ્યના કારભાર સાથે કાંઇ લેવા દેવા રહ્યા નહીં. હિજરી સન ૧૨૭૪ માં શાહજહાન બેગમના ગર્ભમાં સુલતાન જહાં-બેગમે જન્મ લીધો. હિજરીસન ૧૨૮૨ માં શાહજહાન બેગમે પોતાની સ્વર્ગસ્થ પુત્રી સુલેમાનજહાંનના સ્મરણાર્થ 'સુલેમાની સ્કૂલ' સ્થાપી, ત્યાર પછી તાજમહેલ, નિશાન અકબ્રા, શાહજહાં તળાવ, વગેરે ઘણી ઇમારતો બંધાવી.

ગવર્નમેન્ટ તરફથી ત્હેને ક્રાઉન ઑફ ઇંડિયાનો ચાંદ અને જી. સી. એસ. આઇ. નો ખિતાબ મળ્યો. આ બેગમે પોતાના રાજ્યમાં ઘણા સુધારા કર્યા. રસ્તાઓ, પૂલો અને મસજિદોની મરામત કરાવી. પોતાના રાજ્યનો એડમિનિસ્ટ્રેશન રિપોર્ટ

(રાજ્યપ્રબંધનું વિવરણ) છપાવીને અંગ્રેજ સરકાર આગળ રજુ કરનાર રાજકર્તાઓમાં એ સૌથી પહેલી હતી. ત્હેના આ રિપોર્ટ ઉપરથી રાજકર્તા તરીકેની ત્હેની યોગ્યતા સર્વેના જાણુવામાં આવી અને ત્હેની કીર્તિ ચારે તરફ પ્રસરવા લાગી. શાહજહાન બેગમ ઘણી વિદ્વાન્ હતી, તેમ કવિતા રચવાનો પણ ત્હેને ઘણો શોખ હતો. ફારસીમાં 'શાહજહાં' અને ઉર્દૂમાં 'શીરી' તખલ્લુસથી કવિતા લખતી હતી. તે ઉપરાંત બીજી પણ અનેક વિદ્યાકળામાં એ નિપુણ હતી. ત્હેણે અનેક પુસ્તક રચ્યાં છે. 'તાજુલ ઇકબાલ' નામનો ઇતિહાસ સંબંધી ગ્રન્થ. 'ખજિનત ઉલ લોગત' નામનો કોશ અને 'તેહઝિબ ઉલનિસા' નામનો સ્ત્રી શિક્ષાનો ગ્રન્થ એ ત્હેની રચના છે. તાજુલ ઇકબાલ નામના ગ્રન્થનું ભાષાન્તર અંગ્રેજીમાં પણ થઈ ચૂક્યું છે. ઉર્દૂ કરતાં પણ ફારસીમા ત્હેણે ઘણી કવિતા લખી છે.

ઇ. સ. ૧૯૦૧ માં શાહજહાન બેગમ મરણ પામી.



## ૨૮૫–૧૫૮. સાવંતવાડીની રાણી દુર્ગાબાઈ.

આ સન્નારી સાવંતવાડી રાજ્યમાંની છે. સાવંતવાડી રાજ્યનો રાજા ફંદસાવંત (બીજો) મરણ પામ્યો ત્યારે ત્હેની ગાદીએ ખેમ સાવંત (ત્રીજો) બેઠો. એ બાલ્યાવસ્થામાં હોવાથી ફંદ સાવંત બીજાની વિધવા રાણી દુર્ગાબાઇ રાજ્યની કારભારણ નીમાઇ. રાણી દુર્ગાબાઇ ઘણી બહાદૂર અને રાજનીતિજ્ઞ સ્ત્રી હતી, એણે ઘણી વીરતાથી કોલ્હાપુર ઉપર ચ્હડાઇ કરી હતી

અને કોલ્હાપુર રાજ્યના બે કિલ્લા લઇ લીધા હતા. રાણીનું સાહસ જોઈને અંગ્રેજો ઘણા ગુસ્સે થયા અને ત્હેની સાથે યુદ્ધ કરવાની ખબર આપી. બ્રિટિશ સેનાએ સાવંતવાડીની આસપાસનાં સ્થાનોને પોતાના સ્વાધીનમાં લઇ લીધાં, અને વિજય વાવટો ફરકાવતાં સાવંતવાડી સુધી પહોંચી. રાણીએ દૂરઅંદેશી વાપરીને અંગ્રેજ સરકાર સાથે સંધિ કરી દીધી તથા ત્હેમનું ઉપરીપણું સ્વીકાર્યું. અંગ્રેજ સરકારે બહારના તથા અંદરના દુશ્મનોથી સાવંતવાડીનું રક્ષણ કરવાનું સ્વીકાર્યું. રાણીએ અમુક પ્રદેશ અંગ્રેજ સરકાને સોંપી દીધો. તથા પોતાના રાજ્યમાં અમુક સંખ્યામાં બ્રિટિશ સેના રાખવાનું સ્વીકાર્યું. ઇ. સન ૧૮૧૯ માં ત્હેનું મૃત્યુ થયું.



## રત્ન—૧૫૯. સાવિત્રીબાઈ.

ઇ. સ. ૧૮૧૯ માં જ્યારે સાવંતવાડીની રાણી દુર્ગાવતીનું મૃત્યુ થયું ત્યારે ત્હેની પછી રાજ્યનો કારભાર ફંદ સાવંત (બીજા) ની બે રાણીઓના હાથમાં આવ્યો. એ બેમાંની એક રાણી સાવિત્રીબાઇ હતી. એ રાજ્ય કોંકણની દક્ષિણમાં આવેલું છે. એની વાર્ષિક આવક લગભગ ત્રણ લાખ રૂપિયા છે. રાણી સાવિત્રીબાઇએ એ રાજ્યનો ચાર વર્ષ સુધી ઘણી સારી રીતે વહિવટ કર્યો હતો.



# રત્ન-૧૬૦. રાણી રાજબાઈ.

કાઠિયાવાડમાં વઢવાણ નામનું એક દેશી રાજ્ય છે. એ રાજ્યની સઘળી વ્યવસ્થા આશરે અડધા સૈકા પહેલાં, એક મહા પરાક્રમી અને હોશિયાર સ્ત્રીના હાથમાં હતી. એ સ્ત્રીનું નામ મહારાણી રાજબાઈ હતું. એ વીર રાણીએ પોતાની સીત્તેર વર્ષની વયે યુદ્ધ કરીને શત્રુઓને મારી નાખીને રાજ્યનો ઉદ્ધાર કર્યો હતો. ત્હેનું સંક્ષિપ્ત ચરિત્ર નીચે આપવામાં આવે છે.

ઈ. સ ૧૮૩૭ ના સુમારમા વઢવાણ રાજ્યનો કારભાર રાજબાઈને મળ્યો હતો. પ્રજા ઉપર રાજ્ય ચલાવવા યોગ્ય સઘળા ગુણોથી રાજબાઇ અલંકૃત હતી. ત્હેના શરીર ઉપર જેવી રીતે તેજસ્વિતા જણાઇ આવતી હતી, તેવીજ રીતે ત્હેના સ્વભાવમા સૌમ્યતા, દઢતા અને રાજ્યકુશળતાના ગુણો પણ સ્પષ્ટ જણાઇ આવતા. તે અબળાના હૃદયમાં જેવી રીતે કોમળતા હતી તેવીજ રીતે કઠોરતા, અને કષ્ટસહિષ્ણુતા આદિ પુરૂષોચિત ગુણો પણ ત્હેનામાં પુષ્કળ હતા અસાધારણ ધન સંપત્તિની માલિક હોવા છતાં પણ એ સુખવૈભવ અને ભોગવિલાસથી દૂર રહેતી, પોતે ઘણીજ સાદાઇથી રહીને પ્રજાનું પાલન કરતી. અબળા નામથી ઓળખાતી હોવા છતાં પણ, આત્મબળનો પરિચય આપીને, ત્હેણે જનસમાજને વિસ્મિત કરી દીધી હતી. એ વખતની લોકવાયકા એ બિચારીના ચરિત્ર ઉપર અનેક દોષારોપણ કરતી હતી. એ સ્વામી, પુત્ર કે કોઇની પ્રિય થઇ પડી નહોતી, કારણ કે રાજ્યના વહિવટમાં એ કોઇને માથું

મારવા દેતી નહીં. એ પોતાની મરજી પ્રમાણે રાજ્ય ચલાવતી સર્વની આગળ એ પોતાની શ્રેષ્ઠતા સાબિત કરી આપતી અને કામ પડે તલવાર ખેંચતાં પણ સંકોચ કરતી નહીં અસ્તુ ! આ સર્વ દંતકથાઓ ખરી હોય કે ખોટી પણ એટલી વાત તો નિર્વિવાદ છે કે રાજબાઈ રાજ્યનો પ્રબંધ કરવાને સંપૂર્ણ રીતે યોગ્ય હતી. બીજા કોઇનું કહ્યું માનીને રાજ્યનું અમંગળ કરવા એ કદી તત્પર થતી નહીં. ત્હેનું રાજ્ય સુશાસિત, નિયમબદ્ધ અને સુબુદ્ધિશાળી ગણાતું હતું. બ્રિટિશ અમલદારોએ પણ વઢવાણના સુપ્રબંધને માટે રાજબાઈની બુદ્ધિનાં ઘણાં વખાણ કર્યાં છે

ધીમે ધીમે રાજબાઇ વૃદ્ધાવસ્થાને પામી. ત્હેની વય ૭૦ વર્ષની થઇ, આ જરાવસ્થામાં પુણ્યસંચય કરવા સારૂ એને તીર્થયાત્રા કરવાનું મન થયું. રાજબાઇએ પોતાના સગીર વયના પૌત્રને રાજ્યનો અધિકારી નીમ્યો અને ત્હેની માતા ગોવલબાઇના હાથમાં રાજ્યનો કારભાર સોંપીને પોતે તીર્થયાત્રા કરવા નીકળી ગોવલબાઇ દેખીતી રીતે રાજ્યકારભારને યોગ્ય સ્ત્રી હતી

ઘણા દિવસ વીતી ગયા. ધીમે ધીમે ગોવલબાઇને રાજ્ય લોભ વધતો ગયો. એને પણ ઇચ્છા થઇ કે જેવી રીતે રાજબાઇ સ્વતંત્રપણે રાજ્ય ચલાવતાં હતા ત્હેવી રીતે હું ચલાવું. ખરે, રાજ્યલોભ ઘણો ખરાબ લોભ છે. ત્હેણે નિશ્ચય કર્યો કે રાજબાઇને એનું રાજ્ય પાછું ન આપતાં પોતાનાજ કબજામા રાખવુ

ઘણે દિવસે રાજબાઇ નોકર ચાકરો સાથે યાત્રા કરીને પાછી આવી. પણ નગરના રક્ષક સિપાહીઓએ ગોવલબાઇના હુકમથી ત્હેને અંદર જવા ન દીધી. નગરમાં પ્રવેશ કરવાના

બધા દરવાજા બંધ કરવામાં આવ્યા. રાજબાઇ રાજનગરમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખતી હતી. પણ ગોવલબાઇએ કહેવરાવ્યું કે, ત્હમે હવે વૃદ્ધ થયાં છે. ત્હમારૂં મોત હવે પાસે આવતું જાય છે. હવે તો સંસારમાંથી મુક્ત થઇને ધર્મનું ચિંત્વન કરો. એજ આપનું કર્તવ્ય છે. પરંતુ આ વાત તેજસ્વી રાજબાઇના ધ્યાનમાં ઉતરી નહીં. રાજબાઇ રાજકોટ પહોંચી અને ત્યાંના અંગ્રેજ સરકારના રેસિડેન્ટને સઘળી હકિકત કહી સંભળાવી. એ વખતે સર બિલોગવી પોલિટિકલ એજંટ હતા. ત્હેમણે રાજબાઇની બધી વાત સાંભળી. પરન્તુ રાજબાઇને અનુકૂળ કોઇ કલમ એમને નહીં જણાયાથી, એમણે રાજબાઇની અરજી મંજુર ન રાખી. રાજબાઇ નિરાશ થઇને પાછી આવી.

બ્રિટિશ અમલદારોને હાથે પોતાનો મનોરથ સિદ્ધ થવાનાં કાંઇ પણ ચિન્હ ન જણાયાં, ત્યારે રાજબાઇ પોતાના બાહુબળથી વઢવાણ પોતાને તાબે કરવાને તૈયાર થઇ. વૃદ્ધાવસ્થાને લીધે ત્હેની ચામડી ઉપર કરચલીઓ વળી ગઇ હતી; યૌવનનું સૌન્દર્ય ત્હેના ચ્હેરા ઉપરથી બિલકુલ જતું રહ્યું હતું. પરન્તુ આ ઉમરે પણ ત્હેના મુખકમળ ઉપર એક પ્રકારની તેજસ્વિતા અને દઢતા જણાઇ આવતી હતી. રાજબાઇએ લશ્કર એકઠું કર્યું. ધીમે ધીમે એક હજાર સૈનિકો ત્હેને શરણે આવ્યા અને ત્હેની આજ્ઞા મુજબ ચાલવા તૈયાર થયા. રાજબાઇએ યુદ્ધનો પોશાક પહેર્યો. ત્હેના ઉપર મજબૂત બખતર ધારણ કર્યું. તીક્ષ્ણ તલવાર ત્હેના હાથને શોભા આપવા લાગી. સીત્તેર વર્ષની ડોશી ઘોડા ઉપર સવાર થઇને, સૈનિકોના લશ્કર સાથે વઢવાણ ઉપર ચ્હડાઇ કરવા નીકળી.

આ પ્રમાણે યુદ્ધ-વેશમાં રાજબાઈ નગરના દ્વાર આગળ પહોચી. આ વખતે પણ દ્વારપાળોએ ત્હેને અંદર જવા દીધ... નહીં તેઓએ રાજબાઇના લશ્કર ઉપર બંદુકની ગોળીઓ મારવા માંડી. એ ગોળીથી રાજબાઇનો એક મુખ્ય સિપાહી ઘાયલ થઈને મરણ પામ્યો. પણ આથી રાજબાઈ નિરાશ થઇ નહિ. સ્હામા પક્ષવાળાઓ ત્હેના સૈન્ય ઉપર ગોળીનો ખૂબ વરસાદ વરસાવતા હતા. જોતજોતામા ત્હેનો એક બીજો સેનાનાયક ત્હેના પગ આગળ મરણતોલ થઇને પડયો વૃદ્ધ વીરાંગનાએ આટલાથી પણ હિંમત છોડી દીધી નહીં. ત્હેનું સાહસ ઉલટું વધી ગયુ. યૌવનનું પરાક્રમ આજે ફરીથી એના શરીરમાં સંચાર પામ્યુ. આ ઉત્સાહથી તેજસ્વી રાજબાઇના આખા શરીરમા અપૂર્વ બળ વ્યાપી ગયું. ઘોડા ઉપર દૃઢતાથી બેસી રહીને હાથમાની તલવાર ફેરવતી ફેરવતી રાજબાઈ પોતાના સૈનિકોને જોશભેર ઉપદેશ આપીને ઉશ્કેરવા લાગી. નગરરક્ષકો આ બુઢ્ઢી રાણીનું પરાક્રમ જોઇને સ્તબ્ભિત થઇ ગયા હવે એને રોકવાની હિંમત ચાલી શકી નહીં ત્હેમણે દરવાજા ખુલ્લા મૂકી દીધા રાજબાઇએ નગરમાં પ્રવેશ કર્યો. ત્હેની અસામાન્ય તેજસ્વિતાથી એક ક્ષણભરમા આખું વઢવાણ રાજ્ય ત્હેના તાબામા આવ્યુ. ત્હેની શત્રુએ પલાયન કર્યું. રાજબાઇએ ફરીથી વઢવાણની સ્વતંત્ર અધીશ્વરી તરીકે, રાજ્ય કરવું શરૂ કર્યું

આ પ્રમાણે ભારતવર્ષમાં ઠેક ઓગણીસમા સૈકામા, એક વીરરમણીએ સીત્તેર વર્ષની વયે અપૂર્વ પરાક્રમ બતાવ્યું હતુ. જે વયે મનુષ્યમા હાલવા ચાલવાની પણ શક્તિ હોતી નથી, તે વયે વીરરમણી રાજબાઇએ અતુલ્ય પરાક્રમ વડે ખોયેલા

રાજ્યને પાછું મેળવ્યું. સિપાહીઓના બળવાના સમય સુધી રાજબાઇએ, ત્રીસ વર્ષ સુધી, પરાક્રમ અને દક્ષતાપૂર્વક રાજ્ય કર્યું હતું. બ્રિટિશ સરકારે પણ ત્હેનાં ઘણાં વખાણ કર્યાં છે.

---

## ૨૯૧–૧૬૧. શમરૂબેગમ.

એ એક પ્રસિદ્ધ દાનશીલ ખ્રિસ્તી રમણી હતી યૌવનના પ્રારભમાં તે નાચનારી વારાંગનાનો ધધો કરતી હતી. રેનહાર્ટ નામના એક સાહેબે ત્હેને રોમનકેથોલીક ધર્મમાં દીક્ષિત કરીને ત્હેની સાથે લગ્ન કર્યું હતુ. એનો સ્વામી ફ્રાન્સનો રહેવાસી હતો. પ્રથમ તો એ ઔધના નવાબને ત્યાં નોકર હતો. પણ પાછળથી ત્હેમનાથી જુદો પડીને દેશમા ચાલી રહેલા અંતર વિગ્રહોનો લાભ લઇને લૂંટારાનો ધધો કરવા લાગ્યો હતો. ત્હેણે ઘણી મ્હોટી જાગીર મેળવી હતી. ત્હેનું મૃત્યુ થયા પછી ત્હેની બધી જાગીર ત્હેની સ્ત્રીને મળી એ સ્ત્રીએ પાછળથી Shamruor Sombre શમરૂર સોમ્બ્રે નામના કોઇ ફ્રેંચ માણસ સાથે પાણિ ગ્રહણ કર્યું. ત્યારથી એ શમરૂબેગમના નામથી પ્રસિદ્ધ થઈ ત્હેના પ્રથમ પતિના મૃત્યુ પછી ત્હેણે ફોજની બધી વ્યવસ્થા પોતાના હાથમા લીધી હતી એ સમયમા ગુલામ કાદર દિલ્હીના બાદશાહની પછાડી પડયો હતો. એ અણીના સમયે શમરૂબેગમ પાણીપતથી પોતાની ફોજ લઇને બાદશાહની મદદે આવી હતી. ત્હેના ધાક તથા ત્હેના યુરોપિયન અમલદારોના ભભકાની એવી અસર થઇ કે ગુલામકાદર દિલ્હી છોડીને જમનાની

પેલી પાર ચાલ્યો ગયો. એ સેવા માટે બાદશાહે શમરૂબેગમનો જાહેર રીતે ઉપકાર માન્યો, તથા હેની પ્રતિષ્ઠામાં ઘણો વધારો કર્યો. એ બેગમ ઇ: સ. ૧૭૪૮ માં જન્મ પામી હતી અને ઇ. સ. ૧૮૩૬ માં ૨૧-મી જાનેવારીએ હેનું મૃત્યુ થયું. અંગ્રેજોને હેણે ઘણી વખત મદદ આપી હતી. મૃત્યુ સમયે ૬ લાખ કરતાં વધારે રૂપિયા અનેક પ્રકારના સત્કાર્યોમાં ખર્ચવાની આજ્ઞા આપતી ગઇ હતી. બેગમ કીસરાય નામનો એક કસ્બો નૉર્થવેસ્ટર્ન રેલવે ઉપર મીરઠ શહેરની પાસે છે તે આ બેગમના સ્મારકમાં છે. થોડા સમયમાં એ સ્થાન વેપારનું સારૂં મથક થઇ પડશે એમ જણાય છે.

---

## ૨૯૬—૧૬૨. બન્નીખાનમ.

એ કાસમ અલીખાંની પુત્રી અને નવાબ નજમુદ્દૌલા ઇસાહકખાંની પત્ની હતી. એ નવાબ બાદશાહી દરબારમાં મુખ્ય પ્રધાન કરતાં પણ અધિક પ્રતિષ્ઠા ધરાવતો હતો; પણ જ્યારે મહમ્મદશાહનું મૃત્યુ થયું અને અહમ્મદશાહ ગાદી ઉપર બેઠો ત્યારે નજમુદ્દૌલાની સત્તા ઓછી થઇ ગઇ. એટલા સારૂ એણે રાજ્યની નોકરી છોડી દીધી. ત્યાર પછી થોડા સમયમાં એ બંગશ અફગાનની સાથે યુદ્ધ કરતાં માર્યો ગયો. હેની વિધવા બન્નીખાનમ થોડા સમય સુધી શાહજહાંબાદમાં રહી પણ જ્યારે પઠાણ, મરાઠા, જાટ વગેરે લોકોએ લૂંટફાટ મચાવી ત્યારે એ દિલ્હી છોડીને ફૈઝાબાદ ચાલી ગઇ. સુજાઉદ્દૌલાએ બેગમની

ઘણી પ્રતિષ્ઠા કરી અને બીજી બક્ષિસો ઉપરાંત પાંચ હજાર રૂપિયાનું માસિક પેન્શન પણ બાંધી આપ્યું. એ બેગમ ઘણી કરકસરવાળી હતી, ત્હેની પાસે ધનનો સંચય સારો હતો. પરન્તુ સાથેજ એ ઘણી દયાળુ અને પુણ્યાત્મા પણ હતી. દિલ્હી અને લખનૌથી લોકો એની પાસે દાન માગવા આવતા અને મ્હોં માગ્યું દાન લઈને ચાલ્યા જતા. બન્નુ બેગમના સાંભળવામાં આવતું કે અમુક માણસની કન્યા પરણવા યોગ્ય થઈ ગઇ છે, પણ ત્હેના સંબંધીઓ પાસે લગ્ન કરવા જેટલા પૈસા નહીં હોવાથી કુંવારી રહી છે, તો એ તરતજ ત્હેના લગ્નનું સઘળું ખર્ચ પોતાને માથે લેતી અને ત્હેને પરણાવી આપતી. આ પ્રમાણે કેટલીએક અનાથ અને ગરીબ બાલિકાઓના કન્યાદાનનું પુણ્ય ત્હેણે લીધું હતું. એ ઘણીજ શરમાળ, વિનયી અને મર્યાદાશીલ સ્ત્રી હતી. પોતાના સગા ભાઇ આગાઅલીખાં ઉપર ત્હેનો ઘણો પ્રેમ હતો. કારણ કે એક તો એ ત્હેનો એકનો એક ભાઈ હતો અને બીજું એકે બેગમને કોઇ સંતાન નહીં હોવાથી એજ ત્હેનો ઉત્તરાધિકારી હતો. પરન્તુ એટલું હોવા છતા પણ ત્હેને સ્પષ્ટ આજ્ઞા આપી મૂકી હતી કે જ્યારે ત્હેનને મળવા આવવુ હોય ત્યારે આગળથી ખબર આપીને પછી અંદર આવવું. બન્નીબેગમ પોતાના ભાઇને મળતી વખત પણ ઘણીજ સંભાળથી આખા શરીરને વસ્ત્ર ઢાંકી દેતી. ફક્ત મ્હોં ખુલ્લું રાખતી. સન ૧૨૧૨ હિજરીમાં ૮૦ વર્ષની વૃદ્ધવયે ત્હેનું મૃત્યુ થયું હતું.



## રત્ન—૧૬૩. અદા.

એનું નામ અમીરબેગમ હતું. એ લખનૌમાં રહેતી હતી અને ઘણી સારી કવિતા રચતી હતી. ગઇ શતાબ્દીના અંતમાં એ હયાત હતી. મીરઝા અબ્બાસ નામના એક કવિની એ શિષ્યા હતી.

## રત્ન—૧૬૪. અખતર.

એનું પૂરૂં નામ નવાબ અખતર મહેલ સાહિબા હતું. એ તૈમુર બાદશાહના વંશમાંની એક શાહજાદી હતી. હિજરી સન ૧૨૮૦ ની લગભગ દિલ્હી શહેરમાં ત્હેના કાવ્યોની ઘણી ચર્ચા ચાલતી હતી. એણે ઘણી સારી કવિતા રચી છે. એ કવિતાઓ ઉપરથી ત્હેની યોગ્યતાનો પરિચય મળી આવે છે.

## રત્ન—૧૬૫. આરાયશ.

એ ઘણી સારી કવિ હતી. યુવાવસ્થાના પ્રારંભમાં તો એ વિષયગામી થઈ હતી, પણ પાછળથી સન્માર્ગનું અવલંબન કર્યું હતું. હિજરીસન ૧૨૯૦ ની લગભગમાં એણે કોઇ સદાચારી પુરૂષ સાથે લગ્ન કર્યું હતું. એ પતિના સત્સંગથી ત્હેનું

પાછલું જીવન ઘણુ સારૂં અને સુખરૂપ બન્યું હતું. પોતાની સ્થિતિનું વર્ણન કરતાં આરાયશ એક સ્થળે કહે છે કેઃ—

જવાનીમેં ભલી માલૂમ હોતીથી યહ આરાયશ,
બૂઢાપે મેં તો મેંહદીમીસ્સીકી હૈ ખાક જે બાયશ.

## રત્ન—૧૬૬. વિરંજી કુંવર.

એ જોનપુર જિલ્લામા ગઢવાડ ગામની રહેવાશી હતી. ત્હેના પિતાનું નામ ઠાકુર અમરસિંહ તથા પતિનું નામ સાહબદીન હતું. એણે સંવત્ ૧૯૦૫ માં સતીવિલાસ નામનો એક ગ્રંથ સતી સ્ત્રીઓની પ્રશંસામાં બનાવ્યો છે. એ રઘુવંશી ઠાકુર જાતિની હતી. પોતાના કાવ્યમાં એણે સાસરા તથા પિયર પક્ષનો વિસ્તારથી પરિચય આપ્યો છે એ પતિની ઘણી ભક્ત હતી. પોતાના પુસ્તકમાં એણે પતિવ્રતા ધર્મનું ઘણી રસિક ભાષામા વર્ણન કર્યું છે.

## રત્ન—૧૬૭. ગુન્ના બેગમ.

આ વિદુષી નારી આલમગીર બીજાના વઝીર નવાબ ઇમાદ-ઉલમુલ્ક બહાદૂરની પત્ની અને અલીકુલીખાંવાલાહ વાગિસ્તાની પુત્રી હતી. એ ઘણીજ ખૂબ સુરત અને સુકુમાર રમણી હતી. ત્હેની કોમળતા માટે એમ કહેવાય છે કે એ હમેશાં નવ વર્ષની બાલિકા સમાન દેખાતી હતી. ઘણી વખત ત્હેનું તોલ ૫૯

કરવામાં આવ્યું તો એ ૯૦૦ રૂપિયાભાર કરતાં વધારે ન થયું. ઉર્દૂમાં ત્હેણે ઘણી સારી કવિતા કહી છે. ફારસી ભાષામાં પણ ઉંચા પ્રકારનાં કવિત્વમય પદ રચતી હતી, 'શોખ' એનું તખલ્લુસ હતું. જે દિવસે ત્હેનો પુત્ર મરી ગયો તે દિવસે નવાબે ત્હેની ખબર પૂછાવી. ત્હેના ઉત્તરમાં ત્હેણે નીચેની પંક્તિઓ કહી હતી.

અઝ હાલેમા મપુર્સ કે દિલ ચાક કરદા એમ,
લખ્તે જીગર બુરીદા તેહ ખાક કરદા એમ.

મ્હારો હાલ પૂછો નહીં, મ્હેં મ્હારા હૃદયને ચીરી નાંખ્યું છે અને મ્હારા હૃદયનો એક ટુકડો જમીન નીચે દબાવી દીધો છે.



## ૨૯૫—૨૬૮. અરક.

એ દિલ્હીની એક શાહજાદી હતી અને સારી કવિતા લખતી હતી. હિજરી સન ૧૨૯૨માં એ હયાત હતી.



## ૨૯૫—૨૬૯. શર્ફઉનનિસા.

એ નવાબ અબદુલાખાનની માતા અને નવાબખાન બહાદૂરખાંની સગી બ્હેન થતી હતી. ઘણી સુશીલ અને પવિત્ર સ્ત્રી હતી. સ્હાંજની નિમાઝ પઢયા પાછી દરરોજ નિયમિત રીતે મકબરામાં જઈને કુરાન શરીફનો પાઠ કરતી. તે ઉપરાંત એ ઘણી બહાદૂર હતી. તલવારને હમેશાં પોતાની કમર ઉપર

લટકતી રાખતી હતી, એનો મકબરો લાહોરમાં 'સરાવાલા' નામથી મશહુર છે, ત્હેની અન્તિમ ઇચ્છા મુજબ ત્હેને એજ મકબરામાં દફનાવવામાં આવી. એ વખતે ત્હેના જીવનના સાથી કુરાનશરીફ અને તલવારને પણ ત્હેની સાથે દફનાવવામાં આવ્યાં. શિખાશાહી અમલ સુધી એ બંને વસ્તુઓ ત્યાં એમની એમ રાખેલી જોવામાં આવી હતી. પરન્તુ અફસોસ કે પાછલા અમલમાં કેટલાક પાષાણ હૃદયના મનુષ્યોએ ત્હેની એ બંને પ્રિય વસ્તુઓને ત્યાંથી કહાડી નાખી.



## ૨૮૯—૧૭૦. માઈભાગી.

એ લાહોરમાં રહેતી હતી, પહેલાં તો દારૂ વેચવાનો ધંધો કરતી હતી. ત્હેની દુકાન ઉપર દુરાચારી અને સ્વચ્છંદી—વ્યસની લોકોની ઘણી ભીડ જામેલી રહેતી. આખરે ઝુલફિકાર નામના એક સદાચારી પુરૂષ સાથે ત્હેને પ્રેમ બંધાયો. એ પુરૂષે ત્હેને નીતિનો માર્ગ બતાવ્યો. માઇભાગીનું જીવન એકદમ સુધરી ગયું. તે અતિ સદાચારી અને ઈશ્વરભક્ત બની. પ્રભુ ગમે તેવા પાપીને પણ ઉદ્ધારવા સમર્થ છે; ત્હેનું આ સન્નારીનું જીવન એક દૃષ્ટાંત છે. કહેવાય છે કે ઈશ્વરભક્તિ અને યોગથી માંઇભાગીને વચનસિદ્ધિ પ્રાપ્ત થઇ હતી. ત્હેના મ્હોંમાંથી જે શબ્દો નીકળતા તે સત્ય નીવડતા. પંજાબકેસરી મહારાજા રણજીતસિંહ ત્હેના ઘણા ભક્ત હતા. એ નિર્લોભી સાધ્વી ઘણી વખત મહારાજા સાહેબનો તિરસ્કાર પણ કરતી, પરન્તુ સાધુ-

ભક્ત મહારાજા કાંઇ બોલતા નહીં. ઉલટા ત્હેની ખુશામત કરવા જતા. દિલ્હીનિવાસી પંડિત ગંગારામ માઇભાગીની સેવા કરવા વારંવાર આવ્યા કરતો હતો. કહેવાય છે કે એક દિવસ માઇભાગીએ ત્હેને કહ્યું 'મ્હારી પાછળ શું કામ પડયો છે? જા દરબારમા જઇને દીવાનગીરી કર?' બસ એજ દિવસે ત્હેને દીવાનની નોકરી મળી.

માઇભાગીને મકાન બંધાવવાનો ઘણો શોખ હતો, ત્હેણે ઘણી ઇમારતો બંધાવી હતી સન ૧૨૬૪ હિજરીમાં ત્હેનુ મૃત્યુ થયું.

## રત્ન—૧૭૧. ખુસરોઝમાની બેગમ.

એ મીરઝા અહસન-ઉદ-દૌલા બહાદૂરની પુત્રી અને મોગલ વંશના અન્તિમ બાદશાહોમાના એક બાદશાહ અકબર બીજાના પુત્ર શાહજાદા મીરઝા સલીમની પ્યારી બેગમ હતી. એ અકબર બીજાના વખતમાં રાજ્યની લગામ શાહજાદાનાજ હાથમા હતી રાજ્યનો ખજાનો, રત્નભંડાર, કીંમતી અસબાબ વગેરે બેગમ ખુસરોઝમાનીના સ્વાધીનમાં રહેતા હતા કારણ કે એ શાહજાદાની ઘણીજ પ્યારી બેગમ હતી. એ ઘણી વિદ્વાન, સુશીલ, અને વ્યવસ્થાકુશળ સ્ત્રી હતી. ઘર સંસારના કામકાજમાં એ બહુજ નિયમિત હતી. પ્રત્યેક વસ્તુને માટે સ્થાન અને પ્રત્યેક કાર્યને માટે સમય નિર્માણ થઇ ચૂકેલો હતો. એજ પ્રમાણે હમેશાં ચાલ્યા કરતું, પાકશાસ્ત્રમાં તે અદ્વિતીય હતી. પોતાના કુટુંબને એ દરરોજ નવી નવી વાનીઓ બનાવીને ખવરાવતી. એકજ

જાતની વાની મહિનામાં એકથી બીજી વાર પીરસવામાં નહોતી આવતી ત્હેણે પોતાની બુદ્ધિથી અનેક પ્રકારની નવી વાનીઓ શોધી કહાડી હતી. ત્હેની સુવ્યવસ્થા એટલી બધી પ્રસિદ્ધ હતી કે લોકો કહેતા કે સરકારી વહિવટમાં તો વિઘ્ન આવી શકે, પણ બેગમ ખુસરોઝમાનીના સુપ્રબંધમાં રતિભર ફેરફાર થવાનો સંભવ નથી. નોકરોને ત્હેણે સારૂં શિક્ષણ આપીને એવા વિનયી, આજ્ઞાકારી બનાવ્યા હતા કે કોઇ વખત ખર્ચ ઓછું કરવા ખાતર લાચારીએ કોઇ નોકરને રજા આપવી પડતી. તો તે નોકરને બીજી જગ્યાએ નોકરી મળતાં જરા પણ વિલંબ થતો નહીં. એને માટે એટલુંજ સર્ટીફીકેટ પૂરતું હતું કે હું બેગમ સાહિબાને ત્યા નોકર રહી ચૂકયો છું.

મોગલ વંશના પાછલા બધા શાહજાદાઓ અને બેગમો એના જેવાં સ્હમજુ અને બુદ્ધિમાન હોત તો ૧૮૫૭ ના બળવાનો તથા પ્રતિષ્ઠિત મોગલ વંશના નાશનો પ્રસંગ ન આવત.

શાહજાદા સલીમનુ મૃત્યુ થયુ તે વખતે બેગમે ઘણી હોશિયારી વાપરીને બાદશાહી ભંડારમાના બધા રત્નાલંકાર તથા કિંમતી શસ્ત્રો સંતાડી દીધા હતાં. ત્રણ દિવસની અંદર હેણે ઘરને સાફ કરી દીધુ હતું. ત્રીજા દિવસની ઉત્તરક્રિયા થયા પછી બાદશાહના તાળા ત્હેના મહેલને લાગી ગયાં. પણ ત્યાં હતું શું કે મળે ? બેગમ તો બાદશાહને કુંચીઓ સોંપી દઇને જવાબદારીમાથી મુક્ત થઇ ગઇ. ચાલીસમા દિવસની ઉત્તરક્રિયા પછી અકબર (બીજો) બાદશાહે ત્હેને પાંચસે રૂપિયાનો માસિક પગાર તથા કુદસિયા બાગ અને રોશનઆરા બાગ 'મહેર' માં લખી આપ્યા. પણ જ્યારે હિજરીસન

ઓળખાવા લાગી. એ દાનશીલ રમણીએ કૈવર્ત જાતિના એક ગરીબ ખેડુતને ઘેર જન્મ ધારણ કર્યો હતો. ત્હેના પિતાનું નામ હરિકૃષ્ણદાસ હતું. તે હાલિસહરની પાસેના કૌના નામના એક ન્હાના ગામડામાં વસતો હતો. રાસમણિ ઘણી રૂપલાવણ્યવતી સ્ત્રી હતી. ત્હેના સૌન્દર્યથી મુગ્ધ થઇ જઇને કલકત્તાનિવાસી એક ધનવાન ગૃહસ્થ પ્રીતિરામ માડના બીજા પુત્ર રાજચંદ્રે ત્હેની સાથે લગ્ન કર્યું. સ્વામીનું અકાળ મૃત્યુ થયા પછી સ્વામીની મ્હોટી જાગીરનો કારભાર ત્હેણે પોતાના હાથમાં લીધો. ત્હેણે જમીનદારીનો વહિવટ ઘણીજ બુદ્ધિમત્તા સાથે કર્યો તથા ત્હેની આવકમાં પણ ઘણો વધારો કર્યો. દાનશીલતાના સદ્ગુણ માટે તો તે એટલી બધી પ્રસિદ્ધ છે કે બંગાળામાં ઘેરેઘેર ત્હેના ગુણાનુવાદ ગવાય છે. ત્હેણે દક્ષિણેશ્વરમાં દેવીનું એક મંદિર બંધાવ્યું હતું અને એ મંદિરની પૂજા કરવા સારૂ જગવિખ્યાત સ્વામી શ્રી વિવેકાનંદજીના ગુરૂદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસને રાખ્યા હતા. રાણી રાસમણિએ એક ધર્મશાળા અને અન્નછત્રની સ્થાપના પણ પોતાને ખર્ચે કરી હતી. ગરીબ અને નિરાધાર લોકોને અન્ન તથા વસ્ત્રનું પુષ્કળ દાન કરતી હતી. ત્હેની તેજસ્વિતા પણ અસાધારણ હતી. ત્હેને પુત્ર સંતાન હતું નહીં. એક કન્યાને મૂકીને ઇ. સ. ૧૮૬૧ માં ૬૭ વર્ષની

## રત્ન—૧૭૪. શરાફ્રત મહલ.

એ સૈયદ નાસિરઅલીની પુત્રી અને બહાદુરશાહ બાદશાહની બેગમ હતી. ત્હેણે બાલ્યાવસ્થામાં સારૂં શિક્ષણ મેળવ્યું હતું. મ્હોટી ઉમરે તે વિદ્વાનોની પોષક નીવડી હતી. તે ઘણી ઈશ્વરપરાયણ હતી અને રાતદિન ઈશ્વરોપાસનામાં નિમગ્ન રહેતી. ત્હેનું લગ્ન થયું તે વખતે ત્હેનો પતિ ગાદી ઉપર બેઠો નહોતો, પણ વલીએહદ–ગાદી વારસ–હતો. એણે વાયદો કર્યો હતો કે બાદશાહ થયા પછી હું ત્હને મ્હારી સાથે તખ્ત ઉપર બેસાડીશ પરન્તુ બાદશાહ બન્યા પછી ત્હેણે પોતાનું વચન પાળ્યું નહીં. આથી એ સચ્ચાઇને પસંદ કરનારી બેગમ રીસાઇ જઇને ત્યાંથી ચાલી ગઇ. એણે દગાબાજ બાદશાહના રાજ વૈભવની જરા પણ પરવા કરી નહીં. ઇ. સ. ૧૮૬૧ માં ત્હેનું મૃત્યુ થયું.

## રત્ન—૧૭૫. ઝિનતમહલ.

મોગલવંશના છેલ્લા રાજા મહમ્મદ અબુઝફ્ર સિરાજઉદ્દીન હાદૂરશાહના દરબારમાં એહમદકુલીખાં બહાદૂર નામનો એક તેષ્ઠિત અમલદાર હતો. ત્હેને ત્યાં ઇ. સ. ૧૮૨૪ માં ઝિનત-હલનો જન્મ થયો હતો. નવાબ સાહેબ વિદ્યાના શોખીન ાવાથી પોતાની કન્યાના શિક્ષણને સારૂ ત્હેણે વિદુષી સ્ત્રીઓને ક્ષક તરીકે રાખી હતી. મ્હોટી થઇ ત્યારે એ કન્યા સૌન્દર્યની તિમા સમાન દેખાવા લાગી. ત્હેના ગુણ અને સૌન્દર્યની પ્રશંસા

૧૨૫૩ માં બાદશાહનું મૃત્યુ થયું અને બહાદુરશાહ ગાદીએ બેઠો ત્યારે ત્હેણે એ બગિચાઓને રાજ્યની સંપત્તિ ગણીને પાછા લઈ લીધા અને ત્હેના પેન્શનને પણ ૫૦૦ રૂપિયાને બદલે ૧૦૦ રૂપિયા કરી દીધું. ખુસરોઝમાની બેગમે બાદશાહ ઉપર ફરિયાદી કરીને પોતાના એ બાગ બગિચા પાછા લઈ લીધા

ઇ. સ ૧૮૭૭ માં ૯૫ વર્ષની વયે ત્હેનું મૃત્યુ થયું. અને દરગાહ મીર મહુમ્મદી (ચિતલી કબર દિલ્હી) માં ત્હેને દફનાવવામાં આવી

---

## રત્ન—૧૭૨. અઝિઝઉનનિસા.

---

આ રમણી દિલ્હીના બાદશાહ અકબર (બીજા)ના અમાત્યની જ્યેષ્ઠ કન્યા હતી ઓગણીસમા સૈકાના સુપ્રસિદ્ધ મુસલમાન સુધારક અને પરોપકારી મહાત્મા સર સૈયદ અહમદ સાહેબે ત્હેના ગર્ભમાં જન્મ લીધો હતો. અઝિઝના પતિ ઘણા વિદ્વાન્ હતા અને ઉર્દૂ, ફારસી તથા અરબી આદિ પૂર્વ દેશીય ભાષાઓનું ઘણું સારૂં જ્ઞાન ધરાવતા હતા ત્હેમણે અઝિઝઉનનિસાને પણ ઘણું સારૂં શિક્ષણ આપ્યું હતું. એ ઘણી સુશીલ અને સદાચારી રમણી હતી ત્હેના પતિનું મૃત્યુ થયું તે વખતે સૈયદઅહમદ બાલ્યાવસ્થામાં હતા. એ વખતે કુટુંબના ભરણપોષણનો ભાર અઝિઝઉનનિસાને માથે આવી પડયો. એણે ત્રેવડ અને કરકસરથી સંસાર ચલાવીને સૈયદઅહમદને ઉછેર્યાં. સ્વાશ્રય અને પરિશ્રમનો મહિમા ત્હેણે પોતાના ઉદાહરણથી સૈયદ અહમદને શિખવ્યો. આખી જીંદગી સુધી ઘર સંસારની વ્યવસ્થા ત્હેણે ઘણીજ

કુશળતાથી ચલાવી હતી. એ વખતમાં દિલ્હી અને લખનૌમાં સારા ખાનદાનના બાળકોને ઉંચા પ્રકારનું શિક્ષણ આપે એવી શાળાઓ ઘણી થોડી હતી. પરન્તુ અઝીઝઉનનિસાએ પોતે વિદ્યાના સ્વાદિષ્ટ ફળનો સ્વાદ ચાખ્યો હતો એટલે પુત્રને પણ સુશિક્ષિત કરવાનો ત્હેણે સંકલ્પ કર્યો. એ ઘણી વિદુષી સ્ત્રી હતી. પૂર્વ દેશની ત્રણ ભાષાઓ ( ઉર્દુ ફારસી અને અરબી ) થી એ સારી પેઠે પરિચિત હતી અને કવિતાનો મર્મ ઘણીજ ઉત્તમ રીતે સ્હમજી શકતી હતી. જ્ઞાનને લીધે ત્હેનું હૃદય સારા સંસ્કારવાળું બન્યું હતું. મુસલમાન લોકોમાં ધર્મને નામે ચાલતા અનેક વ્હેમો ઉપરથી ત્હેની શ્રદ્ધા ઉઠી ગઇ હતી; અને બાલ્યાવસ્થામાં ત્હેણે આપેલા શિક્ષણના પ્રતાપેજ સર સૈયદ અહમદ ભવિષ્યમાં મુસલમાનોને વ્હેમ અને અજ્ઞાનના બન્ધનમાંથી મુક્ત કરાવવા સમર્થ થયા હતા.

સર સૈયદે અલીગઢ કોલેજ સ્થાપીને તથા બીજી અનેક રીતે મુસલમાન પ્રજાની સેવા કરીને અક્ષય કીર્તિ સંપાદન કરી છે. એ કીર્તિને માટે એ ઘણે અંશે ત્હેમની વિદ્વાન્ અને કાર્યદક્ષ માતાના આભારી હતા એમ એમના જીવનચરિતકારોનું માનવું છે.

---

## ૨૮૯—૧૭૩. રાણી રાસમણિ.

---

આ દાનશીલ ધર્મ પરાયણ સ્ત્રીને ' રાણી ' ની પદવી સરકાર તરફથી મળી નહોતી. લોકોજ ત્હેના ઉપર એટલી બધી શ્રદ્ધા અને ભક્તિ રાખતા કે જનસમાજમાં તે ' રાણી 'ની ઉપાધિથી

દૂર દેશાવર સુધી પહોંચી તો પછી રાજા બહાદૂરશાહને કાને ન પહોંચે એ કેવી રીતે બને ? ત્હેના રૂપલાવણ્યનાં વખાણ સાંભળીને બાદશાહ પ્રેમાંધ થઇ ગયો અને પ્રતિષ્ઠિત માણસની મારફતે લગ્નનો સંદેશો કહાવ્યો. ઝિનતમહલના પિતાએ પહેલાં તો કાંઇ જવાબ ન દીધો. પાછળથી ત્હેણે એવી સખ્ત સરતો કરી કે કદાચ બહાદૂરશાહ એની સરતો નામંજુર કરીને ઝિનતમહલ સાથે પરણવાનું માંડી વાળતે; પરન્તુ બાદશાહ તો ઝિનતમહલને પરણવાની લાલસામાં ઘેલો થઇ ગયો હતો. ઝિનતમહલની ખાતર ગમે તેવી અપમાનજનક સરતો કરવા પણ એ કોમલહૃદયનો કવિરાજ બહાદૂરશાહ રાજી હતો. ખરેખર પ્રેમની કિંમત કદી થઇ પણ શકે ખરી ! બહાદૂરશાહે માશુકની ખાતર ત્હેના પિતાની સર્વે ઇચ્છાઓ માન્ય રાખી અને ત્હેની સાથે લગ્ન કરીને તેને પોતાના અંતઃપુરમાં તથા હૃદયમંદિરમાં પધરાવી. શાહેનશાહબાનુ થયા પછી ઝિનતમહેલે નવી નવી તરેહના પોશાકો અને નવી નવી જાતનાં ભોજનો શોધી કહાડયાં. ત્હેણે શોધી કહાડેલી એ પોશાકની ફેશનો અને લહેજતદાર વાનીઓ પ્રજામાં ઘણી પ્રિય થઇ પડી. બાદશાહે ત્હેને માટે એક ઘણો મ્હોટો મહેલ બંધાવ્યો જે હજી સુધી ઝિનતમહેલના નામથી પ્રસિદ્ધ છે.

રચતી હતી. એનો સ્વર ઘણો મધુર હતો. જ્યારે નમાઝ ભણતી ત્યારે મસજિદનો આખો ઘુમટ ગાજી ઉઠતો. કાઝનીનની આલિશાન ઇમારત અને લખનૌના સાદતગંજ મહોલ્લામાં આવેલી મસજિદ ત્હેનાં સ્મારક ચિન્હ છે. એ સ્થળે જઇને શીરીન પોતાની હયાતીમાં મહોરમના મહિનામાં આઠ દશ હજાર રૂપિયા અન્નદાનમાં ખર્ચ કરતી હતી. પરન્તુ ત્હેના મૃત્યુ પછી ત્હેની એ યાદગારોની કોઇએ ખબર ન લીધી. ઇ. સ. ૧૮૫૭ માં ત્હેનો પતિ મરણ પામ્યો. એ વખતે ત્હેની દશા પહેલાના કરતાં ઘણી ખરાબ થઇ ગઇ; છતા પણ ત્હેણે પુણ્યદાન કરવાનો સ્વભાવ છોડયો નહીં શીરીન આશરે ૧૩૦૦ હિજરીમાં મરણ પામી.

## ૨૯૯–૧૭૭. બના.

એ દિલ્હી નગરની એક પડદાનશીન સ્ત્રી હતી. ગુલાબસિંહ આશુફતા નામના એક પુરૂષ સાથે ત્હેને પ્રેમ બધાયો હતો. એ બન્નેનો પરસ્પર અત્યંત પ્રેમ હતો. એક વખત બન્નેનો કોઇ કારણસર વિયોગ થયો. પ્રેમાંધ ગુલાબસિંહને ત્હેનો એ વિયોગ અસહ્ય થઇ પડયો. બના વગરનું જીવન ત્હેને નિરર્થક લાગ્યું અને ગળામા એક ખંજર મારીને વિરહવ્યાકુળ ગુલાબસિંહે પ્રાણત્યાગ કર્યો. બનાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે ત્હેને દારૂણ શોક ઉત્પન્ન થયો. ત્હેણે પણ આત્મઘાત કરીને એજ સમયે પ્રિયતમની સાથે જવાનો સંકલ્પ કર્યો પરન્તુ ત્હેના સગાંસંબંધીઓએ ત્હેને આત્મઘાતનું પાપકર્મ કરતાં રોકી. લાચાર થઇને ત્હેણે સર્વની સલાહ માન્ય રાખી. પણ

ત્હેના હૃદયમાં બળતા વિરહાગ્નિને કોઇ શમાવી શક્યું નહીં. એ દિવસથી એણે ખરેખરૂં વૈધવ્ય વ્રત ધારણ કર્યું. ભોગવૈભવ સર્વ છોડી દીધા. વ્હાલાના વિયોગથી ઝુરી ઝુરીને છ મહિના બાદ એ પણ ત્હેને મળવા પતિલોકમાં સીધાવી.

## રત્ન—૧૭૮. ઉમાબાઈ દાભાડે.

હિંદુસ્થાનમાં ભિન્ન ભિન્ન જાતીમાં અનેક નામાંકિત સ્ત્રીઓ થઇ છે. તેમનું અવર્ણનીય શૌર્ય, વંદનીય પાતિવ્રત્ય, અપૂર્વ સ્વાર્થત્યાગ, અલૌકિક ધર્માભિમાન તથા સ્વદેશભક્તિ જોઇને જે દેશમાં એવાં સદ્ગુણસંપન્ન સ્ત્રીરત્નો નિર્માણ થયાં છે તે દેશને "સુવીરપ્રસૂ ભૂમિ" એવું મહાન નામ પ્રાપ્ત થાય તેમાં શી નવાઇ ? જગન્નિયંતાએ કેટલાંક અમૂલ્ય રત્નો ભૂગર્ભમાં નિર્માણ કરી રાખ્યાં છે તો પછી તે અતિ શ્રેષ્ઠ માનવ જાતીમાં ઉત્તમોત્તમ નરનારી રત્નો ઉત્પન્ન કરે તેમાં શું આશ્ચર્ય ! આપણે જાતી તરફ જોવાની આવશ્યકતા નથી. કર્તૃત્વપ્રતિ જોવાની જરૂર છે. પછી માનવરત્નો કોઇ શ્રેષ્ઠ જાતીમાં ઉત્પન્ન થયાં હો વા કોઇ નીચ જાતીમાં પેદા થયાં હો ! પરંતુ આપણને તો તે સર્વદૈવ વંદનીય છે. પરકીયોએ પણ આપણા દેશનાં શ્રેષ્ઠ નરનારી વિષે આદરોદ્ગાર અને ધન્યોદ્ગાર કહાડ્યા છે તેની વિસ્મૃતિ થવી ન જોઇએ. ઇંદોરની રાણી અહલ્યાબાઇ તથા ગોજા બાઇ શિંદેના સદ્ગુણ તથા સદ્વીર્યની કીર્તિ મહાન વિદેશીય ગ્રંથકારોએ ગાઇ છે અને એમ સિદ્ધ કર્યું છે કે

" આર્યાવર્તની સર્વગુણસંપન્ન સ્ત્રીઓપર અમારા દેશની સ્ત્રીઓ પણ સરસાઈ કરી શકે એમ નથી." આ વાક્ય અતિ મહત્વનું અને અભિમાનોત્પાદક છે. અસ્તુ ! શૂર અને માનવંત સ્ત્રીઓની કક્ષામાં ઉમાબાઈ દાભાડેને મૂકતાં લેશ પણ બાધ નથી.

ક્ષત્રીકુલતિલક શિવાજી મહારાજ તો સર્વ જગતને પરિચિત છેજ. એઓ મોટા ગુણગ્રાહક અને સદ્‌ગુણના પરીક્ષક હતા. સદ્‌ગુણી મનુષ્યની કીર્તિ સાંભળી તેમને અતિ આનંદ થતો અને તેના પ્રતિ તેઓ આદરદ્રષ્ટિથી જોતા. શુકલપક્ષમાં આકાશ તરફ દ્રષ્ટિ ફેંકતાં અસંખ્ય નક્ષત્રસમુહમાં પ્રકાશયુક્ત ચંદ્ર અથવા દિવસે તત્ર દ્રષ્ટિ ફેંકતાં તેજસ્વી સૂર્ય જે પ્રમાણે એકદમ દ્રષ્ટિ સન્મુખ આવે છે, તે પ્રમાણે અસંખ્ય લોકોના સમુદાયમાં કયો મનુષ્ય સદ્‌ગુણી છે અને કયો દુર્ગુણી છે તે શિવાજી મહારાજની તીવ્ર દ્રષ્ટિને ત્વરિત સમજાતું. આ તીવ્ર અને સદ્‌ગુણપરીક્ષક દ્રષ્ટિથી શિવાજી મહારાજે દાભાડેનું ઉપનામ ધરાવનાર મરાઠા જાતીના યેસુપાટીલ દાભાડેને ચુંટી કાઢયો હતો, હવે અમારે યેસુપાટીલના અંગના ગુણોનું વિશેષ વર્ણન કરવાની આવશ્યકતા નથી. એટલુંજ લખવું પુરતું થઇ પડશે કે દાભાડે કુળવંત મરાઠો હતો. તે ભાનુ વંશનો હતો, યેસુને મહારાજે પોતાનો હજુરીઓ કીધો હતો. તે અત્યંત શૂર અને પ્રમાણિક હતો. શિવાજી મહારાજને તે અત્યંત પ્રિય હતો, અને તેઓ વારંવાર તેની પ્રશંસા કરતા હતા; અને એ કારણથી યેસુપાટીલ પણ અતિ સંતુષ્ટ થઇ પોતાનું કર્તવ્ય બજાવતો હતો. પરંતુ આવા સ્વામિભક્ત સેવકનો મહારાજની કારકીર્દિમાં ઉદય થાય એવો ઈશ્વરી સંકેત ન હોવાને લીધે તેના દુર્દૈવથી મહારાજનો સત્વર કાળ થયો.

* शिवाजी महाराजनी पछी शंभाजी राजा गादीपर अधिष्ठित थया. परंतु तेमणे गादीनो उपभोग घणांज थोडां वर्षो सुधी कर्यो. येसुपाटिल थोडो वखत तेनो पण हजुरीओ थयो शंभाजीना पछी तेनो नानो बंधु राजाराम गादीपर बेठो ते वखते येसु तेनो पण हजुरीओ थयो. सद्गुणी मनुष्य गमे त्यां होय तो तेना सद्गुणनो बदलो तेने मळ्या विना रहेतो नथी. राजाराम महाराज पण आ प्रमाणिक सेवकपर अति संतुष्ट थया जे वखते राजाराम महाराज गादीपर आरूढ थया ते वखते महाराष्ट्रपर "न भूतो न भविष्यति" एवो घोर प्रसंग आव्यो हतो मराठाओमा परस्पर कलह चालतो होवाथी तेमनुं राज्य डुबाववाना हेतुथी तेमना जुना वैरी आलमगीरे ( औरंगजेबे ) तेमनापर प्रचंड स्वारी करी परंतु पादशाहनी आ स्वारीनुं परिणाम घणुं कष्टमय आव्युं. मराठा वीरोए पादशाहना सैन्यने तोबा तोबा पोकरावी आ प्रसंगेज दाभाडेनी खरी स्वामीभक्ति व्यक्त थइ मोगलोना हाथमांथी बचवाने माटे राजाराम महाराजने पोतानो मुकाम वारंवार बदलवो पडतो हतो मुगलोए रायगढनो किल्लो लीधो त्यार पछी राजारामने तेना सरदारोए चदीचदावर ( जींजीतंजावर ) मा जई रहेवानी सलाह आपी. आ वखते राजारामनी साथे प्रल्हाद निरजी, संताजी घोरपडे, दाभाडे, धनाजी जाधव, खंडो बल्लाळ प्रभृति वीश माणसो हता. आ प्रसंग अत्यंत आणीनो हतो. राजारामनी त्रण स्त्रीओ अने ईतर माणसो तेमनी साथेज हता येसु दाभाडेनी स्त्री पण तेमनी साथेज हती आ सर्व माणसोनो समुदाय आ संकटमांथी सुरक्षित

રહે એ અતિ દુર્ઘટ હતું. આ કટોકટીના પ્રસંગે રાજનિષ્ઠ ચેસુ પાટીલની પ્રશંસનીય સ્વામિભક્તિ વ્યક્ત થઇ. તે વીરપુરૂષે રાજસ્ત્રીઓને સંભાળવાનું કાર્ય કઠિન થઇ પડે નહિ એટલા માટે કેસરીઆં કરવા નીકળનાર વીર રજપુતોની પેઠે તે બહાદૂર પુરૂષે સ્વહસ્તે સ્વપત્નીનો વધ કર્યો ! ચેસુ પાટીલના જેવી સ્વામીભક્તિ અને રાજનિષ્ઠતા કવચિતજ ઉપલબ્ધ થશે.

ચેસુ દાભાડેને ખંડોજી અને શિવબા નામના બે પુત્રો હતા, તેઓ પણ આ વખતે તેની સાથેજ હતા, પરંતુ તેઓ મોટા હોવાથી તેમને મારવાનું ધૈર્ય તેનામાં રહ્યું નહિ. આ પ્રસંગે તેના પુત્રોએ પણ સ્વામિભક્તિની પરાકાષ્ઠા બતાવી. આ પરથી શુદ્ધ બીજમાંથી શુદ્ધ ફળ ઉત્પન્ન થાય છે એ વાત શું સિદ્ધ નથી થતી ? આ વીરપુત્રો ગજારામની સ્ત્રીઓને પોતાની પીઠ ઉપર બેસાડી અનેક ગાઉ સુધી લઇ ગયા. શિવબાએ તો તેમાં અવધિજ કરી ! તે તો કેટલીક વખત રાજારામને પોતાની પીઠપર બેસાડી એક નહિ, બે નહિ, પરંતુ પચ્ચીસ પચ્ચીસ કોસ સુધી એકસરખી રીતે દોડી જતો હતો. પરંતુ આખરે આથી તેનું હૃદય ફાટી ગયું અને તેને લોહીના કોગળા પડવાથી તે મૃત્યુ પામ્યો. આ વર્તમાન સાંભળી રાજારામને પરાકાષ્ઠાનું દુઃખ થયું. અને ચેસુ પાટિલનું દુઃખ તો કોણ વર્ણવી શકે એમ છે ? પુત્રના ચિર વિયોગથી તેને જે દુઃખ થયું હશે તે તો તેજ બિચારાને વિદિત ! અસ્તુ ! આ પ્રકારે રાજારામનાં સર્વ માણસો તેના સ્વામિનિષ્ઠ સેવકોનાં કર્તૃત્વને લીધે ઇચ્છિત સ્થળે

વખતે ચેસુ દાભાડે જીવંત નહોતો. આપણી કથાનાયિકા તે ખંડેરાવનીજ પત્ની થાય.

ખંડેરાવે શાહુ મહારાજની કારકીર્દિમાં આગલાણ અને ગુજરાતમાં મરાઠાની સત્તા પ્રસ્થાપિત કરી, અને મોગલોની સાથે ઘણાં વિકટ યુદ્ધો કરી જય મેળવ્યો. જ્યારે ખંડેરાવ અન્ય પ્રદેશોમાં યુદ્ધ કરવામાં રોકાયો હતો ત્યારે એક વખત શાહુ રાજાએ સેનાપતિની પદ્વીપર માનસિંગ મોરેને નીમ્યો હતો; પરંતુ તે નાલાયક ઠર્યો અને આખરે તે પદપર પુન દાભાડેજ નિયુક્ત થયો. દાભાડેના મૃત્યુ પશ્ચાત્ તેના પુત્ર ત્રિંબકરાવને માનસહિત સેનાપતિનો અધિકાર સુપ્રત કરવામા આવ્યો. ખંડેરાવ દાભાડેની પત્ની ઉમાબાઈ દાભાડે ઘણી શાણી સ્ત્રી હતી. પોતાની મિલકત તથા સરકાર તરફથી તેના પતિને મળેલી જાગીરની વ્યવસ્થા રાખવાનો અધિકાર સરકારે તેને અર્પ્યો હતો. આ પરથી ઉમાબાઇ દાભાડેની યોગ્યતા કેટલી બધી હતી તે સિદ્ધ થાય છે.

આ વખતે પેશ્વા 'બાજીરાવ' હતો. શાહુ મહારાજ અને બાજીરાવ વચ્ચે ગાઢો સ્નેહ હતો. શાહુ મહારાજની તેનાપર અત્યંત કૃપા હતી. આ પેશ્વા અને દાભાડે કુટુંબ વચ્ચે એક કારણસર વૈર પડ્યુ. તે કારણ એ હતું કે માળવા પ્રાંતમા સર્દેશ મુખીનો હક્ક દાભાડેનો હતો, પરંતુ પેશ્વાએ તે પ્રાંતપર સ્વારી કરી આ વાત દાભાડેને રૂચી નહિ. આથી દાભાડેએ બાજીરાવને એમ લખી મોકલ્યું કે તમારે અમારા દેશમાં આવવું નહિ. પરંતુ તેમનું આ લખવુ વ્યર્થ ગયું. બાજીરાવને પરાજીત કરવાની નિઝામને પણ ઇચ્છા હતી, આથી તેણે

દાભાડેને સહાય્ય કરવાનું જણાવ્યું. આખરે યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થયો અને ઉક્ત ઉભય પક્ષ વચ્ચે 'ડભોઇ' આગળ યુદ્ધ થયું આ યુદ્ધ ત્રણ પ્રહર પર્યંત ચાલ્યું. બન્ને પક્ષના નામાંકિત યોદ્ધાઓ રણમાં પડયા. ત્રિંબકરાવે આ પ્રસંગે ઘણું શૌર્ય બતાવ્યું. તે પોતાના વીરમંડળને ઉદ્દેશીને બોલ્યો "હે વીર જનો ! પેશ્વાઓ મરાઠાનો અધિકાર હસ્તગત કરવાને માટે ખટપટ કરવા માંડી છે. પરંતુ ખરા મરઠા આ કૃત્ય જોઇ ન શકવાથી આ યુદ્ધપ્રસંગ ઉપસ્થિત થયો છે, માટે તમે આજે તમારૂં ક્ષાત્ર તેજ તેમને બતાવી આપો." આવા આવા ઉપદેશથી તેણે મરાઠા વીરોને શૂર ચઢાવ્યું, પરંતુ દુર્દૈવવશાત્ તેનો હેતુ પૂર્ણ થયો નહિ. દાભાડેનો પરાજય થયો અને ત્રિંબકરાવ જેવો રણશૂર રણમાં પડયો.

ઉપર્યુક્ત પરાજય અને પુત્રવિરહના દુઃખથી ઉમાબાઇ વ્યાકુળ બની ગઈ. પોતાના પ્રિયપુત્રની આ દશા થયેલી જોઇને ઉમાબાઇને અત્યંત ક્રોધ ચઢયો. ત્રિંબકરાવને યશવંતરાવ નામનો પુત્ર હતો તેણે પણ બાજીરાવ પર વેર લેવાનો દૃઢ નિશ્ચય કર્યો અને તેના પર હુમલો કરવાની તૈયારી કરવા માંડી. શૂર ઉમા અને તેનો વીરપુત્ર યશવંતરાવ એ ઉભય બાજીરાવનું રક્ત પીવાને તત્પર થઇને નીકળ્યાં. તેમનો તે વખતનો નિશ્ચય દુઃશાસનનો વધ કરનાર ભીમના જેવો અડગ હતો. જો શાહુ મહારાજ વચમાં પડ્યા ન હોત તો બાજીરાવ પર કેવો પ્રસંગ ગુજર્યો હોત તે અમારાથી કહી શકાતું નથી.

વચ્ચે વિગ્રહ થયો તો આપણે એનું સમાધાન કરવું જોઈએ." શાહુ મહારાજે ઉમાબાઇ અને યશવંતરાવને મળી અનેક પ્રકારે તેના મનનું સાંત્વન કર્યું અને તેમને પોતાની સાથે સતારે લઇ ગયા અને પોતાના મંત્રી બાજીરાવને પણ તેડાવી મંગાવ્યો. પછી બાજીરાવે ઉમાબાઇને કહ્યું "ખંડેરાવ દાભાડે અને બાલાજી વિશ્વનાથ વચ્ચે ઘણો ગાઢો સ્નેહ હતો. માટે બાલાજીનો પુત્ર બાજીરાવ એ પણ તમારોજ પુત્ર છે, એમ સમજો." ઉમાબાઇ શાહુ મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકી નહિ. તેણે ઉદાર મનથી બાજીરાવનો અપરાધ ક્ષમા કર્યો. પછી બન્ને પક્ષ વચ્ચે એવો તહ કરવામા આવ્યો કે કોઇએ પરસ્પર વિગ્રહ ન કરતા સરકારની સેવા કરવી. યશવંતરાવને માન સહિત સેનાપતિ પદના વસ્ત્રો અર્પણ કરવામા આવ્યાં પછી તેઓ શાહુ મહારાજની રજા લઇ પોતાને ઘેર ગયાં. ઉમાબાઇની ઉપર્યુક્ત ઉદારતાનું વર્ણન જેટલું કરીએ તેટલું થોડુ છે

તત્પશ્ચાત્ થોડા દિવસમાજ ઉમાબાઇનુ અપરિચિત શૌર્ય દ્રષ્ટિગોચર થયું. શાહુ મહારાજે સેનાપતિ યશવંતરાવ પર અહમદાબાદનું થાણું કબજે કરવાને માટે હુકમ મોકલ્યો સેનાપતિની વય નાની હતી તોપણ તેની તેજસ્વિતા રાજાને વિદિત હોવાથીજ તેણે તેને તેવો હુકમ કર્યો હતો અહમદાબાદમા તે વખતે જોરાવર ખાંબાળી નામનો થાણુદાર હતો. આ હુકમ પહોચતાની સાથેજ દાભાડે પોતાનું સૈન્ય લઇને નીકળ્યો. તેની સાથે ઉમાબાઇ પણ તૈયાર થઇ અને પોતાના નાના પુત્રને પણ સાથે લીધો આ બન્ને તરુણો ઘણા તેજસ્વિ હતા વીર સ્ત્રી ઉમાબાઇની સત્કીર્તિ દશે દિશામાં વ્યાપ્ત હતી. યશવંતરાવ

અને ઉમાબાઇ સૈન્ય લઇને આવે છે એ વાત સાંભળતાંની સાથેજ ખાનસાહેબના દીલમાં ફાળ પડી. પરંતુ 'મીયાં પડયા પણ ટંગડી ખડી' એ ન્યાયે તેણે તેમને ડર આપી પોતાનો બચાવ કરવાના આશયનો પત્ર લખી મોકલ્યો "તું ગમે તેવી પણ વિધવા, તારા પુત્રો નાના. તેના અંગમાં તે શક્તિ ક્યાંથી હોય ? માટે શારબોજમાં સૈન્ય લઇને ચાલી જા. નહિ તો આ શૂરવીરનો બચ્ચો જોરાવરખાં છે એ વાત પછી લક્ષમાં રાખજે." ખાનસાહેબનો વિનાશકાળ આવ્યો હતો તેથીજ તેને આવી બુદ્ધિ સૂઝી. એ શબ્દો વાંચતાંની સાથેજ ઉમાબાઇના હૃદયમાં અનિવાર્ય ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો. છેડાયલી વાઘણની પેઠે તેણે પોતાના દાંત કચકચાવ્યા. અને પ્રતિજ્ઞા કરી કે "જો હું આ કૃત્યનુ બરાબર વૈર ન લઉં તો મારૂં નામ ઉમાબાઇ નહિ" પછી તેણે પોતાના યોદ્ધાઓની સમક્ષ કરકંકણો અને કુમ્ કુમ્ મૂકી તે પ્રતિ આગળી કરીને બોલી "યાણદારે પત્ર લખીને મારૂં જે અપમાન કર્યું છે તેનું પૂરૂં વૈર જ્યારે હું લઇશ ત્યારેજ હું અન્ન ગ્રહણ કરીશ, એવી હું પ્રતિજ્ઞા કરૂં છું. તમે મારા સરદારો જો ખાધેલું નિમકહલાલ કરવા ઇચ્છતા હો તો ખાનની સામે ધસો અથવા જો પાછી પીઠ કરવી હોય તો તમારા હાથમાં સર્વની સમક્ષ આ કંકણ પહેરો અને લલાટે કુમ્ કુમ્ રેખા કાઢો અને બાયડી બની ઘરમા બેસો." ઉમાબાઇનું આ ભાષણ સાંભળી સર્વે જણે મરણ પર્યંત યુદ્ધ કરવાના શપથ લીધા. પછી તેમણે વિદ્યુદ્વેગે ખાનપર હલ્લો કર્યો.

લડાઈ કરવાને તત્પરજ હતો. હવે યુદ્ધનો પ્રારંભ થયો. પરં ઉમાબાઇની કાળિકા મૂર્તિ જોઇ ખાન તો અહમદાબાદના દુર્ગમા ભરાઈ જઇ દ્વાર બંધ કરીને બાયડીની પેઠે લપાઇ બેઠો. ઉમાબાઇએ વીરગર્જના કરી તેની પૂંઠ પકડી. તે વખતનો તેનો વીર વેશ અતિશય પ્રેક્ષણીય હતો. તેનું શૌર્ય જોઇ શત્રુઓ દિગ્મૂઢ બની ગયા. ઉમાબાઇએ દુર્ગનાં દ્વાર તોડી કિલ્લામાં પ્રવેશી ખાનને બરાબર શિકસ્ત આપી આ પ્રકારે આ શૂર મરાઠા ક્ષત્રિય સ્ત્રીએ પોતાની ભીષણ પ્રતિજ્ઞા પાળી જોરાવરખાનનું સૈન્ય છિન્નવિચ્છિન્ન થઇ દશે દિશામાં ન્હાસી ગયું. દાભાડેના સૂર્ય વંશને શોભા આપનાર ઉમાબાઇની શૌર્ય કીર્તિનું સ્મરણ થતાં એમજ લાગે છે કે—

સુરતસેં કીરત બડી, બીન પંખ ઉડ જાય,
સુરત તો જાતી રહે, કીરત કબહુ ન જાય.

---

## રત્ન—૧૭૯. સુલતાના રઝિયા.

---

રઝિયાબેગમ એ દિલ્લીશ્વર અલ્તમશની પુત્રી હતી, અલ્તમશ તાર્તરીના એક મોટા સરદારનો અત્યંત પ્રિય પુત્ર હતો. આથી તેના ઇતર બંધુઓને તેના પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થયો અને તેમણે એકવાર શિકાર કરતી વખત તેના અંગ પરનાં સઘળાં વસ્ત્રો અને અલંકારો ઉતારી લીધા અને તેને એક વ્યાપારીને ત્યાં ગુલામ તરીકે વેચી દીધો તે પછી કોઇ વ્યાપારીએ તેને બુખારાના રાજાને ત્યાં વેચ્યો. બુખારાના દર-

બારમાં અલ્તમશને ઉત્તમ શિક્ષણ મળ્યું. રાજાનું મરણ થતાં અલ્તમશને પુનઃ વેચવાને માટે બહાર કાઢવામાં આવ્યો અને તે બુખારાના એક વ્યાપારીના કબજામાં જઇ પડયો. તે વ્યાપારી પછી તેને ગિઝનીમાં લઇ આવ્યો.

આ સમયે ગિઝનીના તખ્તપર મહમદ ઘોરી હતો. અલ્તમશનું સૌંદર્ય અને તેની બુદ્ધિમત્તાનું વર્ણન પાદશાહના કર્ણપટપર અથડાતાંજ તેને તે માણસને વેચાતો લઇ પોતાની પાસે રાખવાની ઇચ્છા થઇ. પરંતુ જે વ્યાપારી તેને વેચવાને માટે લાવ્યો હતો તે વધુ કિમ્મત માગવા મંડયો તેથી પાદશાહે તેને વેચાતો લેવાની વાત પડતી મૂકી. પાદશાહનું આ કૃત્ય જોઇ બીજાઓ પણ તેને વેચાતો લેતાં અટક્યા અને તેથી તે વ્યાપારીને તેને પુનઃ બુખારા લઇ જવો પડયો.

કેટલોક સમય વ્યતીત થયા પછી મહમદ ઘોરીના સરદાર કુતુબુદ્દિને પાદશાહની પરવાનગીથી તેને વેચાતો લીધો. અલ્તમશ સરદાર કુતુબુદ્દિનનાં કુટુંબનાં સર્વ માણસોને ઘણો પ્રિય થઇ પડયો. ધીમે ધીમે કુતુબુદ્દિન તેનાપર અત્યંત પ્રસન્ન થયો અને તેને દાસત્વમાંથી મુક્ત કર્યો. સ્વતંત્ર થયા પછી અલ્તમશના હાથમાં મોટો રોજગાર આવ્યો. એટલુંજ નહિ પરંતુ કુતુબુદ્દિને તેની સાથે પોતાની પુત્રીને પણ પરણાવી. મહમદ ઘોરીના મૃત્યુ પછી દિલ્લીનું સિંહાસન કુતુબુદ્દિનને પ્રાપ્ત થયું. કુતુબુદ્દિનના મરણ પછી સર્વ સરદારોની અનુમતિથી અલ્તમશને ગાદી પ્રાપ્ત થઇ. પાદશાહને પુત્ર હતો પરંતુ લોકમત તેને અનુકૂળ નહિ હોવાથી તેનો હક્ક એક બાજુ

અલ્તમશને ઘણાં સંતાન થયાં. તે સર્વમાં અતીવ પ્રસિદ્ધ રઝિયાબેગમજ થઇ. અલ્તમશ અત્યંત ખૂબસુરત હોવાથી તેનાં સંતાનો પણ તેના જેવાં સુરૂપ નીવડયાં. તથાપિ તે સર્વમાં રઝિયાનું સૌંદર્ય તો અપૂર્વજ હતું. તદુપરાંત તરૂણ સ્ત્રીઓની વાત તો એક બાજુજ રહી, પરંતુ તરૂણ પુરૂષોમાં પણ જે ચાતુર્ય અને શાણપણ દ્રષ્ટિગોચર થતાં નથી, તે રઝિયામાં સંપૂર્ણ હતાં. તેના પિતાની તેના પર અત્યંત પ્રીતિ હતી. તેણે તેને ઉત્તમ શિક્ષણ આપ્યું હતું. તેને સ્ત્રીજાતીના કર્તવ્યમાં તો પારંગત કીધીજ હતી, પરંતુ રાજનીતિશાસ્ત્ર અને રાજકારભાર સંબંધી સર્વ વિષયો પણ તેને કાળજીપૂર્વક શીખવ્યા હતા. દુર્દૈવવશાત્ તેની માતાનો સ્વભાવ અત્યંત કડક અને અવિચારી હતો. અંતઃપુરના ઉષ્ણ વાતાવરણમાં પિતા તરફથી મળેલા શિક્ષણની અસર ન્યૂન થઇ જાય છે, તો પણ રઝિયા જેમ જેમ વૃદ્ધિ પામતી ગઈ તેમ તેમ તે વિશેષ વિચારવાન્, વિદ્યાવ્યસની, મમતાળુ અને શુદ્ધ અંતઃકરણની થતી ગઇ.

જ્યારે રઝિયા વયમાં આવી ત્યારે તેનો પિતા, જે કાર્યનો કુતબુદ્દિન બાદશાહે પ્રારંભ કર્યો હતો તે પાર પાડવાને ઉદ્યત થયો હતો. અર્થાત્ તેણે 'કુતુબમિનાર' નામક આશ્ચર્યજનક અને સુંદર મિનારો પૂર્ણ કરવા માંડયો હતો. આ કાર્ય પરિપૂર્ણ થયું ત્યારે તત્સંબંધે થયેલા ટોલેગંજ સમારંભમાં આ વિદ્યાવિચાર સંપન્ન રાજકન્યા હાજર હતી. તે પ્રસિદ્ધ સ્તંભપર કોતરેલાં વાક્યની રચના ખુદ રઝિયાએજ કરી હતી એમ કહેવામાં આવે છે. કુતુબુદ્દિન પાદશાહની કારકીર્દિમાં ફક્ત પહેલો મજલો તૈયાર થયો હતો. અને અલ્તમશે તેનાપર બીજા પાંચ મજલા બંધાવ્યા.

આ મિનારાની ઉંચાઇ ૨૩૪ ફીટની છે અને તેના પાયાનો વ્યાસ ૪૭ ફીટનો છે. ઉપર તે સાંકડો થતો ગયેલો છે અને ઠેક નીચેના મજલાથી ઉપર પર્યંત ગોળાકારમાં ફરતી સીડી છે, તેથી ચઢતાં કાંઇ અડચણ પડતી નથી. તેના ઉપલા મજલાનો વ્યાસ નવ ફુટ છે. તેના શિખરપર આરૂઢ થતાં રાજધાનીની આસપાસના કેટલાક માઇલ સુધીના પ્રદેશનો અત્યંત મનોરમ દેખાવ દ્રષ્ટિગોચર થાય છે.

રઝિયાને સમજણ આવ્યા પછી તે આ આશ્ચર્યકારક સ્તંભને અત્યંત ઉત્સુકતાપૂર્વક જોવા લાગી. જેમ કાર્ય પૂર્ણત્વને પ્રાપ્ત થવા લાગ્યું તેમ તેમ તેને અપૂર્વ આનંદ થવા લાગ્યો. જ્યારે એ કામ પરિપૂર્ણ થયું ત્યારે તે પોતાના પિતાની સાથે ઠેક ઉપરના શિખર પર્યંત ચઢી અને તેણે ચારે બાજુના અતિશય રમણીય દેખાવનાં દર્શનસુખનો આસ્વાદ લીધો. તેને આથી જે આનંદ થયો તેનું વર્ણન પણ કરી શકાય એમ નથી.

ઇ સ. ૧૨૨૯મા દક્ષિણનાં સ્વતંત્ર રાજ્યોને હસ્તગત કરવાના ઉદ્દેશથી અલ્તમશ પાદશાહ દિલ્હીથી પોતાનું સૈન્ય લઇને નીકળ્યો આ સ્વારીમા તેને સંપૂર્ણ જય પ્રાપ્ત થયો; પરંતુ આ કાર્યમાં તેના છ વર્ષો નીકળી ગયાં, પાદશાહની ગેરહાજરીમાં રાજકારભાર કોના હાથમાં સોંપવો એ એક મહત્વનો પ્રશ્ન થઇ પડયો હતો. તે વખતે અલ્તમશના વયે પહોંચેલા વીસ પુત્રો વિદ્યમાન હતા; પરંતુ સર્વાનુમતે આ કામમાં રઝિયાનીજ યોજના કરવામાં આવી હતી. પાદશાહે દીલ્હી જઇને પોતાના તખ્તપર રઝિયાને સ્થાપિત કરી અને સાભિમાન કહ્યું કે "યદ્યપિ મારા વીસ પુત્રો આજે હયાત છે તોપણ રાજ્યનો

બીજાને તે સર્વેને ભારે લાગશે. પરંતુ આ મારી કોમળ રઝિયાને તેનો લેશ પણ ભાર લાગનાર નથી. આ વીસનાં અંગમાં જેટલું પાણી છે, તે કરતાં મારી આ પુત્રીમાં વિશેષ પાણી છે." પાદશાહની ગેરહાજરીમાં તેણે એવા ઉત્તમ પ્રકારે રાજકારભાર ચલાવ્યો કે લોકોએ પ્રથમ તેના સંબંધમાં જે આશા બાંધી હતી તે સર્વ પરિપૂર્ણ થઇ.

જોકે રઝિયા તરૂણ હતી તોપણ તેણે પોતાની જવાબદારી સંપૂર્ણ રીતે ઓળખી પોતાના કાર્યનો આરંભ કર્યો. પોતાનો નિશ્ચય કાયમ રહે તથા ન્યાય અને શાણપણના માર્ગ કદી છૂટે નહિ એટલા માટે તેણે પરમેશ્વરની પ્રાર્થના કરી અને રાજ્યનો કારભાર એટલો ઉત્તમ રીતે તથા ન્યાયપૂર્વક ચલાવ્યો કે તેના બંધુઓને પણ પાદશાહે રાજ્યકારભાર રઝિયાને સોંપવામાં યોગ્ય વ્યક્તિનેજ પસંદ કરી હતી એમ સ્વીકારવાની ફરજ પડી. પછી છ વર્ષે અર્થાત્ ૧૨૩૨ માં જ્યારે પાદશાહ દિલ્હી પાછા ફર્યો ત્યારે રઝિયાએ રાજ્યનાં સર્વ સૂત્રો તેને અર્પણ કર્યાં અને પોતે એક આજ્ઞાધારક મમતાળુ પુત્રીવત્ તેની સાથે વર્તવા લાગી.

દક્ષિણમાંથી પાછા ફર્યા પછી ચાર વર્ષ સુધીજ રાજ્ય કારભાર ચલાવીને અલ્તમશ મરણ પામ્યો. પ્રિય પિતાના મૃત્યુથી રઝિયાબેગમને અતિશય દુઃખ થયું. પાદશાહની પાછળ તેનો પુત્ર ફીરોજ ગાદીપર અધિષ્ઠિત થયો. આ માણસ શક્તિ વિનાનો, બુદ્ધિરહિત તથા દુષ્ટ અંતઃકરણનો હોવાથી સર્વ રાજ્યતંત્ર તેની માતાનાજ હાથમાં હતું. પોતે સર્વ રાજ્યકારભાર પોતાની માતાને સોંપીને તે સઘળો વખત નાચ, તમાશા અને રંગ-

રાગમાં વ્યતીત કરતો હતો. ફીરોજશાહે મોજશોખમાં અતિ દ્રવ્ય ઉડાવ્યું. તેની માતાએ જુલમી રાજ્યપદ્ધતિ ચાલુ કરવાથી ચારે તરફ બંડો થવા લાગ્યાં. સાત માસ સુધી આ પ્રકારની રાજ્યવ્યવસ્થા ચાલ્યા પછી કંટાળી ગયેલી પ્રજાએ તેને પદભ્રષ્ટ કર્યો.

તેના પદભ્રષ્ટ થયા પછી ગાદીપર કોની સ્થાપના કરવી એ પ્રશ્ન ઉદ્ભવ્યો. ઘણા લોકોની મરજી રઝિયાબેગમનેજ ગાદીપર અધિષ્ઠિત કરવાની હતી. પોતાના અમીર ઉમરાવોના આગ્રહથી નાઇલાજ થઇ તેણે રાજ્યપદ સ્વીકાર્યું અને 'સુલતાન રઝિયા' અર્થાત્ 'ચક્રવર્તિની રઝિયા' એ નામ ધારણ કરી તે સિંહાસનારૂઢ થઇ. સર્વત્ર અંધાધુંધી પ્રસરી રહેલી હોવા છતા સર્વ લોકોની અનુમતિથી રાજ્યનાં સર્વ સૂત્રોને સ્વતંત્ર રીતે અને પ્રકટ રીતે હાથમાં લઇ મુક્ત હસ્તે રાજ્ય કારભાર ચલાવનાર ચક્રવર્તિની સ્ત્રી આપણા દેશમાં તે વખતે હતી એ અપૂર્વ ઘટનાજ કહી શકાય.

યદ્યપિ સુલતાના રઝિયા સિંહાસનારૂઢ થઇ હતી, તોપણ સર્વ ઉમરાવો તેને અનુકૂળ નહોતા. જે બે પક્ષોએ એકત્ર થઇ ફીરોજશાહને પદભ્રષ્ટ કીધો હતો તેમાના એક પક્ષને રઝિયા ગાદીપર અધિષ્ઠિત થાય એ વાત ગમતી નહોતી. સુલતાના રઝિયામા રાજ્યકારભારને માટે આવશ્યક ગુણો નહોતા તેથી તે પક્ષના સરદારો નાખુશ થયા એમ નહોતું; પરંતુ રઝિયા સ્ત્રી હતી તેથી તેની આજ્ઞામાં રહેવું તેમને યોગ્ય લાગતું નહોતું. ધીમે ધીમે આ નાખુશીએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. આ ઉમરાવોએ સૈન્ય એકઠું કરી પદભ્રષ્ટ થયેલા પાદશાહના વઝીરને

તેનો મુખ્ય સેનાધિપતિ બનાવી દિલ્લીપર સ્વારી કરી. આ લોકોના સૈન્યની આગળ રઝિયાના સૈન્યનો નિભાવ થઇ શક્યો નહિ. પરંતુ જે કાર્ય સૈન્યથી નહિ થઇ શક્યું તે રઝિયાએ પોતાના ચાતુર્યથી કર્યું. પોતાના શત્રુ પૈકી કેટલાક તેના માનીતા છે, એવો ભાસ ઉત્પન્ન કરી તે ઉમરાવોમાં પરસ્પર દ્વેષાગ્નિ સળગાવ્યો. આથી તેઓમાં પરસ્પર ફાટફુટ થઇ અને તે સર્વે રઝિયાના તાબેદાર થયા. આ લોકો પૈકી જેમના તરફથી વિશેષ ઉપદ્રવ થવાનો સંભવ જણાયો તેને તેણે દેહાંત દંડ કર્યો અને ઈતરને પોતાના સ્વાભાવિક ઔદાર્યથી પોતાના કરી લીધા. આ પ્રકારે તેણે સર્વ રાજ્યવિદ્રોહનો અંત આણ્યો અને જ્યાં ત્યાં શાંતિ પ્રસારી દીધી.

ત્યાર પછી બે વર્ષ પર્યંત તેનો રાજ્ય કારભાર અત્યુત્તમ રીતે ચાલ્યો. રઝિયાનું રાજ્યનીતિચાતુર્ય શ્રેષ્ઠ પ્રતિનું હતું અને અંતસ્થ કારભારમાં પણ તેની દક્ષતા પ્રશંસાપાત્ર હતી તે નિત્ય સુલતાનનો પોશાક પહેરી દરબારમાં બેસતી. સ્ત્રી જાતિનો પોશાક અને પડદો તેણે ત્યજ્યો હતો. તે પુરૂષની પેઠે મસ્તકપર ટોપી પણ ધારણ કરતી હતી. અર્જદારોની અર્જ તે પોતે સાંભળતી અને કોઇ પણ પ્રકારનો આડપડદો રાખ્યા શિવાય ખુલ્લે મોઢે હાથીપર બેસતી. તે પોતાનાં રાજ્યવ્યવસ્થાનાં કાર્યો અંતઃકરણની લાગણીપૂર્વક અને સદસદ્વિવેક બુદ્ધિપૂર્વક કરતી હતી.

ફીરોજશાહની કારકીર્દિમાં જે અંધાધુંધી પ્રસરી રહી હતી તે સર્વે નિર્મૂળ કરી તેણે સુવ્યવસ્થા સ્થાપી અને ઉત્તમ સુધારા કર્યા. જૂના કાયદાઓ દુરસ્ત કર્યા, મહત્વના મુકર્દમાઓનો

ફૈંસલો કર્યો અને એકંદર રીતે રાજ્યવ્યવસ્થાનું કાર્ય એવા ઉત્કૃષ્ટ પ્રકારે કર્યું કે સર્વે જણને આ સ્ત્રી નથી પરંતુ એકાદ ન્યાયી અને કર્તૃત્વકુશળ પાદશાહજ છે એમ લાગ્યું.

અત્યાર સુધી વિવાહ સંબંધી કાંઇ પણ વિચાર તેના મનમા આવ્યો હોય એમ દેખાતું નથી. તે અલ્પવયસ્ક હતી ત્યારે તેનું સૌંદર્ય જોઇને અનેક પુરૂષોનાં મન તેના પ્રતિ આકર્ષિત થયાં હતાં. પરંતુ આજ પર્યંત કોઇને પણ તેણે ઉત્તેજન આપ્યુ નહોતું તે સિંહાસનારૂઢ થઈ ત્યાં સુધી એ બાબતમા તેના મનની સ્પષ્ટ વલણ કયી તરફ હતી તે કાંઇ જણાતું નથી પરંતુ તેના મનની આવી સ્થિતિ ઘણીવાર સુધી ટકી નહિ. રઝિયાની પાસે એક હબશી સરદાર ઘોડેસ્વારોનો નાયક હતો આ સરદારના પ્રારંભના દિવસો ગુલામગીરીમાં ગયા હતા તે રૂપમા સુંદર, ચતુર અને રઝિયા જેવી સ્ત્રીનું મન હરણ કરે એવી યોગ્યતા ધરાવતો હતો પરતુ આ હલકા દરજ્જાના માણસ પર રઝિયાનું ચિત્ત ચોટેલું જોઇ તેના અમીર ઉમરાવોને ખોટુ લાગ્યુ જ્યારે સુલતાના અશ્વારૂઢ થવાની હોય ત્યારે આ હબશી સરદાર તેને ઉચકીને બેસાડતો હતો, એ શિવાય તેની સાથે કાંઇ વિશેષ ગાઢો સંબંધ નહોતો. પોતાની ઉજ્વળ કીર્તિને કલંક લાગે એવુ કોઇ પણ કૃત્ય તેના હાથથી થયુ નહોતું સુલતાના રઝિયાના અંગમા સર્વ સદ્ગુણો વાસ કરતા હતા અને તેનું વર્તન સૂક્ષ્મ દ્રષ્ટિથી જોનારને દૂષિત લાગતું નહોતું, એમ ફૈરિસ્તા કહે છે

पोतानो पति करी बन्नेए राज्यसुख अनुभववुं एवो रजियाना मननो विचार सर्व लोकोने जणाई चूक्यो हतो. परंतु आ प्रीतिनुं परिणाम सारुं आव्युं नहि. पोताना प्रियकरनी योग्यता वधारवा जतां रजियाने पोताने अनिष्ट परिणाम भोगववुं पड्युं. ते सरदारने रजियाए मुख्य सेनापति अर्थात् अमीर-उमरावनी पदवी आपी के तरतज सर्व सरदारोने अत्यंत क्रोध चढयो अने तेमणे प्रकट रीते बंड कर्युं.

अल्टुनिया नामनो तुर्की सरदार बंड करवाने प्रथम प्रवृत्त थयो अने तेणे सैन्य एकत्रित कर्युं. आ वात सुलताना रजियाना सांभळवामां आवी के तरतज ते पोतानुं अचंड सैन्य लईने तेनापर हल्लो करवाने गई. परंतु मार्गमां तेना पोतानाज सैन्ये बंड कर्युं अने तेना प्रियकर पेला हबशी सेनापतिने तेनी समक्षज ठार कर्यो. सैन्यना आ कृत्यथी सुलताना रजियाने घणो क्रोध चढयो. परंतु तेना सरदारोए पोताना बचावने माटे तेने कैद करी, एटलुंज नहि, परंतु तेनी आजीजी प्रति लक्ष न आपतां तेने तेना शत्रुओना हाथमां सोंपी दीधी. पछी ते सरदारोए रजियाना बंधु बहेरामने सिंहासनपर बेसाड्यो. आ बहेराम अत्यंत नीच अने विषयलंपट हतो.

बेगम तेना शत्रुना हाथमां गई एटले तेमना सरदारने पोते केवुं कृत्य करे छे ए वातनुं बिलकुल भान रह्युं नहि. अल्टुनियाने तेनी शोचनीय स्थिति जोईने दया आवी अने तेणे तेने स्वतंत्र करवामां वार लगाडी नहि. एटलुंज नहि, परंतु तेनुं सौंदर्य अने वर्तन जोईने तेने एटलो आनंद थयो के तेणे पोतानुं अंतःकरण तेने अर्पण कर्युं. ते तर्की सरदारनुं

શૌર્ય અને અનુપમ ઔદાર્ય જોઇને રઝિયા પણ તેના પર મોહિત થઇ અને તેને પરણવા કબુલ થઇ. થોડા વખતમાં એ ઉભયનો લગ્નસમારંભ મોટા ઠાઠમાઠ સાથે થયો.

પછી બતિન્ડાના કિલ્લામાં તે ઉભય કેટલાક સમય પર્યંત રહ્યા પછી તેમણે પોતાના મહત્વનાં કાર્ય પ્રતિ લક્ષ આપ્યું અને એક મોટું લશ્કર એકઠું કરી રાજ્ય પાછું મેળવવાને માટે દિલ્હીપર હલ્લો કર્યો, પરંતુ બિચારી રઝિયા અને તેના સ્વામીનું કાંઇ વળ્યું નહિ. તેના સૈન્યે અપૂર્વ શૌર્ય બતાવ્યું પરંતુ શત્રુનું જોર વિશેષ હોવાથી તેને પાછું ફરવુ પડ્યું. પાછળથી પણ એકાદ બે યુદ્ધો થયાં પરંતુ પુષ્કળ માણસો નાશ પામ્યાં અને રઝિયા પોતાના પતિ સહવર્તમાન શત્રુના હાથમાં સપડાઇ. તેમણે તેને અને તેના પતિને ઠાર માર્યાં.

અંતસુધિ રઝિયાના સદ્ગુણો તેવાને તેવાજ રહ્યા હતા. ચાર વર્ષ સુધી પાદશાહી અધિકાર ભોગવ્યા પછી તેનો ભાગ્ય-સૂર્ય અસ્ત થયો. તેના મરણ પછી તેનું શાણપણ, તેનુ કાર્ય-કૌશલ્ય અને તેનું સૌંદર્ય ઇત્યાદિ ગુણોનું સ્મરણ થવાથી ઘણા લોકો શોકાકુળ થયા.

---

## રત્ન—૧૮૦. મહારાણી લક્ષ્મીબાઈ.

---

ઓગણીસમા સૈકાની ખરેખરી વીરનારી મહારાણી લક્ષ્મીબાઇ છે કે જે વખતે ભારતવર્ષમાં બ્રિટિશસિંહનો વિજયી પ્રતાપ પ્રવર્તી રહ્યો હતો. જે વખતે હિમાલયથી કન્યાકુમારિકા સુધી, સિન્ધુથી

બ્રહ્મપુત્રા સુધી વિશાળ ભૂમિ બ્રિટનની વિજયી શક્તિના મહિમા ગૌરવાન્વિત હતી. તે વખતે લક્ષ્મીબાઇએ ,ઊંડાં મૂળ ઘાલ બેઠેલા બ્રિટિશ રાજ્યની સ્હામે થઇને, સ્વાધીનતાના ગૌરવન રક્ષણ માટે સંકલ્પ કર્યો અને પોતાનું અસાધારણ વીરત્વ બતાવીને બ્રિટિશ અમલદારોને સ્તંભિત કરી નાખ્યા. લક્ષ્મીબાઇનુ હૃદય જે પ્રમાણે નાજુક કામિનીને છાજે એવી મધુરતા અને સ્નિગ્ધતાથી આર્દ્ર હતું, તેજ પ્રમાણે સ્થિરતા અને દૃઢ પ્રતિજ્ઞાને લીધે અટલ થયું હતું. માધુર્યમય કોમળ સૌન્દર્યની સાથે ભયંકર ભાવનો સમાવેશ જોવાની કોઇને ઇચ્છા હોય, પ્રભાત કમળના અંગવિલાસની સાથે વિશાળસાગરના ભયાનક દૃશ્યનુ અવલોકન કરવાની ઇચ્છા હોય, જો કોઇને કોમળ વીણાધ્વનિની સાથે લોકોની ભીડમાં થઇને આવતો પર્વત વિદારક ભૈરવ રવ સાંભળવાની ઇચ્છા હોય, તો ત્હેને લક્ષ્મીબાઇ, એક અનુપમ સ્વર્ગીય ભાવનાવાળી અદ્વિતીય સ્ત્રી તરીકે દર્શન દેશે એ લાવણ્યમયી વીરાંગનાની વીર કહાણી સાંભળીને સ્તંભિત થઇ જવાય છે

લક્ષ્મીબાઇ કોણ? ત્હેણે શા માટે બ્રિટિશ રાજ્યની વિરૂદ્ધ હથિયાર ધારણ કર્યા? જે શક્તિના આવિર્ભાવ આગળ દિગ્વિજયી મરાઠાઓએ પણ મસ્તક નમાવ્યું હતું, પંજાબ કેસરીના પંજાબનુ આગલુ ગૌરવ નષ્ટ થઇ ગયુ હતું; બંગાળા અને બિહારની ફળદ્રૂપ ભૂમિમાં, મદ્રાસ અને મુંબઇનાં સમૃદ્ધિશાળી શહેરોમા સિંધુ અને મધ્ય ભારતના વિશાળ ક્ષેત્રમા બ્રિટિશ પતાકા કોઇની પણ હરિફાઇ વગર ઉડી રહી હતી, અને ઇંગ્લંડના વેપારી મંડળના એક અમલદારની શક્તિ, ભારત સામ્રાજ્યમા ચંદ્રગુપ્ત કે વિક્રમાદિત્ય, અશોક કે ભોજની શક્તિની હરિફાઇ

ફરી રહી હતી, તે વખતે એ મહાશક્તિની સ્હામે થવાનું એણે શા માટે સાહસ કર્યું હતું ? એ બધી વાતનો અહિં ઉલ્લેખ કરવામાં આવશે.

લક્ષ્મીબાઇ મોરોપન્ત નામના એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણની કન્યા હતી. મોરોપન્ત પેશ્વા બાજીરાવના સગા ભાઇ ચિમનાજી આપ્પા સાહેબનો ઘણો માનીતો હતો. આપ્પા સાહેબની સાથે એણે કાશી તીર્થમાં જઇને વાસ કર્યો હતો એની પતિપ્રાણા ભાર્યા ભાગીરથીબાઇએ સ્વામીની સાથે કાશીવાસ કર્યો હતો. એ પવિત્ર સ્થાનમાં એમને ત્યાં એક કન્યારત્નનો જન્મ થયો માતપિતાએ કન્યાનું નામ મનુબાઈ રાખ્યું. પાછળથી મનુબાઇ-એજ લક્ષ્મીબાઈ નામથી પ્રસિદ્ધિ મેળવી.

એ વખતે પેશ્વા બાજીરાવ બ્રિટિશ સરકાર પાસેથી આઠ લાખ રૂપિયાનું પેનશન લઇને, રાજ્ય છોડીને કાનપુરની પાસેના બિઠુર ગામમાં વસતા હતા. આપ્પા સાહેબના મૃત્યુ થયા પછી, મોરોપન્ત પત્ની અને કન્યાને સાથે લઇને, બિઠુર આવ્યા અને પેશ્વા બાજીરાવના આશ્રય તળે રહેવા લાગ્યા. અહિં પેશ્વાના દત્તકપુત્ર નાના સાહેબ સાથે ક્રીડા કૌતકમા મનુબાઇની બાલ્યા-વસ્થા વ્યતીત થઇ મનુની ઉમર ત્રણ ચાર વર્ષની હતી ત્યારે મનુની માતાનું મૃત્યુ થયું. માતૃહીન બાલિકા મનુ પિતાના ઘણા આદર અને સ્નેહનુ પાત્ર બની. મનુનું સ્વરૂપ ઘણુંજ સુદર હતું. સ્વાભાવિક તેજસ્વિતા અને સરળતાને લીધે એ સૌંદર્યમા એક અપૂર્વ ઉજ્વળ પ્રકાશ પ્રકાશી રહ્યો હતો. બાજીરાવ અને ત્હેના નોકર ચાકરો બધા મનુના ઉપર ઘણોજ સ્નેહ રાખતા. સ્વભાવથીજ મનુના હૃદયમા તેજસ્વિતા, નિર્ભ-

ચતા, દૃઢતા, સામર્થ્યપ્રિયતા, આદિ પુરૂષોના ગુણો વાસ કરતા હતા. ઘરમા સ્ત્રી નહીં હોવાથી પુરૂષોને હાથેજ મનુને ઉછેરવામાં આવી એને લીધે એના એ પુરૂષોચિત ગુણો વિશેષ વિકાસ પામવા લાગ્યા

બાજીરાવને કંઇ સંતાન નહોતું. હેમણે બે દત્તકપુત્ર લીધા હતા મ્હોટાનુ નામ નાનાસાહેબ અને નાનાનુ નામ રાવસાહેબ પાડ્યું હતું નાનાસાહેબ મનુના ઉપર ઘણુ હેત રાખતો અને આખો દહાડો એની સાથે રમ્યા કરતો મનુને પણ નાનાની દોસ્તી ખૂબ ગમી ગઇ હતી. નાનાની સાથે એ ઘોડા ઉપર બેસીને ફરવા જતી, તલવારના પટા ખેલતી, અને પતગો ઉડાવતી, જ્યારે પોતે સહીપણીઓની સાથે રમવા જતી ત્યારે પોતે રાણી બનતી, અને પોતાની સખીઓને દાસી બનાવીને 'રાજ્યની રમત' રમતી

આ પ્રમાણે મનુની બાલ્યાવસ્થા વ્યતીત થવા લાગી એમ કહેવાય છે કે એના જન્માક્ષર જોઇને કોઇ જોશીએ કહ્યુ હતું કે આ કન્યા રાજાની રાણી થશે જ્યોતિષીની ભવિષ્ય વાણી નિષ્ફળ ગઇ નહીં.

ભારતવર્ષના નકશાના મધ્ય ભાગમાં બુંદેલખડ નામના પહાડી દેશમા ઝાસીનામક એક શહેર જોવામાં આવે છે ઝાસી ઘણા રમણીય સ્થાનમાં વસેલું છે હેની ઉત્તર અને દક્ષિણમા બે તરફ ઉંચા પર્વતો ઉભા છે. પર્વતોની વળેટી લીલા વૃક્ષોથી સુશોભિત છે ઠેકાણે ઠેકાણે વિશાળ જળાશયો અપૂર્વ શોભા આપી રહ્યાં છે ઝાસીના ન્હાના રાજ્યનુ ક્ષેત્રફળ ૧૫૯૭ વર્ગ માઇલ છે પૂર્વે ઝાસીનું રાજ્ય મહારાષ્ટ્રકુલગૌરવ પેશ્વાના

આશ્રિત રાજાઓના તાબામાં હતું; પાછળથી ઈ. સ. ૧૮૧૭ માં બ્રિટિશ સરકાર સાથે હેનો સંબંધ સ્થપાયો હતો. ઝાંસીના છેલ્લા રાજાનું નામ ગંગાધરરાવ હતું. એ ઇ. સ. ૧૮૩૮ માં ઝાંસીની ગાદીએ બેઠો હતો. હેમની પહેલીવારની પત્નીનું મૃત્યુ થયા પછી એમણે બીજીવાર મનુબાઇ સાથે લગ્ન કર્યું હતું. મનુની વય એ વખતે આઠ વર્ષની હતી. પરન્તુ એ ઉમરે પણ એ ઘણી નીડર અને હિંમતવાળી હતી. પરણતી વખતે ગોરમહારાજે વરની સાથે એનું પાનેતર બાંધ્યું ત્યારે એણે પુરોહિતને કહ્યું હતું 'ખૂબ સખત બાંધજો, એવું કસીને બાંધજો કે છૂટેજ નહીં.'

વિવાહ થઇ ગયા પછી મનુ જ્યારે સાસરે આવી ત્યારે ઝાંસીની પ્રજા હેનું સૌન્દર્ય જોઇને એટલી બધી મુગ્ધ થઇ ગઇ કે તેઓ હેમને 'લક્ષ્મીમા' કહીને બોલાવવા લાગ્યા. ત્યારથી એ સાસરામાં લક્ષ્મીબાઇ નામથીજ ઓળખાવા લાગી

લક્ષ્મીબાઇના પિતા પણ ઝાંસીના રાજ્યમાં સરદારપદી પામીને ઝાંસીમાંજ આવી વસ્યા.

વિવાહનાં સાત આઠ વર્ષ પછી લક્ષ્મીબાઇને એક પુત્ર જન્મ્યો. લક્ષ્મીબાઈ ગંગાધરરાવની બીજીવારની સ્ત્રી હતી, અને આ બાળક હેનું પ્રથમ સંતાન તથા ઉત્તરાધિકારી હોવાથી હેના હર્ષનો પાર રહ્યો નહીં. પરંતુ ઈશ્વરે હેનું આ પરમ સુખ છાજવા દીધું નહીં. ત્રણ માસની અંદર એ રાજકુમારનું મૃત્યુ થયું. પુત્ર-શોકને લીધે ગંગાધરરાવનું શરીર ભાગી ગયું. રોગ ઘણો ભયંકર હતો એટલે મૃત્યુ પાસે આવેલું જોઇને એમણે એક બાળકને દત્તક લીધો. એ પુત્રનું નામ દામોદરરાવ પાડયું.

ગંગાધરરાવને અંગ્રેજ સરકાર સાથે મિત્રતાનો સંબંધ હતો, એટલે પોતાના દત્તક પુત્રને રાજ્યના વારસ તરીકે કબૂલ રાખવા માટે ત્હેમણે મૃત્યુ પહેલાં એક પત્ર લખ્યો હતો. 'હું ઘણોજ માંદો પડયો છું. એક શક્તિવાળી ગવર્નમેન્ટની ખાસ સહાયતા હોવા છતાં પણ એક દિવસ મ્હારા પૂર્વજોનું નામ વિલુપ્ત થશે એ વિચારથી મ્હને ઘણોજ ક્ષોભ થાય છે. એટલા માટે બ્રિટિશ ગવર્નમેન્ટની સાથે મ્હારે જે સન્ધિ થઇ છે તે સન્ધિની બીજી કલમ પ્રમાણે મ્હારા નિકટના સગા, આનંદરાવ નામના પાંચ વર્ષના એક બાળકને દત્તકપુત્ર તરીકે ગ્રહણ કરૂં છું. જો ઈશ્વર કૃપાએ આપની દુવાથી હું સાજો થાઉં, અને હજુ હું તરૂણ અવસ્થામાં છું એટલે મ્હારે ભવિષ્યમાં પુત્ર જન્મે, તો એને લગતી યથાયોગ્ય વ્યવસ્થા હું પછીથી કરીશ. અને જો હું જીવતો ન રહું, તો મ્હારો વિશ્વાસ અને આગ્રહ છે કે બ્રિટિશ ગવર્નમેન્ટ એ બાળક ઉપર કૃપાદૃષ્ટિ રાખીને બાળકની માતા અને મ્હારી વિધવા પત્નીને જીંદગી સુધી બધી મિલ્કતની માલિક બનાવશે. ત્હેમની સાથે કોઇ પણ દિવસ કોઇ જાતની ખોટી વર્તણુક નહીં ચલાવે.

મરણપથારીએ પડેલા ગંગાધરરાવની કલમથી આવાં વિનયપૂર્ણ નમ્ર વાક્યો લખાયાં હતાં. ત્હેના જીવનના છેલ્લા પત્ર ઉપરથી તેનું સૌજન્ય દરેક લીટીમાં જણાઇ આવે છે. પરન્તુ મુમુક્ષુ ગંગાધરરાવની એ છેલ્લી ઇચ્છા–અન્તિમ વિનંતિ સ્વીકારવામાં ન આવી.

એ વખતે લૉર્ડ ડેલહાઉસી ભારતમાં ગવર્નર જનરલ હતો. લૉર્ડ વેલેસ્લી ભારતમાં અંગ્રેજોનું પ્રાધાન્ય સ્થાપી ગયો હતો. હવે લૉર્ડ વેલેસ્લીની એવી ઇચ્છા થઇ કે, ભારતમાં એકલા

અંગ્રેજોનું રાજ્ય રહેવું જોઇએ. એ વિચારથી હેણે સંધિનો ભંગ કરીને મહારાજા રણજીતના રાજ્ય ઉપર બ્રિટિશ વાવટો ચ્હડાવ્યો. અયોધ્યાના નવાબને પેનશન આપીને અયોધ્યા પ્રાંત અંગ્રેજોના તાબામાં આણ્યો; હેની રાજનીતિના મહિમાથી સતારા રાજ્યમાંથી ઇતિહાસપ્રસિદ્ધ મરાઠાઓનું આધિપત્ય લુપ્ત થયું હતું, હેણે અનેક કારણો બતાવીને દેશી રાજાઓનાં કેટલાંએ રાજ્યો અંગ્રેજોના અમલ તળે આણ્યાં હતાં.

હવે હેણે એક કાયદો ઘડયો કે, જે રાજાઓએ પોતાની ઇચ્છાપૂર્વક સંધિ કરીને અંગ્રેજોની અધીનતા અને આશ્રય ગ્રહણ કર્યા છે, હેમાંનો કોઇ રાજા નિઃસંતાન હોવાથી દત્તકપુત્ર ગ્રહણ કરશે તો એ દત્તકપુત્ર આ દેશના પ્રાચીન રિવાજ મુજબ રાજ્યનો-ભવિષ્યનો ગાદીવારસ ગણાશે. પણ અંગ્રેજોએ જે બધાં રાજ્યો ઉપર લડાઇમાં એકવાર જીત મેળવ્યા પછી, પાછાં એના એ રાજાઓને હેમનાં રાજ્ય સોંપ્યાં છે, તેઓ એ રાજ્યના જમીનદાર જેવા ગણાશે, નિઃસંતાન હોવાથી તેઓ દત્તક પુત્ર રાખશે તો એ દત્તક હેની અંગત મિલકતનો વારસ થઇ શકશે, પણ રાજ્યનો વારસ ગણાશે નહીં. એવી અવસ્થામાં રાજ્ય અંગ્રેજ સરકારના તાબામાં આવશે.

એ નિયમ પ્રમાણે લૉર્ડ ડેલહાઉસીએ સતારા, નાગપુર અને ઝાંસીને પોતાના તાબામાં લીધાં.

રાજ્ય ગયું; પુત્રનો અધિકાર લુપ્ત થયો; લક્ષ્મીબાઇને આથી પાર વગરનું દુઃખ થયું. હેના સ્વામીએ લીધેલો દત્તક પુત્ર, જે હિંદુશાસ્ત્ર અને દેશના પ્રચલિત રિવાજ પ્રમાણે હેના સ્વામીના રાજ્યનો હકદાર વારસ હતો, હેને મંજૂર રાખવાની

રાજ્યત્સલ પ્રજાનાં દિલ પણ દુભાયાં. અધૂરામાં પૂરૂં, લશ્કરી સિપાઈઓને ઉશ્કેરે એવા બીજા પણ એક બે બનાવો બની આવ્યા અને એકાએક ભારતના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલો સિપાહીઓનો બળવો જાગી ઉઠ્યો.

ઇ. સ. ૧૮૫૭ માં મે મહિનામાં બિહારથી તે દીલ્હી સુધી આખો ઉત્તર હિંદુસ્તાનમાં તેમજ મધ્ય હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ સિપાહીઓ બળવાખોર થઇ ગયા. જે જે શહેરોમાં બંડ થયું તે તે સ્થળોના અંગ્રેજો કુટુંબ સાથે કિલ્લામાં ભરાઇ ગયા. પણ સિપાહીઓના હાથમાં જ્યારે એ કિલ્લો આવતો, ત્યારે તેઓ અંગ્રેજ સ્ત્રી પુરૂષો તથા તેમનાં નિર્દોષ બાળકોને કતલ કરી નાંખતા. બીજે પણ જ્યાં કંઈ અંગ્રેજો ત્હેમના હાથમાં આવતા, ત્યાં તેઓ ઘણી નિર્દય રીતે ત્હેમના પ્રાણ લેતા.

પરન્તુ આ બળવો સિપાહીઓનોજ હતો. ભારતવાસી પ્રજા હમેશાંની માફક એ વખતે પણ ઘણીજ વફાદાર હતી. એમણે આ બળવાના સમયમાં ઘણાં અંગ્રેજ કુટુંબોને પોતાના ઘરમાં આશ્રય આપ્યો હતો. સિપાહીઓને એ વાતની ખબર પડતાં તેઓ આશ્રયદાતા દેશીઓનું પણ સત્યાનાશ વાળવા ચૂકતા નહીં, છતાં પણ આ દેશનાં સ્ત્રી પુરૂષો, સ્વાભાવિક કોમળતા અને પરદુઃખકાતરતાને લીધે, ગમે તેટલું જોખમ વેઠીને પણ અંગ્રેજોને એ વિપત્તિમાં આશ્રય આપતાં ચૂકતાં નહીં.

સિપાહીઓએ દિલ્હીના નામ માત્રના બાદશાહ વૃદ્ધ બહાદુરશાહને હિંદુસ્તાનના બાદશાહ તરીકે જાહેર કર્યો. બહાદુરશાહ તથા એના પુત્રો પણ સિપાહીઓ સાથે મળી ગયા. કાનપુર બળવાખોરોનું મુખ્ય કેન્દ્રસ્થળ બન્યું. નાના સાહેબ એમનો

બાલક–બાલિકાઓની હત્યા કરી. એટલા બધા માણસોમાંથી ફક્ત બેએક પુરૂષ અને એકાદ સ્ત્રી મહામહેનતે પલાયન કરીને બચી શકયાં કેટલાક અંગ્રેજ લેખકો લખે છે કે રાણી લક્ષ્મીબાઈનો હુકમથી અથવા તો ત્હેની જાણમાં ત્હેના સિપાહીઓ એ ભીષણ હત્યાકાંડમાં સામિલ થયા હતા. કેટલાક અંગ્રેજ અમલદારો મદદને માટે રાણીની પાસે જતા હતા, એટલામાં રાણીના સિપાહીઓએ રસ્તામાં ત્હેમને પકડીને કેદ કર્યા તથા રાણી પાસે લઇ ગયા. રાણીએ ત્હેમને સિપાહીઓના હાથમાં સોપ્યા અને તે દુષ્ટોએ ત્હેમની હત્યા કરી, પણ એક વિશિષ્ટ અંગ્રેજ ઇતિહાસકાર ઘણી શોધખોળ પછી લખી ગયો છે કે, રાણી કે એની પ્રજા કોઇ પણ પ્રકારે આ હત્યાકાંડમાં સામિલ નહોતાં જે બેએક સાહેબ લોકોએ ન્હાશી જઇને પોતાના પ્રાણ બચાવ્યા હતા, ત્હેમાના એકે પાછળથી રાણીના દત્તકપુત્ર દામોદરરાવને પત્ર લખીને જણાવ્યું હતું કે, રાણીના નામ ઉપર આ મિથ્ય કલંક લગાડવામાં આવ્યું છે. હત્યામા મદદ આપવી તો દૂર રહી, પરન્તુ રાણીએ વિપત્તિના સમયમા, આશ્રય આપીને, ખોરાક આપીને, તથા રક્ષણને માટે માણસો આપીને હમને મદદ કરી છે

ઝાંસીના કિલ્લા ઉપર કબજો મેળવ્યા પછી સિપાહીઓએ રાણીના મહેલ ઉપર ચઢાઇ કરી, યુદ્ધના ખર્ચને માટે રાણી પાસે ત્રણ લાખ રૂપિયા માગ્યા, અને રૂપિયા નહીં મળે તો રાણીના મહેલને તોપને ગોળે ઉડાવી મુકીશું એવો ભય બતાવ્યો.

એટલા બધા રૂપિયા આપવા જેટલી રાણીમાં શક્તિ નહોતી ત્હેથી માફ કરવા માટે સિપાહીઓને ઘણી વિનંતિ કરી, પણ

સિપાહીઓએ કાંઇ માન્યું નહીં. આખરે લાચાર થઇને રાણીએ અલંકાર અને રોકડ મળીને એક લાખ રૂપિયા આપીને સિપાહીઓને મનાવ્યા.

સિપાહીઓએ આનંદપૂર્વક રાણીનો જય જયકાર કર્યો અને રાજ્યની માલિક રાણી છે એવો ઢંઢેરો પીટતા પીટતા દિલ્હીની તરફ ગયા.

ઝાંસીમાં અત્યારે અંધાધુની ચાલતી હતી. અંગ્રેજોની સત્તાનો ધ્વંસ થયો હતો. સિપાહીઓ પણ ચાલ્યા ગયા હતા; કેટલાક દિવસ પછી અંગ્રેજો આવીને પાછા શાસન અને શાન્તિ સ્થાપશે તે નક્કી નહોતું. અંધાધુનીને લીધે ઝાંસીની પ્રજાના દુઃખનો પાર રહ્યો નહીં. રાણી લક્ષ્મીબાઇએ રાજ્ય ખોયું હતું પણ પ્રજા ઉપરનાં સ્નેહ તથા મમતા તેના હૃદયમાંથી ઓછાં થયાં નહોતાં. ઝાંસીના મુખ્ય આગેવાનોની સલાહથી એણે ઝાંસીના રાજ્યનો વહિવટ પોતાના હાથમા લીધો. જબલપુરના કમિશનરની પાસે રાણીએ લખી મોકલ્યું કે, રાજ્યમાં અંધેર ફેલાઇ જવાથી પ્રજાના રક્ષણ સારૂ મ્હેં રાજ્યનો કારભાર પોતાના હાથમાં લીધો છે જેટલા દિવસ અંગ્રેજ સરકાર ઝાંસીમાં આવીને પોતાની સત્તા પાછી નહીં સ્થાપે, તેટલા દિવસ ત્હેમના પ્રતિનિધિ તરીકે હું રાજ્યનો કારભાર ચલાવીશ.

પરન્તુ, અંગ્રેજ અમલદારોએ રાણીના આ વચનો ઉપર વિશ્વાસ મુક્યો નહીં. યુદ્ધની ગડબડમાં વિરૂદ્ધ પક્ષના માણસો ખરી વાત સ્હમજી શકતા નથી. એવી વખતે રોજ નવી નવી ગપ્પો અને ખોટી શંકાઓ ઉઠે છે ઝાંસીમાં વાસ્તવિક રીતે આ બનાવ બન્યો હતો, ત્હેનું પ્રમાણપૂર્વક ખરૂં વૃત્તાંત અંગ્રેજ

અમલદારોને કાને પહોંચવાનો એ સમયમાં સંભવ નહોતો. દેશમાં બળવો ઉભો થાય છે ત્યારે રાજ્યના અમલદારોના મનમાં વિશ્વાસ કરતાં સંદેહ વધારે પ્રબળ હોય છે. ઘણી સામાન્ય ઘટના ઉપરથી એવે વખતે અમલદારો વિશ્વાસુ વફાદાર પ્રજા ઉપર શક લઇ જાય છે અને ત્હેમને પોતાના શત્રુ માનતાં સંકોચાતા નથી. રાણી ઘણી તેજસ્વી અને બુદ્ધિશાળી સ્ત્રી છે એ તેઓ સારી પેઠે જાણતા હતા. ઝાંસી અંગ્રેજોના કબજામાં આવ્યાથી, રાણી અંગ્રેજો ઉપર ઘણી અસંતુષ્ટ છે એ પણ ત્હેમને માલુમ હતું. અંગ્રેજોની સ્હામા થવાને નાના સાહેબને જે કારણ મળ્યું હતું. ત્હેના કરતા મ્હોટું કારણ રાણીને મળ્યું હતું, એવા સંયોગોમાં ખુલ્લી રીતે નહીં તો ગુપ્તપણે પણ રાણી સિપાહીઓના પક્ષમા હશે. એવો વિચાર અંગ્રેજ અમલદારોના મનમાં આવે તો એ સ્વાભાવિક હતું.

ત્હેમણે પહેલાં એ પણ ગપ સાંભળી હતી કે અંગ્રેજ સ્ત્રી પુરૂષ અને બાળક બાલિકાઓના હત્યાકાંડમાં રાણીનો હાથ હતો. હવે રાણીએ જ્યારે ઝાસીનો વહીવટ પોતાના હાથમાં લીધો ત્યારે અમલદારોની ખાત્રી થઇ કે બળવાખોર સિપાહીઓની સાથે મળી જઇને રાણી પોતાના રાજ્યનો ઉદ્ધાર કરવા માગે છે અને ત્હેનો આ પત્ર અંગ્રેજોને છેતરવાનો એક રાજનૈતિક પ્રપંચજ છે તે ઉપરાંત સિપાહીઓને રાણીની પાસેથી નાણું મળ્યા હતાં, અને એ લોકો રાણી ઝાંસીના રાજ્યની માલિક છે એવી ઘોષણા કરતા કરતા દિલ્હીની તરફ ગયા હતા; તેટલા ઉપરથી પણ ત્હેમની એ અટકળને પુષ્ટિ મળતી હતી. ચારે તરફ ગપ ફેલાઇ ગઇ કે બળવાખોરોને પૈસા આપીને ત્હેમની મદદથી લક્ષ્મીબાઇએ ઝાંસીનું રાજ્ય પોતાના અધિકારમાં લીધું છે.

આવાં આવાં અનેક કારણોને લીધે, રાણી લક્ષ્મીબાઈ ખરેખર અંગ્રેજોના પક્ષમાં છે એ વાત અંગ્રેજી અમલદારો માની શક્યા નહીં, તેઓ નાનાસાહેબ વગેરેની માફક રાણી લક્ષ્મીબાઈને પણ પોતાની શત્રુ ગણવા લાગ્યા.

રાણીનો ખરો ઉદ્દેશ શો હતો તે સ્હમજવું અઘરૂં છે અંગ્રેજોની હત્યામાં રાણીનો હાથ નહોતો, એ બાબતની પૂરતી સાબિતિઓ મળી આવે છે. અંગ્રેજો ઉપર અસંતુષ્ટ હોવા છતા પણ, નિર્દોષ વિપત્તિગ્રસ્ત અંગ્રેજ, નરનારી એને શરણે આવે ત્યારે ત્હેમને શરણ આપવાને બદલે હત્યા કરે એવી ક્રૂરતા કોમળહૃદયા ભારતરમણી લક્ષ્મીબાઈને માટે અસ્વાભાવિક છે પરન્તુ અંગ્રેજોને તે શત્રુ માનતી હોય તોપણ વિપત્તિને સમયે શત્રુને આશરો આપવો એ એક વાત છે, અને લાગ આવે પોતાનું ખોયેલું રાજ્ય પાછું મેળવવાનો યત્ન કરવો એ બીજી વાત છે જે ઝાંસી ત્હેને પ્રાણ કરતા પણ વ્હાલુ હતું, તે ઝાસી ખોવાનો વખત આવ્યો ત્યારે ત્હેણે દઢતા અને ગભીરતા પૂર્વક કહ્યું હતું કે 'મ્હારી ઝાસી આપીશ નહીં' જે ઝાસી ખોયા પછી ત્હેણે આટલા દિવસો દારૂણ દુખમા ગાળ્યા હતા, તે ઝાંસીને લાગ આવ્યે પાછું મેળવવાની ત્હેને ઇચ્છા થઇ હોય તો તે પણ સ્વાભાવિક છે, પરન્તુ ધારો એવી ઇચ્છા થઇ હોય તોપણ શું લક્ષ્મીબાઇ જેવી દૂરન્દેશ બાઇ એટલુ સ્હમજી શકી નહીં હોય કે સિપાહીઓના વિદ્રોહથી અગ્રેજોની પ્રબળ અને સુપ્રતિષ્ઠિત સત્તા ઠદી નાશ પામે એમ નથી? આવા બધા સયોગોમાં રાણીના મનમા શો વિચાર હશે ત્હેનો ખરેખર નિર્ણય કરવો એ દુસાધ્ય કામ છે

વિદ્રોહી સિપાહીઓની મદદથી ત્હેને ઝાંસી પાછું મળશે એવી આશા કે ઇચ્છા થઇ હોય ત્હેનું પ્રત્યક્ષ પ્રમાણ રાણીના શબ્દોથી કે રાણીના વ્યવહારથી મળતું નથી. અંધાધુનીના વખતમાં અંગ્રેજોના પ્રતિનિધિ તરીકે ઝાંસીની શાન્તિ સાચવી રાખવી, એજ ત્હેનો ઉદ્દેશ હતો; અને એ ઉદ્દેશ રાજ્યની લગામ પોતાના હાથમાં લેતાં વારજ ત્હેણે પાસેના અંગ્રેજ અમલદારને લખી જણાવ્યો હતો. રાણીના ઉદ્દેશો સંબંધી વધારે અટકળ ન કરતાં ત્હેના આ કાર્યનું પરિણામ શું આવ્યું તે આપણે જોઇએ.

(૩)

રાજ્યની લગામ પોતાના હાથમાં લીધા પછી આઠ દસ મહિના સુધી ત્હેણે ઘણી દક્ષતાપૂર્વક રાજ્ય ચલાવ્યું. એક તરફ ત્હેનામા સાહસ, શક્તિ, ચતુરતા, દ્રઢતા અને તેજસ્વિતા આદિ પુરૂષોચિત ગુણો હતા, તેવીજ રીતે બીજી તરફ દયા, કોમળતા આદિ રમણીને છાજે એવા ગુણોથી પણ ત્હેનું હૃદય પૂર્ણ હતું.

રાણીની ઉમર એ વખતે બાવીસ ત્રેવીસ વર્ષની હતી દેખાવમાં તે પરમસુંદર હતી પ્રતિભા ને ઉજ્વળ યૌવનને લીધે ઉદ્ભાસિત ત્હેનુ સૌન્દર્ય જોતા તે સાક્ષાત્ દેવી જેવી લાગતી હતી દેવીના જેવા સૌન્દર્યથી, રાણીના જેવી દ્રઢતા અને તેજસ્વિતાથી, માતાના જેવો સ્નેહમય કોમળ વ્યવહારથી ત્હેની પ્રજા તથા ત્હેના સૈનિકો, ભય, ભક્તિ, શ્રદ્ધા અને કૃતજ્ઞતાપૂર્વક ત્હેને વશ થઇ ગયા હતા. વિખ્યાત અંગ્રેજ સેનાપતિ સર હ્યુરોઝ સાહેબે રાણીની સાથે યુદ્ધ કર્યું હતું

ત્હેમણે પોતે રાણીના આ બધા ગુણોનો ઉલ્લેખ કર્યો છે. તેઓ કહે છે કે રાણીના ગુણથી ત્હેની પ્રજા તથા સૈનિકો ત્હેને એટલા બધા વશ હતા કે ત્હેમના શત્રુઓને સૌથી વધારે બીક રાણીનીજ રહેતી.

વિધવા થયા પછી રાણીનું દૈનિક જીવન આ પ્રમાણેનું હતું. પાછલી રાતે ઉઠીને સ્નાન કરીને તે શિવપૂજા કરતી ત્યાર પછી કપડાં પહેરીને રાજમહેલના આંગણામાં લગભગ બે કલાક સુધી ઘોડા ઉપર સવાર થઈને ફરતી. એ કામને માટે ત્હેણે ચાર પાંચ સુંદર મજબૂત ઘોડા રાખ્યા હતા. દર રોજ એ ઘોડાઓને પોતે એ પ્રમાણે દોડાવતી.

આ કસરત થઈ રહ્યા પછી પાછી સ્નાન કરતી, અને બ્રાહ્મણો તથા દીન દુ:ખી લોકોને દાન કર્યાં પછી પોતે ભોજન કરતી. ભોજન કર્યાં પછી ત્રણ વાગ્યા સુધી ન્હાના ન્હાના કાગળના ટુકડા ઉપર રામનામ લખતી અને ત્હેની લોટની સાથે ગોળીઓ વાળીને માછલાઓને ખવરાવતી ત્યાર પછી સંધ્યાકાળથી તે રાતના ૮ વાગ્યા સુધી પુરાણ સાંભળતી. એ વખતે લોકો સાથે મેળાપ અને વાતચીત કરતી ત્યાર બાદ સ્નાન કરતી. અને સંધ્યા તથા આહ્નિકમાં દોઢ પહોર કરતાં વધારે વખત ગાળતી ત્યાર પછી રાણી શયન કરતી.

રાજ્યશાસનના વખતમાં દરરોજ રામનામ લખવાનું સમાપ્ત થયા પછી, રાણી લગભગ ત્રણ વાગ્યે રાજકાજને માટે દરબારમાં આવતી. એ વખતે કોઈ દિવસ તો એ પુરૂષવેશમાં કમરે તલવાર બાંધીને બિરાજતી, તો કોઈ દિવસ સ્ત્રીવેશમાં સાદી સાડી, સાદી કાંચળી અને હીરાના સામાન્ય અલંકાર પહેરીને બેસતી.

દરબાર ઘરની પાસેના એક બીજા મકાનમાં રાણી પડદાની આડમાં બેસીને પ્રજાની અરજી તથા સુખ દુઃખની વાતો સાભળતી અને ત્હેના ફેંસલા કરતી.

પણ આ આઠ દસ મહિના પણ એ શાન્તિમાં નિર્વિઘ્ને રાજ્ય કરી શકી નહીં. ત્હેણે રાજ્ય ગ્રહણ કર્યાં પછી થોડા વખતમા, ત્હેના સ્વામીના એક નિકટના સગા સદાશિવરાવ નારાયણે કેટલાક કિલ્લા અને ગામો ઉપર અધિકાર મેળવીને 'ઝાસીના મહારાજા' તરીકે પોતાની આણ ફેરવાવી પરન્તુ રાણીએ તરતજ સૈન્ય મોકલીને તેને પરાજીત કરી કેદી કર્યો. પરન્તુ એક શત્રુ દબાયો એટલે બીજો પ્રબલ શત્રુ ઉભો થયો. ઝાંસીની પડોશમા ઓરછા અને તેહુરી નામના ન્હાનાં ન્હાનાં રાજ્યો છે. ઓરછાની રાણી લહીબાઇના સેનાપતિ નથેખાંએ વીસહજાર સૈન્ય સાથે ઝાંસી ઉપર ચ્હડાઇ કરી

રાણીનું સૈન્ય વધારે નહોતું. અંગ્રેજોએ રાજ્ય ઉપર અધિકાર જમાવ્યો તે વખતે ત્હેમણે બધી તોપો તથા દારૂગોળાનો નાશ કર્યો હતો આ યુદ્ધ ઉપસ્થિત થવાથી રાણીએ સત્વર સૈન્ય એકઠુ કર્યું. અને કારખાના ઉઘાડીને બન્દુકો તથા દારૂગોળા બનાવવા માડ્યા ત્હેના નિમત્રણથી બુંદેલખડના સરદારો પોતપોતાનુ સૈન્ય લઇને આવ્યા દુર્ગને સુરક્ષિત કર્યા પછી રાણીએ યોગ્ય ઠેકાણે મોરચો નાખ્યો. અને પોતે પઠાણના વેશમા સૈનિકોને મોખરે ઉભી રહી. યુદ્ધ આરભ થયુ.

કિલ્લાના ઉપર રાણીએ અગ્રેજ અને પેશ્વાના નિશાન ચ્હડાવ્યાં. નથેખાં યુદ્ધમા પરાજય પામ્યો અને રાણીની સાથે સધિ કરવાની

યુદ્ધના સમયમાં રાણી પોતાના સૈન્યની સાથે માતાની મ વર્તતી. ઘાયલ થયેલા સૈનિકની વેદના જોઇને ત્હેની આંખમ જળધારા વહેતી. પોતે જાતે હાજર રહીને ત્હેની ચિકિ અને માવજત કરાવતી, પાસે બેસીને મીઠી વાણીથી ત દિલાસો આપતી, ને ત્હેના શરીર ઉપર હાથ ફેરવીને ત્હે દુઃખ ઓછું કરતી.

અરેરે ! ઇન્દોરમાં અંગ્રેજ સરકારનો જે અતિનિધિ રહે હતો, ત્હેના તાબામાં ઝાંસી એ વખતે હતું. નયેખાંની ન્હ્ડાઇ અહેવાલ રાણીએ ત્હેના ઉપર મોકલી આપ્યો, પણ એ પ એજંટ સાહેબને પહોંચ્યો નહીં.

( ૪ )

અંગ્રેજી અમલદારો પોતાને દુશ્મન ન ગણે ત્હેને સા રાણીએ જેટલા પ્રયત્ન કર્યા હતા તેટલા બધા નિષ્ફળ ગયા. રાણીને દમન કરીને ઝાંસીને પાછું પોતાના અધિકારમાં લેવા માટે સર હ્યુરોઝ સૈન્ય લઇને ઝાંસીની તરફ આગેસર થયો. અંગ્રેજોની સાથે અત્યાર સુધી રાણીએ જે વ્યવહાર રાખ્યો હતો તે ઉપરથી એણે એમ કદી ધાર્યું નહોતું કે અંગ્રેજો એકદમ

બીજી તરફથી ઝાંસીના નવા સૈનિકો તથા અંગ્રેજોના અમલમાં જેમને દુઃખ અને નુકસાન વેઠવું પડયું હતું તેવા અમલદારો રાણીને યુદ્ધ કરવા માટે ઉશ્કેરવા લાગ્યા.

આ ગુંચવણના સમયમાં રાણીને સમાચાર મળ્યા કે, જો એ હથિયાર છોડી દઈને પોતાના અમલદારો સાથે અંગ્રેજોના તંબુમાં જઈને તાબે થશે, તો અંગ્રેજો હેને માફી આપશે. આ કાર્યને રાણીએ સન્માનજનક ગણ્યું નહીં. લાચારીએ હેણે યુદ્ધની તૈયારીઓ કરવા માંડી.

રાણીની પાસે ફક્ત અગિયાર હજાર સૈનિકો હતા. થોડા સમયમાં જેટલી બની શકે તેટલી વ્યવસ્થા કરીને રાણીએ પોતે લશ્કરની સરદારી લીધી. ઝાંસી નગર મજબૂત કોટથી રક્ષિત હતું. એ કોટમાં યોગ્ય સ્થળે તોપો તથા સૈનિકો ગોઠવીને રાણીએ નગરરક્ષાનો બંદોબસ્ત કર્યો. ઇ. સ. ૧૮૫૮ ના માર્ચ માસનાં છેવટનાં ભાગમાં સર હ્યુરોઝે ઝાંસીને ઘેરો ઘાલ્યો. અતુલ પરાક્રમપૂર્વક રાણીએ દસ અગિયાર દિવસ સુધી ઝાંસીનું રક્ષણ કર્યું. એ સમયમાં રાત દિવસ હેને કામ કરવું પડતું, જરા પણ વિશ્રામ મળતો નહીં.

પુરૂષવેશે ઘોડેસવાર થઇને રાણી હમેશાં ગોલંદાજ અને સિપાહીઓની પાસે ફરતી રહીને હેમના કાર્યની દેખરેખ રાખતી. જ્યાં કંઇ જે વસ્તુનો અભાવ હોય ત્યાં પોતે ઉભી રહીને એ અભાવ દૂર કરતી. થાકી ગયેલા લશ્કરને ઉત્સાહનાં વચનોથી હિંમત આપતી, કોટનો કોઇ ભાગ દુશ્મનોના ગોળાથી તૂટી જતો તો જાતે ઉભી રહીને કારીગરો પાસે હેનું સમારકામ કરાવતી. નગરમાં જે લોકોએ આશ્રય લીધો હતો હેમના રહેવાનો તથા ખાવાપીવાનો બંદોબસ્ત કરતી.

રાણીની વીરતા, અકલાન્ત પરિશ્રમ તથા અદમ્ય ઉત્સાહથી ઝાંસીનાં બાલકબાલિકાઓ પણ ઉત્સાહિત થયાં હતાં. એ લોકો પણ કોટનું સંરક્ષણ કરવામાં મદદ કરતાં; થાકી થયેલા સૈનિકોને માટે ખોરાક તથા પાણી લાવી આપતાં.

યુદ્ધની સૂચના થયા પછી રાણીએ નાનાસાહેબે અને તાતીઆ ટોપીની પાસે મદદ માગી હતી. તાતીઓ એક લશ્કર લઇને રાણીની મદદે આવી પહોંચ્યો. આ સમાચાર મળતાં વાંજ સર હ્યુરોઝ પ્રબળ પરાક્રમથી કોટ ઉપર આક્રમણ કરવા લાગ્યો. એક તરફથી ત્હેના લશ્કરની એક ટુકડીએ તાતીઆને હરાવીને ત્હેનો રસદ તથા દારૂગોળો પોતાના કબજામાં લીધો.

ત્યાર પછી કેટલેક દિવસે નગરના કોટનો એક દરવાજો અંગ્રેજી સૈનિકોના હાથમાં આવ્યો. એ રસ્તે અંગ્રેજોના સૈન્યે નગરમાં પ્રવેશ કર્યો. રાણીએ કિલ્લાની અંદર આશ્રય લીધો પણ બહારથી મદદ મળવાનો સંભવ નહોતો. એટલે એ દશામાં ઘણા દિવસ સુધી કિલ્લાનું રક્ષણ કરવું અસંભવિત હતું. કાંઇ પણ મદદને અભાવે ત્હેમને જલદી શરણે જવું પડશે એમ રાણીને લાગ્યું. આખરે લાચાર થઇને એક રાત્રે અંધારામાં, પિતા, બાળક પુત્ર દામોદર તથા કેટલાક સેવકો લઇને રાણી ગુપ્ત રીતે ઝાંસી છોડીને ચાલી ગઇ.

રાણીના પલાયનના સમાચાર મળતાં વારજ ત્હેને પકડવા સારૂ અંગ્રેજ સૈન્ય ત્હેની પછવાડે દોડયું. રાણીના પિતા પકડાઇ ગયા, અંગ્રેજોએ ત્હેમને ફાંસી દીધી. રાણી પુત્રની સાથે કાલપી જઇને તાતીઆ ટોપીને મળી

ઝાંસીમાં બળવાખોરોએ અંગ્રેજ સ્ત્રી પુરૂષ અને બાળક-બાળિકાઓને નિર્દયતાથી મારી નાખ્યાં હતાં. નગર ઉપર પોતાનો કબજો થતાં વારજ અંગ્રેજ સૈનિકોએ, વેર લેવા માટે ઝાંસીનાં અનેક ઘરબારને બાળીને રાખ કરી દીધાં; ઘણા લોકોને મારી નાખ્યા. અંગ્રેજ ઇતિહાસકાર માર્ટિન સાહેબે લખ્યું છે કે, લગભગ પાંચ હજાર ઝાંસીવાસી આ પ્રમાણે માર્યા ગયા હતા. સ્ત્રીઓની આબરૂ સાચવવા માટે ઘણા નગરવાસીઓએ તો પોતાનેજ હાથે સ્ત્રીઓના પ્રાણ લીધા. ઘણી સ્ત્રીઓએ કૂવામાં પડીને આત્મહત્યા કરી.

હત્યાની સાથે સાથેજ સૈનિકોએ નગરમાં ખૂબ લૂંટ ચલાવી. ધનિકોની ચીજ વસ્તુઓ ઉઘાડી ઉઘાડીને જોઇ, તથા એમાંથી કામની વસ્તુઓ લઇને બાકીની વસ્તુઓને ગમે ત્યાં ફેંકી દીધી. સેનાપતિના પ્રયત્નથી આખરે બધા સૈનિકો શાન્ત થયા. અને લૂંટફાટ બંધ થઇ. લૂંટના દ્રવ્યમાંથી ત્હેણે ભૂખ્યા અને ઘરબાર વગરના લોકોને મદદ આપવાનો બંદોબસ્ત કર્યો.

પેલી તરફ રાણી કાલપી જઇને તાતીઆ ટોપીના લશ્કરની સરદાર બની. નાનાસાહેબનો ભાઇ રાવસાહેબ એ વખતે કાલપીમાં હતો. કાલપીથી ચાલીસ માઇલ છેટે કુંચ નામક સ્થાનમાં અંગ્રેજી સૈન્ય સાથે ત્હેને યુદ્ધ થયું. યુદ્ધમાં પરાજય પામ્યા છતાં પણ એ યુક્તિ વાપરીને સૈન્ય સાથે પાછી નાશી આવી.

કાલપીની નજીકમાં ફરીથી એકવાર યુદ્ધ થયું. સ્ત્રી જાણીને રાવસાહેબે રાણીના હાથમાં અધિક સૈન્ય આપ્યું નહીં. ફક્ત અંદીસો સવારો ત્હેના તાબામાં સોંપ્યા. પણ એટલા થોડા સૈન્ય

સાથે પણ રાણીએ એવા બળ અને પરાક્રમપૂર્વક અંગ્રેજની એક ટુકડી ઉપર હુમલો કર્યો કે ત્હેમને આખરે થાકીને ન્હાશી જવું પડ્યું. પણ બીજી તરફથી અંગ્રેજોનું એક બીજું સૈન્ય આવીને ખડું થયું. રાવસાહેબ પરાજીત થઇને ત્હેમનું સૈન્ય લઇને ન્હાશી ગયા. લાચારીએ રાણીને પણ યુદ્ધક્ષેત્ર તજવું પડ્યું.

એ યુદ્ધ પછી કાલપી અંગ્રેજોના હાથમાં આવ્યું. રાવસાહેબ અને ત્હેમના કેટલાક સાથીઓએ યુદ્ધ છોડી દઇને પલાયન કરવાનો યત્ન કર્યો પણ રાણીએ ત્હેમને એમ કરતા વારીને કહ્યું કે, પલાયન કરી જવાથી ત્હમારી આશા પૂર્ણ થશે નહીં. વળી આવી અરક્ષિત અવસ્થામાં યુદ્ધમાં વિજય મેળવવો એ પણ અઘરૂં છે. માટે કોઇ કિલ્લાને પોતાના અધિકારમાં લઇને ત્યાં આગળ સૈન્ય એકઠું કરીને યુદ્ધ કરવું એ ઠીક છે પાસેજ સિંધિયાનો ગ્વાલિયારનો કિલ્લો પર્વતના ઉપર મજબૂત રીતે બાંધેલો હતો. સિંધિયા અંગ્રેજોના પક્ષમાં હતો એ વાત ખરી, પણ રાણીની ખાત્રી હતી કે જો એ દુર્ગ ઉપર ત્હેમનો અધિકાર થશે તો દુર્ગમા રહેનારૂં સિંધિયાનું સૈન્ય પણ પોતાના પક્ષમા લાવી શકાશે આવો દ્રઢ કિલ્લો અને કિલ્લામાંનું સૈન્ય તથા હથિયારો હાથમાં આવ્યાથી ત્હેમનું બળ પણ ઘણું વધી

કરવા જતા હોય તેવી રીતે સૈન્ય લઇને આગળ ચાલ્યા. રાવ-સાહેબ પણ નિશ્ચિંત થયા. પણ દૂરઅંદેશ રાણી ત્હેમનો શુભ ઇરાદો સ્હમજી ગઇ હતી, તેથી ત્હેણે પોતાની સાથે બસેં ત્રણસેં સૈનિકો સાથે રાખ્યા હતા. સિંધિયાના ગોલંદાજોએ જ્યારે અચાનક રાવસાહેબના લશ્કર ઉપર ગોળીઓ ચલાવવા માંડી ત્યારે રાણી પોતાનું સૈન્ય લઇને પ્રબળ વેગથી ત્હેમની સામે થઇ. એ હુમલો ખમી ન શકાયાથી સિંધિયાના કેટલાક ગોલંદાજો બંદુકો ફેંકીને ચાલ્યા ગયા. પેલી તરફ સિંધિયાના સૈનિકોને પોતાના રાજાનું તરકટ જણાઇ જવાથી, રાવસાહેબના પક્ષમાં આવી ગયા. સિંધિયા પરાજીત થઇને મહા મહેનતે પ્રાણ બચાવીને નાઠો. ગ્વાલિયર રાવસાહેબના કબજામાં આવ્યું.

ગ્વાલિયર ઉપર અધિકાર મેળવ્યા પછી, રાવસાહેબે નાના-સાહેબને પેશ્વા તથા પોતાને પેશ્વાના તાબાના સુબા તરીકે જાહેર કરીને આનંદોત્સવ કરવા માંડયા.

રાણી લક્ષ્મીબાઇ આથી ઘણી નાખુશ થઇ. ઉત્સવ અને નાચરંગ છોડી દઇને, લશ્કરને ગોઠવીને, પાછા યુદ્ધને માટે તૈયારી કરવાને ત્હેણે રાવસાહેબને ઘણો આગ્રહ કર્યો. પણ રાવસાહેબે રાણીનો ઉપદેશ માન્યો નહીં. એટલામાં સર હુરોઝ અંગ્રેજ સૈન્યને લઇને ગ્વાલીયર તરફ આવ્યો. એ વખતે સૈન્ય એકઠું કરીને યુદ્ધને માટે તૈયાર થવાનો રાવસાહેબે તાતીયા ટોપીને હુકમ આપ્યો. પોતે આળસુ થઇ બેસી રહ્યા.

રાવસાહેબના પક્ષનું સૈન્ય બહારથી કે અંદરથી અંગ્રેજોના સૈન્યની ગતિને રોકી શક્યું નહીં. અંગ્રેજ સૈન્યે ગ્વાલિયર ઉપર આક્રમણ કર્યું. રાણીને ગ્વાલિયરના પૂર્વ ભાગનું રક્ષણ કરવાનું

સોંપ્યું હતું. પુરૂષવેશે ઘોડેસ્વાર થઈને રાણીએ રાતદિવસ સૈન્ય ગોઠવવાનું તથા નગરરક્ષાનું કામ કર્યું.

૧૮ મી જુને આખો દિવસ યુદ્ધ ચાલ્યું. રાણીએ ઘો. ઉપર બેસી રહીને અપૂર્વ ઉત્સાહ, પરાક્રમ તથા રણકૌશલપૂર્વ લશ્કરને ચલાવ્યું; પણ આ યુદ્ધમાં અંગ્રેજોનોજ જય થયો.

સુન્દ્રા અને કાશી નામની રાણીની બે સહચરીઓ પણ ઘોડેસ્વાર થઇને યુદ્ધમાં સામીલ થઇ હતી. એ બે સહચરીએ તથા બીજા કેટલાક વિશ્વાસુ સિપાહીઓને લઇને રાણીએ યુદ્ધ ક્ષેત્રનો ત્યાગ કર્યો.

કેટલાક અંગ્રેજી સવારો રાણીની પછાડી છુટયા, પણ રાણીનો ઘોડો એમનાથી ઘણો આગળ ચાલતો હતો. સહસા કોઇનો રોદનધ્વનિ સાંભળીને રાણીએ પાછા ફરીને જોયું તો જણાયું કે તેની સખી સુન્દ્રા ઉપર એક અંગ્રેજ સવારે હુમલો કર્યો છે. રાણી ઘોડો દોડાવીને વિજળીને વેગે હેની પાસે આવી, અને તલવારના ઘાથી સવારને ઠાર કરીને પાછી આગળ ચાલી.

દોડતાં દોડતાં રાણીએ જોયું કે સ્હામે એક ન્હાનું નાળું છે. ઘોડો ત્યાં આગળ અટકી ગયો. કોઇ પણ પ્રકારે એ નાળું ઓળંગી શક્યો નહીં. એટલામાં કેટલાક અંગ્રેજ સવાર ત્યાં આવી પહોંચ્યા. હેમની સાથે રાણીએ તલવાર વડે યુદ્ધ કર્યું. પણ એટલાં બધા આદમીઓ સાથે એ એકલી કેટલીવાર સુધી યુદ્ધ કરી શકે? માથામાં તલવારનો ઘા તથા છાતીમાં સંગીનના ઘાથી મરણતોલ થઇને રાણી જમીન ઉપર પડી. સ્હામે એક સંન્યાસીની કુટીર હતી. રાણીનો એક સેવક એને ત્યાં લઇ ગયો. સંન્યાસીએ રાણીના મ્હોંમાં ગંગાજળ રેડ્યું. જોતજોતામાં

રાણીનો અમરઆત્મા નશ્વર દેહનો ત્યાગ કરીને અમર ધામમાં ચાલ્યો ગયો.

સિપાઈવિદ્રોહ બધે શાન્ત થઈ ગયો. દિલ્હીનો બાદશાહ બાદશાહી ગુમાવીને રંગુનમાં દેશનિકાલ થયો. તાતીયો પકડાઇ ગયો. ત્હેને ફાંસી દેવામાં આવી. નાનાસાહેબનો પત્તો લાગ્યો નહીં. કુમારસિંહે યુદ્ધમાં પરાજીત થઈને નિરાશાના માર્યો આપઘાત કર્યો. કુમારસિંહની સાથે ત્હેના શહેરની કેટલીક સ્ત્રીઓ પણ યુદ્ધમાં સામીલ થઇ હતી. છેવટની લ્હડાઇમાં, ત્હેમણે વિજયની કાંઇ આશા નહીં રહેવાથી તોપના મ્હોં આગળ પોતાનાં શિર મૂકીને પ્રાણ સમર્પણ કર્યાં.

લક્ષ્મીબાઇના પુત્રની બધી મીલકત અંગ્રેજોએ જપ્ત કરી. સરકાર તરફથી બસેં રૂપિયાનું પેન્શન મેળવીને તે સાધારણ માણસની પેઠે ઇંદોરમાં રહેવા લાગ્યો. દેશમાં ફરીથી શાન્તિ પ્રસરી ગઇ.

એ વખત સુધી આપણું ભારતવર્ષ ઇસ્ટ ઇંડિયા કંપની નામના વેપારીના મંડળના હાથમાં હતું. ૧૮૫૭ ના બળવા પછી મહારાણી વિક્ટોરિયાએ પોતાના હાથમાં ભારત સામ્રાજ્યનો વહિવટ લીધો અને જાહેરનામું કહાડીને આખા દેશમાં ઢંઢેરો ફેલાવ્યો કે, અંગ્રેજો અને દેશીઓમાં કાંઇ પણ ભેદભાવ રાખ્યા વગર, જાતિધર્મનો ભેદ ગણ્યા વગર સમાનભાવે ભારતનું રાજ્ય કરીશું.

મહિમામયી મહારાણીના રાજ્યમાં ભારતમાં અખંડ શાન્તિનું રાજ્ય સ્થપાયું.

આત્મસન્માનની રક્ષા માટે યુવતી વીરરમણી લક્ષ્મીબાઈએ જે અસાધારણ આત્મત્યાગ કર્યો છે તે ઉપદેશજનક છે. લક્ષ્મીબાઈએ અંગ્રેજોના જેવી ન્યાયી સરકારની વિરૂદ્ધ હથિયાર ધારણ કર્યાં હતાં, ત્હેને માટે આપણે ત્હેની પ્રશંસા કરીશું નહીં, પણ ત્હેનું અસામાન્ય વીરત્વ આપણને બધાને મુગ્ધ કરે છે, ત્હેનું પરાક્રમ જોઇને સર હ્યુરોઝ જેવા સ્હામા પક્ષના સરદારે પણ કહ્યું છે કે 'લક્ષ્મીબાઈ એક અબળા હોવા છતાં પણ, સ્હામા પક્ષમાં સૌથી વધારે સાહસિક અને રણવિદ્યામાં કુશળ હતી' વીરપુરૂષ સર હ્યુરોઝ વીરત્વની ખરી પરીક્ષા કરી શકયો હતો, એમ કોણ નહીં કહે ? સર હ્યુરોઝે ત્હેની પ્રશંસામાં આ પ્રમાણે લખ્યું હતું.

The highest descent the Ranee, her unbounded liberality to her troops and retainers, and her fortitude, which no reverses could shake, rendered her an influenteal and dangerous advesary

સારાંશ કે, રાણીનું ઉંચુ કુળ, પોતાના સૈનિકો અને હજુરિયાઓ ઉપરની અપાર દયા, ગમે તેવી વિપરીત દશામા પણ ચળે નહીં એવું ધૈર્ય, એ બધા ગુણોને લીધે રાણી લક્ષ્મીબાઈ દુશ્મનોના લશ્કરને માટે પણ પ્રભાવશાળી અને ભયજનક થઇ પડી હતી.

The Most important result was the death of Ranee of Jhansi who although a lady was the bravest and best military leader of rebels.

અર્થાત્ કે, આ યુદ્ધમાં સૌથી વધારે મહત્ત્વનું મૃત્યુ ઝાસીની રાણીનું હતું. એ સ્ત્રી હોવા છતાં પણ બળવાખોરોમાં અત્યંત વીર અને ઉત્તમ સૈનિક હતી.

આગ્રામાં માર્ટિન સાહેબ નામના એક ફ્રાન્સ નિવાસી ગૃહસ્થ રહેતા હતા. ત્હેમને મરણ પામ્યે થોડાકજ વર્ષ થયાં છે. ત્હેમણે તા. ૨૦ ઓગસ્ટ ઇ. ૧૮૮૯ ને દિને રાણી લક્ષ્મીબાઇના દત્તકપુત્ર દામોદરાવ, જે એ વખતે સરકાર તરફથી ૨૦૦) રૂપિયાનું માસિક પેન્શન મેળવીને ઈંદોરમાં રહેતા હતા, ત્હેમને એક પત્ર લખ્યો હતો. એ પત્રમાં ત્હેમણે જણાવ્યું છે કે રાણી લક્ષ્મીબાઇ નિર્દોષ હતી, એટલુંજ નહીં પણ એણે અંગ્રેજોને ભોજન વગેરેની મદદ આપી હતી, તથા પોતાના માણસો પણ મદદે મોકલી આપ્યા હતા.

માર્ટિન સાહેબનો ઝાસીના દરબાર સાથે કેટલોક વખત સુધી સંબંધ રહ્યો હતો એટલે એ ઝાંસીની રાણી સંબધી હકિકત સારી પેઠે જાણતા હતા. એ સાહેબ રાણીના અનુપમ ગુણોની સદા પ્રશંસા કર્યા કરતા હતા, અને રાણીને વગર કારણે જે દુઃખ સહન કરવું પડયુ હતું ત્હેનું વર્ણન કરતા રોઇ જતા હતા. માર્ટિન સાહેબના પત્રમાનો રાણી લક્ષ્મીબાઇ સબંધનો અર્થ ઉતારીને અમે આ ચરિત્રને સમાપ્ત કરીશું

Your poor mother was very unjustly and cruelly dealt with, and no one knows her true case as I do The poor thing took no part what ever in the massacre of the European residents of Jhansi in June 1857. On the contrary she

supplied them with food for two days after they had gone into the fort got 100 match-lock-men from Karrea and sent them to assist us, but after being kept a day in the fort, they were sent away in the evening She then advised Major Skene and captain Gordon to *fly* at once to Dattia and place *themselves under the Rajas protection But this even they did not do*

ભાવાર્થ–તમારી ગરીબ માતા ઉપર જે ગેરવાજબી અને ઘાતકી વર્તણુક ચલાવવામા આવી હતી તેની વાસ્તવિક ખબર કોઇને નથી પણ હું તે જાણું છું. તે બિચારીએ ૧૮૫૭ ના બળવા વખતે ઝાસીના યુરોપીયન રહીશો તરફ કંઈ પણ અત્યાચાર ગુજાર્યો નથી ઉલટુ તેણે તો તેમને બે દિવસ સુધી ભોજન સામગ્રી પૂરી પાડી હતી અને ત્યાર પછી તે લોકો ગઢમા ગયા હતા કરીઆ પાસે ૧૦૦ રક્ષકો મેળવીને અમારી મદદે મોકલ્યા હતા પણ ગઢમા એક દિવસ રહ્યા પછી તેઓને સાજના પાછા મોકલી દેવામા આવ્યા હતા. રાણીએ મેજર સ્કીન અને કેપ્ટન ગોરડનને એકદમ નાશી જઇને દતીઆનો આશ્રય લેવાને સલાહ આપી હતી, પણ એ પણ તે લોકોએ



# ચરિત્રમાળાનું પ્રથમ વર્ષ.



ઈશ્વરકૃપાથી 'ચરિત્રમાળા'ના પ્રથમ વર્ષનું કાર્ય આ પુસ્તકની રવાનગી સાથે પૂર્ણ થાય છે. આવતા (સં० ૧૯૬૯ ના) કાર્તિકથી તેનો બીજા વર્ષમાં પ્રવેશ થશે. યોજનાની શરૂઆતમાં તે એક વર્ષથી વધુ સમય લંબાવવામાં સંશય હતો છતાં, મુગાને વાચાળ અને પાંગળાને પહાડ ઓળંગવાને શક્તિમાન્ કરનાર તે પરમ આનંદ સ્વરૂપ મહાન પિતાની ઇચ્છા સર્વોપરી છે. માટે નીમિત્તભૂત કારણો અને સંયોગોના ગંભાણુમાં ન ઉતરતાં તે મહાકારણનેજ સર્વોપરી માની, તે સર્વેશ્વરની કૃપા જન્ય શુભ પરિણામોના ભોક્તા બનવાના સુભાગ્ય બદલ વાંચક વર્ગ; અને તેમાં યતકિંચિત્ નિમિત્તભૂત બનવાનું સુભાગ્ય પ્રાપ્ત થવા બદલ આ સંસ્થાએ તે કૃપાનાથના આભાર સ્મરણમાંજ—અન્ય અનેક કોટી મહાન આભારોનું સ્મરણ લાની–લીન થવાનું છે.

ચરિત્રનાં પુસ્તકોના અધિક પ્રચાર માટે ત્રણ ચાર વર્ષપર એવો વિચાર થયો હતો કે, સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્રે પ્રસિદ્ધ કરેલા 'વીર મંડળ' ઈ० પુસ્તકો તથા ભારતજીવન ઈ० માસિકોમાં આવેલાં કેટલાંક ઉત્તમ ચરિત્રોના સંગ્રહ રૂપે એકાદ બે ન્હાનાં મ્હોટાં પુસ્તકો સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરવાં. તે પછી એ કાર્યમાં એકાદ સારા લેખકની નિષ્કામ સહાય મળે તેમ જણાતા કેટલાંક ઈંગ્રેજી, મરાઠી, બંગાળી, હિંદી ઈ० પુસ્તકોનાં ભાષાંતરો લઈ એ સંગ્રહ વધારે મ્હોટો કરવાનું ઠર્યું. પરંતુ તેવામાં કેટલીક અણધારી સાંસારિક અડચણો તે બંધુને નડવાથી લાંબા સમય સુધી આ કાર્ય તેમનાથી બની શકે તેમ

આમ બનવાથી એ ખાતે અન્ય વિચારણા અને તજવીજમાં કેટલોક સમય વ્યતીત થયો. જે દરમિયાન કોઈ કોઈ યોગ્ય લેખકો જનસેવાના કાર્યને લીધે તેમા પોતાથી બનતી સહાય નિષ્કામ ભાવે આપે એવા જણાઈ આવ્યા, પણ કેટલીક રીતે વિચાર કરતા એમ લાગ્યુ કે,–તેમની નિષ્કામ સહાયનો એમને એમ લાભ લેવા કરતાં બીજી રીતે કંઈક અગવડ વેઠીને પણ, અને યોગ્ય બદલા તરીકે નહિ તો લેખન સામગ્રીના ખર્ચથી પણ, જેઓ સ્વીકારે તેમને ફોર્મ દીઠ એકેક રૂ ની સગવડ આપવાનું બની શકે તો વધારે સારૂં આ વિચાર ઉપયોગી સમજાતા તે મુજબ વર્તવાનું ધોરણ તે પછીથી રાખવામા આવ્યુ હતું*

તે પછી વિવિધ ગ્રંથમાળાની શરૂઆત થઈ હતી જે દ્વારા કેટલોક અનુભવ મળ્યાને પરિણામે જીવનચરિત્રોનાં છુટાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા કરતાં વાર્ષિક નિયમીત યોજનાપૂર્વક તે પ્રસિદ્ધ કરવાનું અધિક હિતાવહ જણાતાં આ 'ચરિત્રમાળા'ની યોજના થઈ છે

ચરિત્રમાળાના પ્રથમ વર્ષમાં નીચે પ્રમાણે બાર અંકો બહાર પડી ચૂક્યા છે.

| અંક. | પુસ્તકનું નામ. | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|
| ૧, ૨. | 'શ્રી બુદ્ધ ચરિત્ર અને બુદ્ધનો ઉપદેશ' | ૨૮૮ |
| ૩ થી ૮ | 'ભારતનાં સ્રીરત્નો' ગ્રંથ ૧ લો. | ૧૨૮ |
| ૯ થી ૧૨ | ,, ગ્રંથ ૨ જો. | ૭૬૦ |

ચરિત્રમાળાનો નિયમ વાર્ષિક ૧૫૦૦ પૃષ્ઠ પુરાં પાડવાનો છે; તેને બદલે આ પ્રથમ વર્ષમાં ૧૭૭૫ પૃષ્ઠ ગ્રાહકોને મળશે.

'ચરિત્રમાળા'નાં બે હજાર ઉપરાંત ગ્રાહકોની જરૂર હોવાને લીધે ઉપલા દરેક પુસ્તકની ૨૦૦૦ પ્રતો છપાવવામાં આવી છે.

'ચરિત્રમાળા'ની શરૂઆત ચાલુ સં. ૧૯૬૮ ના કાર્તિકથી ગણવા છતાં તેનું પહેલું પુસ્તક છેક પોષ માસમાં બહાર પડી શક્યું હતું; તે જોતાં આજે જ્યેષ્ઠ સુધીના ૭ માસ દરમિયાન તેનાં લગભગ ૮૦૦ ગ્રાહકો નોંધાઇ ચુક્યાં છે અને ચાલુ વર્ષ પૂરૂં થવાને બાકી રહેલા પાંચ માસ સુધીમાં જે વધુ સંખ્યા નોંધાય તે ખરી.

'ચરિત્રમાળા'ના પ્રથમ વર્ષમાં મ્હોટા ભાગની જગ્યા ભારતનાં સ્ત્રીરત્નોના જે બે ગ્રંથોએ રોકી છે, તેના લેખક શ્રીયુત શિવપ્રસાદ દલપતરામ પંડિત જેઓ વિષે કંઇક ઉલ્લેખ 'નિવેદન'માં કરાઈ ચુક્યા છતાં આ વાર્ષિક ઉલ્લેખમાં પુનઃ પણ જણાવીશું કે, આ બન્ને વિસ્તૃત ગ્રથો "ચરિત્રમાળા" ના પ્રથમ વર્ષમાંજ પ્રસિદ્ધ કરવાનો સુયોગ આપીને યોજનાની શરૂઆતના સમયમાં જે ઉત્સાહ પૂર્ણ ભાગ તેમણે બજાવ્યો છે, તે બદલ તેમને જે કાંઈ ધન્યવાદ આપીએ તે થોડોજ છે.

હરકોઈ ગ્રંથની પ્રસિદ્ધી અને પ્રચારનું કાર્ય જે જુદાં જુદાં અંગોની મદદ વડે કરી શકાય છે તેમાંનું એક અગત્યનું અંગ "આર્થિક સગવડ"નું છે; અને તેમાં પણ એકાદ ગ્રંથમાળાની યોજના કરવાની હોય છે ત્યારે તો-જોઇતાં ગ્રાહકો થાય કે ન થાય તોપણ વર્ષ પુરૂ થતાં સુધી અમુક પ્રતો છપાવ્યાજ કરવી પડવાથી-યોગ્ય આર્થિક સગવડ વિના તેવી શરૂઆત કરવાનું બનતું નથી.

'ચરિત્રમાળા' બાબતમા તેની સગવડ મુબઇ નિવાસી એક ભક્ત સદ્‌ગૃહસ્થ—કે જેમનું નામ તેમની નિષ્કામતાને માન આપીને અત્ર પ્રસિદ્ધ કરવામા આવતું નથી—તેમના તરફથી મળેલી છે આવી આર્થિક સગવડ જો કે ઉછી દાખલનીજ હોય છે, તોપણ વિના ખુશામતે સ્વ-ઉત્સાહથી તેવી સગવડ આવી એકાદ સસ્થાને આપનાર વિરલજ હોય છે, જેથી આ પ્રસગે આ સસ્થા તરફથી તે સદ્‌ગૃહસ્થનો પણ ખાસ આભાર માનવામા આવે છે

જ્યેષ્ઠ શુક્લ પૂર્ણિમા<br>સવત ૧૯૬૮ } 'મંત્રી'



